# ઝાલર

¶ સંસ્કૃત દુનિયાની હૂંફ છોડી એકના એક આદર્શ પાછળ બરફના મેદાનમાં વીસવીસ વરસની અતૂટ સાધના કરનાર માણસની મહત્ત્વાકાંક્ષાને કયા નામે સંબોધવી? કોઈપણ રાષ્ટ્ર પોતાના વતનીની એવી જિંદાદિલી પર મગરૂર થઈ શકે. બાયર્ડથી વીસ વરસ પહેલાં રૉબર્ટ પીઅરીએ ઉત્તરધ્રુવ સૌ પહેલો સર કરી અમેરિકાને એ મગરૂરી અપાવી છે. ઉત્તરાવર્તનાએ વિજયયાત્રીની કથા પ્રેરક છે. ¶ મોતના મોંમાં જઈને ત્યાંથી પાછા આવેલા માનવીઓની બે વાર્તાઓ આ અંકમાં છે; પણ એ બેમાં કેટલો ફેર? ¶ કોઈએ એને 'સાગરનાં આંસુ' કહ્યાં, તમે જો મોતી જોયું હોય તો એ મનોરમ કલ્પના સર્વથા ઉચિત છે એમ તમે જરૂર કહો. જોયું હોય કે ન જોયું હોય, જગતની એ મહામૂલી ચીજ વિષેની તલસ્પર્શી સચિત્ર માહિતી એ વિષેની તમારી ખાતરી કરાવશે; અને નહિ જાણેલું ઘણું કહેશે... આજે સો એની બેની થઈ શકે છે, બેની. ¶ આપણા કાવ્યસાહિત્યમાં સફળ પ્રતિકાવ્યો બહુ જ ઓછાં લખાયાં છે, અને આ અંકમાંનું એક, એવો દાવો સાભિમાનપણે કરી શકે એવું છે. નર્મ અને મર્મ બંને એમાં છે. ¶ એ તો એક સુંદર પક્ષીનું વર્ણન છે કે ગુજરાતીઓની સૌંદર્યવૃત્તિને અર્પેલી અંજલિ. અને આપણા તથા ગુજરાતી એ પક્ષી તરફની ઉપેક્ષા માટે થોડો ઠપકો પણ છે. 'કુંજ'ને દેટલા થોડા આજ પિછાનતા ને પરમાણતા હશે! 'વનેચર' એની ઓળખાણ કરાવે છે. ¶ આદર્શ શરીર એટલે શું? માનવદેહની સપ્રમાણ સુંદર પ્રતિમા આપણા પ્રાચીન સાહિત્ય, કલા કે સ્થાપત્યમાં ક્યાં યે મળતી નથી એમ કહીને શ્રી હરિનારાયણ આચાર્યે આ અંકના 'અખાડા' વિભાગમાં એના પ્રતીક બતાવે છે. અને હજી તો વિશેષ કહેવાના છે. ¶ 'કુમાર'ના જૂના દોસ્ત તરીકે ધનગોપાલ મુકરજીને ઓળખનારાઓ એમની આ અંકની માધુકરીમાંની અવસાન નોંધ વાંચી ખેદ પામશે, અને આમુખી માનવીમાંથી પ્રતિભાનો ચિરાગ બનનાર એ જૂના મિત્રના ટૂંક જીવનની પ્રેરણા સંઘરશે. ¶ એ જ વિભાગમાં જાપાનની લુચ્ચાનીના ઘડતર અને કચ્છના આપાઓ વિષેની માહિતીઓ ઉપયોગી છે.






મુદ્રક · બચુભાઈ રાવત; તંત્રી અને પ્રકાશક · રવિશંકર રાવળ; કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક લવાજમ રૂ. ૬, પરદેશના ૧૨ શિ.; છ માસિક લવાજમ રૂ. ૩; છૂટક નકલના ૧૦ આના; મુંબઈના એજન્ટો · આર. આર. શેઠની કંપની, અને શ્રી. જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ; જાહેર ખબરના સોલ એજન્ટ રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.

# સુંદર છતાં મજબૂત
# ન્યુ 'બેસા' કૅમેરા






રાઈફલ ટ્રિગર રીલીઝથી ૧/૨ સેકન્ડ સુધી કૅમેરા હાથમાં પકડીને એક્સ્પોઝર આપી શકાય છે.

૩¼×૨¼ની રોલફિલ્મ ઉપર આઠ અથવા સોળ પિક્ચર લઈ શકાય છે.

૧૨૦ અથવા ૬૨૦ નંબરની રોલફિલ્મ વાપરી શકાય છે.

તમારા ડીલર પાસે **VOIGTLANDER** 'બેસા' માગો

F. 7·7
F. 6·3
F. 4·5
F. 3·5

Prices varying from
**Rs. 37 to Rs. 120**

એફ. ૭·૭
એફ. ૬·૩
એફ. ૪·૫
એફ. ૩·૫

**કીમત રૂા. ૩૭ થી રૂા. ૧૨૦ સુધી**

સંપૂર્ણ કેટલૉગ માટે લખો

## શેરીંગ-કાલ્બમ (ઇંડિયા) લિ.

પોસ્ટ બૉક્સ નં. ૬૮૩ · મુંબઈ



# નવકાલસર્જના

વંશસ્થ

ધરા તણાં નીર, નવાણુ ને ઝરા
વરાળની ઝાળ રચી જલાવતો,
અખંડતપ્તા બળતી વસુંધરા-
સૌભાગ્યના સ્વાંગ પુરા પ્રજાળતો,
માર્તણ્ડ ચણ્ડો નભમણ્ડલાણ્ડમાં
દહી રહ્યો દારુણ દુઃખિની ધરા;
પૂષા જળીને નભ-ચૈત્ર મધ્યમાં
સ્વનામને બે ઘડી વિસ્મર્યો હતા.

આષાઢની આવૃષની ઝડી પડી,
ખીલી તડિત્-વલ્લરીને વસંતશ્રી;
વર્ષા તણાં નીર, સમીર-તાંડવો
સંગે કડેડ્યો ઘન-ભાર માંડવો.
મેઘો રૂઠ્યા મૂશળધાર વર્ષતા
આદિત્ય-ભઠ્ઠા પૂર માંહી કર્ષતા;
ગાજે દશોદિશ બુલંદ ગર્જના:
ઉત્પાટજો હો ! નવ-કાલ-સર્જના.

તનસુખ ભટ્ટ

પહેલી ચારે લીટી માર્તણ્ડના વિશેષણ તરીકે છે. 'દારુણ' ક્રિયાવિશેષણ તરીકે વાપર્યું છે; જોકે વિશેષણ પણ લેવાય. પૂષા એટલે સૂર્ય (પુષ્=પોષવું); કર્ષતા એટલે ખેંચતા (કૃષ્). નીર, નવાણો, ઝરા વગેરેને વરાળરૂપે બાળતો, તથા બારે માસ કોઇ ને કોઇ કટિબંધમાં બળતી પૃથ્વીના બધા સ્થ-કરા-સૌભાગ્યવેશ-ને શોષતો માર્તણ્ડ વિસ્તરેલ અવકાશમાં ફરતી પૃથ્વીને ચંડ રૂપે દહી રહ્યો હતો. ચૈત્રાકાશમાં તપતો જગતનો પોષણકર્તા સૂર્ય પોતાની કરડાકીમાં બે ઘડી પોતાનું નામ-ફરજ ભૂલી ગયો હતો.

પણ કુદરત એ જાલીમગીરી શાની સાંખે? વેલી પેઠે ઝબૂકા લઇ ઝબકતી (ખીલતી) સૌદામિનીને જાણે હવે જ વસંતઋતુ બેઠી ! સમીરનાં તાંડવ શરૂ થયાં, વર્ષા બેઠી ને આષાઢની ઝડીઓ પડી. પછી તો પૃથ્વી ઉપર ઝૂકેલો ભાર મેઘનો માંડવો પણ કડાકે તૂટ્યો ને રૂઠેલા મેઘ મૂશળધાર વર્ષ્યા તથા સૂરજના અગ્નિ-ભઠ્ઠાને પૂરમાં તાણી ગયા. દશે દિશામાં બુલંદ ગર્જના ગડેડી ઊઠી: 'ઉત્પાટજો હો ! નવકાલસર્જના.' વર્ષા વર્ણનના આ રૂપક પાછળ કવિ પોતે ક્રાન્તિને જે રીતે સમજે છે તેનું આલેખન કરે છે.



**શાંગહાઈ** તા. ૨૫-૫-૩૬

● આગલે દિવસે તો સાંજે થાકી ગયા હતા બહાર નીકળી શકાયું નહોતું. પણ આજે નવ વાગતાં ભાઈશ્રી પાંડેએ અમને અહીં ત્રીસ વર્ષથી વસવાટ કરી રહેલા પારસી ગૃહસ્થ શેઠ નવરોજજી દૂધાને ત્યાં ઉપાડ્યા. તેમને ઘેર પહોચ્યા ત્યારે તેઓ પોતાની ગાડીમાં અમારી રાહ જ જોતા હતા અમને સાથે લઈ તે અહીંની સેંટ જૉન કૉલેજમાં તેમના એક વસીલા- દાર ચીની પ્રો. યુ સુ Ph. D. ને ત્યાં લાવ્યા. સેંટ જૉન કૉલેજ પહેલાં મિશનરીઓએ સ્થાપેલી, પણ હવે તે સંપૂર્ણ ચીનાઈ વહીવટ તળે છે. પ્રો યુ સુ અમને મળ્યા અને નિવેકસર બધાની ઓળખાણ કરી નાનાભાઇને અમે મોખરે રાખી વાર્તાલાપ ચલાવ્યો મળવા જેવા વિદ્વાનો સમાન પુરુષો અને કલાધરોની વાત પૂછી તેમણે તરત બેચાર ભલામણપત્રો લખી આપ્યા. દરમિયાન મેં તેમનો સ્કેચ કર્યો, એટલે તો વળી તે ખીલ્યા અને પોતાની પાસેના સંગ્રહના ઉત્તમ મોટા કદનાં પ્રાચીન પૉર્ટ્રેટ બતાવ્યા આ પૉર્ટ્રેટ નાના કદના હોત તો મુગલ ચિતારાની તસ્વીરો જેવા જ લાગત પણ આ ચિત્રોને તેમણે આઠમાથી દસમા સૈકાના ગણાવ્યા ત્યારે હું તેની કલમની સૂક્ષ્મતા અને ભાવભર્યું વ્યક્તિનિરૂપણ જોઈ દંગ થઈ ગયો. ત્યાંથી નીકળતી વખતે તેમના ઘરના પગથિયા પર અમારી મંડળીનો ફોટોગ્રૂપ પાડ્યો. મોડું થતુ હતુ એટલે અમે સૌને જવા દીધા અને હું તથા નાનાભાઇ દૂધા શેઠને ત્યા જમવા ગયા. તેઓ એક વખત અહીંના પોસ્ટલ કમિશ્નર હતા. ત્રીસ વર્ષથી ચીનના જ રહીશ બન્યા છે અને આખા ચીનના વિસ્તાર- મા ખૂબ ફર્યા છ. તેમણે ચીનની એક સન્નારી સાથે લગ્ન કર્યું છે અને બહુ સુંદર સંતતિના પિતા બન્યા છે. તેમનું ઘર સુસજ્જ, રુચિપૂર્ણ અને ભરચક જણાયુ. તેમના પુત્ર ધંધે લાગ્યા છે. તેમનાં પુત્રી કેળવણી માટે વિલાયત જઈ આવેલાં છે અને પરણાવેલાં છે તેમને ઘેર પણ અમારા માટે ખાસ વાનીઓ તૈયાર કરવા તેમણે ટેલીફોન કરી દીધો હતો. ચીનાઇ રસોયા અને છોકરાઓ ઘરમાં તૈયાર કર્યા પછી બહુ સારું કામ કરી શકતા હશે એમ જણાયું. અમે તેમના પુત્રપુત્રીને ન મળી શક્યા, પણ સાથે જમવામાં તેમના એક નિષ્ણાત ચીની વૈદ્યરાજ અને નાનકીન લેજિસ્લેટિવ ઍસેમ્બલીના મેમ્બર તેમના એક મિત્ર હતા, જે નૅશનલ ઇકૉનોમીના નિષ્ણાત થવા જર્મની જઇ આવ્યા હતા. અંગ્રેજી સારું જાણતા ન હતા, એટલે દૂધા શેઠ જ અરસપરસ સમજાવતા હતા. દૂધા શેઠની પરોણાગત, સરળતા અને હિંદ-પ્રેમનો વધુ પરિચય તો આગળ થવાનો છે. તેમના હાર્દિક ભાવની કીમત થાય જ નહિ.



[illegible] May 24, 1936

શાંગહાઈની સેંટ જૉન કૉલેજના ચીની પ્રોફેસર યુ સુ

તા. ૨૬-૫-૩૬

● આગલી રાત્રે અહીંનું નામીચું સીનેમાગૃહ ગ્રાન્ડ થીએટર જેયું. વિશાળતાવાળું, ઘણો સમાસ કરી શકે એવું દુનિયાનું બીજા નંબરનું એ ગણાય છે. અમે પહોંચ્યા ત્યારે ફિલ્મ શરૂ થઈ ગઈ હતી, પણ પ્રવેશદ્વાર પાસેથી એક બૅાય ટૉર્ચલાઇટ લઈ અમારી સાથે આવ્યો અને જગ્યા બતાવી. જાણે કોઇ માણસ જ ન હોય એવી શાંતિ હતી! એક પણ થાંભલો કે બારી થીએટરમાં દેખાતા ન હતાં, અને સામેનું ચિત્ર એટલું સ્થિર અને સ્વચ્છ પ્રકાશમય હતું કે અમે ખૂબ દૂરથી પણ તે સ્પષ્ટ જોઇ શકતા હતા. વધુ ખૂબી તો એ લાગી કે તે પરથી આવતો અવાજ સીનેમાનો યાંત્રિક અવાજ નહિ પણ ખરા માણસનો જ અવાજ હોય એમ સંભળાતો હતો. સાથે મશીન- નો કે બીજા કોઇપણ પ્રકારનો અવાજ નામ દેવાનો યે નહોતો સંભળાતો. આ થીએટરમાં લગભગ ૩૨૦૦ પ્રેક્ષકોનો સમાસ એકી સાથે થઇ શકે છે.

આજ સવારે અમે શ્રી નવરોજજી દૂધાની સાથે અહીંના નગરપર્યટનમાં નીકળ્યા. આ વખતે હું અને નાનાભાઈ બે જ હતા. મારા નવા દાંતના ચોકઠાથી અવાળુ ખોદાતું હતું તેની પીડા અસહ્ય બનતી જોઇને મને તેમના દાંતના ડૉક્ટર પાસે લઇ ગયા. આ ડૉ. લી અને તેમનાં પત્ની બેઉ સવારથી સાંજ દવાખાનામાં કામ કરે છે. સાંજે ઘેર જઈ ભોજન કરે છે બપોરે હૉટેલમાંથી ટીફીન મગાવી ચલાવી લે છે છેલ્લી જાપાની ચડાઈ વખતે શાંગહાઇમાંનું તેમનું ઘર અને બધી ઘરવખરી તારાજ થઇ ગએલી અને બે જણાં માત્ર કપડાંભેર નાસી છૂટ્યાં હતાં. છતાં તેમનામાં સેવાપરાયણતા અને હસમુખાપણું જોઈ આશ્ચર્ય થયું. ઘણા યે ગરીબો પાસેથી તે બદલે પૈસા લેતાં નથી મારી પીડા તેમણે ઘડીકમાં દૂર કરી આપી, પણ શ્રી

આગલી હાર (ડાબી બાજુથી) શ્રી પારેખ, શ્રી નાનાભાઈ, પ્રો સુ સુ, શ્રી નાનજીભાઇ ઊસા; પાછલી હાર (જમણી બાજુથી): શ્રી નસરવાનજી દુધા, શ્રી મહિપત વ્યાસ, શ્રી કેવળચંદ શાહ, શ્રી ભગવાનજીભાઇ....



દુધા શેઠના કાયમના સંબંધને અંગે ફી લેવા ના પાડી. મેં તેમનાં પત્નીનો સ્કૅચ કર્યો એટલે બહુ જ ખુશ થયા. ત્યાર પછી અમે ધારેલા કાર્યક્રમમાં ફેર પડી ગયો એટલે એક બુદ્ધ મંદિર જોવા ગયા. અંદર જતાં જ મને આપણા મંદિરના ગાદીપતિએના ધામ જેવું લાગ્યું જૂની કારીગરી અને મૂર્તિકળા તો ખરેખર અદ્ભુત હતાં, પણ મંદિરના જીવનમાંથી કંઈ છાપ પડે એવું મળ્યું નહિ આપણા દેરાની જેમ જ એક બાજુ સાધુઓના પથારા અને કથામંડળ તેમજ રસોડું અને થાળો. શાંગહાઇના બદલાએલા નવા જીવનની સફાઈ, ચમકાર અને ચપળતા ત્યાં નહોતાં. છતાં મંદિરના વૃદ્ધ મહંતે અમને આવકાર બહુ સારો આપ્યો. દુધા શેઠને તે ઓળખતા હતા એટલે લાગી જ પડયા કે અમારે મંદિરનો પ્રસાદ ખાતા જવું! નાનાભાઇને મંદિરનું જીવન નિરખવું હતું એટલે કબૂલ કર્યું દુધા શેઠની સૂચનાથી માત્ર શાકાહારની વાનીઓ જ તૈયાર કરવાનો હુકમ થયો. સ્વામીનારાયણના મંદિરમાં જેમ આગતાસ્વાગતા કરવામાં પ્રવીણ હોય તેવા બેચાર શિષ્યો આગળપાછળ રહ્યાં જ કરે છે તેમ અહીં પણ હતા. મહંતજી કંઈ વચનામૃત સંભળાવે એટલે હસીને ડોકાં હલાવે. વાતવાતમાં તેમણે કહ્યું, જે ધર્મને હિંદુસ્તાને હાંકી કાઢ્યો છે એ તેને પાછો અપનાવશે ત્યારે જ સ્વરાજ મળશે! વાતોમાં અમે કંઇ સમજીએ નહિ, પણ દુધા શેઠ સમજાવતા જાય એટલે અમે આભારના વચનો કહીએ મહંતની પદવીને ઘટે તેમ આપણે તેની પાસે બેસવા-ઊઠવાનું. તે કંઇ આપે તો નમન કરીને લેવાનું. એ બધા શિષ્ટાચાર પણ પૂરા હિંદને મળતા જ. જમવાની વાનીઓ એક ટેબલ પર જુદાજુદા ચીનાઈ કટોરામાં પીરસાઇ ત્યારે મેં જોયું કે શેવ, શાક અને કંઇક ખારા પાણીવાળા પદાર્થો હતા. આપણને તો એકદમ રૂચિ થાય નહિ. મેં માત્ર ચોખા મગાવી ખાધા. નાનાભાઇએ શેવને પણ ન્યાય આપ્યો. જમતી વખતે નાનાભાઇને મહંતે જમણી બાજુ બેસાડયા હતા. તેમા પણ નાનામોટાની પદવીઓ વિચારવાની જ. જમ્યા એટલે ટેબલ પર ચહા હતી. રકાબીઓમાં વાટકીઓ મૂકી, તેમાં ચહાનાં પાન નાખી, ઉપર ગરમ પાણી રેડીને બીજી વાટકી ઢાંકી મૂકી હતી. રકાબી અને વાટકીઓ હાથમાં ઉચકી, ઉપલી વાટકી જરા ઊંચી કરીને ચાનો ઘૂંટડો લેવાનો હતો. આ, ચા પીવાની અસલ ચીનાઇ રીત. ચા રંગ વગરની. પણ તેનાં પાન બધાં ઊઘડેલા. સાકર દૂધ તો હિંદુસ્તાનની જ ગિલાવટ; ચીનમાં એવું કશું નથી. અમે માત્ર વિવેક ખાતર જ એ ચહા ચાખી જોઇ. પ્રસાદ મળ્યો તે ખાતર અહોભાગ્ય માની છેવટ આભાર જણાવવા દુધા શેઠને કહ્યું અને નમન કરતા બહાર નીકળ્યા. નીકળતી વખતે મહંતે અમને ધર્મના ઉપદેશામૃતોની ચીનાઇ ઢબે છાપેલી ચોપડીઓ ભેટ આપી.

આજે એક કામ સરસ થયું અહીં આવતા ગુજરાતી હિંદીઓને ઘણા દિવસ રોકાવાનું થાય છે, પણ હૉટેલ કે બીજે ક્યાં યે અંગ્રેજી કે દેશી રીતે ખાવાનું મળતું નથી તેથી શાંગહાઈ અકારૂં પણ લાગે છે. બજારમાં પણ ખાવા જેવો કોઇ પદાર્થ મળતો નથી તે પરથી અહીં વસતા શ્રી પારેખ દુધા શેઠ વગેરેએ સાથે મળી અને કેવળચંદભાઇએ તેની આગેવાની લઈ એક ફંડ શરૂ કર્યું છે. તેમાંથી એક રસોડું અને જમવાની ગોઠવણ થશે. કોઇપણ હિંદી ભાઇ અને આવે તેને વગર ફીએ




શાંગહાઇના બૌદ્ધ મહંત છીંગ ચિંગ હએ



જમાડવા પછી જેગને ઠીક પડે તે એના ચાલુ ખર્ચમાં આગે આખો દિવસ પ્રવાસીભાઇઓને ગળવા પછી રાત સુધીમાં ૨૮૦૦ ડૉલરનું પહેલા વર્ષનું ખર્ચ તો ભેગું થઇ ગયું છે.

સાંજ સુધી અમારાથી બહાર ... પર ... રોજ ... ન જવાયું વચમાં એક બુકશૉપમાં જઇ આવ્યા. ત્યાં અંદર પણ રાઇફલવાળો ચીનો પોલીસ જોયો. પૂછતા માલૂમ પડ્યું કે ઘણીવાર તોફાની ટોળીવાળા દુકાનોમાં પેસી લૂંટ ચલાવી નાસી જાય છે ચીનમાં આ આફત સામે રોજ તૈયાર રહેવું પડતું લાગે છે છતાં બજારની જાહોજલાલી મુંઝાઇને વિસરાવે એવી છે. વખત બહુ થોડો હતો એટલે અમે બહુ ચોપડીઓ ફીંદી નહિ. ચીનના જીવનમાં કંઇક ડોકિયું કરાવે એવી એક બે ચોપડીઓ લઇ નીકળી આવ્યા ચીનાઇ કળાની ચોપડીઓ પણ ઘણી મળે છે અને તેનો અભ્યાસ તથા પરિચય એક ગહન વિષય મનાય છે અહીં બજારમાં ફોટોગ્રાફી કામ પણ સસ્તામાં થતું દેખાય છે મેં એક ફિલ્મ ધોવડાવી અને તેના પ્રિન્ટ કરાવ્યા તે બધાંનું બીલ મને માત્ર ૩૬ સેંટ એટલે લગભગ ચાર આના જ મળ્યું

આ જ વખતે ચાઇના એડ્યુકેશન મિનિસ્ટરને મળવા અમે ગયા, પણ વખત બહુ થોડો હતો એટલે મુલાકાત લેવાઇ નહિ વળતી વખતે તેની વગનો લાભ લઇ પેકીન અને નાનકીનની સંસ્થાઓ જોવાનું ઠરાવ્યું છે. કલા પ્રદર્શન જોવા જવાનો પણ વખત રહ્યો નહિ, એટલે સાંજે નાનકીન રોડ પરની દુકાનો અને રોશની જોઇ અહીંની પ્રખ્યાત પાર્ક હોટેલનું પચરમાળનું મકાન અને વૈભવી રચનાએ જોવા ગયા. એક ડોલરની ચા ફી તરીકે પીવા પડી. આ હોટલમાંથી નાનકીન-રોડની રોશનીની શોભા કંઇ ઓર જ દેખાય છે

**શાંગહાઇથી ઊપડ્યા** તા. ૨૭-૫-૧૯૩૬

● અમારા મિત્રોએ આગલી સાંજે જપાન જતી અમેરિકન સ્ટીમર 'પ્રેસિડેન્ટ જૅકસન'માં કૅબિનો પર સામાન ચડાવી દીધો હતો એટલે સવારમાં એશિયા હૉટેલમાંથી માત્ર ચા લઇ બંદર પર ગયા. ત્યાંથી સ્ટીમલૉંચમાં બેસી બે ત્રણ માઇલ દૂર વાંગ્પૂ ક્યાંગ નદીમાં ઊભેલી સ્ટીમર પર ગયા. અહીંની કૅબિનો સગવડ અને સુખમાં ઇટાલિયન સ્ટીમરોને વિસરાવે છે. પણ બાંધણી જૂના વખતની હોવાથી ભભક અને ઉઠાવ નથી ખાવાપીવાની વાનીઓ ઘણી જાતની અને પેટભરી ખાઇએ એવી સ્વાદિષ્ટ મળે છે. હવે હવા એકદમ ઠંડી લાગે છે. ડેક ઉપર ફરવા જઇએ એવો વિચાર જ ઊઠતો નથી. કૅબિનમાં પણ ગરમી આપનાર હીટર ચાલુ રાખીએ છીએ આ જનો દિવસ તો બધા ઊંઘી જ ગયા. ચાનો વખત વીતી ગયો ત્યાં સુધી કોઇ ઊઠ્યું નહિ, એટલે કૅબિનમાં ચા મગાવવી પડી હતી રાત્રે જમ્યા બાદ નાનાભાઇએ ચર્ચા ઉપાડી અને જુદીજુદી વાતો થઇ. યોગ કરતાં બાર વાગ્યે સૂતા. રાત્રે જ સ્ટીમરમાં જમવાના ટેબલ પર નોટીસ હતી કે ઘડિયાળમાં કાંટાને એક કલાકનો ઠેકડો મરાવી દેવો; સૂર્યોદય એક કલાક વહેલો થશે! આમ રોજ રોજ ટાઇમ બદલતા આગળ વધીએ છીએ

ચારે તરફ ધુમ્મસ હતું. સાગર એકસરખી સપાટીથી લહેરાતો હતો રાત પડતાં દીવાની હારો ને સ્ટીમરોની આવજા દેખાવા માંડી ત્યારે લાગ્યું કે જપાનના કિનારા દેખાયા. સ્ટીમરમાં ખાવાનું સરસ મળ્યું છે. ઇટાલિયનો કરતાં અમેરિકનોની વાનીઓમાં રુચિ અને પોષણ મળે એવા પદાર્થો વધારે હતા તેમજ સ્વચ્છતા પણ વધુ દેખાઇ. કૅબિન અને ખાણાની તહેનાત માટે ચીના નોકરો હતા. તેઓ શાંત અને સભ્ય જણાયા. અહીં બધાની કૅબિનો દૂરદૂર હતી એટલે મળવા હળવાના જલસા ન જ થયા. કેટલાક તો શાકભાજ રખડવામાં ભેગો કરેલો થાક ને ઊંઘ ઉતાર્યો.

આજે સવારે જમવાનું મેનુ આવ્યું તેમાં સ્ટીમરના બધા પૅસેંજરોનું લીસ્ટ છાપેલું હતું વાકેફગીરી અને સાથેસાથે સ્ટીમરની જાહેરખબર કરવાની તરતર સારી રીત હતી રાત્રે સીનેમા બતાવવામાં આવ્યું હતું

તા ૨૮-૫-૧૯૩૬

● સવારમાં જ બે બાજુ હરિયાળા નાના ટીલાઓમ પહાડો,



બેટો અને વચમાં ઘુસતાં દરિયાના પાણીવાળા દેખાવો નજરે પડવા લાગ્યા. કોઇની પડોશમાં સવારના ધુમાડા ફૂંકતી નાની સ્ટીમરો જાગૃતિનું વાતાવરણ રચતી હતી. ધીરેધીરે બેઉ બાજુ વસતીથી ભરચક કાંઠો અને પુષ્કળ સ્ટીમરોની આવજા ચાલુ થઇ ગઈ. જાણે કે સ્ટીમરોનું જ બજાર હોય તેમ કેટલીક સાવ નજીકથી ચાલી જતી. ભાગ્યે જ કોઇ પરદેશી નજરે પડતી. બધી પર જાપાની ભાષામાં મોટું નામ લખેલું હોય જ. કિનારાથી દૂર મુસાફરી કરનારી સ્ટીમરો ઉપર જ અંગ્રેજી અક્ષરો દેખાતા. જાપાનના કિનારા, બંદરો કે ડક્કાની છબી લેવાની સખત મનાઇ છે અને કોઇપણ તેનો ભંગ કરતું જણાય કે વગર વિલંબે તેને આઠ દિવસની કેદ અને બારીક તપાસની સજા થવાના દાખલા બન્યા છે. અમને મિત્રોએ ચેતવણી આપેલી કે કૅમેરા પાસે નથી જ એમ માની વર્તજો. પણ ધુમ્મસને લીધે કિનારો પૂરો દેખાતો નહોતો અને છબી યોગ્ય દૃશ્ય પણ નહોતું એટલે અમે તો કોબેના બારામાં સ્ટીમર પહોંચી ત્યાં લગી કૅબિનમાં જ રહ્યા. આગલે દિવસે સ્ટીમરમાં ખબર ફેલાયા હતા કે સાંજે ચાર વાગ્યે કોબે પહોંચીશું, પણ આજ સવારમાં જ ફરી ખબર મળ્યા કે સ્ટીમર અગિયાર કે બાર વાગ્યે કોબેના બારામાં નાંગરશે. અને તે જ ખરૂં પડ્યું. સવારમાંથી અમને કસ્ટમના તેમ જ પાસપોર્ટનાં ફૉર્મ ભરી ગયાં હતાં. તેમાં બહુ જ ઝીણી વિગતો માગવામાં આવી હતી. અમારી પાસેના ચોપડીઓ અને લેખકોના નામો પણ લખાવાયા હતાં, તેમ જ કૅમેરા અથવા ખાસ મહત્ત્વની ચીજો પણ લખવાની હતી.

સ્ટીમર બારામાં આવી કે તરત સૌની દાક્તરી તપાસ થઇ ગઇ અને ઉપર આવેલા પોલિસ ઑફિસરોએ દરેકના પાસપોર્ટ અને કસ્ટમના ફૉર્મ બારીકીથી તપાસીને રજાચિઠ્ઠી લખી આપી. આટલી તપાસ કોઇ બંદરે થઇ નહોતી ત્યાર પછી જ સ્ટીમરને ડક્કાની નજીક લાવવામાં આવી. અમને લેવાને ઘણા મિત્રો આવ્યા હતા. ગિધુભાઇ કોટક તો તેમની ધોળી ખાદીટોપીથી જ ઓળખાયા આવેલા બધા ભાઇઓનો પોશાક શિષ્ટ પ્રકારનો યૂરોપી ઢબનો હતો અને અહીંના વતનીઓમાં તેમની સભ્યતા અને પદવીની છાપ પાડવા એ જરૂરનું પણ લાગ્યું; કારણકે, વેપારી કે કેળવાએલો કોઇપણ જાપાની સારા સૂટ પહેર્યા વિનાનો નહોતો. દુલભજી ઍન્ડ કં. વાળા મણિભાઇ અને બીજા



[illegible]

મિત્રોએ મહેમાનોને વધાવી લીધા. અમારો બધો સામાન તો કસ્ટમમાં લઇ જવો પડ્યો અને ત્યાં બહુ જ બારીકીથી તપાસાયો. ઑફિસરો ચોપડીઓનાં નામ અને લેખકો વાંચી જોતા હતા. નાનાભાઇનું વાલ્મીકિ રામાયણ બહુ કુતૂહલથી તેઓએ જોયું. મારી સાથેનાં ચિત્રોની મને દહેશત હતી કે કસ્ટમ ચોંટશે, પણ એકેએક ચિત્ર જોયા બાદ પસાર થવા દીધું.

તરત ગિધુભાઇએ ટૅક્સી બોલાવી અને મને પોતાને ઘેર લઈ ગયા. શાંઘાઇથી અમારી મંડળીના ખબર ટેલીફોનથી આપતાં મારૂં નામ 'રાવળ'ને બદલે 'રાવર' સંભળાયું હતું તેથી તે બહુ વિમાસણમાં પડ્યા હતા, પણ બંદર ઉપર મને જોયા પછી જ બધો ખુલાસો થયો હતો. એ ઘડી પહેલાં એમને ખબર જ નહોતી પડી કે હું જાપાન તરફ નીકળ્યો છું

તેમનું ઘર એક સરસ લત્તામાં છે. તેની બાંધણી યૂરોપી ઢબની છે એટલે ઘરમાં તો મુંબાઇમાં હોઇએ એમ લાગે; પણ ઘરના જાપાની નોકર નોકરડીઓ જોઇને જાપાનમાં હોવાની વાત તાજી થાય. એમના ઘરનાં કુટુંબીઓ મને જોઇને અજાયબ થયાં રાવળમાંથી રાવર અને રાવરમાંથી રાવળની હકીકતે સૌને ગમ્મત આપી

બહાર વાદળાં ને ઠંડી છે. દાર્જિલિંગ કે મસૂરીમાં જેવી સાંજ હોય એવી જ અહીં લાગે છે. ઘરમાં પણ હિલ સ્ટેશનોની જેમ બધા બારીબારણાંને મોટા કાચ રાખેલા છે, જેથી હવા ઠંડી હોય તો યે અંદર રાવટી કે ધુમ્મસ ન આવે હવે તો ખરેખર જાપાનની ભૂમિ પરથી જ લખું છું એવો ખ્યાલ આવે છે.

(ચાલુ) —ર. મ. રા.



ચીનમાં દરેક જાતની મજૂરીમાં સ્ત્રીઓ પુરુષોની બરાબરીએ છે



[illegible] પર હલેસા દેતી ચીનની મજૂરણો



રાબર્ટ પીઅરી

# ઉત્તરાવર્તનો

## ધ્રુવનો તારો જ્યાં બરાબર માથે પ્રકાશે છે

દક્ખણધ્રુવના એકાંતનો ખ્યાલ તો માણસને મોડો મોડો જન્મ્યો; પણ પૃથ્વીની હિમાળી ટોપી શો ઉત્તર ધ્રુવ તો ઇસુથી યે અગાઉના કાળથી તેની જિજ્ઞાસા ઉશ્કેરતો આવ્યો છે. સફેદ રીંછો ને વૉલરસોની એ ભૂમિમાં જ્યાં છ માસ અખંડ સૂર્ય તપે છે ને છ માસ સમૂળગો અદૃશ્ય રહે છે તેની પાછળ કોઇ એવી પુણ્યભોમ રહી હોવાની પ્રાચીનોની માન્યતા હતી કે જ્યાં સૂર્ય કદી આથમતો જ નથી.

એવા એ પટનું રહસ્ય પામવાના પ્રયાસો ઇ. પૂ. ૨૦૦માં ગ્રીક પીથિયાસના સમયથી થતા રહેલા; પરંતુ વ્યવસ્થિત રીતે એની ખંતીલી સાહસસફરો ખેડવાની શરૂઆત તો ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ પછી થએલી ૧૮૧૫ની સંધિથી જ ગણી શકાય ત્યારથી યુરોપનું એકે રાજ્ય એવું નથી રહ્યું કે જેનો દેશજન એ હિમાળા ને કારમા, છતાં આકર્ષક અને મર્દાનગીને પડકાર આપતા એના કરવટથી વંચિત રહ્યો હોય. લુટ્કે ને ક્લેવરિંગનાં જીવ-સટોસટનાં સાહસો, જૅકસન ફ્રાન્કિલન ને માર્વિન ઉપરાંત જેના નામ પણ દુનિયાને મોઢે નથી એવા અસંખ્ય વીરોએ ત્યાં સાધેલી ચિરસમાધિ, અને પૅરી જેવા અનેકોની પીછેહઠ તથા બેહાલીની કથાઓ આજ પણ સાંભળતાં રોમાંચ ઊભા કરાવે તેવી છે.

દક્ખણ ખંડ (Antarctica)ના અમર વિજેતા સર જેમ્સ રૉસે પણ એ હિમાચ્છાદિત ઉત્તરાવર્તને સર કરવાની ઉમેદ ધરાવેલી, પણ એક વ્હેલરે તેને બચાવ્યો ત્યારે જ દુનિયા ફરી તેનું મો જોઇ શકી. એવું જ રૉયલ જ્યૉગ્રાફિક સોસાઇટીએ ૧૮૩૩માં શોધસફરે મોકલેલા જ્યૉર્જ બેકન વિષે બનેલું. ૧૮૫૬માં પછી ડૉ જે. રે ઊપડ્યો. રૉસ, પૅરી વગેરેએ શોધેલી ધ્રુવની તુટક રેખાની તેણે સળંગ શોધ કરી ને દુનિયાએ તેને વધાવી લીધો. ફ્રાન્કલીન વળી એથી યે વધુ મહત્ત્વાકાંક્ષાને વશ થઇ એ પથે ઊપડ્યો, પણ પિલ-સાઉન્ડની ખાડી પસાર કરી ઘરયા આવતા બરફમાં તે ક્યાં ગુમ થયો તેની વર્ષો સુધી દુનિયાને જાણ જ ન થઇ. તેના ભવિષ્યના ચોક્કસ સમાચાર આપનારને લેડી ફ્રાન્કલિને ૧૦,૦૦૦ પૌંડ ઇનામ આપવાનું જાહેર કર્યું છતાં એનો પત્તો ન જ લાગ્યો ને વર્ષો બાદ જ્યારે લાગ્યો ત્યારે તો એ અને એના સાથીતોની લોથો જ બાકી રહી હતી. તે પછી એના અનુગામી ઍન્ડ્રીના ભવિષ્યની પણ, બાયર્ડે તેની લાશ શોધી જગતને જાહેર કર્યું ત્યારે જ ખબર પડી!

પણ જીવનનો જેમને સાચો થડકાટ અનુભવવો છે તેમનાં સાહસે થનગનતાં દિલોને માટે તો એ બલિદાનો, રૂકાવટ નહિ પણ રાહનૂમાની ગરજ સારે છે. એવી જ રીતે એ બધા યે શહીદો ભવિષ્યના સફરખેડુઓના માર્ગસ્થંભો બની રહ્યા. એમના અનુગામીઓમાં યંગ, લૉકવૂડ, પીઅરી, એરિકસન, રાસમુસેન, નાનસેન, આમુડસેન, શૅકલટન, બાર્મો વગેરેની એક એવી જમાત મોખરે આવી કે જેમનાં નામો પણ પાનાં ભરે.

અને એ સૌ યે સાહસખેડુઓના દિલમાં એક જ આરઝૂ હતી: પૃથ્વીના એક નિગૂઢ કોયડા સમા ઉત્તર ધ્રુવ પર સર્વપ્રથમ પગલાં પાડી પોતાની માતૃ-

**જગતની મર્દાનગીને આવાહન કરતું, ધીટતા અને અડતલપણાના પ્રતીક સમું,**

**ને સૂર્ય ક્ષિતિજ પર ફર્યા કરે છે એ ઉત્તર ધ્રુવ ઉપર પહેલો પગ માંડનાર માનવીની કથા**

ભૂમિનો ઝંડો તે પર ફરકાવવાની. અનેક દેશોના દેશવાસીઓ તે માટે જાનફેસાની કરવા તૈયાર રહેલા, અનેક ધનિકો તે પાછળ પોતાનાં નાણાં હોમવા ઉદ્યુક્ત રહેલા ને અનેક યુવાન હૃદયો તેનું પહેલું માન ખાટવા જિંદગીથી ફારેગ બનવાથી યે ઊપરવટ રહેલા.

પણ જગત સમસ્તના એ માટેના તનતોડ પ્રયાસો વચ્ચેથી એક અમેરિકન એ માન જીતી ગયો. સંસ્કૃતિની ગંધ પણ જ્યાં નથી પહોંચતી એવા ગ્રીનલૅંડની યૉર્કની ભૂશિરના એક ઊંડા કરાડ પર આજ પણ એનું સ્મારક ઊભું છે. ધ્રુવવર્તુલની દસ ડિગ્રી અંદર અને ધ્રુવથી માત્ર ચૌદ જ ડિગ્રી દૂર અફાટ વિસ્તર્યા બરફ પર વિજયભરી નિગાહ નાખતું હિંમતના પ્રતીક શું એ સ્મારક તે અમેરિકાના રીઅર ઍડમિરલ રૉબર્ટ પીઅરીનું. એ સ્થાનેથી જ આપણને પરિચિત જગતનો અંત આવી પ્રાણ જગતની રહસ્યભૂમિ શરૂ થાય છે.

# વિજયયાત્રી

ને ધ્રુવપ્રદેશના એ પહેલા વિજયયાત્રીના વખતમાં તો નહોતો રેડિયો કે જેથી ન્યૂ યૉર્ક સાથે તે સફર દરમિયાન વાતો કરી શકે, કે નહોતી મળી આયર્ડ જેટલી તેને વૈજ્ઞાનિક સગવડો; છતાં તેણે જે સાહસ ખેડ્યું, ને ખેડીને સાંગોપાંગ પાર ઉતાર્યું એ કેટલી ઊંડી તાકાત સૂચવે છે! એ પ્રશસ્ય તાકાતથી જ ડેનિશ સરકારે પોતાના સત્તા પ્રદેશમાં તેનું સ્મારક ઊભું કરવાની અનુમતિ આપી છે.

નાનસેન 'ફ્રામ'માં ઉત્તરખંડની રખડપાટ કરીને પાછો વળ્યો ત્યારથી જ એ અજાણ્યા ખંડનો દૃષ્ટિલાભ લેવાની પીઅરીને તમન્ના જાગી હતી. ને આખરે તે અપૂર્વ બનતાં ૧૮૮૬માં તે ડિસ્કોના ઉપસાગર તરફ રવાના થઈ ગયો. સાના બર્ફસ્તાન વચ્ચે તેણે પોતાની ઝૂંપડી જમાવી ને દુનિયાના એ અગોચર ખૂણાના અભ્યાસ ને આરોહણની સરળતા વિચારવા પાછળ તેણે વખત વીતાવવા માંડ્યો.

બરાબર બાર વર્ષની અખંડ તપશ્ચર્યા પછી ૧૮૯૮ની સાલમાં તે ઊપડ્યો. ટેવાએલા કૂતરાઓની ટોળી, આવશ્યક ભાથું ને ચુનંદા માણસો તેની સાથે હતા; પણ અનંત વર્ષોથી માણસની ખૂ સરખી પણ પોતામાંથી વહેવા ન દેનાર એ હિમાળો પ્રદેશ તેમની થોડી જ પરવા કરે તેમ હતો! હાડ સીઝાવી નાખતા તેના ઊંડા ફૂંફાડાની સામે તે છસો માઇલથી વધુ આગળ વધી જ ન શક્યો ને એટલી સફરમાં તો તેના જમણા પગનાં બંને હાડકાં ભાંગી ગયાં હતાં! વહેલાણોટમાં બેસી બધાને પાછાં વળવું પડ્યું પણ છતાં પીઅરીની આંખો તો દૂરસુદૂરના અગમ પંથોને ભેદતી દૃષ્ટિમર્યાદા લંબાવી રહી હતી. પહેલી જ મજલે એણે ચોક્કસ કર્યું ને દુનિયા જાણ પણ કરી કે ગ્રીનલૅંડ એ તો એક જબરો ટાપુ હતો—દ્વીપકલ્પ નહિ!

૧૯૦૬માં તેણે ફરી તૈયારીઓ કરી. ગ્રીનલૅંડના ઈશાન કોણથી તેણે નવી સફર આરંભી. પહેલાં કરતાં યે આ વખતે સામગ્રીઓની વધુ સંપૂર્ણતા આણેલી. પણ આ બીજી વખત પણ તેને નવા ઊભાં થએલાં બીજાં તોફાનો પારો નમવું પડ્યું. સાહસિક બધા યાત્રાળુઓનો



યૉર્કભૂશિર પર ઊભેલું પીઅરીનું સ્મારક→



ઉત્તરધ્રુવનો વિજયવંત તે પીઅરી યુવાન વયે

તેણે ત્રીજી ને છેલ્લી સફર આરંભી. તેના નામે સ્થપાએલી પીઅરી ક્લબે પણ આ વખતે તેને ઠીક મદદ કરી. ત્રેપન વર્ષની એ વખતે તેની વય હતી. લાંબાં વીસ વર્ષોનો ગાળો તેને સંસ્કૃત દુનિયા વચ્ચે વસ્યે થઇ ગયો હતો. તેને એક પુત્રી પણ એસ્કિમો સાથેના આ સહવાસ દરમિયાન જ જન્મેલી, જેનું નામ તેણે હિમબાળા (Snow baby) રાખેલું.

૧૯૦૮ના જુલાઇની ૧૭મીએ બાવીસ માણસો સાથે, પીઅરી ક્લબે તેને ભેટ આપેલું જહાજ 'રૂઝવેલ્ટ' ઊપડ્યું. અત્યાર સુધીમાં પીઅરીએ સંચિત કરેલું ધ્રુવપ્રદેશોનું જ્ઞાન અગાધ હતું. પહેલી ઑગસ્ટે તેનું વહાણ ગ્રીનલૅન્ડની યૉર્ક ભૂશિરે પહોંચ્યું, જ્યાં તેના દોસ્ત એસ્કિમો તેને આવી મળ્યા. પોતાની હદમાં એસ્કિમો લોકો ખૂબ માયાળુ ને વફાદાર હોય છે. તેઓ કદી આપેલું વચન તોડતા નથી કે મેળવેલું વચન ભૂલતા નથી.

નાશ થઇ ગયો ને તેની ટોળી યે કિસ્મત સંજોગે જ નાશ પામતી બચી ગઇ આમ મોતના મોંમાંથી બચવા છતાં પણ જીવન લંબાવવાની કિસ્મતની એ ઉદારતાનો લાભ લેવાનું તેને સ્વપ્ન સરખું ન આવ્યું. પરિણામોથી એ તદ્દન બેપરવા હતો—માત્ર તેણે હાથ લીધેલા ભીમકાર્યમાં સિદ્ધિ સાંપડે એ જ એક ઇચ્છાને તે વશ રહ્યો હતો. અને એટલે જ ગયા બંને વખત કરતાં વધુ સંપૂર્ણ પ્રયાસ કરવાનો ત્રીજી વખતનો પાકો નિશ્ચય બાંધી લીધો.

દસ જ મહિના બાદ




જ્યાં સર્વ રેખાંશ એક બિંદુમાં મળી જાય છે અને બધી દિશાઓ વિલય પામી માત્ર દક્ષિણ દિશા જ રહે છે એ ઉત્તર ધ્રુવ પર અમેરિકાના રીઅર ઍડમિરલ રૉબર્ટ પીઅરીએ પહેલી પગદંડી પાડી તે પહેલાં અને તે પછી એ પ્રદેશની સફર માટે મથનારાનાં સ્થાન દર્શાવતો નકશો

યૉર્કથી તેઓ છૂટા આવ્યા ને બરફ સામે લડતા જતા, કચડાઇ જવાના દરપળના ભયને વિસારે મેલતા તેઓ શેરિડનની ભૂશિર તરફ આગળ વધી રહ્યા. ત્યાં પહોંચતાં જ સફરનો પહેલો હફતો ખલાસ થયો.

બીજો હફતો શેરિડનથી ગ્રીનલૅંડના સૌથી ઉત્તરના છેડા સુધી કોલંબિયાની ભૂશિરે પહોંચવાનો હતો. ત્યાંથી જ ધ્રુવ પર ધસારો કરવાની મુરાદ પીઅરીની હતી. બરફના પડ-બાથર્યા પાણી વચ્ચે તેમનું વહાણ માર્ગ કરી રહ્યું હતુ. એ પાતળું પડ વટાવ્યા પછી તો કોઇ પણ પળે વહાણનો કચ્ચરઘાણ વાળી મૂકે એવા તરતા બરફોના ટેકરા તેમની સામે આવી રહ્યા. એવું થાય તો તરત જ સાધનસામગ્રીઓથી ભરેલી હોડીઓ નીચે ઉતારી શકાય એવી સગવડ પીઅરીએ કરેલી. તા ૩૦મી ઑગસ્ટે તો તેમનું કમનસીબ પરાકાષ્ટાએ પહોંચ્યુ. બરફના એક ટેકરા સાથે અથડાઇ તેમનું વહાણ ફૂટ-બૉલ જેમ ઉછળી નીકળ્યું. તેમાંથી બચ્યા તો ખરા, પણ આગળ વધવાનો કોઇ ઉપાય ન રહ્યો. છેવટ ડાઇને-માઇટથી એને તોડવાનો અખતરો કર્યો ને તે સફળ થયો. વહાણને પણ બને તેટલું હલકુ કર્યું ને ફરી આગળ વધ્યા.

કોલંબિયાના કિનારાથી દોઢસો વાર છેટા ઉપર જ વહાણ બરફમાં જામી ગયું ને ઉષ્ણતામાન તો ૬૦ ડિગ્રી નીચે રહ્યું હતું! ખાડીમાં બરફ નીચે ચડતી ભરતીના ભયકર ઘોષ ઊઠી રહ્યા હતા ત્યારે પીઅરી અને તેની ટોળી બરફ પર કોલંબિયાને કિનારે પહોંચી, ને ત્યાં શિયાળુ મુકામ ઊભો કર્યો! ૭ માસ સુધી સૂર્ય વગરની એ ભૂમિના અંધારાંમાં તેઓ બારબાર કામ કરતા લાગ્યા. આ કપરા પંથના ખેડાણની અસરથી કોઇ મુક્ત રહ્યું ન હતું. ૨૪૫ માંથી ૧૬૦ જ કૂતરા એટલે પહોંચવા શક્તિમાન થએલા. પણ સૌથી વધુ ખાનાખરાબી તો પીઅરીની થએલી. હાથપગનાં મળીને દસ આંગળાં તેણે એ સફરના જ ખપ્પરમાં બલિ તરીકે દેવાં પડ્યાં. અને હજુ હોશ, ખંત કે પૌરુષ હાર્યાં ન હતાં.

બરફમાં તેમણે ઇગ્લૂઓ ખોદી લીધાં ને શિયાળો ઊતરવાની રાહ જોવા લાગ્યા. અંતે ધ્રુવની ઉષા ઊગી ને ૧૯૦૯ના ફેબ્રુઆરીની ૨૫મીએ એ ઉત્તરાવર્તનો આખરી હલ્લો શરૂ થયો.

સાત સફરીઓ, સત્તર એસ્કિમો ને એકસો તેત્રીસ ચુનંદા કૂતરાઓ સાથે ટોળી આગળ ઉપડી. આ છેલ્લા હલ્લાની રોમાંચકતા તો અનુભવે જ સમજાય. ઘણે ય ઠેકાણે બરફનું એવું તો પાતળું પડ આવતું કે છેક પગ દેતાં જ આખું પડ નમી પડતું. બેત્રણ ફૂટ જાડાઇના તરતા ને ખસતા બરફ પર ચાલવાનું સાહસ મોતને ભેટવાની જે મર્દાનગી માગે છે તે સહેજે સાધ્ય નથી. એ પડો વચ્ચેથી જ એક સ્લેજ ને કેટલાક કૂતરાઓ નીચેના મહાસાગરનાં ઠંડાં પાણીમાં ગરક થઇ ગયાં.

આમ કૂતરાની સંખ્યા ટૂંકી બની પણ તે જાણે અધૂરું હોય તેમ એક પછી એક કૂતરા હવે મરવા માંડ્યા. પણ નમતું આપવાનું તો પીઅરી પહેલેથી જ નહોતો શીખ્યો. તેણે એક નુસખો અજમાવી જોયો. સીલને બદલે વૉલરસનું માંસ તેણે કૂતરાઓને આપવા માંડ્યું ને એ નુસખો અકસીર નીવડ્યો.

માર્ચની પાંચમીએ તેમને સૂર્યનાં પ્રથમ દર્શન થયાં. એ પ્રકાશનો આનંદ લૂંટતા બધા આગળ વધતા હતા ત્યાં તો ઓચિંતી એક ચીસ પડી. પાછા ફરીને જોયું ત્યાં તો એ ગેબ થએલો! વર્ષોથી પીઅરીનો સાથ ન છોડનાર માર્વિનને ભાંગેલા બરફ નીચે પાણીમાં ઉતારી દઇ કિસ્મતે એ સાથ તોડાવી દીધો. ઠંડા વેરાનમાં એક ઊની હાય નાખતા બધા છેલ્લી પ્રાર્થના કરી આગળ વધ્યા.

ઉત્તર ધ્રુવ હવે ફક્ત ૧૪૦ માઇલના અંતર પર જ હતો. અત્યાર સુધી ટોળીની આગેકૂચ હૅન્સનના હાથમાં હતી, પણ હવે સુકાન પીઅરીએ પોતાના હાથમાં લીધું. ૮૯ ડિગ્રી ઉત્તરે તેમણે છેલ્લી છાવણી નાખી. જમીનનું તો ત્યાં નામનિશાન ન હતું. અને એ સફેદ બરફ પણ જલદી જલદી સરી શકાય એવો લીસો કે નહોતો. નીચે ઊંડા-ણેથી આવતો અવાજ એ બરફની જાડાઇ ૧૫૦૦ ફૂટની બનાવતો હતો.

ને હવે તો ધ્યેય હાથવેંતમાં જ હતું. ૧૯૦૯ના એપ્રિલની છઠ્ઠી તારીખ થઇ ત્યારે તો જગતની એ કલ્પનાની ભોમનું પીઅરીની ટોળીના સાતે સફરીઓની આંખો વાસ્તવદર્શન કરી રહી હતી. જ્યાંથી બધા રેખાંશો ફૂટે છે, જ્યાંથી દૃષ્ટિને માટે દક્ષિણ સિવાય બીજી કોઇ દિશા નથી, એવા એ દિગાગી વેરાનમાંની ઉત્તર ધ્રુવના ધ્યેયની પ્રાપ્તિએ એ ટોળીના મનમાં શા શા ઉત્પાતો જગાવ્યા હશે! પીઅરી, તેની સ્ત્રી, મૅથ્યુ હૅન્સન, અને ઇજિંગ્વાહ, સીગ્લૂ, ઊટા ને ઊકિયાહ એ ચાર એસ્કિમોની

(અનુસંધાન આગળ પાન ૩૬૦મે)



ધીમેધીમે બિલાડીની જેમ આગળ વધ્યો અને પોતાના સ્નાયુ તથા પુઠ્ઠાને એકત્ર કરીને વજ્રની જેમ બેઠો. આ આસન ઘાતક હતું

# મોતના મોંમાં

## (શિકારકથા)

ચિત્રકાર • રવિશંકર પંડિત

મારા શિકારી મિત્ર પંડિત લક્ષ્મીદત્ત ખૂબ ઝિન્દાદિલ આદમી છે. શિકારીમાં જે ગુણો જોઇએ તે સર્વ એમનામાં છે. સંકટ સમયે જ્યારે વાઘ આક્રમણ કરી બેસે ત્યારે સાહસિક બનીને પોતાના સાથીને સાથ દેવો, શિકાર સંબંધી વિષયોના મૂળ-તત્વોને સમજીને કામ કરવું અને જંગલના અગમ્ય સ્થળોએ પીર, બબરચી, ભિસ્તી અને ખર બનવું એ સર્વ ગુણો લક્ષ્મીદત્તજીમાં છે!

એમનામાં ને મારામાં એક મોટો ભેદ છે. એમને શિકાર ખેલવાનો અને ખાવાનો બનેનો શોખ છે; હું શિકારખેલનને કેવળ કલાની દૃષ્ટિએ જોઉં છું. કટ્ટર શાકાહારી હોવાને કારણે મારું શિકાર કરવું બેગુનાહ છે. અન્ય વ્યસનોની જેમ શિકાર પણ એક વ્યસન છે; પરંતુ આ વ્યસન બીજાં વ્યસનો કરતાં ઘણું સારું છે. મારી તો એવી ધારણા છે કે વિદ્યાર્થીઓને માટે અને ખાસ કરીને જેમની જીવનયાત્રાનો મધ્યાહ્ન હજી થયો નથી, જેમની નસોમાં ગરમ ખૂન વહે છે તેમને માટે શિકારખેલન એ સાહસ ખીલવવા માટે પરમ આવશ્યક છે. નવજુવાનોએ તો શસ્ત્ર અને શાસ્ત્ર બંનેમાં પારંગત થવું જોઇએ. 'ઉભયોરપિ સામર્થ્યં શાસ્ત્રાદપિ શરાદપિ' વાળી વાત હોવી જોઇએ.

વાઘનો સામનો થઇ ગયો તેને બીજે દિવસે લક્ષ્મીદત્તજી આવ્યા. મારું મોઢું અને એના પર રમતા ભાવોને બરાબર જોઇને એમણે નિશ્ચય કરી લીધો કે મને કંઇ વાગ્યું નથી. તરતજ એમણે બીજા વાઘની વાત છેડી.

મેં કહ્યું, 'હવે રહેવા દો ભાઇ. આપણે કંઇ ખુદાઇ ફોજદારો નથી કે ઇશ્વરની સૃષ્ટિમાં દરેક ઠેકાણે ખલેલ કર્યાં કરીએ. કાલે તો એક વાઘ માર્યો છે. અને એમાં તો મારો જ શિકાર થઇ ગયો હોત. એવી લત શા કામની?

લક્ષ્મીદત્ત બોલ્યા, 'આને તમે લત કહો છો? મહિને બે મહિને માંડ બહાર નીકળીએ છીએ. તમે તો કિતાબોના કીડા છો. અવકાશને સમયે જઇને એક આતતાયીને મારીએ એમાં ખોટું શું છે? હવે રહી મારવાની વાત. હિંસા—અહિંસાની પંચાતની તો મને પરવા જ નથી. હું તો વાઘ મારીને મરઘી, હરણ અને તેતરો મારવાનું પાપ—જો એ પાપ હોય તો—ઓછું કરું છું. અને જે શત્રુને પાળે તે તો મૂર્ખ છે; કારણ 'पयपानं भुजंगानां केवलं विषवर्धनम्.'

મેં કહ્યું, 'હવે લાંબીચોડી વાત રહેવા દો. ચોકખું કહોને કે આજે પણ શિકારે જવું છે? શાસ્ત્રોની વાતો ન કરો. શાસ્ત્રોની વાતો તો શયતાન પણ કરી શકે છે.'

લક્ષ્મીદત્તજી બોલ્યા, 'ગમે તે હો. શયતાન કે શયતાનનો દાદો બનાવો, પણ ચાલો. આજે રવિવાર છે. કાલથી પાછા એ જ ભણાવો, બસ ભણાવો.'

મેં કહ્યું, 'ઠીક; પણ આજે તો તમારી પરીક્ષા. જો વાઘ મળે તો પહેલી ગોળી તમારે મારવાની. ઘણા દિવસથી તમે વાઘ માર્યો નથી. મારે જ મારવો પડે છે.'

લક્ષ્મીદત્તજીએ ઉત્સાહિત બનીને કહ્યું, 'સારી વાત છે. આજે વાઘને આ લોકમાંથી પરલોકમાં પહોંચાડવાનું પુણ્ય હું લઈશ. તમે સેનાપતિ બનીને જોયા કરજો. તો હું જાઉં છું, આપણે બે વાગ્યે જંગલ તરફ ચાલવા માંડીશું.'

ભોજન કર્યું, થોડો આરામ કર્યો અને અમે જંગલ ભણી ચાલી નીકળ્યા. મારી અઢી વરસની દીકરી કમળા રોવા લાગી: 'બાપુજી, હું પણ સાથે આવીશ.'

'બેટા, હું તો વાઘ મારવા જાઉં છું.' મેં કહ્યું.

એણે ડુસકાં લેતાં કહ્યું. 'હું પણ વાઘ મારીશ!'

આ સાંભળીને સૌ હસી પડ્યા પણ એ કંઈ ન સમજી. બિચારી સમસમીને રહી ગઈ.

એક માઇલ સુધી અમારો માર્ગ નદીને કિનારે કિનારે હતો. ભાગીરથીની સહાયક ભિલંગના ધનુષના આકારમાં ઉછળતી કૂદતી, પોતાનાં સહવાસી શૈલશિખરો, દ્રુમદલો અને અલિચુંબિત પુષ્પોને અંતિમ પ્રણામ કરતી અને અમારો તિરસ્કાર કરતી પોતાના પ્રિયતમને મળવા દોડતી જતી હતી.

માનવ પ્રકૃતિ રોજ એક ને એક વસ્તુ જોઈને થાકી જાય છે. આગ્રાવાસીઓને તાજમહેલ જોવાનું કુતૂહલ અને કૌતુક નથી થતું. અમને રસ્તાનાં દશ્યોમાં કંઈ ખાસ આનંદ આવતો નહોતો. એ તો રોજની વસ્તુ હતી. એટલે મેં સમય વિતાવવા લક્ષ્મીદત્તજીને એકાદ પહાડી ગીત પહાડી લયમાં ગાવાનો આગ્રહ કર્યો અને તરત જ આખી ખીણ 'સડકકી ઘુમા, સદાની રહદી; જવાનીકી ઘુમા....'થી ગુંજી ઊઠી. પહાડી ખીણો અને ટેકરીઓ ઉપર પણ ગાવાની અને ગાન સાંભળવાની એક લિજ્જત હોય છે. એક માણસે ગાવા માંડ્યું કે ઘાસ વાઢનારાઓએ પણ પ્રત્યુત્તર વાળ્યો.

એમ કરતાં કરતાં અમે ગામની પાસે આવી પહોંચ્યા. અમારા પરિચિત બુઢ્ઢાએ અમારું સ્વાગત કર્યું બુઢ્ઢો અને એની બુઢ્ઢી દરિદ્રતા, દીનતા અને દુઃખની સાક્ષાત્ મૂર્તિ હતાં. ગરીબીનું ચિત્રણ કરવું એ સાધારણ લેખિનીનું કામ નહિ. મારી કલમમાં એ ઓજ ક્યાંથી લાવું?

બુઢ્ઢો એક નાની શી ભગ્નાવશેષ ઝૂંપડીમાં રહે છે. ઝૂંપડીની સામે એક નાનો શો વાડો છે. એમાં એનાં જનાવરો બંધાય છે. બે નાના બળદ, બે ગાય—જે વાઘ લઈ ગયો હતો, એક વાછરડો, હળ, થોડાંક બીમાં, બસ આજ એની પૂંજી છે. વાસણોમાં એક તવો, કડછી, તપેલી, થાળી, ત્રણ પ્યાલા અને બે લોટા છે. કપડાંમાં, બુઢ્ઢીએ એક ફાટેલું કુડતું ને એક પહાડી સાડી પહેરેલાં અને ઘરેણામાં નાકમાં પહેરેલી સૌભાગ્યના ચિહ્ન સમી પિત્તળની નથની. બુઢ્ઢો એક લંગોટ પહેરીને હાથમાં હુક્કો લઈને અમારી સારવારમાં પડ્યો હતો. આ હુક્કો એના દાદાએ દહેરાદુનના બજારમાંથી ખરીદ્યો હતો. ક્યારેક દહીં લાવતો અને ક્યારેક મીઠું. આતિથ્યનું તાત્પર્ય જો પ્રેમ, સહૃદયતા અને પોતાની પાસે જે કંઈ લુખ્ખુંસુક્કું હોય તે ખવડાવવું એ હોય તો એ બુઢ્ઢાનું આતિથ્ય પેલા કોઈ કંકાસની ક્રીડાભૂમિ જેવી મહેલાતોમાં પીરસવામાં આવતા બત્રીસ ભોજનથી કેટલા ય ગણું ઉત્તમ હતું. સત્કારના સાત્ત્વિક ભાવથી એ વૃદ્ધની આંખો ચમકતી હતી અને વાઘના શિકારથી એને જે પ્રસન્નતા થઈ હતી તે તો કદાચિત કૈસરના પતનથી લૉર્ડ જ્યૉર્જને પણ નહિ થઈ હોય. બુઢ્ઢાની સામે મશહૂર શિકારી સર સૅમ્યુએલ બેકર ખુદ આવી જાત તોપણ એ અમારા જેટલું એમનું સ્વાગત ન કરત. જનતાના મન ઉપર પ્રત્યક્ષ વાતનો જેટલો પ્રભાવ હોય છે તેટલો દૂરની સાંભળેલી વાતનો નથી હોતો.

દહીં પીને અમે લોકો જંગલ ભણી ચાલ્યા. સાથે એ બુઢ્ઢો અને સાત આઠ માણસો હતા. વાઘને ભેટ ધરવા એક બકરો પણ જોડે લીધો હતો. લોકોના હાથમાં ધારિયાં હતાં. કેટલાકે ડાંગ લીધી હતી. ગામથી જંગલમાં જવાનો રસ્તો ઢળતો અને ઉતારનો હતો એટલે અમે લોકોએ પગદંડી ઉપર એકની પાછળ એક એમ ચાલવા માંડ્યું. એક જગ્યાએ પહોંચીને અમે વિચાર કર્યો કે જો વાઘ આટલામાં અરધા માઇલની આસપાસ હશે તો બકરાનો અવાજ સાંભળીને જરૂર આવશે. જો બકરો બાંધીને વાઘને મારવો હોય તો

બાંધવાનું સ્થાન એવું હોવું જોઇએ કે જ્યાંથી અવાજ દૂર દૂર સુધી સંભળાય. ઊંડી ખીણમાં કે મેદાનમાં જ્યાંથી એનો અવાજ માત્ર એક જ તરફ સંભળાય એવી રીતે બકરો બાંધવો ઠીક નથી. સાથેસાથે એ જગ્યા આસપાસ ઉઘાડી પણ હોવી જોઇએ. એટલે વાઘ બકરા પર આક્રમણ કરે તે પહેલા જ અથવા હુમલો કરતી વખતે જ તેને મારી શકાય. ઘણી વાર એવું બને છે કે લોકો બકરાને ઝાડીની પાસે બાંધે છે; જ્યાંથી એક ગજ દૂર ચારે તરફ કશું જ દેખાતું નથી. પરિણામે વાઘ આવીને બકરાનું ગળુ દબાવીને ઊંચકીને ઝાડીમાં ગેબ થઇ જાય છે અને શિકારી સાહેબ ઉલ્લુની માફક જોઇ રહે છે. અથવા આંધળિયા કરીને ગોળી છોડે છે અને વાઘને બદલે બકરાને જ વિંધી નાખે છે. બકરાને એટલી મજબૂતીથી ત્રણ ખીલાઓ ખોસીને બાંધવો જોઇએ કે વાઘના આક્રમણના ધક્કાથી દોરડું તૂટી ન જાય. લક્ષ્મીદત્તે એ જ રીતે બકરાને ખૂબ મજબૂત બાંધ્યો. બકરો બાંધવાં પહેલા અમે અમારી બેસવાની જગ્યા તૈયાર કરી લીધી હતી. અમારી બેઠક બકરાથી પચ્ચીસ ગજ દૂર ઊંચે હતી. ઊંચે એટલા ખાતર સ્થાન રાખ્યું હતું કે વખતે વાઘ ઘાયલ થઇને અમારા ઉપર આક્રમણ કરી બેસે તો ચઢાણ હોય તો એને ચઢતા જરા કઠણાઇ પડે. અમે પહેલા ચુપચુપ બેસી ગયા એટલે બકરાને એમ ખબર ન પડે કે એની સમીપ માણસો બેઠા છે. એમ ખબર પડી જવાથી બકરો એ તરફ જ જોયા કરે છે અને બેં બેં કરવું બંધ કરી દે છે. કેમકે એને આદમીનો સહારો મળી જાય છે. સહારાની આશા પશુ અને માનવી બંનેને હોય છે.

અમે બેસી ગયા પછી બકરાને બાંધી કરીને ગામના લોકો હોહા કરતા અને વાતો કરતા ચાલ્યા ગયા જેથી વાઘ એમ સમજે કે કિસાન લોકો જંગલમાથી સંધ્યાકાળે રાબેતા મુજબ ઘેર ચાલ્યા ગયા.

અમે બંને નિર્જન સ્થાનમાં ચોરની જેમ ઘાતકી દૃષ્ટિ સ્થિર કરીને વાઘનો જાન લેવા બેઠા હતા અને બકરો બિચારો પચ્ચીસ ગજ નીચે બેં બેં કરીને આકાશ પાતાળ એક કરતો હતો. એને પોતાના પ્રાણની પડી હતી. એને શી ખબર કે એનો એ પોકાર એના મૃત્યુને જ આવાહન હતુ.

પૂર્ણિમા હતી એટલે રાત પડતાં જ પૂર્વમાંથી શશિદેવ પોતાની સંપૂર્ણ કાન્તિથી સજ્જ થઇને નીકળ્યા અમને એ વખતે ચન્દ્રના ચાંદની સાથે પ્રેમ નહોતો. અમે તો 'કાકચેષ્ટાબકધ્યાનમ્'થી વાઘની રાહ જોતા હતા બકરાની બૂમો અનંત રૂપે ચાલુ હતી. અમે પણ અહીંઠ જાદૂગરની જેમ સંતાઇને વાઘની રાહ જોતા હતા સાત, આઠ અને નવ વાગી ગયા. વાઘને આવવું હોય તો સમીસાંજે પણ આવી જાય છે.

રાહ જોતા જોતાં દસ વાગવા આવ્યા, ત્યાં લક્ષ્મીદત્તજીને સીગારેટ પીવાની ઇચ્છા થઇ. પણ મેં સંકેતથી એમને એમ કરવા ન દીધું. કારણ કે વાઘને સાવધાન કરવા ને નસાડવા માટે જરા જેટલો સંદેહ પણ બસ હોય છે. વાઘને મારવો તો પછી, પણ પહેલાં એને ઠગવાનો હોય છે. વીરતા ધરાવવાની સાથે સાથે એને જે છેતરી પણ જાણે તે જ એને મારી શકે. હવે રહી મરવા જીવવાની વાત. એમાં તો વાઘના શિકાર સાથે પોતાનો શિકાર થવાની પણ પૂરી સંભાવના હોય છે.

સાડા અગિયાર વાગ્યે, અમારાથી ચારપાંચ ફર્લાંગ દૂર કાકડ (Barking Deer) બોલ્યો. કાકડ ભયભીત થઇને અથવા વાઘને જોઇને જ બોલે છે. કદાચિત્ વાઘ જ હશે એમ ધારી અમે બંદૂક તૈયાર કરીને સાવધાન થઇ ગયા અને એકીટસે આંખો ફાડીને જોઈ રહ્યા! પણ શું? એક વાગી ગયો પણ વાઘ ન આવ્યો! છતાં અમે નિરુત્સાહિત ન થયા. અમે તો પુરાતન પાપી હતા.

## રામબાણ

(ભજન)

રામબાણ વાગ્યા હોય તે જાણે (૨) —ધ્રુવ૦

ધ્રુવને વાગ્યા, પ્રહ્‌લાદને વાગ્યાં, હરી બેઠા ઠેકાણે.
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, વેદવચન પરમાણે–રા૦

મોરધ્વજ રાજાનાં મન હરી લેવા, વહાલો પધાર્યા તે ઠામે,
કાશીએ જઇને કરવત મેલાવ્યાં, પુત્ર પત્ની બેઉ તાણે–રા૦

બાઇ મીરાં ઉપર ક્રોધ કરીને, રાણો ખડ્ગ લઇ તાણે,
ઝેરના પ્યાલા ગિરધરલાલે, અમૃત કર્યાં એવે ટાણે–રા૦

નરસિંહ મહેતાની હૂંડી સીકારી ખેપ કરી ખરે ટાણે,
અનેક ભક્તોને એણે ઉગાર્યાં, ધનો ભગત ઉર આણે–રા૦

ધનો ભગત

વાઘના સ્વભાવથી બરાબર પરિચિત હતા. અમે જાણતા હતા કે એ તસ્કર પોતાના ભોજન (બકરા) ઉપર જલ્દી પણ આવે છે અને વિચાર કરીને ઘણો મોડો પણ આવે છે. એટલામાં અમારાથી પચાસ ગજ દૂર એક પથ્થર ગગડ્યો. પણ પછી અવાજ ન થયો. અમારી ખાતરી હતી કે ગમે તે હો પણ એ વાઘ જ છે. દૂરથી જ એણે બકરાને જોયો છે અને પોતે તદ્દન નિર્ભય છે એની ખાતરી કરવા છાનોમાનો રાહ જુએ છે કે વખતે બકરાની સાથેસાથે ક્યાંક છળકપટી માણસ પણ ન હોય. એને લાગ્યું કે હવે ભય નથી એટલે એણે આગળ વધવા માંડ્યું. બકરાએ વાઘને જોઈને બેં બેં કરવું બંધ કરી દીધું, અને સંકોચાઈને કાતિલ દૃષ્ટિએ વાઘને જોઈ રહ્યો પોતાની સામે મોતને નગ્ન સ્વરૂપે જોઈને બકરો વિવશ બનીને ચુપચુપ કાંપતો ઊભો હતો. હજી વાઘ ખુલ્લા મેદાનમાં આવ્યો નહોતો, અમે એને જોયો નહોતો; પણ બકરાની દૃષ્ટિ એના પર પડી ગઈ હતી. થોડી વાર પછી ઝાડીની ધાર પર બે ચમકતા અંગારા દેખાયા. એ આંજી નાંખતા તેજકણ તે વાઘની ભયાનક આંખો જ હતી. અજગર અને વાઘની આંખોમાં મોહક શક્તિ હોય છે. એ શક્તિ અમારી અને બકરાની સામે હતી. મેં ધીરેથી લક્ષ્મીદત્તને દબાવ્યા. ઉત્તરમાં એમણે પણ એ જ સંકેત કર્યો. શિકારને સમયે હાલવું ચાલવું અથવા બોલવું એ મૂર્ખતા છે. શિકારના સંકેત હોય છે. એ સંકેતથી અમે તૈયાર થઈ ગયા. વાઘે જ્યારે જોયું કે પોતે એક જ છલંગમાં બકરા ઉપર કૂદી શકે એમ નથી એટલે ધીરેધીરે બિલાડીની જેમ આગળ વધ્યો અને પોતાના સ્નાયુ અને પુઠ્ઠાને એકત્ર કરીને વજ્રની જેમ બેઠો. આ આસન ઘાતક હતું અને હવે બકરાના જીવનની ક્ષણો ગણાતી હતી. પણ નહિ.

'ધાંય. . . . . . . .'નો ભીષણ પ્રલયકારી અવાજ થયો. લક્ષ્મીદત્તજીએ પોતાની બેનાળી બંદૂકના બંને ઘોડા દબાવી દીધા હતા. બંદૂકના ભયાનક અવાજનો ઉત્તર વાઘે એનાથી યે વધારે ભયાનક ગર્જનાથી આપ્યો. વાઘને ગોળી વાગી હતી, પણ મર્મમાં નહિ. પેટમાં વાગી હતી. હું મારી રાઇફલ લઈને બેઠો જ હતો. હું ધારત તો સીધી વાઘની ખોપરી પર ગોળી મારી શકત. પરંતુ તે દિવસે શિકાર લક્ષ્મીદત્તનો હતો. ચોટ ખાઈને વાઘ ગરજ્યો અને વિદ્યુતગતિથી લપકીને અંદાજથી અમારી તરફ કૂદ્યો. અમારા હોશકોશ ઊડી ગયા. અમને લાગ્યું કે થયું; હિંસાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત 'સર્વં વૈ પૂર્ણં ૐ સ્વાહા' થઈ ગયું! હાંફતા વાઘને ઝડપથી ઉપર ચડતો જોઈને મેં રાઇફલ દબાવી. પણ નિશાન ચૂકી ગયો. રાત્રિનો સમય, રાઇફલનું નિશાન અને તે ય દોડતા વાઘ ઉપર! ઝડપથી ખાલી કારતુસ કાઢીને ભરેલો મૂક્યો.

પણ એટલામાં તો લક્ષ્મીદત્ત હજી પોતાની બંદૂકના ખાલી કારતુસ કાઢીને નવા કારતુસ મૂકે ન મૂકે ત્યાં તો, વાઘે આવીને આગલા પંજાની થાપ અમારી આડ ઉપર જોરથી લગાવી. બધું જ —આડ, ઝાંખરા, લાકડાં—તૂટી ગયું. અમારી કિલ્લેબંદી જમીનદોસ્ત થઈ ગઈ. અમે વાઘની સામે બેઠા હતા. મેં ઝડપથી બીજો ફાયર કર્યો, પણ ઉતાવળમાં એ એની છાતીમાં લાગવાને બદલે મારા તરફ ઉગામેલા તીક્ષ્ણ પંજામાં વાગ્યો એથી એનો આગલો પંજો તો બેકાર થઈ ગયો; પણ ત્યાં તો . . . . ઉફ્! એણે બીજા પંજાથી વજ્રપ્રહાર કર્યો.

એ સમય સંભારતાં હજી મારું કાળજું કંપી ઊઠે છે. લેખિની મારી એ સમયની મનોવૃત્તિને વ્યક્ત નથી કરી શકતી. એ અચૂક ક્રૂર પ્રહારથી લક્ષ્મીદત્ત લોથપોથ થઈને નિર્જીવ પથ્થરની જેમ નીચે ગબ-

## બેકારીબાણ

(પ્રતિકાવ્ય)

બેકારી બાણ વાગ્યાં હોય તે જાણે (૨) —ધ્રુવ૦

મૅટ્રિકને વાગ્યાં, બી.એ. ને વાગ્યાં, ઠરે ને ક્યાંથી ઠેકાણે!
મીલમીલમાં મજૂરોને વાગ્યાં, માર્ક્સવચન પરમાણે—બે૦

ઍજ્યુકેટોનાં મન હરી લેવા ગવર્નર પધાર્યા તે ટાણે,
કાશી ગયા વિના કરવત મેલાવ્યાં, બાપને વહુ બેય તાણે—બે૦

બુદ્ધિના ઉપર ક્રોધ કરીને બાજવો ખડ્ગ લઈ તાણે,
ઝેરના પ્યાલા ભૂખમરાએ અમૃત માન્યા એવે ટાણે—બે૦

યુનિવર્સિટીની હૂંડી શીકાતી, બેય કરી ખરે ટાણે,
અનેક યુવકોને એણે ઉઠાવ્યા, રામો ભગત ઉર આણે—બે૦

રામપ્રસાદ શુક્લ



અને બંદુકની નળીઓ એના મોમાં ઝુલાવી દઇને હું એનું માથું ન વધેરી નાખત તો મારૂં કામ પણ એ તમામ કરી નાખત

ડવા લાગ્યા. થપાટને વખતે માત્ર એમના મોમાંથી આટલા જ શબ્દો નીકળ્યા: 'માસ્તર, કમોતે મર્યો'' એમની બંદુક મારી બાજુએ આવી પડી ચાકૂ માથું ભમી ગયુ. આંખો સામે અંધારૂં છવાઇ ગયું. વાઘના ભયથી નહિ, મારા મોતની આશંકાથી પણ નહિ, પરંતુ પોતાની વૃદ્ધમાતાના એક માત્ર આધાર લક્ષ્મીદત્તને ખાતર' એમની પ્રિયતમા પોતાના ...... સમાચાર સાંભળીને કેવું માથું પછાડશે' લક્ષ્મીદત્તના ઘરમા ત્રણ જીવ હતા, એમની અઠ્ઠાવીસ વર્ષની પત્ની, પાંચ છ મહિનાની પુત્રી અને એમની પાસઠ વર્ષની જનેતા. આ માતા લક્ષ્મીદત્તની બે વરસની ઉમરે જ વિધવા બની હતી. આવા કુટુંબ પર આ વિપત્તિ–આ વજ્રઘાત! અને એના સમાચાર આપનાર હું! આ મારાથી કેમ થશે? કયે મોઢે હું ગામમાં જઇશ? મેં એ શરત શા માટે કરી કે આજે પહેલી ગોળી તમે જ મારજો! આ મોતની નૈતિક જવાબદારી મારી હતી! થવાનું તે જ થાય છે, જે ભગવાનની ઇચ્છા હોય છે પણ મને એનું સાધન શા માટે બનાવ્યો?

કોણ જાણે વાઘ લક્ષ્મીદત્તને ક્યાં ખેંચી ગયો હશે અને એમના શરીરની કેવી યે દુર્ગતિ કરી હશે એ વિચાર આવતાં હું પાગલ જેવો બની ગયો. આંધળિયા કરીને ગોળીઓ છોડવીએ તો નિરર્થક જ હતું. કદાચિત્ લક્ષ્મીદત્તમા જીવન બાકી હોય તો નાહકના મારી ગોળીના નિશાન બની જાય. એમને હવે શોધું પણ ક્યાં? અને સવાર સુધી રાહ પણ કેમ જોવાય? મારી જીવનલીલા પણ અહીં જ સમાપ્ત થઇ જાય તો સારૂં થાય કે એક વૃદ્ધ નિરાધાર સ્ત્રીનો શાપ અને ધિક્કાર તો સાંભળવાનો નહિ; એક જુવાન પત્નીનો હૃદયવિદારક વિલાપ તો કાને નહિ પડે! આ દુઃખ અને ઉદ્વિગ્નતામાં રાઇફલ ત્યાં જ પટકી દઇને લક્ષ્મીદત્તજીએ ભરેલી બેનાળી બંદુક લઇને વાઘ અને લક્ષ્મીદત્ત જે તરફ ઘસડાયા હતા તે તરફ ઊપડ્યો. બંદુક ખોલીને જોઇ લીધી તો બંને નળીઓ ભરેલી હતી. પંદરવીસ ગજ ઊતરીને હું જેવો ખડકાવાળા મેદાન-

માં જવાની તૈયારી કરતો હતો ત્યાં એક તરફ એક લાંબી વસ્તુ પડેલી દેખાઇ. ખ્યાલ આવ્યો કે કદાચિત્ લક્ષ્મીદત્તનું શબ હશે. પણ નહિ, એ તો વાઘ હતો!

મેં માન્યું કે રાક્ષસ વાઘ લક્ષ્મીદત્તને મારીને મર્યો છે. હું હજી તો વિચાર કરતો હતો ત્યાં તો વાઘ એકદમ લપક્યો, અને જો હું બંદૂકની નળીઓ એના મોઢામાં હુલાવી દઇને, ઘોડો દબાવીને એનું માથું ન વધેરી દેત તો એક જ ચોટમાં મારું તમામ કામ ખતમ કરી નાખત.

વાઘ તો મર્યો પણ હજી મારે તો લક્ષ્મીદત્તની શોધ કરવી હતી. બકરા પર એટલો તો ક્રોધ આવતો હતો કે એને પણ ખતમ કરી દઉં. કોણ જાણે કયા મુહૂર્તમાં એને લીધો કે આવી ઘટના બની ગઇ. ખુલ્લી જગ્યાની ચારે બાજુએ શોધ કરી, પણ ક્યાંય લક્ષ્મીદત્તનો પત્તો ન મળ્યો. હારીને પાછો ઉપર, બેસવાની જગ્યાએ ચઢીને આવ્યો અને ત્યાંથી અંદાજ લગાવીને ફરી પાછો ઊતર્યો. ઊતરતાં થોડે જ દૂર લક્ષ્મીદત્તજીનું શરીર મળ્યું. જોઇને પહેલાં તો મગજ થંભી ગયું, હૃદયની ગતિ વધી ગઈ. અંતરાત્મા કહેતો હતો કે વખતે પ્રાણપંખી હજી છિન્ન હશે. સંદિગ્ધાવસ્થામાં માણસ વમળમાં પડેલી લાકડી જેવો હોય છે, જે ક્યારેક ઉછળે છે અને ક્યારેક ડૂબે છે.

સાહસ કરીને હું એમના માથા પાસે બેસી ગયો. હાથ ઉઠાવીને નાડી જોઇ. હેં! આ શું? નાડી તો ચાલે છે. ગતિ ખૂબ મંદ હતી. મેં તો થડકા ગણ્યા વિના ગજવામાંથી બ્રાંડીની બાટલી કાઢી અને લક્ષ્મીદત્તનું મોઢું ઉઘાડીને લગભગ એક તોલો બ્રાંડી અંદર ઉતારી દીધી. હું શરાબી પણ નથી અને શરાબ પીતો યે નથી; પરંતુ શિકારમાં કેટલીક દવાઓ સાથે રાખું છું, અને બ્રાંડી તેમાં આવશ્યક વસ્તુ છે. બ્રાંડી પેટમાં જતાં જ લક્ષ્મીદત્તે આંખો ઉઘાડી અને કરાંજવા લાગ્યા. મેં કહ્યું, 'તમારાથી વધારે ખરાબ હાલત મારી થઇ ચૂકી છે. શરીર ઘાયલ નથી થયું, પણ મન તો ઘાયલ થઇ ચૂક્યું છે. કરાંજશો નહિ. દિવાસળી આપો, દેવતા પાડું. ટાઢથી હાડકાં તો પણ જાણે ગળી જાય છે. તમારા ઘા પછી અજવાળે જોઉં છું. વાઘ અહીં પાસે જ મરેલો પડ્યો છે.

લક્ષ્મીદત્તજીએ કહ્યું, 'હેં! મરેલો પડ્યો છે!!'

મેં કહ્યું, 'હા, મરેલો જ પડ્યો છે. અંતે એણે મારી ગોળી પણ ખાધી.'

દેવતા પાડ્યો, અને લક્ષ્મીદત્તને ઊંચકીને દેવતા પાસે લઇ ગયો. અજવાળામાં એમના ઘા જોયા. વાતો કરતાં અને પાટાપીંડી કરતાં વહાણું વાયું.

જે સમયે વાઘ અમને ભેટંભેટ થઈ ગયો હતો. મેં ગોળી છોડી હતી તે વખતે ગોળી છોડવાનો સમય ન હોવાથી લક્ષ્મીદત્તે પોતાની ખુખરી વાઘની છાતીમાં હુલાવી દીધી હતી. મેં એ જ વખતે ગોળી છોડી હતી, પણ લક્ષ્મીદત્તના પ્રહારને કારણે હું નિશાન ચૂકી ગયો હતો. અને વાઘે તરત જ એ ખુખરીના વાપરનારને થપાટ મારી હતી. પંજાનો પૂરો આઘાત તો એમની બંદૂક પર પડ્યો હતો, ને તેથી જ બંદૂક ઉછળીને મારી પાસે આવી પડી હતી. વાઘના પંજાના માત્ર બે નખ એમની ભુજા પર પડ્યા હતા અને એણે કોટ, ચેસ્ટર, ખમીસ અને સ્વેટર ને વીંધીને ચામડી ચીરી નાખી હતી. આ જ ઝટકાથી લક્ષ્મીદત્ત એટલા દૂર ઉછળી પડ્યા કે જાણે કોઇ ખેલાડીએ ફૂટબૉલ ઉછાળ્યો. લક્ષ્મીદત્તે માન્યું કે બસ અંત આવી ગયો. એમને ફેંકીને વાઘ એમની પાસે ગયો, પણ એ એમની ગરદન ચૂસી લે તે પહેલાં તો એમણે પોતાની રહીસહી તાકાત વાપરીને ખુખરી વાઘના પેટમાં ખોસી દીધી. વાઘ ચોટ ખાઇને ઉછળ્યો અને બેહોશ થઇને પડ્યો. પેલી બાજુ લક્ષ્મીદત્ત પણ અચેત થઇને પડ્યા.

લક્ષ્મીદત્તને ખૂબ ઉઝરડા થયા હતા. એક આંગળી પણ ઊતરી ગઇ હતી. આંખો અને ચહેરા ઉપર જાણે કોઇએ હંટરથી ફટકાર્યા હોય એવાં ચિહ્નો પડ્યાં હતાં.

હૃદયના ઘાની મોટી ચિંતા હતી. વાઘના નખની ચોટથી ઘા ઝેરી (Septic) બની જાય છે. અમે લોકોએ તેહરી પહોંચીને કોઇને પણ ન કહ્યું કે વાઘે લક્ષ્મીદત્તજીને ઘાયલ કર્યા છે. વૃદ્ધ માતાના પ્રેમજન્ય કોપનો ભોગ કોણ બનત? કહી દીધું કે ગબડી પડ્યા એટલે ચોટ લાગી ગઈ અને પથ્થર પેસી ગયો.

લક્ષ્મીદત્તે દસ દિવસની રજા લીધી, ધીરે ધીરે સાજા થઇ ગયા અને ફરીથી એમણે પોતાના ઉદરને હરણ, ચકોર અને તેતરની કબર બનાવવા માંડી.

શ્રીરામ શર્માના હિંદી પરથી અનુવાદક કિશનસિંહ ચાવડા



# મોતી તેની ઉત્પત્તિ પ્રાપ્તિ ને ખેતી



મહામૂલું મોતી એ અનન્ય આભૂષણ ગણાય છે. સુંદર, શ્રેષ્ઠ ને મનોરમ ઘરેણું બનાવવાને મોતીનો વપરાશ અનિવાર્ય કહી શકાય. એ મનોહર મોતીએ કોનું ચિત્ત નહિ આકર્ષ્યું હોય ?

મોતી મુખ્યત્વે એશિયાઇ સમુદ્રોની ઉત્પત્તિ છે. હિંદની દક્ષિણે સિંહલદ્વીપ પાસે મનારનો અખાત પ્રાચીન કાળથી મોતીની ઉત્પત્તિ માટે પ્રસિદ્ધ છે. અહીં કોડાટચીને કિનારેથી દરિયામાં વીસ માઇલ દૂર મોતી કાઢવાનું મુખ્ય મથક છે. ઇરાની અખાતમાં બહેરીન દ્વીપ પાસેથી તો છેક જૂના કાળથી દુનિયામાં પુષ્કળ મોતી મળતાં આવ્યાં છે. મેક્સિકોની ખાડીમાં, આસ્ટ્રેલિયાની કંઠારમાં કેટલેક સ્થળે અને મુખ્યત્વે તેના વાયવ્ય કિનારે, માડાગાસ્કર, અરબસ્તાન. ન્યૂ ગાએના, બોર્નીયો, ફિલિપાઇન ટાપુઓ અને જાપાન નજીકના સમુદ્રોમાં પણ ઉત્તમ મોતીઓ પાકે છે.

સૌ જાણે છે કે એ મોતી પૂરું પાડનાર કાલુ માછલી (Mother-of-pearl oyster: વૈજ્ઞાનિક નામ *Meleagrina margaritifera*) પૂરાં પાડે છે. પણ દુન્યવી વસ્તુઓમાં સૌંદર્યશ્રેષ્ઠ મોતીના જનક એ પોચા પ્રાણીને તો નજરે જોવું યે ન ગમે! ક્યાં એક ચિત્તાકર્ષક મોતી અને ક્યાં દુર્ભેદ્ય ખરબચડા આવરણવાળું મૃદુ અને શિથિલ આ નાનું પ્રાણી! મોતીની રચના જાણવાને આપણે એક આછો દૃષ્ટિપાત એ પ્રાણીના જીવન તરફ કરવો પડશે. જાણીને આશ્ચર્ય થશે કે કેવા વિચિત્ર સંજોગોમાં એ સુંદરતર મોતીઓનો જન્મ થાય છે. કો' મહાકવિના કાવ્યની નાયિકાના કપોલ પરથી સરતાં અશ્રુબિંદુ શા મોતીઓની કથા પણ એ અશ્રુની ઉત્પત્તિની કથા જેવી જ કરુણ, રસિક કે ગંભીર કેમ ન હોઇ શકે?

મોતી નીકળતાં હોય એ સ્થળના સમુદ્રની સપાટી પર આપણે કોઇ ચીકણા પદાર્થના નાના કટકા જેવા છીપ વિનાના ઝીણા અને પોચા પ્રાણીને તરતો નિરખીએ તો તે વખતે આપણને ખ્યાલે ન આવે કે એ જ પ્રાણી ભવિષ્યમાં મોતી પૂરાં પાડશે. વખત જતાં એ પ્રાણીની છીપ વધતાં એનું વજન પણ વધે છે, એટલે પછી એને સમુદ્રતળિયે જઈ રહેવાની ફરજ પડે છે;—એ ડૂબે છે. ત્યાં પોતાના શરીરમાંથી તાતણા



મોળાકત

ચિત્રકાર • કનુ દેસાઈ

(તાજેતરમાં બહાર પડેલા ચિત્રસંપુટ 'વ્રતચિત્રાવલિ'માંથી)



## ગાંધીજી

(સોરઠા)

તપનાં તેજ કોરા જીવન-કોડિયે,
દેહદીવેટ દેશદાઝને દીવડે;
ઓ સોનાર! મનમંથનની ભઠ્ઠીએ,
હેમ ગાળી ઘાટ ઘડ્યા ઘણા.

રમણીક અરાલવાળા

જેવા રેસા (byssus) કાઢી તે નળિયે કોઇ અચર પદાર્થને વળગી રહે છે. એને ય પોતાના જીવનનિર્વાહ અર્થે પોષણની જરૂર તો ખરી ને ? એટલે સમુદ્રનું ઝીણાઝીણા જંતુવાળું પાણી એ પીએ છે એ ઝીણા જંતુઓને પોતાના પોષણ માટે રાખી બાકીનું નકામુ પાણી એ શરીર બહાર કાઢી નાખે છે. ક્વચિત કોઇ રજકણ, માછલીનું છંડું કે કોઈ સમુદ્રજંતુના હાડકાની અતિ નાની કણી એ ઑઇસ્ટર પાણી સાથે ગળી જાય છે, પણ ગળી ગયા પછી તેને બહાર કાઢી શકતું નથી. એની આ અશક્તિમાં જ કુદરતે મનુષ્યને મોતીની બક્ષિશ આપેલી છે એમ કહી શકાય. નકામું પાણી નીકળી જતાં એના ખાદ્ય પદાર્થ સિવાયનો કોઈ નાનો-સરખો કણ પણ જો એના શરીરની અંદર પડી રહે છે, તો પછી ત્યાં એનો અસહ્ય સ્પર્શ એનાથી ખમાતો નથી. એને એથી અત્યંત દુઃખ થાય છે. દુઃખ હળવું કરવા કુદરતે એને એક ઉપાય બક્ષેલો છે. એના શરીરમાં ઉત્પન્ન થતા એક પ્રકારના પ્રવાહી (nacre)નું પડ ચડાવી એ પ્રાણી પેલી વસ્તુને આવરી લે છે; પરિણામે તે લીસી બને છે.

વખત જતાં એ રસનું આવરણ પણ કઠણ બને છે. પછી તો મેઘધનુષને મળતા ચૂના જેવા એ રસ (lamina)ના પડ પર પડ પેલી વસ્તુ પર એ પ્રાણી ચડાવતું રહે છે. સ્તરેસ્તરે એ થર કઠણ અને વધારે લીસા બની વસ્તુ મોટી બને છે. આ જ આપણું મનોહર મોતી.

મોતી ઉત્પન્ન કરતાં એ પ્રાણીઓનું નિવાસસ્થાન હમેશાં છીછરા સમુદ્ર અને રેતાળ કિનારે માલૂમ પડે છે; પણ મુખ્યત્વે કાલુ માછલીની છીપમાં જ સાચાં અને સુંદર મોતી પાકે છે. કેટલાક દેશની મોટી નદીઓમાં પણ મોતીની છીપો તો મળી આવે છે. પણ એ મીઠા પાણીમા થતાં મોતી દરિયાઇ મોતી કરતાં ઘણુંખરું રંગે ઝાંખા અને સૌંદર્યમાં કનિષ્ઠ પ્રકારનાં હોય છે.

જે છીપો બેડોળ આકૃતિની અને વૃદ્ધિમાં ઠીંગરાઇ ગયેલી તેમ જ દેખાવે કૃત્રિમ અને કુરૂપ રીતે વધેલી લાગતી હોય અથવા જેના પર પરોપજીવી જંતુઓનાં જાળાં બંધાએલાં હોય એ જ છીપોમાં મોતી પાકે છે. આ છીપો મોટી હોય છે અને એ ચાર વર્ષની વયે પહોંચતાં સુંદર મોતી આપી શકે છે. સાત આઠ વર્ષની છીપ સારી પેઠે પુખ્ત ગણાય છે અને તેમાંથી નીકળતું મોતી મોટું અને તેજસ્વી હોય છે. મોતી કાઢનારાઓ પણ પોતાના પ્રત્યક્ષ અનુભવ ઉપરથી આ જ હકીકત પુરવાર કરે છે.

મોતીની બનાવટ આપણે ઉપર સમજ્યા તે પ્રમાણે તેના મધ્યસ્થ ભાગ તરીકે રેતીનો કણ તો ક્વચિત જ હોય છે. ઘણુંખરું તો કોઇ ઝીણા જંતુનો અવશેષ, તેનો કોઇ ભાગ કે સૂક્ષ્મ 'ડાએટોમ' જંતુ (એનું શરીર ચાકનું હોય છે અને મોતી ઉત્પન્ન કરતાં પ્રાણીઓનો એ ખોરાક છે)નો નકામો ભાગ કે મોતી નીપજાવતા કોઇ પ્રાણીનાં જ ઇંડા પર મોતી બનાય છે. ડૉ. લિસ્ટર જેમ્સન, ડૉ. ગીન જેર્ડે, ડૉ. કિલાર્ટ અને બીજા જાણીતા શંખશાસ્ત્રજ્ઞો (Conchologists)એ પોતાનાં સંશોધનોને અંતે ઉપરનું



ઉપર: મોતીની ખેતી (પર્લ કલ્ચર) મા ઑઇસ્ટરનો પ્રાથમિક વિકાસ—જન્મથી તે આઠ માસ સુધીનો વચ્ચે: આઠ માસથી તે ચાર વર્ષની વય સુધીનો વિકાસ. નીચે: ઑઇસ્ટરની પૂર્ણાવસ્થા દસ વરસની વયે

મંતવ્ય બહાર પાડયું છે. મનોરેના અખાતનું મોતી કાઢવાનું કામ જોઇ લખાએલા, લિવરપુલના પ્રો હર્ડમૅનના તે વિષયઉપરના અહેવાલમાં ઉપરની માન્યતાને કઇક અંશે ટેકો આપતી હકીકત નોંધાએલી છે. સામાન્ય રીતે બધાં મોતી એ રીતે જ ઉત્પન્ન થાય છે અને તેઓ નક્કર હોય છે. મોતી જેમ વધુ નક્કર તેમ તેમાં કૉંચિનનું તત્ત્વ વધુ હોય છે. તેના તાજેતરમાં જ થએલા પૃથક્કરણ પરથી આટલાં રાસાયણિક દ્રવ્યો તેમાં હોવાનું સાબિત થયું છે: ૮૫ ટકા કાર્બોનેટ ઑવ લાઇમ, ૧૨ ટકા સજીવાણુઓ(કૉંચિન વગેરે)અને ૩ ટકા પાણી.

કોઇકોઇ વાર તો મોતી હદ ઉપરાંત મોટું બની જતા એ પ્રાણીનું શરીર ભેદી બહાર નીકળી પડે છે અને છીપ તથા એ પ્રાણીના શરીર વચ્ચે છૂટું પડી રહે છે. ઘણીવાર એ રીતે તૂટી પડતું પોતાનું શરીર સાંધવા માટે જે પ્રવાહીનું આ મોતી બને છે તે જ રસ ત્યાં દ્રવે છે, અને તે વડે એ મોતી છીપની અંદરની સપાટીને ચોટી રહે છે. એ સ્થિતિમાં એ મોતી એવી રીતે ઢંકાઇ જાય છે કે તેનો અર્ધ ગોળ ભાગ જ બહાર દેખાય છે. ઝવેરીઓમાં એ મોતીનું સ્થાન અનોખું હોય છે. જ્યારે કાલુ માછલી પર કોઇ બીજું પ્રાણી આક્રમણ કરે ત્યારે પોતાનું રક્ષણ કરવા, અથવા કોઇ યુદ્ધમાં ઘાથી કે બીજાં કોઇ કારણોથી તેની છીપમાં છિદ્ર પડે તો તે પૂરવા પણ તે એ જ પ્રવાહીનો ઉપયોગ કરે છે. તે વખતે થએલા એ રસના જમાવનું જે મોતી બંધાય છે તે તો ખૂબ મોટું, પોલું અને પાણીદાર બને છે. એવા મોટા મોતીને આપણે અંગૂરી મોતી તરીકે ઓળખીએ છીએ.

મોતીની છીપ કાઢનારાઓ કોઇ કાલુ માછલીની છીપને ખુલ્લી જુએ અને લાગ આવે તો તેમાં કાંઇક સૂક્ષ્મ વસ્તુ તેઓ મૂકી દે છે. વખત વીતતા તેના પર મોતી બંધાય છે. ચીનનાં મોતીઓમાં ક્યારેક બુદ્ધની કે બીજી મૂર્તિઓ કે એવું કાંઇ જોવામાં આવે છે ને એ અદ્ભુત દેખાતાં મોતી ઘણાને વિસ્મયનો વિષય બને છે. એ મોતી આ જ રીતે બનેલાં. કાલુની છીપમા બુદ્ધની અતિ બારીક કોરેલી મૂર્તિઓ મૂકી તેના પર મોતી બંધાવા દીધેલી આવી છીપોનો સંગ્રહ લંડનના સાઉથ કેન્સિંગ્ટનમાં આવેલા નૅચરલ હિસ્ટરી મ્યુઝિયમમાં છે. હવે એ મૂર્તિઓ છીપના થરોથી ઢંકાઇ ગએલી છે. કોલંબો સંગ્રહાલયમાં ચાર કૅરૅટ વજનનું ખુલતા સોનેરી રંગનું એક તેજસ્વી મોતી છે ને એના નીતર્યા પારદર્શક પડ નીચે સફેદ હાથીનો સંપૂર્ણ આકાર જોઇ શકાય છે. એ મોતી બે હજાર વર્ષનું જૂનું કલ્પવામાં આવે છે અને એના ગર્ભભાગમાંનો હાથી હાથીદાંતનો બનાવેલો હોય એમ સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસતાં જણાય છે.

મોતી ઉત્પન્ન કરતા એ પ્રાણીની છીપનો બહારનો ભાગ જેમ ઘસાતો જાય તેમ અંદરનો ભાગ બહાર આવતો જાય છે. છીપ પાતળી અને અસમર્થ ન થઇ જાય તે માટે એ પ્રાણી અંદરથી પોતાની છીપ પર પડો ઉમેરતું જ રહે છે અને છીપને મજબૂત રાખે છે, કેમકે પાતળી છીપમાં રહેવું કાલુ માછલીને ભયાવહ લાગે છે. વાસ્તવિક રીતે જે રસનું મોતી બને છે તે જ વસ્તુના એ છીપના થર પણ બનેલા હોય છે. એ છીપ બહારથી જેટલી બેડોળ અને વિષમ દેખાય છે તેટલી જ અંદરથી સુંવાળી અને સુંદર હોય છે. પોતાનું ઘર કોણ મઝેનું ન રાખે? ઘણી વાર તો છીપની અંદરનો એ ભાગ સૌંદર્યમાં મીનાથી પણ ચડી જાય છે. એ છીપો એકઠી કરવાનું કામ હિંદને કિનારે ઘણે સ્થળે ચાલે છે, પણ ક્યાંયે નિશ્ચિત પદ્ધતિથી કે સતત નહિ. એ છીપોની નિકાસ મુખ્યત્વે દક્ષિણ હિંદમાંથી પુષ્કળ પ્રમાણમાં થાય છે. મદ્રાસ તરફ તુતીકોરીન એની નિકાસનું મુખ્ય મથક છે. એ છીપો ઘરેણાં, રમકડાં, બટન અને ચપ્પુ કે છરીના હાથા બનાવવામાં ઉપયોગી છે. હિંદમાં કોટા, ભેરા અને આગ્રામાં લાકડા તેમજ પત્થર પર મોતીની છીપો જડવાનો ઉદ્યોગ જૂના સમયથી છે.

સ્વાતિ નક્ષત્રમા પડતાં વરસાદનાં ટીપાં જો કોઇ મોતીની માછલી અદ્ધરથી ઝીલી લે તો તે ટીપાંનું તેના પેટમાં મોતી બને છે, એવી આપણી આ પુરાણી માન્યતામાં કેટલું તથ્ય હશે? આપણાં પુરાતન પુસ્તકોમાં ઘણા વિચિત્ર ગુણધર્મવાળાં અને ઘણી વિલક્ષણ રીતે ઉત્પન્ન થતાં મોતીઓનો ઉલ્લેખ પણ મળે છે.

### મોતીની ખેતી

મોતી કાઢવાનો ઉદ્યોગ જ્યાંજ્યાં ચાલે છે ત્યાંત્યાં અમુક મુદ્દત સુધી જ જોકે મોતીની છીપો કાઢવાની પરવાનગી મળે છે, છતાં નાની વયની છીપો પુખ્ત છીપો કાઢતાં સાથે પણ બહાર નીકળી આવે છે. પરિણામે




ડાબું: મોતીની ખેતી (કલ્ચર)માં ઓઇસ્ટરમાં બારીક કણ પ્રવેશાવવામાં આવે છે • જમણું: એ કણ પર રસ ગાઝીને વિકસેલું મોતી

મોતીની છીપોની સંખ્યા ઘટે છે અને સાથે સાથે પરિપક્વ મોતી પણ બહુ ઓછાં મળે છે. તેથી એ સંપૂર્ણ સાચાં મોતીની કીમત બહુ ભારે આપવી પડે છે. તેમાં યે છીપ ઉપર નહિ પણ અંદરના સુંવાળા ભાગ પર થતું પૂર્ણગોળ મોતી વધુ કીમતી લેખાય છે.

સાચાં મોતીની આ અછત દૂર કરવા પાશ્ચાત્ય વિજ્ઞાનીઓ વર્ષોથી પ્રયાસ કરતા આવે છે. કાલુ માછલીના શરીરમાં મોતીરસની કોથળી (pearl-sac) થાય છે. એ કોથળીમાના રસ વડે પ્રયોગોદ્વારા ગરજ મુજબનાં મોતી મેળવી શકાય છે એવું ઇ. ૧૮૮૦ મા બર્લિનમાં ભરાએલા આંતરરાષ્ટ્રીય મોતીપ્રદર્શન વખતે જાહેર કરવામાં આવેલું ને એવું એક અભિનવ મોતી પ્રદર્શનમાં મુકાએલું પણ ખરું. એ પ્રદર્શનમાં ગએલા એક જાપાની સંશોધક ડૉ. મિત્સુકુરીએ પોતાને દેશ જઈ તે જ વખતથી મોતીની છીપો ઉછેરી એના મોતી પકવવાની રીત શોધવાના અખતરા ચાલુ કર્યા. પાછળથી તે પદ્ધતિ પ્રમાણે મિ. કોકીચી મિકીમોટોએ પ્રયોગો કરી ૧૮૯૪ સુધીમાં નીમરૂ તરીકે ઓળખાતા અડધિયાં મોતી ઉત્પન્ન કરવામાં સફળતા મેળવી. અને ૧૯૧૩-૧૪ સુધીમાં તો એ આખી પદ્ધતિમાં તેણે સંપૂર્ણ સફળતા મેળવી. આ મોતીને તેણે કલ્ચર મોતીનું નામ આપ્યું છે. હજીપણ એના એ દિશામાં પ્રયોગો તો આજ ચાળીસ વર્ષથી ચાલુ જ છે. અને જુદીજુદી નવ જાતનાં મોતી, કાલુનાં ઉછેર સંગ્રહવાનાં મોટાં પાંજરાં અને મોતીને તેજસ્વી કરવાની રાસાયણિક ક્રિયાનો વિશિષ્ટ અધિકાર (પેટન્ટ) મેળવેલાં છે.

રાસાયણિક દ્રવ્યોવાળા તાસકો સાથેનાં તારનાં પાંજરાં એ બે માસ સુધી દરિયામાં રાખે છે. દરમિયાન દરેક પાંજરામાં સોળ સોળ હજાર જેટલા ઈંડાંમાંથી તાજાં જ નીકળેલાં બચ્ચાં (spawn) કોઇ આકર્ષણ બળે આવી ચોંટી જાય છે. સાધારણ રીતે દસ ડિગ્રી જેટલા ઉષ્ણતામાનના દરિયાના હલકા પાણીમાં ૪ થી ૧૫ મીટર સુધીમાં તેઓ પુષ્કળ જથ્થામાં હોય છે. બે વર્ષ સુધી આ બચ્ચાંને સંભાળપૂર્વક ઉછેરવામાં આવે છે તે પછી દરિયામાં છોડી દેવામાં આવે છે.

એક વર્ષ રહીને મોતી માટે ડૂબકી મારનારી 'આમા-સાન'ને નામે ઓળખાતી જાપાની કુમારીઓ તારની ટોપલીઓમાં માછલીઓ એકઠી કરવા દરિયામાં ઊતરે છે, કારણ એટલા ગાળામાં તે પુખ્ત બની ગઈ હોય છે. મિ. મિકીમોટોના શસ્ત્રવૈદ્યો આ એકઠી કરેલી માછલીઓના શરીરમાં પિચકારીદ્વારા રજકણો (epi-thelium) દાખલ કરી દે છે. આ એપિથેલિયમ પાછું એ માછલીઓમાંથી કાઢી બીજી પુખ્ત માછલીઓમાં દાખલ કરવામાં આવે છે. એમ કરતા થતા જખમો રસાયણોથી રૂઝવી એ માછલીઓને પછી પાંજરાંમાં મૂકી સાત વર્ષ સુધી સમુદ્રતળે રાખે છે. છ છ મહિનાને અંતરે એ પાંજરાને પાણીની સપાટી પર લાવી તેમાની છીપોને સાફ કરે છે. સાત વર્ષને અંતે તેઓ એ છીપોમાંથી અર્ધ ઉપરાંતમાંથી કર્ષણ (કલ્ચર) મોતી મેળવે છે. જાપાનનો ગોકાશો ઉપસાગર આ કર્ષણ મોતીઓનું મોટું મથક છે ને જૂનની શરૂઆતમાં એ કાર્ય ત્યાં ધમધોકાર ચાલે છે.

વૈજ્ઞાનિકોના અભિપ્રાય પ્રમાણે સાચાં અને આ કર્ષણ મોતી વચ્ચે કાંઇ મહત્ત્વનો તફાવત નથી;

અને તેઓ ગુણધર્મમાં લગભગ સરખાં જ છે. અસલ પણ બસરાઇ મોતી અને કર્પણ મોતીનો અંદરનો ભાગ જોતાં બંનેની રચના ઘણુંખરું સરખી જ માલૂમ પડી છે. આજકાલ એ કર્પણ મોતીઓનો સારો પ્રચાર થએલો છે અને કંઈક સુલભ અને મસ્તાં હોતાં ઉપાડ પણ તેવો જ છે. કર્પણ મોતીને સાચાં મોતી ગણી હિંદી સરકાર સાચાં મોતી જેટલી જ તેમની જકાત લે છે.

### હિંદનાં મથક

પૂર્વકાળથી હિંદનું મોતી કાઢવાનું કામ પ્રસિદ્ધ છે. પૌરસ્ત્ય દેશોમાં સિંહલદ્વીપનો મોતી કાઢવાનો ઉદ્યોગ મોટો ગણાય છે એ ઉદ્યોગ ત્યાંની સરકારને જ તાબે છે ને એકે મોતી ચોરાઇ ન જાય તે માટે ત્યાં પૂરતો જાપ્તો રાખવામાં આવે છે. ત્યાં દર વર્ષે મોતી મેળવવા લગભગ પાંચ કરોડ કાલુ માછલીની છીપો પકડવામાં આવે છે અને સરેરાશ આશરે પચીસથી ત્રીસ લાખ રૂપિયાની આવક એ ઉદ્યોગમાંથી થાય છે. કોઇ કોઇ વખત તો એક જ દિવસે સાડાચાર લાખ જેટલી છીપોની વિપુલ સંખ્યા ત્યાં મળી આવે છે. તુતીકોરીન પાસે તિન્નેવેલીનો મોતી કાઢવાનો ઉદ્યોગ પણ અગત્યનો છે. ક્યારેક કરાચી નજીક પણ મોતી મળી આવે છે. બ્રહ્મદેશના મેરગ્રુઇ પરગણાનો મોતીની છીપો કાઢવાનો ઉદ્યોગ ઠીક ચાલે છે અને ત્યાંની સરકારને તેની સારી પેદાશ છે.

મોતી કાઢનારાઓ સાંજે કાંઠે પહોંચી છીપોને પોતપોતાના છાપરા હેઠળ લઇ જાય છે અને ત્યાં એના ચાર ઢગલા કરે છે. તેમાંથી એક ઢગલો ડૂબકી મારનારાઓને બક્ષિશ તરીકે મળે છે. પછી એ મોતીની છીપોની ત્યાં હરરાજી થાય છે. તે વખતે જુદાજુદા દેશના અને કોમના હજારો મોટામોટા ઝવેરીઓ, વેપારીઓ અને દલાલો વગેરે ઉદ્યોગી લોકોનું ટોળું ત્યાં તંબૂઓના જંતરમાં હાજર રહે છે. એક હજાર છીપનો જથ્થો એક સાથે વેચાય છે. જે વેપારી ભાગ્યશાળી હોય તેની છીપોમાંથી મૂલ્યવાન મોતીઓ નીકળી પડે છે અને ઘણાના પૈસા બરબાદ પણ જાય છે. ઘણીવખત એ ઉદ્યોગનો કોઇ કંપનીને ઇજારો અપાય છે અથવા જુદાજુદા માલિકો પણ એ કામ ચલાવે છે.

એ મોતીની છીપોને તેમાંની કાલુ મરી જાય તે માટે જમીનમાં દાટવામાં આવે છે. છીપ સુકાઇ જતાં તેમને છરીથી ઉઘાડી જેમાં મોતી દેખાય તે છીપોનો જુદો ઢગલો કરે છે. પછી એ મોતીઓને ચૂંટી કાઢી તેમને ચમકદાર, સ્વચ્છ અને સુંવાળીલાં કરવા મોતીની જ ભસ્મથી ઘસે છે. એ કાર્યમાં પહેલાં મીઠું અને ચોખાનો લોટ પણ વાપરતા. મોતીનું કદ નક્કી કરવા પીત્તળની ચડઉતર કાણાં પાડેલી દસ રકાબીઓની એક થપ્પી કરે છે. કાણું ઉપરથી ક્રમાનુસાર સહેજ નાનું થતું આવે છે અને નીચેની સૌથી મોટી રકાબીમાં તદ્દન નાનું બને છે. જે રકાબીમાં મોતી અટકે તે વર્ગનું એ ગણાય છે પછી તે તોળી, તેના રંગ, કદ ને આકાર પ્રમાણે તેનો વર્ગ નક્કી કરી કીમત અંકાય છે. મોટું, સુરેખ અને લાવણ્યમય મોતી બહુમૂલ્ય ગણાય છે. બારીક મોતી બાજરીઆં મોતી (seed pearls) તરીકે ઓળખાય છે.

આ સામાન્ય તેજસ્વી મોતી ઉપરાંત બીજાં બહુરંગી પ્રકાશ આપતાં મોતી પણ મળી આવે છે. કોઇ પીળી કે ગુલાબી તો કોઇ વાદળી કે કાળી છાયાવાળા, કેટલાક તીણો તેજસ્વી પ્રકાશ આપતાં તો વળી બીજાં સોનેરી રંગનાં, પ્રસન્ન સ્મિત વેરતાં મોતી પણ હાથ આવે છે. દુનિયાભરમાં આજે સર્વોત્કૃષ્ટ ગણાતું મોતી મૉસ્કોમાં ઝોસીનાના સંગ્રહસ્થાનમાં છે અને 'લા પેલ્લેગ્રિના'ના નામે તે ઓળખાય છે સંપૂર્ણ વર્તુલાકારનું એ ભારતીય મોતી અસાધારણ કાંતિનું છે અને તેનું વજન ૨૮ કૅરૅટ થાય છે. સર્વાંગસુંદર મોતીનો એ નાદર નમૂનો છે. ચાલીસ ગ્રેન વજનનું બીજું એક સુંદર મોતી પશ્ચિમ આસ્ટ્રેલિયામાંથી મળી આવ્યું હતું. લંડનના સાઉથ કેન્સિંગ્ટન મ્યૂઝિયમમાં મિ. બીઅર્સફર્ડ હોપના સંગ્રહમાં દુનિયાનું અત્યારસુધીમાં મળેલું મોટામાં મોટું મોતી છે. અસમાન આકૃતિનું એ તેજસ્વી મોતી અઢારસો ગ્રેન વજનનું છે અને એનો પરીઘ સાડાચાર ઇંચ છે. જે છીપમાંથી એ મળ્યું હતું તેના કરતાં એ છગણું વધારે વજનદાર છે! ઇરાનના શાહે એક નાગચાન મોતીની કીમત ૧,૮૦,૦૦૦ પૌંડ આપી હતી, અને ઇજિપ્તની રાણી ક્લીઓપેટ્રાએ એક કમનીય મોતીની કીમત ૮૦,૦૦૦ પૌંડ આપી કહેવાય છે.

ઘરેણાં સિવાય મોતી મુખ્યત્વે કશા જ ખપમાં નથી આવતાં. મનાય છે કે મોતીનાં ઘરેણાં પહેર્યાથી ગ્રહોની અને બીજી અનિષ્ટ પીડાઓ દૂર થાય છે.

મોતીનો શણગાર મંગલકારી લેખાય છે અને તેને ધારણ કરનાર તેથી આકર્ષક દેખાય છે. કદાચ કોઈ દવામાં મોતી વપરાય છે. આંખના રોગો માટે તેની ભસ્મનો વપરાશ બહુ ઉપયોગી છે. 'શુદ્ધ સાચાં મોતીનો સુરમો' એમ સુરમાની શીશીપર કોણે નહિ વાંચ્યું હોય? પાનમાં ખાવાનો ચૂનો પણ સાચાં મોતીમાંથી બનાવવામા આવે છે. અને ઉત્તર હિંદુસ્તાનના શ્રીમંતો મહેમાનીમાં એને મુખ્ય સ્થાન આપે છે.

મોતીને તેજાબ કે સુરકામાં વધારે વખત રહેવા દેતાં તેનાં પડેપડ છૂટાં થઇ જાય છે અને મોતી નકામું બને છે. કાળક્રમે ભલભલાં સાચાં મોતી પણ પીળાં પડી જાય છે. તેમનું તેજ ઘટતા તેમની કીમત પણ ઘટે છે. એ નુકસાનમાંથી બચવાનો ઉપાય કોઈ સૂચવી શકતા ન હતા. આપણા પ્રખર રસાયણશાસ્ત્રી પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરે એવાં મોતીઓને ધોવાની અત્યાર સુધી દુર્લભ એવી એક રાસાયણિક ક્રિયા હાથ કરેલી. એ રીતે ધોવાતું મોતી વજનમાં ઘટે છે, પણ પોતાનું અસલ સ્વરૂપ પકડતું હોતા ઝવેરીઓ તેના વજન તરફ તો દુર્લક્ષ આપે જ એ દેખીતુ છે.



ભયંકર શાર્ક માછલીઓ વાળા આસ્ટ્રેલિયાના દરિયામાં ડાઇવીંગ ડ્રેસ પહેરીને મોતીની છીપો વીણતા હુબકી મારનારાઓ

હિંદી પ્રજાનો મોતી માટેનો ઉત્કટ પ્રેમ પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે. હિંદી સ્ત્રી જ મોતી પહેર્યાથી મળતી ખરી લિજ્જત માણી શકે છે. તેના કર્ણફુલ અને નથનીમાંથી લટકતુ એકેક પરમ પ્રેમપાત્ર મોતી તેના ચલન વખતે કપોલ અને અધરને કોઇ અગમ્ય મીઠો સ્પર્શ કરી તેમને કેવી પ્રફુલ્લ રાખે છે! અને તેથી થતું સંવેદન તેના સિવાય કોણ જાણી શકે?

પોતાની ગહનતા અને વિસ્મયતાનો પરિચય આપતો સમુદ્ર પરાપૂર્વથી માનવચરણે સુંદર ને બહુમૂલ્ય મોતી ધરી રહ્યો છે. એ દરિયાઇ દોલત હાથ કરી સમુદ્રની પ્રભુના પ્રમાણતાં, તેના તરફ પૂજ્યભાવ કેમ ન પ્રગટે?

રામસિંહ કા. રાઠોડ



આસ્ટ્રેલિયામાં આવેલા શાર્કસ બે (શાર્ક માછલીના અખાત) ઉપર કલ્ચર કરેલી એક જ આઇસ્ટરમાં પાકેલાં મોતી

# અલીબાબાની ગુફા

અઢળક દોલત મેળવી શકાતી હોય તો જિંદગીને ખતરામાં મૂકવા યે ઘણા તૈયાર હોય છે. શિલ્ટન એવા જ પ્રકારનો આદમી હતો. આફ્રિકામાં તે તાજો જ આવેલો. સુલેમાનના છુપાએલા સુવર્ણ-ભંડાર, હાથીઓનાં અગોચર કબ્રસ્તાન અને હાથી-દાંતોમાંથી માલેતુજાર બનેલા અબ્દુલ્લાના છુપાવેલા અપ્રાપ્ય ભંડારો વિષે તેણે ઘણી કહેતીઓ સાંભળેલી. ઘણી વખત તેને થતું કે એકાદ એવો નાનો સરખો ભંડાર હાથ લાગી જાય તો હીરાની ખાણોમાં કરવી પડતી મજૂરીથી જિંદગીભર છૂટી જવાય.

વખત જતાં આ ધૂન તેના મગજ પર કાબૂ જમાવતી ગઇ. એક વખત અચાનક એવી જ કોઇ ધૂનને પરિણામે, કિલક્સ પ્રાંતના વેરાનમાં તે ભમવા નીકળી પડ્યો

ફરતો ફરતો દરિયા પાસેના એક ટેકરા પર તે પહોંચ્યો ને ત્યાં આરામ લેવા બેઠો. નીચે નજર કરી જોઇ. ભરતીનો વખત હતો. ચડતાપડતાં મોજાંમાં થોડી વાર તો તેણે ગમ્મત માણી, પણ પછી અચાનક તેની આંખો સંકોચાઇ. કારણ? . . . . . .

ભરતીના પાણી પછડાતાં એ છેડે પથ્થરમાં કોરાએલું નાનું શું પ્રવેશદ્વાર તેની નજરે ચડ્યું હતું.

કોઇ સાધારણ વ્યક્તિ જો હોત તો તો કુદરતની ચમત્કૃતિ તરીકે ઘડી બે ઘડી તેના નિરીક્ષણથી રાજી થઇ તેણે ચાલતી પકડી હોત. પણ શિલ્ટન તો મહત્ત્વાકાંક્ષી હતો. 'નક્કી કોઇ લાંબી ગુફા લાગે છે; અને કોઈ માઈના પૂતે હજુ સુધી તેમાં જવાની હિંમત પણ કરી હોય એમ લાગતું નથી. "ખુલ જા સમસમ" જેવી અલીબાબાની જ જાણે ગુફા! કોઇ અજાણ્યા અલીબાબાનું નાણું તેમાં કાં રાહ જોતું ન પડ્યું હોય? ચાલ દીકરા! કાં તો જિંદગીની મજૂરીથી સમૂળગો છૂટી જઇશ ને કાં તો જિંદગીથી હાથ ધોઇ બેસીશ!'

તરત શિકારનો છરો લેતાંકને તેણે નીચે વીસ ફૂટ ઊંડે પાણીમાં કૂદકો માર્યો. ચડતી ભરતીનું એક જ્યારે મોજું આવ્યું ને તેણે પરબારો એને પેલા પ્રવેશદ્વારમાં હડસેલી દીધો. થોડેક ચાલી એક તૂટેલા પથ્થર પર તે બેઠો. પ્રવેશદ્વારના પાણી પર પડતા સૂર્યના પ્રકાશથી ગુફામાં સપ્તરંગી પ્રકાશ ફેલાઇ રહ્યો હતો.

થોડી વાર ત્યાં જ તેણે આરામ લીધો. દરમિયાન સાગરમાં પણ ઓટ આવતાં સૂર્યનો પ્રકાશ વધુ ને વધુ ગુફામાં આવવા લાગ્યો હતો. નવરા બેસી રહેવાથી કંટાળી અને કંઇક કરવાની પ્રેરણાથી શિલ્ટને ગુફાની જમીન કોરવા માંડી. એકાદ ચોરસ ફૂટની જમીન કોરી કોરેલો સઘળો જથ્થો પ્રકાશમાં આમતેમ ઉથલાવી જોતાં તેમાં કંઇક પ્રકાશિત વસ્તુ જોવામાં આવી. હર્ષાવેશમાં એ બોલી ઊઠ્યો, 'એ જ! એ તો હીરા જ! અલીબાબાઓ આવા વેરાનમાં પોતાના ખજાના ન સંતાડે તો તો હરકોઇ એ હાથ કરી લે!'

દરિયાનાં પાણી ગુફાથી દૂર ચાલ્યાં ગયાં એટલે શિલ્ટન સીધો ટેકરા પર દોડ્યો. ત્યાં રાખેલી હૅટ, કપડાં, બગલથેલો અને બંદૂક બધાં એકી સાથે ઉપાડતો આવ્યો. હૅટમાં પેલો ખોદેલો કચરો નાખ્યો ને પાણીમાં તેને તારવવાના કામમાં તે લાગી ગયો. બધી માટી નીતરી ગઇ ત્યારે ઝીણા કાંકરા વચ્ચે તેણે જે જોયું તે તો મગજને આંખ બંનેને અવિશ્વાસ ઉપજાવે એવું હતું. પોતે ઉડાવેલા તુક્કા મુજબના જ એ પાંચ હીરા હતા!

ને એ હીરા હોવાની ખાતરી થતાં તો તે જાણે ગાંડો બન્યો. જમીન ખોદતો જાય, કચરો હૅટમાં ગાળતો જાય ને હીરાનો ઢગલો એક બાજુ કરતો જાય.

આઠેક કલાક તો તેણે સખત પરિશ્રમ કર્યો. સવાસો જેટલા હીરા યે એકઠા કર્યા. 'હવે તો આપણા હાથમાં જ છે ને?' એવું વિચારી બાકીનો પરિશ્રમ બીજા દિવસ પર મુલતવી રાખી તે આરામ લેવા બેઠો, કારણ વધુ થાક હવે સહન થઇ શકે તેમ ન હતું.

આરામથી પરવાર્યો એટલે તરત હૅટ પહેરી, બંદૂક ને બગલથેલો ઉપાડી શિલ્ટન જવા માટે તૈયાર થયો. પણ તેની વિચિત્ર પ્રકૃતિ તેને એમ ગુફા છોડવા દે તેમ ન હતું. બહાર નીકળતાં પહેલાં તેને વળી તરંગ ઊઠ્યો, 'ગુફાનો આગળનો ભાગ તો જોઇ આવું?'

આગળ વધતાં ગુફાની પહોળાઇ યે વધતી ગઇ. કોઇકોઇ ઠેકાણે ઝાડ પણ ઊગેલાં હતાં. સાંજ પડી

ગઈ હતી અને શિયાળાનો દિવસ હોઈ રાત પણ જલદી પડે તેમ હતું.

વધુ લાંબે ન જતાં શિલ્ટન પાછો ફર્યો. અચાનક તેને ગુફાના દ્વાર આગળ મૂકેલા હીરા સાંભર્યા. ઝપાટાભેર તે પાછો ફર્યો. હજુ થોડુંક ચાલ્યો ન ચાલ્યો ત્યાં તો ખભા પરથી તેની બંદૂક અચાનક ઝૂંટવાઈ ગઈ. કોઈ ભાગ પડાવવાની બદદાનતથી પાછળ પડ્યો કે શું? એમ વિચારતો નવા આગંતુકને જોવા તે પાછળ ફર્યો.

'ઓ માઈ ગૉડ!' પાછા ફરી એ નવા આગંતુકને જોતાં જ તેના મોંમાંથી બેબાકળી ચીસ નીકળી પડી. એક જબરદસ્ત હાથીએ પોતાની સૂંઢથી એની બંદૂક ઝૂંટવી લીધી હતી. આવા ભારેખમ ડીલ છતાં આવી શાંતિથી પોતાનો પીછો એ કેમ પકડી શક્યો તે વિચારવા જેટલો હવે અવકાશ જ ન હતો. લથડતે પગે પણ શિલ્ટને જીવસટોસટની દોટ મૂકી.

અચાનક એક મોટા ખખડધજ ઝાડનું એક સૂકેલું થડ તેની નજરે ચડ્યું. જમીનને અડકતા એ થડના ભાગમાં સડાને લીધે થોડી પોલાણ પડેલી તેણે જોઈ. એથી વધારે સારો લાગ આગળ મળશે કે નહિ એ વિચાર્યા વગર તે તો એ પોલાણમાં ઘૂસી ગયો.

પણ હાથી તેને મૂકી દે તેમ ન હતો. તરત જ ઠૂંઠા પાસે જ તે આવી લાગ્યો ને મોતનો બદલો લેવા ઘુરકતી અજગરના ધડ જેવી તેની સૂંઢ લાકડાના પોલાણમાં ઘૂસી.

શિલ્ટને એવી અગમચેતી કરી જ રાખેલી. જેવી સૂંઢ પોલાણમાં ઘૂસી કે તૈયાર જ રાખેલા છરા વડે એક ઊંડો કાપ તેણે તે પર મૂકી દીધો.

તરત સૂંઢ બહાર ખેંચાઈ ગઈ. વેદનાભરી ચીસ હાથીના મોંમાંથી નીકળી પડી. પણ બીજી જ પળે વેદના દાબી દઈ તે મક્કમ થયો. ફરી તેણે સૂંઢ પોલાણમાં નાખી. ફરી એવો જ કાપ તે પર પડ્યો!

હાથીએ વધુ વેદનાભરી ચીસ નાખી. ત્રીજી વાર પોતાની સૂંઢ જોખમમાં મૂકવા તે તૈયાર ન હતો. હવે ત્યાં ને ત્યાં જ તે ફરવા લાગી ગયો હતો એમ જમીન પર પડતાં તેનાં ભારે પગલાંથી શિલ્ટન પામી ગયો હતો.

ત્યાં તો ગુફામાં ઘોર અંધારું છવાઈ ગયું. વેર લેવાનો બીજો કોઈ રસ્તો ન સૂઝતાં હાથી છેવટે ગુફાનું પ્રવેશદ્વાર રોકી ઊભો રહી ગયો. આથમતા દિવસનું રહ્યુંસહ્યું આછું અજવાળું પણ આથી સાવ ઢંકાઈ ગયું!

શિલ્ટનની સ્થિતિ હવે ત્રિશંકુ જેવી થઈ. હાથીને મારવો, પોલાણમાં ભરાઈ રહેવું કે ગુફાના બીજે છેડેથી નાસી જવું? ત્રણેમાંથી એકકે રસ્તો બિનજોખમી ન હતો અને છતાં રસ્તો કાપ્યા વિના ઉગાર પણ ન હતો. છેવટે છેલ્લો રસ્તો તેને ઓછો જોખમભર્યો લાગ્યો, એટલે હળવેકથી બહાર નીકળી તેણે ગુફાના બીજા છેડા તરફ મૂઠીઓ વાળીને દોટ મૂકી. હાથી ધારે તો જરાવારમાં તેની દોટ નિરર્થક કરી દે એ તે જાણતો હતો અને એટલે જ પાછળથી જાણે મોતની દોરી ખેંચી રહી હોય એમ 'એ આવ્યો, એ આવ્યો' એવા ભણકારા વચ્ચે એ દિઙ્મૂઢ બની દોડ્યે જતો હતો.

તે કેટલું અને ક્યાં સુધી દોડ્યો એ તો કોણ જાણે પણ બેભાન થતા સુધી તે એમ દોડતો જ રહેલો.

અને બેભાન હાલતમાં જ કાળા લોકોના હાથમાં તે આવ્યો હતો, જેમણે ઇનામની આશાથી કિનારા પરની ગોરાઓની છાવણીમાં તેને પહોંચાડી આપેલો.

ઘણા ઉપચારો બાદ ભાનમાં આવતાં શિલ્ટન માત્ર હસ્યો જ. ઇન્સાન તરીકેનું તેનું એ છેલ્લું જ હાસ્ય હતું.

થોડીવારે તે ફરી હસ્યો, પણ એ હાસ્ય ભયંકર હતું. તેમાં દિવાનાપણાની ચોક્કસ નિશાની હતી.

'હું આખી દુનિયાથી ધનવાન બનત! દુનિયા આખીથી!! હા હા હા! હા.. હા...હા....!!'

ઘણા દિવસ સુધીના તેના આવા બકવાદ પછી ત્યાંના ગોરાઓએ શિલ્ટનને અમેરિકા મોકલાવી દીધો.

(સૂચિત) અશોક હર્ષ

## સાદીની ફૂલવાડી

નાનપણમાં હું ધાર્મિક હતો. એક રાતે હું મારા પિતાની સેવામાં બેઠો હતો, ત્યારે આખી રાત પવિત્ર કુરાનને ખોળામાં રાખીને હું જાગ્યો. અમારે પડખે પડખે અનેક લોકો સૂતા હતા. મેં પિતાને કહ્યું, 'આમાંથી કોઈ નમાઝ પઢવા સારુ માથું ઊંચું કરતો નથી. એવી ગાઢ નિદ્રામાં પડ્યા છે કે જાણે મડાં જ કેમ ન હોય!' પિતાએ ઉત્તર આપ્યો, 'વત્સ, આમ જાગતો રહીને તું લોકોની નિંદા કરે એના કરતાં તો એ સૂતા છે એમ તું પણ સૂઈ ગયો હોત તો સારું હતું.'

અહંકારી અહં વિના બીજું કાંઈ જોતો નથી, કેમકે એની આંખ આગળ અભિમાનનો પડદો પડ્યો હોય છે. પડદો ખસે તો તે જુએ કે પોતા જેવો પતિત કોઈ નથી. —દે.ભા.

## ઉત્તરાવર્તનો વિજયયાત્રી અનુસંધાન પૃ. ૩૪પથી

એકત્રિત માનુષી નજર પહેલી જ વાર એ પટ પર ઠરી રહી હતી. પહેલી જ વાર અમેરિકાનો ઝંડો ત્યાં ફરફરાવી તેમણે પોતાની જાતને કૃતકૃત્ય માની. પીઅરીએ પોતાની ડાયરીમાં લખ્યું: 'The Pole at last. The prize of three centuries. My dream and goal for twenty years.'

વળતી વખતે તો તેમના પર વરસેલો સીતમ ગજબ કહી શકાય. કેટલીયે સ્લેજો ભાંગી ગએલી, કુતરા એક પછી એક મૃત્યુ પામેલા, ખોરાક પણ ખૂટી ગએલો, મરણના કિનારે લગભગ બધા પહોંચેલા. ફાટેલે કપડે ને લોહી નીગળતા હાથપગોએ, એક જ બાકી રહેલા કૂતરા સાથે પીઅરી સંસ્કૃત દુનિયાની પહેલી ભાગોળે પહોંચ્યો ત્યારે ભૂખથી લગભગ ગાંડા જેવો બની ગએલો!

ઘણાકોને લાગશે કે પીઅરીનો આ વિજય સહેલો ગણાય. પણ એ સહેલાઇ ઓચિંતી તકોનો લાભ લઇને તેણે નથી મેળવી. વતન છોડી, સંસ્કૃતિ યે છોડી વીસ વીસ વર્ષ એરિકમો વચ્ચે રહી ત્યાંના પવન, પાણી ને બરફના પ્રવાહોનો તેણે કરેલો અભ્યાસ ને મૂર્ત કરેલી ઝિંદાદિલી જ એ સહેલાઇ આણી શકી છે. જ્યાનેત અને કાર્લુક જેવાં અનેક જહાજો જ્યાં ભાગી ભુક્કો થઇ ગયા છે, જેના ખોફે અનેક જિંદગીઓની જીવનદોરીઓ પર ત્રાસજનક કાપ મૂક્યો છે એ ઉત્તર ધ્રુવના સફળ ખેડાણ તો પીઅરી જ કરી શકે. ધુમ્મસે વીંટાએલું ત્યાંનું ક્ષિતિજ અતિશય જ ટૂંકું હોય છે ને વાતાવરણની પારદર્શકતા તો એટલી બધી હોય છે કે સો માઇલ પરનો પટ પણ તદ્દન પાસે આવેલો જ દેખાય.

કોઇપણ એષણા કે તમા વગર, કેવળ અંગત સાહસશોખે જ ઉત્તરાવર્તની આ વિજયયાત્રા કરનાર પીઅરીનું સ્મારક પણ એવા જ પ્રદેશ વચ્ચે ઊભેલું છે. સંભવ છે કે બહુ થોડી આંખો તે જોઈ શકશે, પણ જે જોશે તેના મોમાંથી તો એના ઉત્સાહ ને ધૈર્યની કદર ખુઝતો 'આફરીન'નો પોકાર નીકળી જ પડશે.

**અશોક હર્ષ**

## ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

(ચિત્રો માટે જુઓ મુખચિત્રની પાછળ)

આ માસની હરીફાઈમાં પહેલું ઈનામ જીતનાર ફોટો-ચિત્ર ભાઇ આર. આર લાલન (મુંબાઇ)નું 'પાનખરનું આગમન' છે. કુદરતમાં ઋતુફેરથી થતા ફેરફાર નિહાળવાની તેમ જ તેને લીધે મનુષ્ય હૃદયમાં ઉદ્ભવતા ભાવો સમજવા અને અનુભવવાની જાગૃતિ અને શક્તિ આ જમાનામાં વિરલ છે બહુ ઓછા કલાકારો ભાઈ લાલનની માફક એવાં ચિત્રસર્જન માટે પ્રયત્ન કરતા હશે. આવી ફોટોગ્રાફી જનતાનો કુદરત પ્રત્યે પ્રેમ ઉપજાવવામાં અને માનવજીવનમાં નિસર્ગનો પ્રફુલ્લ આનંદ ઉતારવામાં બહુ ઉપયોગી થઈ પડે

કોઇપણ વસ્તુ ઉપર બરોબર માથા પરથી મુખ્ય પ્રકાશ પડતો હોય તો તે વસ્તુનો પડછાયો વસ્તુ નીચે દબાઇ જાય છે અને પરિણામે વસ્તુને ભરાવ તેમ જ ઉઠાવ મળતાં નથી. ભાઇ લાલનના ચિત્રમાં ઝાડની લગભગ સામેથી સૂર્યપ્રકાશ આવે છે. એથી ઝાડના થડમાં છાયા દેખાતી નથી. પરંતુ છબી જે સ્થળેથી પડેલી છે ત્યાંથી હજુ વધારે જમણી તરફ જઇને છબી લીધી હોત તો ઝાડ ને તેના પડછાયા, તેમજ પાછળનું મકાન વગેરે વધારે સારી રીતે ચિત્રમાં આવત. વળી ચિત્રની નીચેની ધારથી થડની બેઠક ઘણી નજદીક હોવાને કારણે ચિત્રમાં સંકડામણ ભાસે છે જરા દૂર જઇ કૅમેરાના લેન્સને નીચો ધરવાની જરૂર હતી.

બીજું ઇનામ જીતનાર ભાઈ દેવેન્દ્ર દેસાઇ (ભાવનગર)ના ફોટો ચિત્ર 'સૌરભનો શોખીન'માં ઉપરથી આવતો પ્રકાશ નીચેની છાયા સાથે મિશ્રિત થઇ પોપટની ડોકનો વળાંક સ્પષ્ટરીતે ઉપજાવે છે. તે ચિત્રનું વસ્તુગુંથન બરોબર નથી ફૂલ અને પાંદડાં સાથેની ડાળીઓની રચના ચિત્રમાં ગૂંચવણ ઊભી કરે છે ત્રીજું ઈનામ મેળવનાર ભાઇ દેવીદાસ પારેખના ફોટો-ચિત્ર 'ગોપ'માં પાત્રે પોતાનો પાઠ સારી રીતે ભજવ્યો છે નોંધપાત્ર ઠરેલા ભાઇ પ્રાણલાલ પટેલના ચિત્ર 'ભિસ્તી'માં પાણીની પખાલ ખભે લઇ તેના ભાર નીચે દબાતો ભિસ્તી ટેકરો ચડતો જણાય છે એ વસ્તુ સારું છે, પણ ચિત્રમાં ચેતના આપતાં છાયા-પ્રકાશની ખામી છે.

ભાઈ લાલનના વાઘના ચિત્રને 'Mood after Over-indulgence' એ અંગ્રેજી નામ પ્રમાણે ગુજરાતીમાં 'જમ્યાનું ઘેન' એવું નામ આપવું જોઇએ આવી સ્થિતિ દર્શાવતા ચિત્રમાં શરીરના બીજા ભાગ અને સ્થિતિને પણ સૂચનામાં લેવાં જોઇએ

**બલવન્ત ભટ્ટ**

**કલાકારનું સન્માન**

યુવાન કલાકાર શ્રી યજ્ઞેશ્વર શુકલને પૂનાના ચિત્રકલા પ્રદર્શનમાં સુવર્ણચન્દ્રક મળ્યો છે તેની ઊગતી કારકીર્દિ સવિશેષ ફળવતી બનો.

# કુંજ

'કુંજડિયાં કુરલાઇયાં
સૂર્યાં સિંધવ દેસ,
ઊડઇ પાંખ પસાર કરિ
વાહલાં કિમહિ મલેસુ.'[1]

કોણ જાણે કેવી યે પળે એણે કલમ પકડી હશે, કે જ્યારથી કવિવર કાલિદાસે મેઘદૂત લખ્યો છે ત્યારથી સાહિત્યસૃષ્ટિમાં ભારે અરાજકતા ફેલાઇ છે. એનું અનુકરણ કરી કોઇએ હંસને દૂત બનાવ્યો તો કોઇએ શુકને કાસદનું કામ સોંપ્યું. એકે ચક્રવાક તો બીજાએ ભ્રમર, અન્યે સારસ તો અપર કવિએ પવનને, કોયલને—આમ દૂતપરંપરા વધતી જ ચાલી. હિમાચળના વાસી, રામગિરિ આશ્રમમાં રહેતા વિરહી યક્ષને આષાઢીલા ગર્જતા મેઘ ચડતા જોઇ એની ભાર્યા સાંભરે અને ઉત્તર બાજુ વહેતી શ્યામદેહ નભોમાલાની સાથે નિજ઼ાંગનાને સંદેશો પાઠવે, એમાં અજુગતું કશુંય ન હતું. એ કલ્પનાના આશ્રયે, હંસ અને ચક્રવાક જેવાં યાયાવર (migratory) પંખી અને ચોદશ સ્વેચ્છાચારી પવન જેવા શીઘ્રગામીની દૂતપાત્રતા પણ સ્વાભાવિક લેખાય. પરંતુ જેમને ઘર છોડી કદી ક્યાંય પણ જવાનું નથી થતું, એવાં સ્થાયી અધિવાસી સારસ, કોયલ અને ભ્રમરને દૂતરૂપે પ્રેરનાર કવિઓને શું કહેવું?

આવે પ્રસંગે ફરી એક વેળા ગૌરવવંતા ગુજરાતીઓની સૌન્દર્યવૃત્તિ અને રસવત્તા તથા સતેજ કલ્પનાનો પરિચય થાય છે; કારણ કવિવરના મેઘને બાદ કરીએ તો આ દૂતપરંપરાનાં અવશિષ્ટ પાત્રો કેવળ સામાન્ય પ્રતિનાં છે. એમનો પરિચય સમગ્ર ભારતવર્ષમાં સ્થળે સ્થળે થાય છે. આવી સર્વસાધારણ દૂતપ્રણાલિકાનું અવલંબન કરવાનું ગુજરાતીઓને ન રુચ્યું. એમણે તો સુરુચિનું અભિવ્યંજક સુંદર કલ્પનાચિત્ર ઉપજાવી, સર્વાંશે લોકોત્તર સ્વતંત્ર સંદેશવાહકની જ યોજના કરી.



અને આ અનન્યસાધારણ દૂત તે કુંજ.

'કુંજડિયાં કુરલાઇયાં સૂર્યાં સિંધવ દેશ—'

અબૂઝ છતાં હૃદયના ભાવથી રંગાએલી ગ્રામવનિતા, વાવ કૂવા તળાવ કે નદીકાંઠે ઊભીઊભી સીમાડે સળંગ હારમાં ઊડતી જતી કુંજમાળા આતુર નજરે અવલોકી રહી છે. વેદનાદગ્ધ એના હૈયામાં આશાના અંકુર ફૂટે છે. એ વિચારે છેઃ 'વહાલાંને મળવા કુંજડીઓ યે ઊપડી; પણ મારો સૌભાગ્યનાથ ન આવ્યો તે ન જ આવ્યો. લાવ, આમને વીનવું. દયાની મારી, વખતે એ મારા પર કૃપા કરે.' સાશ્રુનયને અંજલિપૂર્વક એ માગે છેઃ

'કુંજલડી રે સંદેશો અમારો,
જઇ વાલમને કહેજોજી રે.—'

ભાવભીની ગામડિયણની પ્રેમોન્મત્ત દશાનું આ ચિત્ર અત્યંત આહ્લાદક છે. આ રમણીય ચિત્રના આધારભૂત કુંજને દૂતકર્મ સોંપવાની અપૂર્વ કલ્પના કરવાનો યશ તો ગુજરાતીઓની જ રસવૃત્તિને ઘટે છે.

અને એનું સંદેશવાહકપણું પણ સ્થાને છે. કુંજની

---

[1] બુદ્ધિપ્રકાશ : જૂના ગુજરાતી દુહાઓ.

સુકુમાર નમણી દેહલતા, એનો શ્યામલ વાન, લલિત ચાલ, કર્કશ છતાં હૃદયંગમ ધીર ગંભીર નાદ—આ બધાં એનામાં વિશ્વાસ મૂકવા પૂરતાં છે. એ વિશ્વાસથી પ્રેરાઇને જ ઉત્કંઠિત ગ્રામવધૂ કુંજનું દૂતપણું કબૂલે છે.

આ 'કુંજ'ને અંગ્રેજીમાં 'ડૅમ્વાઝેલ' Demoiselle crane[1] કહે છે. ઉત્તર ગુજરાતમાં ઘણે ભાગે એ મોટાં તળાવોમાં અને સાબરમતીના તટે ક્યાંક ક્યાંક દેખાય છે. ભાલમાં તો એનાં ટોળેટોળાં રખડતાં નજરે પડે છે. કાઠિયાવાડ અને કચ્છમાં એ ખૂબ પરિચિત પંખી છે. ઘઉં તરફ આવનારાં અને ઘઉંના ખેતરોમાં નીરાંતે જીવે ચરનારાં એટલે અમદાવાદની આસપાસ તો એ 'ઘઉંલા'[2] નામે ઓળખાય છે. કોઈ એને 'ક્રૌંચ' પણ કહે છે.

સારસના એ પીતરાઇ: પણ શરીરે સારસથી ગરવા કદના. એમનો દેહ આછો આસમાની. માથું અને ગરદન કાળા રંગનાં (સારસનું માથુ લાલ). માથે ભૂરી ટોપી. ગળાના આગલા ભાગે લાંબાં પાતળાં કાળાં પીછાં, છાતી પર લટકતાં: દાઢી જેવાં દેખાય આંખ હેઠે સફેદ લાખું. આંખ લાલ ચટક. ચાંચ લીલાશ પડતી: એને છેડે લાલ અણી. પગ કાળા (સારસના લાલ).

પણ એના દેહની વિશિષ્ટ શોભા તો આંખની અણીથી ઊગતા, રૂપેરી કલગી-છોગાં પેઠે માથા પાછળ ઝૂલતા, ખેતરંગી લાંબાં પાતળાં પીછાંમાં છે. એમના આ વિભૂષણથી એ નજરે પડતાં તરત ઓળખાઇ આવે છે.

વર્ષા નીતરી રહે, તળાવ–નદીઓનાં નીર નિર્મળ થાય, શરદની સોહામણી રાત્રીઓ જગતને રૂપાવરણું કરતી હોય, એવે વખતે (ઑક્ટોબરમાં) કુંજનાં ટોળેટોળાં ઉત્તર દેશથી ભારતવર્ષમાં ઊતરી આવી, સીધાં માત્ર ગુજરાત કાઠિયાવાડ અને કચ્છનાં તળાવ, સરોવર ને નદીને કિનારે પથરાઇ જાય છે. (થોડાંક મહારાષ્ટ્રની ભૂમિને પણ અલંકૃત કરે.) હેમંતમાં પાકથી લચી પડતાં ખેતરોમાં વસે. આખો શીતકાલ અહીં વ્યતીત કરી, વસંત આવે અને કેસુડાં વનેવન અંગાર વરસવા માંડે કે સ્વદેશ સીધાવે. (સારસ સ્થાયી રહેનારાં પંખી)

કુંજ ઊડે ત્યારે ત્રિકોણની બે બાજુ જેવા (આમ V) આકારે. આગળ મોખરે નાયક અને બે પડખે પાછળ લાંબીહારમાં બાકીનાં બધાં—આમ અવિરતપણે ઊડતાં જાય અને મધુર ધીર નાદે બોલતાં જાય. એમનો અવાજ સારસને કંઇક મળતો; પણ એટલો કર્ણપ્રિય નથી હોતો.

મૂળ, કંદ, બીજ, કૂંપળો—કેવળ વનસ્પતિનો જ આહાર કરનારાં, એટલે એમના ભંજવાડને લીધે, કલ્પનાસૃષ્ટિમાં વિહરનારા અને દેહની સુન્દરતાથી રાચનારા રસિક ગુજરાતીઓની નજરે કુંજ ગમે તેટલું મહત્ત્વનું પંખી હોય તોપણ, ખેડૂતને મન તો, એ બલા જેમ વહેલી ટળે તેમ ઓછી હૈયાસગડી મનાય છે. કુંજ ક્વચિત્ જિહ્વાસ્વાદ પૂરતુ જીવાત અને સરીસૃપોને પણ ચપાડી જાય છે.

કુંજડાં યાયાવર (*migratory*) પંખી. એમનાં નિવાસસ્થાન દક્ષિણ યુરોપ અને ઉત્તર તથા મધ્ય એશિયાના પ્રદેશોમાં છે. દૂરના દેશોમાં શિયાળો ગાળી પ્રવાસેથી પાછાં ફરીને ત્યાંનાં વિશાળ મેદાનોમાં જળાશયની નિકટમાં હજારો કુંજ બબ્બેની બેલડીએ છૂટાંછવાયાં પથરાઇ જાય છે. એમનાં સંવનન અને સંતાનોત્પત્તિ પણ આ સ્થળે જ થાય છે.

જોનારા તો એમ કહે છે કે જેવી એમની સુંદર દેહછટા છે, એના કરતાં યે સહસ્રાવધિ મનોહર તો એ પંખીની નૃત્યક્રિયા છે. પંખીઓ, પશુઓ અને જીવાણુ—બધી યે જળચર–સ્થળચર પ્રાણિસૃષ્ટિ જીવનની વસંત આવ્યે નિર્બંધ આચરણ કરે છે. કોઇ ગાનથી, તો તીડ જેવાં વળી વાદનથી, બલિષ્ટ પશુઓ દ્વંદ્વયુદ્ધથી અને પંખીઓ ગાઢ આશ્લેષ કે નર્તનથી માદાને આકર્ષે છે. એ બધું ય આચરણ રમણીય હોય છે. પણ એમાં યે વિશેષ રમણીય અને અપૂર્વ તો આ કુંજ પંખીઓનો અદ્ભુત નૃત્યવિધિ છે.

ભગવાન ભાસ્કરનો આછો પ્રકાશ વાતાવરણને રંગતો હોય એવે વખતે કુંજનાં ટોળેટોળાં એમના નિવાસસ્થાનના મેદાનમાં કે એકાદ નદીપુલીને ભેગાં થાય, ભેગાં થઇ એક પાછળ બીજી એમ લાંબી હારોમાં ગોઠવાઇ ઊભા રહે, પછી કોઇ અદૃશ્ય સૂત્રધાર

---

૧ પ્રાણિવિવેકવિશારદોનું Anthropoides Virgo.

૨ હું યે આજ લગી એને 'ઘઉંલાં' નામે જ સંબોધતો: કાઠિયાવાડમાં 'કુંજ' નામે ઓળખાતાં પંખી તે આ 'ઘઉંલાં' જ, એની તો મને હમણાં જ ખબર પડી. હું માનું છું કે એમાં મારો વાંક નથી આ બાજુ જો તમે કોઇ ખેડૂતને 'સારસ' વિષે પૂછો તો એ બાઘા જેવો તમારા સામું જોઇ રહેશે, પણ 'ડાંઘા'નું નામ લ્યો કે તરત એ પિછાનશે

આજ્ઞા કરતો હોય તેમ એક જ ક્ષણે જમીન પર શિર ઝુકાવે,—બધાં એક સાથે, એક તાલે. અન્ય ક્ષણે બધાં શિર ઊંચાં થાય; અસંખ્ય નાજુક છડીઓ હવામાં વીંઝાતી હોય એમ એમની શ્વેત કલગીઓ ઊડતી દેખાય. નૃત્યારંભનો આ મંગલવિધિ પૂરો થાય કે સમગ્ર પંખીગણ જમીન પર કૂદવા માંડે. થનગન નાચતાં, કૂદતાં, ત્વરિત ગતિએ દોડતાં આગળ જાય ને પાછાં આવે; ટોળે મળીને ફેરફૂદડી ફરતાં જાય અને વિવિધ અંગમરોડ કરતાં જાય. આગલી હારનું નૃત્ય પૂરું થયું કે તરત પાછળની હારનો આરંભ થાય. આમ બધીય પંક્તિઓ નાચી રહે કે તરત સમગ્ર પંખીસમાજ પાંખો વીંઝતો અંતરીક્ષમાં ઊડી જાય. સવારસાંજ પ્રતિદિન આ નૃત્યારંભ હોવાનો જ. પણ સંવનનકાળ પૂરો થાય અને પ્રજનનકાળ આવી પહોંચે કે પછી આ નૃત્યસમારંભ બંધ થાય.

અનુભવીઓના મતે તો આ અપ્રતિમ પ્રયોગની ભવ્યતા વર્ણવવી શક્ય નથી. આવો અનુભવ મને નથી થયો. આ યાયાવર પંખી આપણે ત્યાં નાચતા હોય એમ મારા સાંભળવામાં નથી આવ્યું; છતા સરોવરતટે કે નદીપટે પંક્તિબદ્ધ ઊભેલાં મેં એમને જોયાં છે અને એ વખતની એમની શોભાથી એમના નર્તનકાળની શોભા કલ્પનાબળે નીરખી શક્યો છું.

આટલું ક્રીડાશીલ હોવા છતા પણ કુંજ અત્યંત સાવધાન અને ચાલાક પંખી છે. સારસ એને પડછે કેવળ જડ લાગે. એટલે અવલોકન અર્થે પણ એની નિકટ જવાનું દુષ્કર છે. માત્ર કૃષિવૃત્તિ ખેડૂત સમીપે જ એ નિર્ભર ચિત્તે ભમે છે; કારણ ત્યાંથી તો હાકોટા કે એકાદ ઢેફો સિવાય અન્ય કશી પણ હાનિ થવાની નથી, એ એ સારી પેઠે સમજે છે.

આવાં વિચિત્ર ચરિત્રવાળાં મનોહર પંખીનો પ્રત્યક્ષ પરિચય કરવા કોણ ન લલચાય?

પણ હજુ વાર છે. સારસ તો જૂનાં જોગી. પુષ્કર-પત્ર પર ભમતા વરણાગિયા પીહો[1]ના ધવલ પુચ્છની શોભા જોઈજોઈ મરાઈ ગયા. ચાતક[2] અને બપૈયા[3] યે આવ્યા અને જૂના થયા. પણ કુંજનાં પગલાં નથી થયાં



આકાશે: V આકારે ઊડતી કુંજમાળા

ભૂ પર નૃત્યારંભે ઝૂકતી હોય એમ, અવનતશિરે ચરતી કુંજશ્રેણી ત્યાં લગી આપણા સરવર સૂના છે. આપણી નદીઓનાં નીર ખળખળ રવે એમની વાટ જોતાં વહી જાય છે.

છતાં આજ કુંજને કોઈ આમંત્રણ નથી આપતું. બારે માસ ઘરઆંગણે રહેનારાં પરિચિત—અતિપરિચિત કોયલડી (બાપડ નર જ હોવા છતાં, સ્ત્રીત્વના પૂજારી, એથી કેવળ માદા)નાં જ આડે દહાડે ગુણગાન કરનારા, એને કાજે નાગરવેલીઓ રોપાવનારા આપણા આજના કવિઓ કુંજના વિષયમાં કેમ મૌન સેવતા હશે! પ્રાચીનોના જેવી રસવૃત્તિ આપણામાં રહી નથી તેથી કે પછી જડ મગજના દ્વારા સંદેશ મોકલવો એ અલ્પ કલ્પના છે એવા વિચારથી? ગમે તેમ હોય, પણ (એક અપવાદ સિવાય) આજના કવિઓને કુંજનો પરિચય થયો દેખાતો નથી. એમના દુર્ભાગ્યે એમણે એથી સૌન્દર્યના ઉપભોગનો એક પરમ પ્રસંગ ગુમાવ્યો છે, એમ મને લાગે છે.

વનેચર

---

[1] Pheasant Tailed Jacana

[2] મોતીઉ:Pied Crested Cuckoo.

[3] Hawk Cuckoo.

# અખાડો

**શરીરવિકાસનું વિજ્ઞાન ચર્ચતો વિભાગ**



**એપોલો બેલ્વેડિયર**
પશ્ચિમની સર્વ પ્રજાઓએ પુરુષશરીરના સર્વોત્કૃષ્ટ આદર્શ તરીકે એપોલોને સ્વીકાર્યો છે. એનામાં પુરુષદેહની સ્થૂલતા કે ભીષણતા નથી, તેમ આપણા કવિકલ્પિત કામદેવનું સ્ત્રૈણ રૂપ નથી. એના સુડોળ ને શક્તિશાળી સ્નાયુ ભરેલા શરીરમાં વજ્રની કઠોરતા છે ને સૌન્દર્યનું માર્દવ છે એ છે સુકુમાર છતાં પ્રતિભાસંપન્ન મરદ.

આ લેખમાળામા જ્યારે જ્યારે હું 'આદર્શ' શરીર અગર એના સમાનાર્થ શબ્દો વાપરૂં છુ, ત્યારે ત્યારે મને પૂર્ણ ભાન હોય છે કે જ્યાં સુધી 'આદર્શ' એટલે શુ, 'આદર્શ' કોણુ હોઈ શકે, એ ન સમજાવું ત્યા સુધી આવાં વચન મિથ્યા પ્રયુક્ત છે. વારંવાર જુદેજુદે રૂપે એવા શબ્દપ્રયોગથી ભાષાનું સૌંદર્ય વધે, વાચનાર વાચીને ખુશ થાય, પણ એથી અર્થબોધ થવાનો નથી અને પૂર્ણતાને માટે ઝંખતા યુવાનનો રસ્તો અજવાળવાનો નથી. એને તો 'આદર્શ' 'આદર્શ' કૂટીને અંધારામા ગોથાં જ ખાવાનાં. 'આદર્શ' વચનથી એના મનમા સર્વોત્તમ શારીરિક સુંદરતાની પ્રતિમા મૂર્ત ન થાય, એના દેહને કેવો ઘડવાનો છે એ સ્થિર ન થાય ત્યાં સુધી એ ઉકાળવાનો પણ શું? 'આદર્શ' શરીર એટલે રામ, ભીમ, ગામા, રામમૂર્તિ કે સૅન્ડોના જેવું શરીર—કેવળ આટલું કહેવાથી પણ અર્થ નથી સરતો; કેમકે જ્યાંસુધી આ અદ્વિતીય વ્યક્તિઓનાં અને વ્યાયામ કરનારના પોતાના શરીરની વચ્ચે કોઈ પણ જાતની સમાનતા કે સમાનધર્મીપણું ન દેખાડાય ત્યાં સુધી એ ચિત્તમાં દૃઢ નથી થતું અને 'આદર્શ' કેવળ ધૂમાડાના બાચકા જેવો જ રહે છે.

આદર્શ શરીર એટલે સર્વાંગ સુંદર, સપ્રમાણ ઘડાએલી અંગસંઘટિત. પણ સપ્રમાણતા એટલે શું? એનું માપ શી રીતે કાઢવું?

આપણાં શાસ્ત્ર અને એમને પગલે અનુસરતાં આપણાં પ્રાચીન અર્વાચીન કાવ્યો રામ, કૃષ્ણ, અર્જુન,

ભીમ, જરાસંધ વગેરે નરવરોનાં શારીરિક સામર્થ્ય અને સુંદરતાનાં લલિત વર્ણનો કરે છે. એમનાં અંગોની સુકુમારતા કે કઠોરતાને પણ આલેખે છે: જેમકે, કપાટ-વક્ષસ્, વૃષસ્કંધ, આજાનબાહુ, પરિણદ્ધકંધર, આયતાંસ વગેરે; પરંતુ સમગ્ર માનવદેહની સપ્રમાણ શુદ્ધ સુંદર પ્રતિમા ક્યાંય પણ ચીતરેલી દેખાતી નથી. કલ્પનાના તરંગે ચડેલા અક્ષર કવિઓ અને શિલ્પ કવિઓએ એમના પાત્રોની રચનામાં અદ્ભુત લાવણ્ય રેડ્યું છે. એ લાવણ્યની સામગ્રી એમણે કુદરતને ખોળેથી લીધી છે. પણ એમનાં ચિત્રો મનુષ્યદેહના યથાર્થ લાવણ્યનાં બોધક નથી; માત્ર ઉન્માદભરી અનિયન્ત્રિત કવિકલ્પનાઓ જ છે. એવાં ચિત્રિત શરીર કેવળ મનની આંખે જોવાનાં જ હોય છે; સ્થૂલ આંખે દેખવાં શક્ય નથી.[1] એટલે આદર્શ શરીર ઘડવા મથતા વ્યાયામપ્રિયને એ ઉપકારક નહિ નીવડે. એનો આદર્શ તો અન્ય સ્થળે શોધવો રહ્યો.

આપણા આધુનિક—અને એમના પુરોગામી પહેલવાનોને પણ આપણે આપણી આદર્શ મૂર્તિ નથી ગણી શકતા. એમનાં અતિ વિશાળ પેટ અને અત્યંત દુર્બળ પીંડીઓ આપણી નજર નથી ઠારતી.

પણ આવી મુંઝવણ પાશ્ચાત્ય દેશોમાં નથી થતી યુરોપીય પ્રજાના સમગ્ર જીવનનો આદર્શ પ્રાચીન ગ્રીસ અને રોમની સંસ્કૃતિ છે. એમનું સાહિત્ય, એમની જીવનપ્રણાલિકા, એમની સામુદાયિક અને સામાજિક સભ્યતા, એમની સદસદ્વિવેકવૃત્તિ—જેમ રોમ અને ગ્રીસની છાયા તળે ઘડાયાં છે, તે જ પ્રમાણે શારીરિક સૌંદર્યનો આદર્શ પણ એમણે એ બંને પ્રજાઓ પાસેથી લીધો છે. સુંદર શરીર એટલે કેવળ ચામડી કે ચહેરો નહિ, પણ સર્વાંગ સંપૂર્ણ ખીલેલું શરીર—આવું સુંદરતાનું લક્ષણ ગ્રીસ અને રોમની પ્રજા સ્વીકારતી. સાહિત્ય, સંગીત, કલા, નીતિ એ બધાંના જેટલું જ મહત્ત્વનું સ્થાન શારીરિક સુંદરતાને અપાતું. એટલે એમને પગલે ચાલી એ પ્રજાઓના જેવી જ સંસ્કૃતિ ઘડવાનો અભિલાષ સેવનાર યુરોપી પ્રજા, સૌન્દર્યના આદર્શ માટે પણ એમનું અનુકરણ કરે એમાં નવાઇ નથી.

ગ્રીસ અને રોમનાં કાવ્યોમાં આપણી પેઠે અનેક દૈવીમાનુષી નરવરોનાં જીવન ચીતરાયાં છે, પણ શરીરનો સજીવ આદર્શ તો નજરે પડે છે ગ્રીસ અને રોમની કલામય પાષાણ-પ્રતિમાઓમાં. એમાં એ ઉભય પ્રજાના સૌન્દર્યનો આત્મા મૂર્ત સ્વરૂપે દેખાય છે. નારી દેહની સુંદરતા લો. આજે જગતભરના શિલ્પીઓની આંખ વીનસ ડી મીલોના મગ્ન છતાં રેખાબદ્ધ લલિત દેહ પર ઠરે છે. એના જેવી નખશિખ શુદ્ધ સંપૂર્ણ સપ્રમાણ સુંદર અન્ય નારીપ્રતિમા હજુ ઘડાઇ નથી. વીનસ યુરોપની રતિ. પુરુષશરીર જુઓ. એપોલો: સુકુમાર છતાં ગૌરવાન્વિત પ્રતિભાસંપન્ન મરદ; આપણા રામ અને અર્જુનનાં કાવ્યસ્વરૂપને એમાં સજીવ થતાં જોઇએ છીએ. એપોલો બેલ્વેડિયરમાં પુરુષદેહની સ્થૂલતા કે બીકણતા નથી, તેમ આપણા કવિકલ્પિત કામદેવના સ્ત્રૈણ રૂપનો પણ એ પ્રતિમામાં અભાવ છે. હર્ક્યુલિસ: પુરુષત્વના ભયાનક, ભીષણ અને દાહક જડ સ્વરૂપનું દર્શન ફારનીઝ હર્ક્યુલિસની મહાકાય પ્રતિમામાં થાય છે. પાડા જેવાં શરીરવાળા ગણાતા આપણા સ્થૂલકાય ભીમ અને જરાસંધનું જ એ જાણે હાડચામનું પૂતળું ન હોય! સ્ત્રી અને પુરુષના આ ઉભય સ્વરૂપનો આદર્શ સેવી, યુરોપીય પ્રજા એમનાં શરીર આજે પણ ઘડી રહી છે.

ઍનૅટૉમી—પ્રત્યક્ષ શરીરના સંપૂર્ણ જ્ઞાન વડે આ પ્રતિમાઓ ઘડાઇ છે એટલે એમાં અસમાનતા કે અંગોના વિકાસમાં ક્યાંયે પણ વિસંવાદ શોધ્યો જડતો નથી. એથી આપણે પણ વીનસ, એપોલો અને હર્ક્યુલિસનાં પ્રતિમાશરીરને આપણા અંગવિકાસ અર્થે આદર્શરૂપ રાખીએ તો ખોટું નથી. મારી ખાતરી છે કે ઘણાને આવા પરદેશી આદર્શ નહિ રુચે. પરંતુ એ પરદેશી છે માટે જ ત્યાજ્ય, એવી મનોદશા આદરણીય નથી. જે તત્ત્વનો આપણે ત્યાં અભાવ છે તે બીજે-

---

૧ આવા કારણથી જ અજંતાનાં ચિત્રન્યસ્ત કે ઇલોરાનાં શિલાસંગ્રથિત માનવશરીર આધુનિક નજરે કુરૂપ દેખાય છે. આથી જ એવી માન્યતા પ્રવર્તી છે કે પ્રાચીન આર્યોને ઍનૅટૉમી—પ્રત્યક્ષ શરીરના સિદ્ધાંતોનું ભાન ન હતું. વાયુમાંથી અંગડોલન, હરણની ગતિ, તલના ફૂલમાંથી નાક વગેરે અનુપમ આદર્શ શોધનાર પ્રાચીન કલાકાર૦. માનસિક રસાસ્વાદને, કેવળ સ્થૂલ શરીરની સુંદરતાના બોજાઓ ન માપી શકે, એ સ્વાભાવિક છે. શરીરવિકાસ ઇચ્છતો વ્યાયામપ્રિય પણ આવો સ્થૂલસ્વાદી હોવાથી આ ચિત્રો અને મૂર્તિઓ એને આદર્શ શરીરના ઘડતરમાં માર્ગદર્શક નહિ નીવડે.

# સંકેતો

| | | | | | |
|---|---|---|---|---|---|
| અહીં, આજે | કેવડું | જાત, જાણે | તમે | બધું ઇ. | સંબંધે |
| આખરે | વખત, કરતા | જરા | ત્યાં | બીજું, બાજુ | સિવાય |
| આગળ | કદાચ | જોઇએ | ત્યારે | બાબત | સુધી |
| આટલું | કશું-ઇ | જેમ | અત્યંત | બીલકુલ | સઘળું ઇ. |
| આવડું | કેવું-ઇ | હજુ | અંદર, દરેક | બહાર | સાધારણ |
| અથવા | ક્યાં | જેઓ | દહાડો | રીત | સરખું ઇ. |
| અત્યારે | ક્યારે | જો કે | દિવસ | રૂપ | સામાન્ય, સમાન |
| અધિક | ખાતર | જેટલું ઇ. | દરમિયાન | તરીકે | સ્થિતિ |
| આપણે | ખાસ | જેવડું ઇ. | પણ, પરંતુ | જરૂર-રી | શો, શું ઇ. |
| અલબત્ત | ખુબ | જુદા | પાસે | લાયક | વિષે |
| અનેક | ખોટું ઇ. | જલદી | પૂરે | લીધે | સ્પષ્ટ |
| આવો-વી-વું | ખબર | જેવું ઇ. | પછી, પાછળ | ના, નહિ, નથી | હશે, હોય |
| અર્થાત્ | ખરૂં, ખરેખર | જ્યાં | પેઠે | ને, અને | હમેશા |
| ઇત્યાદિ | અગર | જ્યારે | પોતે | નહિ તો | હવે |
| ઉપરાંત | ગુજરથી (અને બાનુઓ) | માટે | પર, ઉપર | આમ | યોગ્ય |
| ઉલટું | વગેરે | વડે | પેલો | માત્ર | વિના, વગર |
| એકલું | અગત્યનું | તે, તો | પહેલો-લા | મારૂં ઇ. | વાત |
| એટલું-લે | ગમે | અતિશય | પ્રમાણે | મુખ્ય | વળી |
| એવડું | ઘણું, ઘટે | તેથી | પ્રકાર | મોટું ઇ. | વધુ, વધારે |
| એવો-વી-વું | છે, છું ઇ. | તેમ | પ્રત્યે | માફક | વસ્તુ |
| કે કોણ-કોઇ | નીચે | તેઓ | ફક્ત | મારફત | હું |
| કાંઇ | છેવટે | તેટલું ઇ. | ફરી | માલુમ | |
| કારણ | છતાં | તેવડું, ઇ. | બદલે, બલકે | માનવ, મનુષ્ય માણસ | |
| કેમ | વચ્ચે | તથા | ભાઇઓ | મહાન | |
| કેમકે | છેક | તદ્દન | ભાઇઓ અને બહેનો | સમય | |
| કેટલું-ક | જે, જો | તરફ | બરાબર | સામે, સાથે | |

એક કરતાં વધુ સંકેતો સાથે જો ડાઇ શકે.

સંકેતોના જોડાણુમાં પણ આ રૂપો કાયમ રહે

ઉપરની વિગતો પર સંપૂર્ણ કાબૂ મળતાં મિનિટે એંશી શબ્દ સુધીના ઝડપે કાંઇ પણ લખી શકાશે

જ સંકેતોની સંજ્ઞાઓને જુદીજુદી રીતે વાંચવાની દૃષ્ટિ કેળવાતાં તેનું વાચન પણ સરળ બની શકે.

આવી રીતે સમૂહમાંના સંકેતોને છૂટા પાડી વાંચવાની શક્તિના મૂળમાં સંકેતોને ઓળખી અમુકઅમુક અક્ષરોનો બનેલો સંકેત હસ્તી ધરાવે છે કે નહિ તેનો ત્વરિત નિર્ણય કરવાની શક્તિ રહેલી છે. જેમકે 'સંકેત-સમૂહ' એ શબ્દ વાંચતી વખતે 'સંકે', 'તસ', 'મૂહ' એવા કોઇ શબ્દો ભાષામાં નથી એમ આપણને ખાત્રી હોય છે, અને એ સમાસનો પ્રથમ શબ્દ 'સંકેત' એ આપણી અતિપરિચિત સંજ્ઞા હોઇ આપોઆપ જુદી તરી આવે છે, અને તેથી સમાસનો બાકી રહેલો ટુકડો તેના યોગ્ય અર્થમાં દૃષ્ટિ સામે આવી ઊભો છે. આવી જ માનસિક ક્રિયા કાંઇક જલદ રૂપમાં સંકેતોના વાચન વખતે પણ કરવી પડવાની આમ હોવાથી લેખનની ઝડપ માટે તેમજ વાચનની સરળતા માટે એમ બંને દૃષ્ટિએ સંકેતોનાં ચિહ્નો સ્મૃતિમાં રૂઢ થઇ જવાની જરૂર છે.

આ સિવાય નવા શીખનારને એક બીજી મુશ્કેલી પણ પડશે. લખેલું વાચતી વખતે કોઇ એક સ્વતંત્ર સંજ્ઞા સંકેતસમૂહ છે કે એકાદ શબ્દ હશે એ નિર્ણય કરવાનું કામ એને શરૂઆતમાં મુંઝવશે. કેમકે એ શું છે એના પર તો એને વાચવાની રીતનો આધાર હોય છે, અને માત્ર લખ્યા પરથી સંકેતસમૂહ કે શબ્દ ઓળખી શકાતા નથી. આને માટે સાથેના ઉદાહરણોમાં આપેલા સંકેતસમૂહોના રેખાંકનના સામાન્ય લક્ષણને બીજા શબ્દો સાથે સરખાવતા સંકેતસમૂહોના સ્વરૂપ સામાન્ય શબ્દોથી કેવી રીતે જુદાં તરી આવે છે તે સમજાશે. જોઇ શકાશે કે સંકેતસમૂહોનાં સ્વરૂપોની પણ એક ચોક્કસ ખાસીઅત છે. એ ખાસીઅતનું વર્ણન કે વિવેચન કરવા કરતાં એની સીધી ઓળખાણ સાધવાની ક્રિયા વધુ સહેલી અને બુદ્ધિગમ્ય થાય તેમ છે—જે રીતે આપણે બીજા પદાર્થો કે માણસોની ઓળખાણ સાધીએ છીએ તેમ સંકેતોની આ ખાસીઅતનું જ્ઞાન જ માત્ર ચાલુ લખાણમાંના શબ્દોમાંથી સંકેતસમૂહ જુદા તારવી વાચવામાં ઉપયોગી થઇ શકશે. લખાણ અને વાચનનો મહાવરો વધવા સાથે એ જરૂરી પરિચય સહેજે આવી જશે.

(૪૦) સંકેતની રીતે સંકેત લખાય અને સાથોસાથ સ્વર-સંયોજનના નિયમોનો આપોઆપ અમલ થઇ જતો હોય તો કાંઇ ચિંતા નહિ. પણ ઘણી વખત આગળના સંકેતને છેડે કે પાછળનાની શરૂઆતમાં આવતો સ્વર, સંકેતના સ્થાયી રૂપ (નકશામાં આપેલ)માં હોય એવી રીતે લખવા જતાં નિયમ ૯ થી ૧૬ સુધીમાંના કોઇનો ભંગ થતો હોય છે. આવે પ્રસંગે સંકેતનું મૂળ રૂપ કાયમ રાખીને જ લખવાથી, વાચતી વખતે સ્વર-સંયોજનના નિયમનો ભંગ બે સંકેતો વચ્ચે કાપ મૂકવાનું સ્થાન આપોઆપ સૂચવશે. 'ર' અને 'લ'થી શરૂ થતા સંકેતો બીજા વ્યંજનાંત સંકેતોની પાછળ આવે ત્યારે પણ આ નિયમ આડકતરો લાગુ પડશે. અને જો કે નિયમને ક્લિષ્ટ નહિ બનાવવાના હેતુપૂર્વક આ ઉલ્લેખ તેમાં કર્યો નથી, પરંતુ બંને પ્રસંગોમાં મૂળભૂત સિદ્ધાંત તો એક જ છે.

### ઉદાહરણો

(૧) [નિ. ૩૭: પ્રથમાક્ષરથી બનેલા સંકેતો] અહિ-આજે, કે-કોણ, ક્યા, ઘણું-ઘરે, છે-છો-છું, જે-જો, જ્યાં, તે-તો, ત્યાં, દરેક, ના-નહિ-નથી, પણ-પરંતુ, પ્રમાણે, ફક્ત, બદલે-બલકે, યોગ્ય, રીત, રૂપ, લાયક, લીધે, વગર-વિના, શો-શી-શું-શાં, સમય, સ્થિતિ, હશે-હોવ.

(૨) [નિ. ૩૭ ચાલુ: પહેલા બે અક્ષરના બનેલા સંકેતો] અત્યારે, અથવા, અધિક, અનેક, અલબત્ત, આખરે-આખું, આગળ, આટલું-લો-ઇ., આપણે, આવું-વો-ઇ., અર્થાત્, ઇત્યાદિ, ઉલટું, એકલું-લો-ઇ, એટલે-એટલું-લો-ઇ., એવું-વી-ઇ, કદી-કદાપિ-કદાચ, કયું-યો-ઇ., કારણ, કાંઇ, કેમ, ક્યારે, ખબર, ખરું-ખરેખર, ખાસ, ખૂબ, ખોટું, ગમે, ગૃહસ્થ, છતાં, છેક, જરા——જલદી, જાત-જાતે, જેમ, જ્યારે, તથા, તદ્દન, તમે, તરફ, તેમ, ત્યારે, દરમ્યાન, દાખલા, દિવસ, પછી, પહેલાં, પાસે, પૂરું, પ્રકાર, પ્રત્યે, ફરી, બરાબર, બહાર, ભાઇઓ અને બ્હેનો, મહાન, માત્ર, મારું, મુખ્ય——મોટું-ટો-ઇ., વધારે-વધુ, વસ્તુ, વાત, સઘળું-ળા-ઇ, સમાન, સરખું-ખાં-ઇ., સંબંધે, સામે-સાથે, સિવાય, સુધી, હમેશાં.

(૩) [નિ. ૩૭ ચાલુ· પ્રતિનિધિરૂપ બે અક્ષરોના બનેલા સંકેતો] આવડું-ડો-ઇ, એવડું-ડો-ઇ, કરતાં, કેટલું-લાં-ઇ, કેમકે, કેવડું-ડો-ઇ, કેવું-વો-ઇ, છેવટે, જાડુ-ડા-ઇ, જેટલું-લાં-ઇ, જેવડું-ડાં-ઇ-(જોડે), જેવું-વો-ઇ., જોઇએ, જોકે, જોડે-(જેવડું), તેટલું-લાં-ઇ, તેવડુ-ડો-ઇ, તેવું-વો-ઇ., પર, પાછળ, પેઠે, પેલું, પોતે, બાબત, બાજુ-બીજું, બીલકુલ, મનુષ્ય-માણસ-માનવ, માફક, મારફત, માલૂમ, સાધારણ, સામાન્ય, હવે.

(૪) [નિ. ૩૭ ચાલુ· આદ્યક્ષર લોપેલા સંકેતો] અગર, અગત્યનું, અતિશય, અત્યંત, અને, અંદર, આમ, ઉપર, જરૂર-જરૂરી, તરીકે, નીચે, માટે, વખત, વગેરે, વચ્ચે, વડે, વિષે, સ્પષ્ટ, હજુ

(૫) [નિ. ૩૭ ચાલુ: અનિયમિત સંકેતો] ગૃહસ્થો અને બાનુઓ, તેથી, ભાઇઓ અને બ્હેનો, હું

(૬) [નિ. ૩૯: સંકેતસમૂહો] અથવા તો, અનેક વખત, અને તો પણ, અને પછી, આ બધું, આ બાબત, આમ છતાં, આવી અગત્યની બાબત પર, એક બાજુ, એ ખોટું છે કે, એની શી ખબર કે, કારણ કે, કાંઇ પણ, કે પછી, કેમકે નહિ તો, ગમે તેમ પણ ગમે ત્યારે પણ, ઘણી બાબત એવી હોય છે કે——ઘણી વખત, છતાં જ્યાં સુધી, છતાં પણ, જે રીતે, જો કદાચ, તે તો માત્ર, તેમ છતાં, તે સિવાય, તો પણ શું, ત્યાર પહેલાં તો, ત્યાં સુધી, નહિ જેવું, પણ આમ નહિ, પણ આવી રીતે, પણ જ્યારે, પણ હવે, બરાબર છે, મારે ખાતર, હવે કોણ

(૭) [નિ. ૪૦: સ્વરસયોજન વિ. સ્થાયારૂપ] એ તો સ્પષ્ટ છે કે, તરીકે નહિ, પણ આ ઉપરાંત, પણ આજે તો, પણ આવી રીતે, હવે શું




## મનોયત્ન ૨
### 'કીર્તિ અને કામિની'
(નવલિકા)

શશીવદનનો ભુલાએલો ઉલ્લાસ પોતાનાં આજ મુધીનાં ચીતરેલાં બધા ચિત્રો આ અગત્યના સંગ્રાહક પાસેથી આજ ઘણા વખત પછી આમ એકી સાથે જોવા મળશે એ આશાએ પાછો જાગ્રત થયો. એ

જૂના દોસ્તોને ફરી ભેટવાની કલ્પનાએ એની નાડીઓમાં જૂનું ચેતન ઘડીભર ઉછળી રહ્યું. ગરીબી અને વૃદ્ધાવસ્થાથી કુરુપ બનતા જતા તેના ચહેરામાંની રેખાઓ ઘડીભર આકર્ષક રચનામાં ગોઠવાઇ ગઈ.

'હા ! હા !' તેણે હસતાં કહ્યું. 'પોતાની કૃતિઓમાં ચિરંજીવ રહેલું એ કલાકારનું એકનું એક આશ્વાસન, એકની એક મહત્ત્વાકાંક્ષા હોય છે. જ્યારે આ શરીર ખતમ થઇ ગયું હોય ત્યારે એ સૂક્ષ્મ શરીર મારફત પોતે ઉપજાવેલું સૌંદર્ય દુનિયા પર મૂકતા જવું, અને એ સૌંદર્યમાં અમર રહી સૈકાઓની માનવતા સાથે એ મારફત હાથ મિલાવવા ! ઓહ ! કેવી માદક એ કલ્પના છે, મિ. યાંત્રિક ?'

'એમ છે તો ચાલો તમારાં જ ચિત્રોનું બનેલું મારૂં સંગ્રહસ્થાન તમને બતાવું.' કહેતા યાન્ત્રિક તેને એ પાસેના ઓરડા તરફ લઇ ગયો.

'હું આ બારણાને હમેશાં તાળું વાસી રાખું છું,' તેણે ચાવી ફેરવતાં કહ્યું 'કેમકે અંદરનાં ચિત્રો મારા એકલાની જ આંખને ઠંડક આપવા માટે છે. હું ઘણી વખત અહીં આવું છું. અને એ ચિત્રોમાંથી મળતું અમૃત પી ખુશ રહું છું. પણ તમે તો એ બધાં ચિત્રોના ખુદ સર્જક છો, મિ. બીન, એટલે તમને અંદર જવાનું વણમાગ્યું આમંત્રણ છે.'

મનુષ્ય તરીકે તેમજ ચિત્રકાર તરીકે આજે દેવાળીઆ બનેલા શશીવદનનો યૌવનનો ગર્વ આ વાતે સતેજ થયો, અને જિતાએલા કિલ્લામાં પગ મૂકતા સરદારની ઢબે તે અંદરના ઓરડામા પ્રવેશ્યો. પણ અંદર પગ મૂકતાં જ તેની શંકા તાજી થઇ. તેની નજરે પોતાના યૌવનકાળમાં દોરેલાં ચિત્રોનું આખું પ્રદર્શન પડવાને બદલે, ટરપેન્ટાઇનમાં ધોવાએલા અને પોતાને પરિચિત અનેક નાની મોટી ફ્રેમોમાં લટકતા કેનવાસોનો શંભુમેળો જ તેણે ત્યાં જોયો. તેનું ચિત્ત વિહ્વળ બની ગયું. તેને આંખે અંધારાં આવવા લાગ્યાં, અને અસહાય દૃષ્ટિએ તેણે યાન્ત્રિક સામે જોયું; 'ઇશ્વરને ખાતર, આ બધું શું છે, મિ. યાંત્રિક !'

યાંત્રિકનું હાસ્ય હવે વધુ પારદર્શક બન્યું. તે બોલ્યો, 'તમારાં અગાઉનાં ચિત્રો ! તમારાં 'ચિરંજીવ' ચિત્રો !'

શશીવદનનો આત્મા આ કટાક્ષની કાતિલ ઠંડીથી થરથરી ઊઠ્યો. એના યૌવનકાળનું બધું સર્જન, એના આજના પામર જીવનથી પર અમરતાની એકની એક આશા, યૌવનના આશાવાદની કોઇ સ્વર્ગીય પળોમાં તેણે ખડી કરેલી એ આખી સૌંદર્યસૃષ્ટિ આમ એકી સપાટે અદૃશ્ય થતાં તેનાં રોમેરોમ કંપી ઊઠ્યાં.

'આ ખૂન ! ઓ જલ્લાદ ! શા માટે ?' તેના હૃદયની બધી કરુણતા આ ટૂંકા શબ્દોમાં ઠલવાઇ પડી. અને પછી પાણી ખલાસ થતાં નમી પડતી મશકની જેમ હૃદયનું સત્ત્વ નિચોવાતા તે ઊંબરામાં જ ઢગલો થયો.

પણ યાંત્રિકની તીક્ષ્ણ દૃષ્ટિ એ છેવટના ઘા માટે જ તલસી રહી હતી. 'કેમ મૂર્છા આવે છે ?' તે પોસ્ટ મૉર્ટેમ કરતા ડૉકટરની જ્ઞાનદૃષ્ટિથી બોલ્યો. 'તો આ છેવટનું એક જોતા જાઓ, મિ. બીન !'

અને એમ કહેતાં તેણે સામેની દિવાલ પાસે કોઇ જાદુગરની કૃત્રિમ છટાથી જઇ એક કબાટ ઉઘાડ્યો એ કબાટમાં મૂકેલું કોઇ નવયૌવનાનું તૈલચિત્ર એ ઓરડામાંના કેનવાસના અવ્યવસ્થિત ઢગલા વચ્ચે, ઘોર અંધકારમાં થતી વિદ્યુતની માફક ચમકી ઊઠ્યું. જલતી જ્યોત જેવી એ ચપળાની આંખોમા એ જ વેધક પ્રકાશ હતો, એના નરમ હોઠ પર એ જ જુગજુની આતુરતા હતી. એનાં ઝુલફાંનાં લહેરીઆંના વળાંક આજ પણ જોનારનાં અણુએ અણુમા ચેતનભર્યું, સનાતન નૃત્ય પ્રેરી રહેતાં હતાં. હજુ પણ એ નિર્જીવ કેનવાસ પર એની આખી સમ્રાજ્ઞી છટાની સજીવતા એવી ને એવી જ અખંડિત રક્ષાઇ રહી હતી.

આશ્ચર્યમૂઢ બનેલો શશીવદન પોતાની કલ્પનાસૃષ્ટિના એ ભૂતપૂર્વ સૌંદર્યના આ એકના એક અવશેષ તરફ કંજુસની જડ નજરે જોઇ રહ્યો. પોતાના જિગરની એ જ્વાળાથી દાઝવામાં આજ આટલા વર્ષે પણ તેને કાંઇક અજબ દુઃખમિશ્રિત આનંદ લાગ્યો

યાંત્રિકે છેલ્લો પ્રહાર કર્યો, 'તમે કદાચ તમારાં બીજાં બધાં ચિત્રો ભૂલી ગયા હશો, મિ. બીન, પણ તમારી પીંછીએ અમર કરવા ધારેલી આ હુતાશનીને તો તમે હરગીઝ નહિ ભૂલ્યા હો. તમારી કલા પર તો એક વખત હું પણ આફ્રીન હતો. પણ કમબખ્તી માત્ર એટલી જ હતી કે આ . . મારી . . સ્ત્રી . . હતી, મિ. બીન !'

(અનુવાદ)

# શંકરનો કસબ

ઘણાં વરસ પહેલાં એક ગામડામાં ગેમો કરીને એક ખેડૂત રહેતો હતો. એક તો હાલત પહેલેથી જ તંગ તેમાં બે ચાર વરસ થયાં ઉપરાઉપરી દુકાળ પડવા માંડયા હતા એટલે તે વધુ કફોડી બની હતી. કુટુંબમાં તે અને તેના પુત્ર શંકર સિવાય ત્રીજું કોઇ ન હતું છતાં પણ ખાવાના સાંસાં પડવા માંડયાં હતાં.

આખરે શંકર કંટાળી ઊઠયો, 'બાપા, આમ જ જો વધુ ચાલશે તો તો ભૂખે મરી જવાનો સમો આવશે. મને રજા આપો તો પાસેના શહેરમાં જઇ કંઇ કસબ શીખી આવું. તમને ખબર છે, કસબી કારીગરો આ જમાનામાં ખેડૂતથી પણ વધુ સુખી હોય છે?' તેણે ગેમાને કહ્યું.

એકના એક છોકરાને રજા આપતા જીવ તો ન ચાલ્યો, પણ ઘણા આગ્રહને વશ થઇ ખૂબ આનાકાની પછી તેણે શંકરને રજા આપી. થોડુંઘણું ભાથું બાંધી શંકર ચાલી નીકળ્યો.

અરધેક રસ્તે એ પહોંચ્યો હશે ત્યાં એક જબરું તળાવ આવ્યું. તરસ પણ લાગી હતી એટલે પાણી પીવા શંકર તળાવ ભણી વળ્યો. પાળ પર ચડતાં જ બીજા એક માણસને તેણે પાળે ચડતો જોયો. તે જરાક અચકાયો ત્યાં એ માણસે જ તેને પૂછ્યું, 'છોકરા આવા બળતા ઉનાળામાં તું કયાં રખડવા નીકળ્યો છે?'

'કંઇક કસબ શીખવા. હું ને મારો બાપ બહુ ગરીબ છીએ.' તેણે જવાબ આપ્યો.

'ઓહો! એમાં શી મોટી વાત? કસબ તો હું તને શીખવું; અને એટલો બધો શીખવીશ કે તારી ગરીબી તો કયાં યે નાસી જશે. કેમ કબૂલ છે?' માણસે પૂછ્યું.

શંકરને તો એટલું જ જોઇતું હતું. એણે ખુશીથી હા પાડી દીધી. તરત પેલો માણસ તો તળાવમાં કૂદી પડ્યો અને સાથે શંકરને પણ કૂદી પડવા તેણે જણાવ્યું. ડૂબી મરવાની બીકે શંકરે તો ના પાડી, પણ જયારે પેલાએ કહ્યું કે, 'હું તને તરતાં શીખવીશ' ત્યારે તે પણ કૂદી પડ્યો.

એક હાથે શંકરને તરતો રાખી પેલો માણસ તો આગળ ને આગળ વધતો ગયો. તળાવની બરાબર વચમાં આવ્યો કે સીધી તેણે શંકરની ગરદન પકડી ને લાગલો જ પાણી નીચે તેને ખેંચી ગયો.

પણ નીચે તો પાણીબાણી કશું જ ન મળે! ખાસું શણગારેલું એક ઘર હતું, ને એક ડોશી તેનું રખેવાળું કરતી બેઠેલી. એ ડોશી પાસે શંકરને મૂકી માણસ તો પાછો ચાલ્યો ગયો.

'છોકરા, આ તો રાક્ષસનું ઘર છે. તું એમાં કયાં આવી ભરાણો?' ડોશીએ શંકરને પૂછ્યું.

શંકરને હવે ખબર પડી કે એ માણસના વેશમાં રાક્ષસ જ હતો. તેણે પોતાની બધી હકીકત ડોશીને જણાવી દીધી. ડોશીને દયા આવતાં તે બોલી, 'તું કોઇ નિર્દોષ ભોળો માણસ લાગે



## હું મુસાફર

હું પશ્ચિમનો મિત્ર મુસાફર,
પશ્ચિમ ખેડી જાઉં;
દૂર દૂરનું સઘળું સારૂં
આંગણ તેડી લાઉં.

હું દક્ષિણનો દક્ષ મુસાફર,
સાગર ચીરી જાઉં;
વૃષ્ટિનાં વાદળ નાથીને
ભારત પર વરસાઉં.

હું પૂરવનો પંખી મુસાફર,
ઊડતો ઊડતો જાઉં;
પ્રભાતના હસવાં વાળીને
રંકવદન રેલાઉં.

હું ઉત્તરનો ઊર્ધ્વ મુસાફર,
ધપતો ધપતો જાઉં;
તુંગ શિખરના પુણ્ય વિચારો
વસ્તીમાં ઉતરાઉં.

હું દુનિયાનો દેવ મુસાફર,
ચોગમ ફરતો જાઉં;
ખૂણે ખૂણે ભારત કેરી
વિજયધજા ફરકાઉં.

**પ્રીતમલાલ મજમુદાર**

તાજેતરમાં બહાર પડેલા લેખકના બાલ કાવ્યસંગ્રહ 'ફૂલકણી'માંથી



તું કોઇ નિર્દોષ ભોળો માણસ લાગે છે. તારા જેવો ફુટડો જુવાન આ રાક્ષસને હાથ ક્યાંથી પડયો?

છે. તારા જેવો ફુટડો જુવાન આ રાક્ષસને હાથ ક્યાંથી પડયો? પણ ગભરાતો નહિ; હું તને તેના પંજામાંથી છોડવીશ; વળી બધી કસબ પણ તને શીખવીશ. પણ જો, રજ પણ બાતમી રાક્ષસને કાને ન જવી જોઇએ. જ્યારે તને તે પૂછે ત્યારે તારે કહેવું કે મને તો કશું આવડતુ જ નથી.'

અને ડોશીએ રાક્ષસની બધી કળાઓ શંકરને શીખવવા માંડી. રાક્ષસ તો દરરોજ આવી તેને પૂછપૂછ કરે પણ શંકર તો તદ્દન મૂરખ જેવા જ જવાબો આપ્યા કરે. એક દિવસ રાક્ષસ કંટાળ્યો. આવા અડબંગને તે મારે ક્યાં સુધી સંઘરવો? ચાલ, પાછો મૂકી આવવા દે!'

ફરી શંકરની ગળચી પકડી રાક્ષસ તેને લઇ ચાલ્યો ને ઠેઠ તળાવની પાળ પર છોડી આવ્યો. આ ઓચિંતા છુટકારાથી શંકર તો ખુશખુશ થઈ ગયો ને દોટ મારતો ઘેર જવા ઉપડયો.

દીકરાને પાછો આવી લાગેલો જોઇ ગેમાને ખૂબ જ આનંદ થયો. 'હવે આપણી ગરીબાઇ દૂર થાય એવો કસબ હું શીખી લાવ્યો છું.' તેણે ગેમાને કહ્યું.

પછી તો દરરોજ ગેમા સાથે તે ખેતરે જવા લાગ્યો. દિવસો વીતતા ગયા પણ તેને કશો કસબ અજમાવતે ન જોઈ ગેમાને શંકા પડી. એક દિવસ તેણે પૂછયું, 'શંકર, હવે તારો કસબ ક્યારે અજમાવીશ?'

'હું બરાબર ટાણું આવવાની વાટ જોઇને બેઠો છું.' તેણે જણાવ્યું.

થોડા જ દિવસ વીત્યા ત્યાં શહેરમાં એક ગેજે ભરાયો. 'ચાલો મેળામાં.' શંકરે ગેમાને કહ્યું.

'પણ ત્યાં જઇને કરવું શું?' ગેમાએ પૂછયું

'એ હું તમને ત્યાં જણાવીશ!'

અચંબા ને અવિશ્વાસમાં શંકર સાથે ગેમો ગેજે જવા ઉપડયો. રસ્તામાં શંકરે કહ્યું, 'જુઓ બાપા જાણે કે મેળાની લગોલગ પહોંચતાં હું સફેદ અરબી ઘોડો બની જઇશ. સારામાં સારી કીમતે તમે મને વેચી મારજો. પણ જોજો, ખરીદનારને લગામ સોંપતા નહિ. પૈસા તમારા ખીસામાં આવી જાય કે લગામ ઉતારી લઇ ત્રણ વખત જમીન પર પછાડજો!'

ગેમાએ સાંભળ્યું ન સાંભળ્યું કરી નાખ્યું. તેને મન શંકરે મશ્કરી આદરી હતી! કશું બોલ્યા ચાલ્યા વિના કંટાળેલા મને તે આગળ ચાલવા લાગ્યો. મેળાની નજીક પહોંચ્યા ત્યાં તો શંકર તો ખરેખર અરબી ઘોડે

બની ગયો! એવો અશરાફ ને પાણીદાર કે આખા મેળામાં એનો જોટો ન મળે! જોનારા તો દાંતમાં આંગળાં ઘાલી તેને જોયા જ કરતા. કીંમત પૂછવાનું તો કોઇનું જિગર જ શાનું ચાલે?

એવામાં જરકસી જાકીટ ને પહોળા ઝભ્ભાવાળો એક પઠાણ ત્યાં આવી પહોંચ્યો. એ બીજો કોઇ નહિ પણ પેલો રાક્ષસ જ હતો. પેલી બુઢ્ઢીએ શંકરને પોતાની વિદ્યા શીખવી હોવાનો તેને વહેમ ગયો હતો એટલે શંકર પર વેર લેવા જ તે વેશ બદલાવી નીકળ્યો હતો.

'જનાબ, બહુ અચ્છો ઘોડો તમે લાવ્યા છો. શી કીમત રાખી છે?' તેણે ગેમાને પૂછ્યું.

ગેમાએ તો વધુમાં વધુ કીમત જણાવી ને બધાના આશ્ચર્ય વચ્ચે પઠાણે તરત તે કીમત ભરી દીધી. પૈસા હાથમાં આવતાં, તે ગણવાની પણ તસ્દી ન લેતા ગેમાએ તો તરત ઘોડાની લગામ ઉતારી લઇ ત્રણ વખત જમીન પર પછાડી ને બીજી પળે તો ઘોડો યે ગુમ ને તેનો ખરીદનાર પણ ગુમ!

પૈસા લઇ ગેમો ઘેર પહોંચ્યો. શંકર ખુશમિજાજે ખાટલામાં બેઠો તેની રાહ જ જોઇ રહ્યો હતો. તે દિવસે તો બંનેએ દીવાળી ઊજવી!

**થો**ડા વખત બાદ વળી બીજો મેળો ભરાયો. શંકરે ફરી ગેમાને કહ્યું, 'બાપા, આ વખતે હું સુંદર સામાન ભરેલો એક કબાટ બની જઈશ. સારામાં સારી કીમત આપનાર મળે એટલે તમે પૈસા લઇ લેજો અને ચાવી તેને ન આપતાં પરબારી જમીન પર પટકજો.

મેળામાં કબાટ પહોંચતાં જ લોકોનો ઘેરો જામવા લાગ્યો. ત્યાં પેલો રાક્ષસ પઠાણના જ વેશમાં ફરી હાજર થયો. મોંઘી કીમત આપી તેણે તે કબાટ ખરીદી લીધો ને પૈસા ચૂકવી આપ્યા. સંકેત પ્રમાણે ગેમાએ તરત ચાવી પટકી એટલે કબાટ તો કબૂતર બની જઇ હવામાં ઊડવા લાગ્યું!

પણ આ વખતે રાક્ષસ છેતરાય એમ ન હતો. તરત જ પઠાણને બદલે તે એક બાજ બની ગયો ને કબૂતરનો શિકાર કરવા તેની પાછળ પડ્યો. ગેમો તો આ કરતૂત ફાટી જ આંખે જોઈ રહ્યો.

આગળ કબૂતર ને પાછળ બાજ દૂર ને દૂર ઊડતાં ગયાં. ભયથી તરફડતું કબૂતર એક બગીચામાં બિનરી પડ્યું ને સીધું ત્યાં ફરવા આવેલી બાદશાહની શાહજાદી પાસે જઇ પડ્યું. ઉપર તક સાધવા બાજ ચક્રાવા લઇ રહ્યો હતો. કબૂતરનો તરફડાટ જોઇ શાહજાદીને બહુ દયા આવી ને તેને પોતાના હાથમાં લઇ લીધું. પણ કેવું અજબ! બીજી જ પળે કબૂતરને બદલે હીરાની બનેલી એક વીંટી તેની આંગળીમાં પરોવાઇ ગઇ હતી!

પેલી બાજુ બાજ પણ માણસનો વેશ લઇ સીધો બાદશાહ પાસે પહોંચ્યો. 'જહાંપનાહ, આપ ફરમાવશો તે મુશ્કેલમાં મુશ્કેલ કામ પણ હું પૂરાં પાડી આપીશ. મને તેનો બીજો કશો યે બદલો કે ઉપકાર નથી જોઇતો. પણ એક જ માગણી છે, કે આપની શાહજાદીની આંગળીએ જે વીંટી છે તે મને મળે. આપ ચાહે તે કામ મને સોંપો.'

બાદશાહે તેનું પારખું લેવાનો નિશ્ચય કર્યો. બાજુના જ એક રાજાના મુગટમાં બધા રાજા બાદશાહોને અદેખાઇ ઉપજાવે તેવો એક પાણીદાર હીરો હતો. બાદશાહે તે હીરો લાવવાનું કામ જ તેને સોંપ્યું.

એ જ કલાકની અંદર રાક્ષસે હીરો લાવી બાદશાહના હાથમાં મૂક્યો. બાદશાહ ખૂબ ખુશી થયો. વીંટી અપાવવા તેને લઈ તે મહેલમાં આવ્યો. શાહજાદીએ તો એ આપવાની સાફ ના જ સુણાવી દીધી. બાદશાહ આથી ખૂબ ગુસ્સે થયો એટલે શાહજાદીને પણ ખૂબ ગુસ્સો ચડ્યો ને વીંટી ઉતારી ખૂબ જોરથી જમીન પર ફેંકી.

પણ ક્યા? વીંટી તો ગેબ જ થઈ ગઇ! તેને બદલે થોડાક બાજરીના દાણા જમીન પર આમતેમ વેરાઇ પડ્યા. બીજી જ પળે રાક્ષસ પણ ચકલી બની એક પછી એક દાણા ચણવા મંડી ગયો. ત્યા તો બાદશાહના પગ નીચેનો એક દાણો તરત બિલાડી બની કૂદી પડ્યો ને ચકલીને પીંખી મારી નાખી.

હજુ બાદશાહનું આશ્ચર્ય ઊડ્યું જ ન હતું ત્યાં તો બિલાડીને બદલે એક સુંદર યુવાન તેમની સામે ખડો થયો. એ જ શંકર! તેણે પોતાના વીતકની બધી વાત બાદશાહને અથેતિ જણાવી દીધી ને પોતાને તથા ગેમાને તેની નોકરીમાં રાખવા અરજ કરી.

બાદશાહે તે ખુશીથી સ્વીકારી. તેની બજાવેલી કામગીરી તેને દિવસોદિવસ એટલો તો ખુશ કરતી ગઇ કે પોતાને છોકરો ન હોતાં શાહજાદી સાથે શંકરને પરણાવી રાજ પણ તેને સોંપી દીધું.

બુઢ્ઢા ગેમાના આનંદનો તે દિવસે પાર જ નહોતો રહ્યો. (સૂચિત)













## શોષણક્રિયાની થોડીક સમજણ

વાદળી પાણીને શોષે છે તેમ જ શાહીચૂસ શાહીને ચૂસે છે ને દીવાની બત્તી તેલને શોષે છે આ ક્રિયાને વિજ્ઞાનની ભાષામાં કેશાકર્ષણ અથવા Capillary Attraction કહે છે

નાના વેહવાળી એક નળીને પાણીમાં મૂકીએ તો આ નિયમ અનુસાર જ પાણી તેમાં ઊંચું ચડશે જેમ વેહ વધુ નાનો તેમ તેમાં પાણી વધુ ભરાશે વાદળી અને શાહીચૂસની રચના નાની કેશનળીઓવાળી જ હોઇ પ્રવાહીમાં તે બોળતાં જ તે તેમાં ભરાઇ જાય છે

કેશાકર્ષણનો આ નિયમ સમજવા ઘેર બેઠાં પણ આપણે અખતરા કરી શકીએ તેમાંનો સાદામાં સાદો એ કે એક શાહીચૂસ પર શાહીના બેત્રણ ટીપાં પડવા દેવા હળવેહળવે કેશાકર્ષણના નિયમને અનુસાર શાહી તે પર પસરતી જશે (જુઓ ઉપર આકૃતિ ૧) શાહીને બદલે મોરથુથુ અથવા તાળાનો ક્ષાર વાપરીએ તો વળી જુદી જ અસર થતી જણાશે તે પસરી તો જશે જ, પણ તેની ઊલટી બાજુએ રંગનો જરા યે ડાઘ નહિ દેખાય, કારણકે રંગ બધો ગળાઈ જાય છે

આકર્ષણના આ નિયમની મદદ લઇ ઝાડના કુંડાને પણ પાણી પાઇ શકાય છે કુંડા નજીક પાણી ભરેલી એક તાસક રાખી તેમાંથી કપડાનો કકડો કે વાટ કુંડામાં લટકતી રાખવાથી તે પોતાની મેળે તાસકમાંનું પાણી ધીમેધીમે ઝાડને પાયા કરશે ! (આકૃતિ ૨)

જૂની ફોટોગ્રાફિક પ્લેટો જેવા બે કાચ લઇ તેના એક છેડાની વચમાં ઝીણી પેન્સિલ બાંધી બીજા છેડાને ચપટ પકડી પ્લેટોને પાણીમાં બોળતાં તરત ચપટ છેડા તરફ પાણી ઊંચુ ચડતું જણાશે પાણીમાં રંગ નાખ્યો હોય તો આ અખતરો વધુ ગમત આપે. (આકૃતિ ૩)

પાણીથી ભરેલા એક તાંબાના ગ્લાસમાં સાત છુટાંછુટાં બૂચ તમે નાખશો તો તરત તે આડા તરવા માંડશે પણ આપણે એ સાતેને ઊભા પણ તરાવી શકીએ પહેલાં તો મેજ પર એક બૂચ ઊભો રાખી બાકીના છએ બૂચ તેની આસપાસ ગોઠવી દો. પછી એ બધાને ખૂબ મજબૂત પકડી એમ ને એમ પાણીમાં બૂડ ઝબોળી રાખો. બધા બરોબર ભીંજાઇ જાય એટલે પકડ છોડયા વગર તેમને સપાટી પર લાવો ને પછી હળવેથી પકડ મૂકી દો હવે તે બધાં યે ઊભાં તરવા માંડશે! કારણ? કેશાકર્ષણના નિયમ મુજબ પાણી એ બૂચોમાં પ્રવેશી ચૂક્યું છે ને સ્નેહાકર્ષણ (Cohesion) એ બધાંને સાથે પકડી રાખે છે. (આકૃતિ ૪)

એક સરખી પહોળાઈના બે કાચના સળિયા લો. એકને લૂછી તદ્દન સાફ કરી નાખો ને બીજા પર ગ્રીઝ ચોપડો. હવે પાણી ભરેલા વાસણમાં એ સળિયા પકડી યા લટકાવી રાખો તો વળી નવું જ કૌતુક જોશો. લૂછેલા સળિયાને અડતું પાણી આંતર્ગોળ (Concave) જણાશે જ્યારે ગ્રીઝવાળા સળિયાને અડતું પાણી બાહ્યગોળ (Convex) જણાશે આ ફેરફારનું કારણ કેશાકર્ષણ ને પ્રતિઘાત (Repulsion) છે. (આકૃતિ ૫)

એવી જ રીતે એ સળિયાને બદલે કાચની બે નળીઓ આપણે પાણીમાં નાખીએ એક નાના વેહની ને બીજી મોટા વેહની. આપણને જણાશે કે પાણી તો બને નળીમાં ચડે છે અને આંતર્ગોળ થઇને ચડે છે, પણ નાના વેહવાળીમાં તે વધુ ઊંચું ચડે છે હવે એ જ નળીઓ પારામાં બોળીએ તો એથી ઊલટું જ પરિણામ જણાય છે. તેના પર દબાણ આવે છે એટલે તેનો ચડણ પણ બાહ્યગોળ જ હોય છે, પાણીની પેઠે આંતર્ગોળ નહિ (આકૃતિ ૬)

કેશાકર્ષણના આ નિયમથી આપણે ગંદા પાણીને શુદ્ધ પણ બનાવી શકીએ; કારણકે કપડાના કટકા કે વાટ મારફતે શોષાઇ આવેલું પાણી શુદ્ધ જ હોય છે. કચરો બધો ગળાઇ જાય છે. પ્રવાહીના અણુઓના પરસ્પરના આકર્ષણ ઉપર જ આ નિયમ ઊભો થયો છે.

# જીવનનું પરોઢ

## ૫ એ દિવ્ય તપ

બાપુજી આ ત્રીજી વાર તો માત્ર બેચાર મહિના પૂરતો આંટો મારવા દક્ષિણ આફ્રિકા ગયા, પણ વિધિએ તેમને ત્યાં પૂરાં બાર વરસ રોક્યા. આ બાર વરસ એમના ઉગ્ર તપનાં હતાં.

તેત્રીસ વરસની ઉમર સુધી તેઓ સદ્‌ગૃહસ્થ હતા, ઉત્તમ વિદ્યાર્થી હતા, સાચા આર્ય હતા, તેજસ્વી વીર હતા, ખરા સાધક હતા અને એવું ઘણું યે હતા. એમ છતાં ગમે તેવા તો યે બધા જેવા માણસ હતા. પરંતુ તે પછીનાં બાર વરસનાં તપે કરી તેઓ સામાન્ય મનુષ્યોની કોટિથી સેંકડો ગણા ઊંચે ચડ્યા. માટીમાંથી માણસ બનાવવાની સિદ્ધિ તેમણે મેળવી.

એ ભવ્ય સમયે ફીનિક્સ ક્ષેત્રની સ્થાપના થઈ; ને એ તપની પૂર્ણાહુતિ પણ ફીનિક્સમાં જ થઈ. ફીનિક્સનાં સ્મરણોના આ સંગ્રહમાં પ્રકરણે પ્રકરણે એ પ્રચંડ તપની પાવક આભા સ્વાભાવિકપણે જ ઝળકશે. જોકે, ક્યાં એ મહા તપ અથવા ઉગ્ર કર્મયોગ અને ક્યાં આ લેખકની કેવળ બાળવયની તુષારબિંદુ જેટલી બુદ્ધિ! ઝાકળના મોતિયામાં સૂરજનું પ્રતિબિંબ પડીપડીને કેટલુંક પડે!

૩૪ વરસની વયના પ્રારંભમાં એટલે ૧૯૦૨ની આખરમાં બાપુજી પાછા નાતાલ આવ્યા. વિલાયતથી વળતાં પ્રધાન બોઅર યુદ્ધની સમાપ્તિને અંગે આવેલા, તેમને દેશભાઈઓને નાતાલમાં પડતાં દુઃખોની ગાથા સંભળાવી. ત્યાર પછી સરકારે ટ્રાન્સવાલના દરવાજા બંધ રાખ્યા હતા, છતાં પોતાના જૂના ગોરા મિત્રોની મદદથી ત્યાંની રાજધાનીમાં છેકેચોક જઈ ઊભા. અમલદારો બહુ રાતાપીળા થયા. બધા નવા હાકેમો હતા. તુમાખીનો પાર ન હતો. કેદીને જેલને દરવાજે બોલાવી સુપરિન્ટેન્ડેન્ટ ધમકાવી કાઢે તેમ બાપુને બોલાવી એક મામૂલી અમલદારે ધમકાવી ટ્રાન્સવાલમાંથી ચાલ્યા જવા કહ્યું. ચેમ્બર્લેન સાહેબ પાસે જતાં અટકાવ્યા. આ કેમ સહેવાય? આવ્યા'તા મળવા ને બેઠા દળવા. ખરી રીતે પ્રધાન સાહેબના કાનમાં ટ્રાન્સવાલમાં પડતી હાડમારીની દુઃખગાથા પહોંચાડવા પૂરતા જ તેઓ મુંબાઈથી આવેલા. એટલું કરીને મહિના બે મહિનામાં દેશ પાછા જવાના હતા; પણ હવે તો ટ્રાન્સવાલમાં જ રહી જવાનું તેમણે નક્કી કર્યું. જોહાનિસબર્ગમાં વકીલાતની સનદ મેળવી ને એ સુવર્ણપુરીના અદાલતવાળા મોટા ચોક વચ્ચોવચ પોતાની કચેરી જમાવી. ગોરા લોકોને આ કાળો કૂલી બૅરિસ્ટર આંખનો કાંકરો થઈ પડ્યો. પણ કાયદો તેમની વહારે ન ધાયો. એ તો બાપુના સાચને જ તાબે રહ્યો. બૅરિસ્ટર તરીકેની ફી નહિ પણ નામનું મહેનતાણું લઈ પોતે એશિયાટિક ખાતા સામે ગરીબ દેશભાઈઓનું રક્ષણ કરવા માંડ્યું.

તે ખાતાના અમલદારો એક એક વ્યક્તિને તેનો હક આપતાં પહેલાં દોડદોડ ને બબ્બે હજાર રૂપિયા ખીસામાં મારતા. ફક્ત ત્રીસ રૂપિયાની નિશ્ચિત ફી લઈ બાપુજીએ આવા લોકોને હક અપાવવાના દાવા રીતસર જીતી અપાવવા માંડ્યા. પછી ભલેને કોઈ દાવો કલાકમાં પતે કે કોઈને ત્રણ મહિના થાય! પણ ઠરાવેલા બે પૌંડ ઉપરાંત એક પેની પણ વધુ લેવાનો લોભ ન કર્યો.

બહારના આવા ગરમાગરમ કામમાં બીજો કોઈ જુવાનિયો હોય તો ક્યાંયે તણાઈ જાય. પણ બાપુજીનો સ્વાધ્યાય તો ઊલટો વધ્યો. આવી ધમાલ વચ્ચે તેમણે 'જિજ્ઞાસુમંડળ' સ્થાપ્યું. વિવેકાનંદનો રાજયોગ વાંચ્યો. પાતંજલ યોગદર્શન વાંચ્યું. અઢાર વરસની ઉમરે મૅટ્રિક થએલા ત્યારથી કરાનું પડેલું સંસ્કૃત તાજું કર્યું ને પહેલી વાર મૂળ સંસ્કૃતમાં ગીતા વાંચી. દાતણ કરતા કરતાં તેર અધ્યાય સુધી ગીતા ગોખી પણ લીધી. તે ગોખણપટ્ટી ગોખવાની કે કેવળ શોભાની ન હતી. તેમાં વારંવાર આવતાં, અમાન, અહિંસા, અભેદ, અપરિગ્રહ, અભય, અક્રોધ વગેરેના આદર્શો જીવનાં ને જાગતાં તેમના મનમાં ઘોળાવા લાગ્યા.

ધર્મો અને મિત્રોને ભેગાં કર્યાં અને ઝૂલુઓની સેવા દરમિયાન કરેલો પોતાનો નવો સંકલ્પ બધાંને સંભળાવ્યો કે 'આજથી હમેશને માટે હું ભોગને તજું છું. મરીશ પણ ભૂલેચૂકે ય બ્રહ્મચર્યનો ભંગ નહિ થવા દઉં.'

આ પ્રતિજ્ઞા લઇ તેઓ ટ્રાન્સવાલ પહોંચ્યા કે મહા ભયંકર પરિસ્થિતિનો મુકાબલો સામે આવી ઊભો હતો.

ત્યાંની સરકારે એશિયાવાસીઓને હડપ કરી જવા જે પેલું એશિયાટિક ખાતારૂપી મોઢું વકાસેલું, તેણે હવે કારમું રૂપ લીધું હતું. તેણે ધારાસભામા 'એશિયાટિક ઍક્ટ' નામનો એવો ખરડો દાખલ કરેલો કે ટ્રાન્સવાલમા જેટલાં એશિયાવાસી સ્ત્રી પુરષો અને બાળકો હોય તેમણે તેમ જ નવા આવનાર બધાએ કાયદેસર નોંધણી કરાવવી જોઇએ અને પરવાના લેવા જોઇએ. ભણેલા હોય કે અભણ તેના દસે આંગળાંની છાપ પરવાના પર આપવી જોઇએ અને શરીર પર તલ લાખા વગેરે હોય તે નોંધાવવા જોઇએ. આ પાસ જોવા માટે અંગ્રેજ અમલદારો હિંદીઓના અંતઃપુરમા પણ ઘુસી શકે એ પાસ રસ્તામા, સ્ટેશનમા, બજારમા, કચેરીમા, મોટી મોટી કંપનીઓમા ગમે ત્યા ગમે તેવો ગોરો અમલદાર કે દુકાનદાર માગે તેને પ્રત્યેક એશિયાવાસીએ બતાવવો જોઇએ. પાસ કઢાવવામાં કે બતાવવામા કઇ પણ પ્રમાદ કરે તેને દંડ થાય, જેલ થાય અને દેશનિકાલ પણ કરી શકાય બાપુજી આ ખરડાનું વાક્ય વાક્ય વાંચતા જાય અને કળીએ કળીએ જીવ કપાતો જાય. તેમને થયું કે આ ખરડો પસાર થઇ જાય અને હિંદીઓ એ કાયદાને વશ થાય તો આખી કોમનું નખોદ વળી જશે. મરવું ભલું પણ આ કાયદાને વશ તો ન જ થવું.

વળી મનમા સવાલ થયો કે દસ આંગળાં છાપવાં દેવાને બદલે મરવાની વાત તો ખરી, પણ મરવું એટલે શું કરવું? કઇ રીતે વિરોધ કરવો? હિંદીઓએ મોટી સભા ભરી ટ્રાન્સવાલમા વસતા દસ હજાર હિંદીની વસ્તીમાથી ત્રણ હજાર પુખ્ત વયના માણસો એકઠા થયાં. બાપુજીએ સૌને કાળિયો કાયદો સમજાવ્યો. લોકો ફફડી ઊઠ્યા. તેમણે આ કાયદાને ખૂની કાયદા તરીકે સંબોધ્યો. એક મુસલમાન શેઠ તો એટલે સુધી તપી ગયા કે તેમણે કહ્યું 'ખુદાના કસમ ખાઇને કહું છું કે આ ગળું કપાશે પણ હું આ કાયદાને નથી ઝુકવાનો.'

બાપુજીએ તરત વાત ઉપાડી લીધી. લોકોને ચેતવ્યા કે 'અત્યારે ગુસ્સામા અથવા ખોટા જોશમાં આવા કસમ ખાઇ લો કે પ્રતિજ્ઞા લઇ લો ને પછી જરાક દુઃખ પડતાં ઢીલા પડી જાઓ એ કામ ન આવે. સૌ જોઇવિચારી કસમ ખાય. ઉતાવળે પ્રતિજ્ઞા કરવી સારી નથી. પણ આવે વખતે પ્રતિજ્ઞા ન કરવી એ ચોકખી નામર્દાઇ છે. હું પોતાને વિષે કહી દઉં કે, હું એકલો રહીશ તો પણ આ કાયદાને નથી જ નમવાનો ભલે વરસોનાં વરસો સુધી મારે રીબાવું પડે. જો બધા લોકો પ્રતિજ્ઞા લેશે ને દૃઢ રહેશે તો આ અન્યાય બહુ જ જલ્દી દૂર થશે.'

સૈંકડો ને હજારોએ બાપુજી સાથે પ્રતિજ્ઞા લીધી. લડત ચલાવવા માટે ખાસ મંડળ રચાયું અને તે દ્વારા 'નિરાક્રમક પ્રતિકાર' (પૅસીવ રિઝિસ્ટન્સ) ની લડાઈ કરવાનો નિશ્ચય થયો. આ શબ્દનો ભાવ એક શબ્દમાં લાવવા માટે તેમણે નવું નામ રચવા માટે ચર્ચા ચલાવી ને અંતે 'સત્યાગ્રહ' શબ્દ યોજ્યો. આમ સાડત્રીસ વર્ષની વયે પોતાની દિવ્યતા વધારીને વપરાય એવું 'સત્યાગ્રહ' સમું દિવ્ય અસ્ત્ર બાપુજીએ શોધી કાઢ્યું.

૩૮ વરસની ઉમરે: ખૂની કાયદા પર શહેનશાહ એડવર્ડ સાતમાની સહી થતી અટકાવવાનો પ્રયત્ન કરવા ટ્રાન્સવાલની હિંદી કોમ તરફથી પોતે અને એક મુસલમાન સજ્જન વિલાયત ગયા. મોટા મોટા ઉમરાવોને મળ્યા. અનેક પ્રસિદ્ધ અને ઉદાર અંગ્રેજ વ્યક્તિઓની ન્યાયવૃત્તિ જાગ્રત કરી અને પ્રધાન મંડળને કાને પહોંચાડી શકાય તેટલો સાદ પહોંચાડ્યો. ક્ષણભર અંગ્રેજો પલળ્યા. શહેનશાહે ખૂની કાયદા પર મતુ ન માર્યું. પણ ટ્રાન્સવાલના ગોરાઓ ગાંજ્યા જાય એમ ન હતા ફરી એનો એ કાયદો ત્યાંની ધારાસભાએ પસાર કર્યો ને શહેનશાહ સામે ધર્યો. અને આ ફેરે તેણે સહી પણ કરી આપી.

બાપુજીએ આખી કોમને સરસ સંગઠિત કરી. ફેરીવાળા, મોટા શેઠીઆ, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, બધા હારોહાર આવી ઊભા. ચાર સો યાના લોકોની વસતીનો પણ બાપુજીએ સાથ મેળવ્યો. સરકારે કાયદાનો અમલ કરવા ભારે માથાફોડ કરી. ચાણક્યનીતિ વાપરી તો યે દસેક હજાર હિંદીઓમાંથી માંડ માંડ પાંચસો તેને હાથ આવ્યા.

ઉદાર સરકાર સાથે આખડવાની તૈયારીઓ ચાલી, તેમ તાજા લીધેલા બ્રહ્મચર્યવ્રતને ટોચે પહોંચાડવાના પ્રયત્નો પણ શરૂ થયા. અગિયારસનાં અને બીજાં એકટાણાં તથા ઉપવાસ આરંભ્યાં. લડાઇના કામ માટે વખત બચાવવાને યે ખોરાક પર કાપ મૂકયો. બપોરે દફતરમાં કાચુંકોરૂં ખાઇ લે અને સાંજે ઘેર જઇ હાથે સાદું રાંધી જમે. વાસણ વગેરે હાથે જ માંજી લે.

**૩૯ વરસની ઉમરેઃ** નાહકની ખુવારી અટકાવવાના છેલ્લા પ્રયાસ રૂપે ખૂની કાયદા સામે ફરી એક વાર પાંચ હજાર હિંદીઓની સહી વાળી અરજી સરકારને મોકલી. પણ દાદ ન મળી તે ન જ મળી. ઊલટું સરકારે લોકોને દાખલો બેસાડવા આકરાં પગલાં લેવા માંડયાં. વીણી વીણીને આગેવાનોને પકડવા માંડયા. બાપુજીને કોર્ટમાં બોલાવી ૪૮ કલાકમાં ટ્રાન્સવાલ છોડી જવાનો હુકમ કર્યો. તેઓ ન ગયા એટલે પકડયા ને બે માસની સાદી કેદ આપી.

આ પહેલો જ જેલનો અનુભવ. કયાં બૅરિસ્ટર અને કયાં કેદી? પહેલી ક્ષણે સહેજ ગભરાયા. 'કયાં ઘરબાર? કયાં વકીલાત? બે મહિના કેમ કરી ખૂટશે?' પણ તરત સાવધાન થયા અને મન વાળ્યું કે ખૂની કાયદા સામે થવાની પ્રતિજ્ઞા પાળવામાં આવનારાં દુઃખ એ દુઃખ નથી પણ વિલાસ છે. જેલને મહેલ જ માનવી જોઇએ. ને તરત જેલનો રસ લૂટવા લાગ્યા.

બાપુજી પકડાયા પછી વીસ દિવસમાં સેંકડો હિંદીઓ નાનાનાના કાયદા તોડી જેલમાં પહોંચી ગયા. સરકાર ગભરાઇ. પ્રધાન મંડળના કરતાહરતા જનરલ સ્મટ્સે બાપુજીને કેદીને જ વેશે પોતાને ત્યાં તેડયા. મધ ચોપડી ચોપડીને વાતો કરી. હિંદીઓ પ્રત્યે પોતાને લાગણી છે, પણ ગોરાઓને સંતોષવાની પોતાની ફરજ છે વગેરે વગેરે કહ્યું અને કહ્યું, 'ફરી લડત ઊપડે એમ હું ઇચ્છતો જ નથી. તમારી પ્રતિજ્ઞાને માન આપી ધારાસભાની આવતી બેઠકમાં ખૂની કાયદો રદ કરાવી નાખીશ. પણ ચોરીછૂપીથી નવા હિંદીઓ ટ્રાન્સવાલમાં ન ગારયા આવે તે સારૂ તમે સ્વેચ્છાએ દસે આંગળાં આપી ટ્રાન્સવાલમા રહેવાનો પરવાનો કઢાવી લો. એટલી ખાત્રી રાખજો કે અમે નોંધણી જ ઇચ્છીએ છીએ, પજવણી નથી ઇચ્છતા. તમારૂં અપમાન નહિ કરીએ. જેને પરવાનો કઢાવવામાં અપમાન લાગતું હોય તે ભલે ન કઢાવે.'

બાપુજીને ખબર તો હતી કે જનરલ સ્મટ્સ પૂરેપૂરા ચાણાક્ય છે. બોલવે બહુ ચતુર છે અને ભાગ્યે જ એવું બોલે કે લખે છે જેના બે અર્થ ન થતા હોય. છતાં તેમણે વિચાર્યું કે અડિયલ ટટ્ટુની પેઠે આપણે હઠીલા થઇએ તો સત્યાગ્રહ લજવાય અને મળેલી સહાનુભૂતિ ખોઇ બેસીએ. દગો થશે તો ફરી લડશું.

બાપુજીની વાત ઘણાખરાને ગળે ઊતરી. પણ અંદર કેટલાક વિઘ્નસંતોષી પણ હતા. તેમણે અફવા ઉડાડેલી કે 'પંદર હજાર પાઉંડ—સવા બે લાખ રૂપિયા—જનરલ સ્મટ્સ પાસેથી લઇ કોમને દગો દેવાની રમત માંડી છે.' આ અફવાથી પઠાણો ભોળવાયા. એક પઠાણે ભર સભામાં બાપુને ચેતવ્યા કે 'તમે લાંચ લીધી છે. અમે કદી દસ આંગળાં આપવાના નથી અને કસમ ખાઇને કહું છું કે જે માણસ પરવાનો કઢાવવાની પહેલ કરશે તેને ઠાર મારીશ.' બાપુએ તેમને સમજાવ્યા અને કહ્યું, 'હું લાંચ લઉં એ વાત કોઇ પણ સમજુ માણસને ગળે ઊતરે એવી નથી. ગુસ્સામાં ખાધેલા કસમ પાર પાડવાના ન હોય. પણ તે કસમ ધમકીના હોય કે સાચેસાચા હોય, સમાધાની કરનાર હું છું તેથી હું જ સૌથી પહેલાં દસે આંગળાં આપવા સરકારી દફતરે જઇશ.'

મહિના માસ પછી પરવાના કઢાવવાની તારીખ આવી પહોંચી કે સૌ પહેલાં બાપુજી બેત્રણ મિત્રો સાથે પરવાનાની કચેરીએ જવા ઊપડયા. રસ્તે પેલો પઠાણ મીર આલમ પણ એ ટોળીમાં ભળ્યો. બાપુજીએ તેને સલામાલેકુમ કર્યા, અને તેની આંખમાં ઊભરાતો ક્રોધ વાંચ્યો. કચેરી થોડે દૂર રહી ત્યાં મીર આલમ સામે આવી ઊભો ને બાપુજીને પૂછયું 'કયાં ચાલ્યા?' બાપુએ જવાબ આપ્યોઃ 'પરવાનો કઢાવવા. ચાલો તમે પણ. તમારે આંગળાં છપાવવાની જરૂર નથી.' પૂરૂં બોલી ન રહ્યા ત્યાં તો બીજા પઠાણે તેમની ખોપરી ઉપર પાછળથી કડિયાળી ડાંગનો ફટકો માર્યો. બાપુ તમ્મર ખાઇ જમીન પર ઊંધા પડયા. સાવ બેભાન થઇ ગયા. પઠાણોએ બે ચાર ફટકા તથા પાટુ વધુ પણ માર્યા. તેમનું ચાલત તો તેઓ તેમને પૂરેપૂરા ઠાર કરીને જ ત્યાંથી ખસત. પણ બાપુ સાથેના મિત્રો વચ્ચે પડયા ને કેટલાક ફટકા તેમણે ઝીલ્યા. એટલામાં

ગોરાઓની ભીડ મળી ને પઠાણો ભાગ્યા. ગોરાઓએ તેમને પકડી લીધા તથા બેભાન બાપુજીને પાસેની ઑફિસમાં લઇ જઇ સુવાડ્યા.

ડૉક સાહેબ નામના એક ભલા પાદરી બાપુજીના મિત્ર હતા તેઓ તેમની પાસે આવી પહોંચ્યા ને તેમની સેવા કરવા માંડી. બાપુજી ભાનમાં આવ્યા ત્યારે બોલાય એમ ન હતું. ઉપલો હોઠ ચીરાઈ ગયો હતો. છતાં આગ્રહ કરી તેમણે પરવાનાનાં કાગળિયાં મગાવ્યાં અને દશે આંગળાંની છાપ આપી સૌથી પહેલાં પરવાનો કઢાવવાનો સંકલ્પ પાર પાડ્યો. ત્યાર પછી સરકારી વકીલને તાર કર્યો કે 'પઠાણ ભાઇઓનો કઇ વાંક નથી. મારા પર મહેરબાની કરી તેઓને છોડી મૂકશો.' પરિણામે મીર આલમ ને તેના સાથી હવાલાતમાંથી છુટા થયા. દાક્તરે આવી હોઠ સીવી લીધો, પાસળી પર લેપ કર્યો ને પછી ચૂપચાપ સૂઇ રહેવાનું કહ્યું પણ આરામની વાત તો કોરે રહી. દાક્તરે હોઠ સીવ્યો તો કાગળ કલમ લઇ લખવા બેઠા અને હિંદી પ્રજાને સંદેશો લખી મોકલ્યો. દસેક દિવસ સુધી ડૉક સાહેબના આખા કુટુંબની ભારે સેવાને પ્રતાપે તેઓ હરતા ફરતા થયા અને પૂરા તૈયાર થયે કુટુંબીઓને મળવા ફીનિક્સ આવ્યા.

સમાધાનીને પૂરા પાંચ મહિના યે થયા ન હતા ત્યા સરકાર ફરી બેઠી ને ખૂની કાયદો રદ કરવાની ધસીને ના પાડી. બીજી વાર સત્યાગ્રહના મોરચા મંડાયા. જોહાનિસબર્ગમાં વિરાટ સભા ભરાઇ તેમાં બાપુજીએ સ્વેચ્છાએ કઢાવેલા પરવાના બાળી નાખવાની માગણી કરી. જવાબમાં બે હજાર પરવાનાઓનો ઢગલો થયો, તેના પર જાતે દીવાસળી મૂકી હોળી કરી. જોતજોતામાં હજારો હિંદી સત્યાગ્રહીઓથી જેલ ઊભરાવા લાગી. કોઇકોઇ અઠવાડિયે તો બસો બસો જણા જેલ ગયા. બાપુજીને પણ બે માસની સખત મજૂરીની જેલ મળી.

**૪૦ વરસની ઉમરે:** જેલમાં બે મહિના પૂરા કરી બહાર નીકળ્યા ને ફરી જેલમા ગયા. સામાન્યમાં સામાન્ય ચોર કેદીને જેવા અનુભવ થાય તેવા અનુભવો આ વરસે બાપુજીને થયા. હાથકડી પહેરાવી માથે સામાન ઉંચકાવી કૂચો કરી. ખરે બપોરે પત્થરની સડકો ખોદી હાથમાં આટણ પડ્યાં ને પાણી આવ્યાં તો યે સવારથી સાંજ સુધી, બપોરનો કલાકભરનો આરામ બાદ કરતાં એકશ્વાસે કોદાળી ચલાવી. કોદાળીની આટલી બધી મજૂરી છતાં ખોરાક સંબંધી ત્રાસ પણ પૂરેપૂરો વેઠ્યો. દોઢ મહિના સુધી સવારસાંજનું ખાવાનું છોડ્યું. બપોરે મકાઇની રાબડી ઉપર ચલાવ્યું. જ્યારે જેલઅધિકારીઓએ ચોકખો અને ખવાય એવો ખોરાક આપવા માંડ્યો ત્યારે આ દોઢ મહિનાના ઉપવાસ તોડ્યા. મનોવ્યથા પણ પુષ્કળ વેઠી. પાયખાને બેઠા હોય ત્યાં જમ જેવો હબસી દારોગો આવી કાંડું ઝાલી બહાર ખેંચી કાઢે. આ અસહ્ય લાગે પણ મન વાળ્યું. ખૂની અને બદમાશ હબસી અને ચીનાઓની વચ્ચે અંધારી બળકમાં એકલા પૂરાયા. બદમાશ ગુનેગાર હબસીઓને પૂરવાના નરકખાનામાં માથે પડેલાં દુઃખોને પાવક અનુષ્ઠાન બનાવી મૂક્યાં. જેલમાંથી છૂટી આત્મ શુદ્ધિનું એક પગલું વધાર્યું. બ્રહ્મચર્યને અંગે અસ્વાદ વ્રત ધારણ કર્યું. અને તેનો આરંભ ચા, રાત્રિભોજન અને ગળ્યું છોડીને કર્યો.

તેઓ ફરી પાછા જેલમાં જ જાત; પણ દ૦ આ૦ના રાજબંધારણમાં ફેરફાર થતો હતો એ તકનો લાભ લેવા સત્યાગ્રહસભાએ તેમને ફરી વિલાયત, વડી સરકાર પાસે ન્યાયની માગણી કરવા, મોકલ્યા. વિલાયતમાં ત્રણ મહિના રહ્યા તેટલામાં આખા વિલાયતના તેમ જ હિંદુસ્તાનના પણ જેટલા રાજનીતિધુરંધરો મળ્યા તેમની મુલાકાત લીધી હિંદુસ્તાનમાં બંગભંગની હીલચાલ પૂર જોસમાં હતી અને મહાસભાના તથા બીજા પક્ષોના ઘણા મહારથીઓ ત્યાં હતા. રાતદિવસ એક કરી સૌને મળ્યા. દ૦ આ૦ના હિંદીઓને કેવો અન્યાય થાય છે એ બતાવ્યું ને સત્યાગ્રહનું શાસ્ત્ર પણ સમજાવ્યું. હિંદીઓના દુઃખ પ્રત્યે તો સૌ પ્રજાજનો ને સહાનુભૂતિ બતાવી પણ સત્યાગ્રહ બાબત મોટામોટા માણસોએ વ્યંગ કર્યો. પણ એ વ્યંગોથી તેઓ નિરાશ ન થયા. તેમ જ સરકારે 'ખૂની કાયદો રહેશે જ' એમ સંભળાવ્યું તેથી તેમનું મન ભાંગી ન પડ્યું

**૪૧ વરસની ઉમરે:** વિલાયતથી પાછા ફરતા આગબોટમાં નવ દિવસમાં એકવીસ પ્રકરણવાળું હિંદસ્વરાજ્ય લખ્યું, દિવસ રાત લખલખ કર્યું જમણે હાથે થાક્યા ત્યારે ડાબે હાથે લખ્યું. એ હિંદસ્વરાજ એટલું એકાગ્રતાથી અને વિચારોની સ્પષ્ટતાથી લખ્યું કે જતે દિવસે એ 'ગાંધીગીતા' સમું મનાયું.

વિલાયતથી પાછા ટ્રાન્સવાલ આવી જોયું કે

સત્યાગ્રહીઓની સંખ્યા ઓસરી ગઈ છે. હવે છેવટ સુધી ટેક ઝાલનારા થોડા જ છે. પાકે પાયે બધો બંદોબસ્ત કરવો જોઈએ.

લડાઈની ધમાલમાં વકીલાત નામની જ રહેલી. પણ તે નામની વકીલાત પણ હવે છોડી અને જોહાનિસબર્ગ પાસે એક જર્મન મિત્ર મિ. કૅલનબેકના મોટા ખેતરમાં પડાવ નાખ્યો. સત્યાગ્રહી કુટુંબનાં બાળકો અને સ્ત્રીઓને સાથે વસાવ્યાં અને તેમને સૌને આદર્શ સત્યાગ્રહી બનાવવાની તાલીમ આપવા માંડી. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, તામિલ, ગુજરાતી, હિંદી દ૦આ૦માં જન્મેલી હિંદી તેમજ મિશ્ર જાતિના, જાતજાતના સ્વભાવના, જાતજાતના આચારથી ટેવાએલા, સદાચારી, દુર્વ્યસની વગેરે સેંકડો બેહવાજાં બાળકો સ્ત્રીઓ અને પુરુષોનો શંભુમેળો એ 'ટૉલ્સ્ટૉયખેત'માં ભેગો થએલો. માંસાહારીઓને માંસ વિના ચલાવવા વિનવ્યા, જાતજાતની સ્વાદકારી રસોઈ ખાનારાઓને સ્વાદ છોડવા સમજાવ્યા અને બધાંનું એક રસોડું કર્યું. પોતે મુખ્ય રસોયા અને પીરસનાર બન્યા. સત્યાગ્રહીઓના બેચાર વરસનાં બાળકોને હાથમાં તેડીને સાચવતાં સાચવતાં તામિલ છોકરાઓને તામિલ, ગુજરાતીઓને ગુજરાતી અને બીજાઓને અંગ્રેજી દ્વારા શીખવવાનો અનુભવ લીધો અને રાષ્ટ્રીય શિક્ષણના સ્વરૂપની ઝાંખી કરી.

**૪૨ વરસની ઉંમરે:** ટૉલ્સ્ટૉય ફાર્મમાં ઉદ્યોગ, વિદ્યા અને ધર્મનું શિક્ષણ આપતાં આપતાં લડાઈનું સૂત્ર ક્યાંયે ઢીલું ન પડવા દીધું. વિલાયતમાં અને હિંદુસ્તાનમાં મોટા મોટા માણસો સાથે સતત પત્રવ્યવહાર રાખ્યો અને 'ઇન્સાફ કરો'નો પોકાર રોજેરોજ વધારતા જ ગયા. બીજી બાજુ મરીબરનો મોરચો કોઈ રીતે મોળો ન પડવા દીધો. અંતે ટૉલ્સ્ટૉય ફાર્મમાં ધખાવેલી આ ધૂણીને પ્રતાપે સરકારે બીજી વાર ધોળો વાવટો ચડાવ્યો.

નવી ધારાસભામાં 'ખૂની કાયદો' રદ કરવાની જાહેરાત થઈ. નવો ધારો પસાર થતાં સુધી બાપુજીએ પણ સત્યાગ્રહ મુલતવી રાખ્યો અને ટૉલ્સ્ટૉય ફાર્મમાં સત્યાગ્રહીઓના ઘડતર પાછળ વધુ મહેનત કરવા માંડી.

**૪૩ વરસની ઉંમરે:** પણ હજી અહિંસા પાળવામાં મહેનત કરવી પડતી હતી એને પહોંચવા માટે અસ્વાદવ્રતને વધુ આકરું બનાવવા દૂધથી અને તેવી રંધાએલા પદાર્થોનો ત્યાગ કર્યો. એટલેથી પણ સંતોષ ન થયો એટલે અનાજ ખાવાનું છોડ્યું. અને ફક્ત કંદમૂળ ખાઈને રહેવા લાગ્યા. આ ખોરાકમાં યે વચ્ચે વચ્ચે ઉપવાસ એકટાણાં તો હોય જ.

આમ 'ટૉલ્સ્ટૉયખેત'માં જીવનની ભારેમાં ભારે ખેતી કરી રહ્યા હતા ત્યાં દ૦આ૦ની સ્થિતિ જોવા ગોખલેજી આવ્યા. આખા દ૦આ૦ના દરેક પ્રાંતમાં, દરેક શહેરમાં વિલાયતના શાહેનશાહને ગમે તેવું માન ગોખલેજીને હિંદીઓ અને ગોરા મિત્રો પાસે અપાવ્યું. દુશ્મન ગણાનાર સ્મટ્સ સાહેબે પણ માનપૂર્વક ગોખલેજીને મુલાકાત આપી અને તેમને ખૂની કાયદો રદ કરવાનું, કોઈ પણ કાયદામાં રંગદ્વેષ ન રાખવાનું અને છૂટા થએલા ગિરમીટિયાઓ પરથી ત્રણ પૌંડનો કર કાઢી નાખવાનું વચન આપ્યું.

સમાધાની થયે ગોખલેજી હિંદુસ્તાન આવવા તેમને ઝંઝીબાર સુધી વળાવવા ગયા. મન તો ઘણું થયું કે હવે હિંદુસ્તાન જઈ ગોખલેજી સાથે જ રહું. પણ કર્તવ્ય દ૦આ૦માં હતું એટલે સ્વદેશ જવાનો મોહ પણ વાર્યો.

**૪૪ વરસની ઉંમરે:** ટૉલ્સ્ટૉય ફાર્મમાં વસનારા બીજીવારની સમાધાની થયા પછી પોતપોતાને ઘેર ગયાં. થોડા રહ્યાં તેમને લઈ બાપુજીએ ફીનિક્સ આવી થાણું નાખ્યું. ત્રણ પૌંડના કરની લડત લેવી હોય તો યે ફીનિક્સ હવે સારું કેંદ્ર હતું, કારણ ગિરમીટિયા મજૂરો મોટે ભાગે નાતાલના એ જ ભાગમાં કામ કરતા.

અત્યાર સુધી પોતે પાળેલા અસ્વાદવ્રતને હવે સામૂહિક બનાવવાની તૈયારીમાં તેઓ લાગ્યા, ત્યાં સરકારે નવો અન્યાય કર્યો અને હિંદુ તથા મુસલમાન ધર્મને અનુસાર થએલા વિવાહ ગેરકાયદેસર ઠરાવ્યા. આબરૂ ઉપર થએલા એ આક્રમણ સામે બહેનોને પણ તેમણે જેલ જવાને તૈયાર કરવા માંડી.

સરકારને અનેક વિનતિપત્રો મોકલ્યા, તાર કર્યા અને પોતાનું વચન પાળવા માટે ફરી ફરી કહ્યું. પણ બધા પ્રયત્નો ફોકટ ગયા. ગોખલેજીને વચન આપેલાં તેથી ઊંધા જ મુદ્દાવાળો કાયદો પસાર કર્યો.

આમ ૧૯૧૨નો હિંદ વિરોધી કાયદો પસાર થયો ને શહેનશાહ પંચમ જ્યૉર્જે તે પર સહી કરી.

અહીં બાપુજીએ ફીનિક્સ છાવણીમાં ઘડીને તૈયાર કરેલા કુલ સોળ સૈનિકોના કાન ફૂંક્યા ને તેમનામાં

ગોરાઓની ભીડ મળી ને પઠાણો ભાગ્યા. ગોરાઓએ તેમને પકડી લીધા તથા બેભાન બાપુજીને પાસેની ઑફિસમાં લઇ જઇ સુવાડ્યા.

ડૉક સાહેબ નામના એક ભલા પાદરી બાપુજીના મિત્ર હતા તેઓ તેમની પાસે આવી પહોંચ્યા ને તેમની સેવા કરવા માંડી. બાપુજી ભાનમાં આવ્યા ત્યારે બોલાય એમ ન હતું. ઉપલો હોઠ ચીરાઇ ગયો હતો. છતાં આગ્રહ કરી તેમણે પરવાનાનાં કાગળિયાં મગાવ્યાં અને દસે આંગળાંની છાપ આપી સૌથી પહેલાં પરવાનો કઢાવવાનો સંકલ્પ પાર પાડ્યો. ત્યાર પછી સરકારી વકીલને તાર કર્યો કે 'પઠાણ ભાઇઓનો કંઇ વાંક નથી. મારા પર મહેરબાની કરી તેઓને છોડી મૂકશો.' પરિણામે મીર આલમ ને તેના સાથી હવાલાતમાંથી છુટા થયા. ડાક્ટરે આવી હોઠ સીવી લીધો, પાંસળી પર લેપ કર્યો ને પછી ચૂપચાપ સૂઇ રહેવાનું કહ્યું પણ આરામની વાત તો કોરે રહી. ડાક્ટરે હોઠ સીવ્યો તો કાગળ કલમ લઇ લખવા બેઠા અને હિંદી પ્રજાને સંદેશો લખી મોકલ્યો. દસેક દિવસ સુધી ડૉક સાહેબના આખા કુટુંબની ભારે સેવાને પ્રતાપે તેઓ હરતા ફરતા થયા અને પૂરા તૈયાર થયે કુટુંબીઓને મળવા ફીનિક્સ આવ્યા.

સમાધાનીને પૂરા પાંચ મહિના યે થયા ન હતા ત્યાં સરકાર ફરી બેઠી ને ખૂની કાયદો રદ કરવાની ઘસીને ના પાડી. બીજી વાર સત્યાગ્રહના મોરચા મંડાયા. જોહાનિસબર્ગમાં વિરાટ સભા ભરાઇ તેમાં બાપુજીએ સ્વેચ્છાએ કઢાવેલા પરવાના બાળી નાખવાની માગણી કરી. જવાબમાં બે હજાર પરવાનાઓનો ઢગલો થયો, તેના પર જાતે દીવાસળી મૂકી હોળી કરી. જોતજોતામાં હજારો હિંદી સત્યાગ્રહીઓથી જેલ ઊભરાવા લાગી. *કોઇકોઇ અઠવાડિયે તો બસો બસો જણા જેલ ગયા.* બાપુજીને પણ બે માસની સખત મજૂરીની જેલ મળી.

**૪૦ વરસની ઉંમરેઃ** જેલમાં બે મહિના પૂરા કરી બહાર નીકળ્યા ને ફરી જેલમાં ગયા. સામાન્યમાં સામાન્ય ચોર કેદીને જેવા અનુભવ થાય તેવા અનુભવો આ વરસે બાપુજીને થયા. હાથકડી પહેરાવી માથે સામાન ઉંચકાવી કૂચો કરી. ખરે બપોરે પથ્થરની સડકો ખોદી હાથમાં આંટણ પડ્યાં ને પાણી ચાલ્યા તો યે સવારથી સાંજ સુધી, બપોરનો કલાકભરનો આરામ બાદ કરતાં, એકશ્વાસે કોદાળી ચલાવી. કોદાળીની આટલી બધી મજૂરી છતાં ખોરાક સંબંધી ત્રાસ પણ પૂરેપૂરો વેઠ્યો. દોઢ મહિના સુધી સવારસાંજનું ખાવાનું છોડ્યું, બપોરે મકાઇની રાબડી ઉપર ચલાવ્યું. જ્યારે જેલઅધિકારીઓએ ચોકખો અને ખવાય એવો ખોરાક આપવા માંડ્યો ત્યારે આ દોઢ મહિનાના ઉપવાસ તોડ્યા. મનોવ્યથા પણ પુષ્કળ વેઠી. પાયખાને બેઠા હોય ત્યાં જમ જેવો હબસી દારોગો આવી કાંડું ઝાલી બહાર ખેંચી કાઢે એ અસહ્ય લાગે પણ મન વાળ્યું. ખૂની અને બદમાશ હબસી અને ચીનાઓની વચ્ચે અંધારી બાકડમાં એકલા પૂરાયા. બદમાશ ગુનેગાર હબસીઓને પૂરવાના નરકખાનામાં માથે પડેલાં દુઃખોને પાવક અનુષ્ઠાન બનાવી મૂક્યાં. જેલમાંથી છૂટી આત્મશુદ્ધિનું એક પગલું વધાર્યું. બ્રહ્મચર્યને અંગે અસ્વાદ વ્રત ધારણ કર્યું. અને તેનો આરંભ ચા, રાત્રિભોજન અને ગોળ છોડીને કર્યો.

તેઓ ફરી પાછા જેલમાં જ જાત; પણ ૯૦ આનાના રાજ્યબંધારણમાં ફેરફાર થતો હતો એ તકનો લાભ લેવા સત્યાગ્રહસભાએ તેમને ફરી વિલાયત, વડી સરકાર પાસે ન્યાયની માગણી કરવા, મોકલ્યા. વિલાયતમાં ત્રણ મહિના રહ્યા તેટલામાં આખા વિલાયતના તેમ જ હિંદુસ્તાનના પણ જેટલા રાજનીતિધુરંધરો મળ્યા તેમની મુલાકાત લીધી. હિંદુસ્તાનમાં બંગભંગની હીલચાલ પૂર જોસમાં હતી અને મહાસભાના તથા બીજા પક્ષોના ઘણા મહારથીઓ ત્યાં હતા. રાતદિવસ એક કરી સૌને મળ્યા. ૯૦ આનાના હિંદીઓને કેવો અન્યાય થાય છે એ બતાવ્યું ને સત્યાગ્રહનું શાસ્ત્ર પણ સમજાવ્યું. હિંદીઓના દુઃખ પ્રત્યે તો સૌ પીગળ્યા ને સહાનુભૂતિ બતાવી પણ સત્યાગ્રહ બાબત મોટામોટા માણસોએ વ્યંગ કર્યો. પણ એ વ્યંગોથી તેઓ નિરાશ ન થયા. તેમ જ સરકારે 'ખૂની કાયદો રહેશે જ' એમ સંભળાવ્યું તેથી તેમનું મન ભાંગી ન પડ્યું

**૪૧ વરસની ઉંમરેઃ** વિલાયતથી પાછા ફરતાં આગબોટમાં નવ દિવસમાં એકવીસ પ્રકરણવાળું હિંદસ્વરાજ્ય લખ્યું. દિવસ રાત લખલખ કર્યું જમણે હાથે થાક્યા ત્યારે ડાબે હાથે લખ્યું. એ હિંદસ્વરાજ એટલું એકાગ્રતાથી અને વિચારોની સ્પષ્ટતાથી લખ્યું કે જતે દિવસે એ 'ગાંધીગીતા' સમું ગણાયું.

વિલાયતથી પાછા ટ્રાન્સવાલ આવી જોયું કે

સત્યાગ્રહીઓની સંખ્યા ઓસરી ગઈ છે. હવે છેવટ સુધી ઝીક ઝાલનારા થોડા જ છે. પાકે પાયે બધો બંદોબસ્ત કરવો જોઈએ.

લડાઈની ધમાલમાં વકીલાત નામની જ રહેલી. પણ તે નામની વકીલાત પણ હવે છોડી અને જોહાનિસબર્ગ પાસે એક જર્મન મિત્ર મિ. કૅલનબેકના મોટા ખેતરમાં પડાવ નાખ્યો. સત્યાગ્રહી કુટુંબનાં બાળકો અને સ્ત્રીઓને સાથે વસાવ્યાં અને તેમને સૌને આદર્શ સત્યાગ્રહી બનાવવાની તાલીમ આપવા માંડી. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, તામિલ, ગુજરાતી, હિંદી દ૦ આ૦માં જન્મેલી હિંદી તેમજ મિશ્ર જાતિના, જાતજાતના સ્વભાવના, જાતજાતના આહારથી ટેવાએલા, સદાચારી, દુર્વ્યસની વગેરે સેંકડો ભેદવાળાં બાળકો સ્ત્રીઓ અને પુરુષોનો શંભુમેળો એ 'ટૉલ્સ્ટૉયખેત'માં ભેળો થએલો. માંસાહારીઓને માંસ વિના ચલાવવા વિનવ્યા, જાતજાતની સ્વાદભરી રસોઈ ખાનારાઓને સ્વાદ છોડવા સમજાવ્યા અને બધાંનું એક રસોડું કર્યું. પોતે મુખ્ય રસોયા અને પીરસનાર બન્યા. સત્યાગ્રહીઓના બેચાર વરસનાં બાળકોને કાખમાં તેડીને સાચવતાં સાચવતાં તામિલ છોકરાઓને તામિલ, ગુજરાતીઓને ગુજરાતી અને બીજાઓને અંગ્રેજી દ્વારા શીખવવાનો અનુભવ લીધો અને રાષ્ટ્રીય શિક્ષણના સ્વરૂપની ઝાંખી કરી.

**૪૨ વરસની ઉંમરેઃ** ટૉલ્સ્ટૉય ફાર્મમાં ઉદ્યોગ, વિદ્યા અને ધર્મનું શિક્ષણ આપતાં આપતાં લડાઈનું સૂત્ર જરાયે ઢીલું ન પડવા દીધું. વિલાયતમાં અને હિંદુસ્તાનમાં મોટા મોટા માણસો સાથે સતત પત્રવ્યવહાર રાખ્યો અને 'ઇન્સાફ કરો'નો પોકાર રોજેરોજ વધારતા જ ગયા. બીજી બાજુ મૂઠીભરનો મોરચો કોઈ રીતે મોળો ન પડવા દીધો. અંતે ટૉલ્સ્ટૉય ફાર્મમાં ધખાવેલી આ ધૂણીને પ્રતાપે સરકારે બીજી વાર ધોળો વાવટો ચડાવ્યો.

નવી ધારાસભામા 'ખૂની કાયદો' રદ કરવાની જાહેરાત થઈ. નવો ધારો પસાર થતાં સુધી બાપુજીએ પણ સત્યાગ્રહ મુલતવી રાખ્યો અને ટૉલ્સ્ટૉય ફાર્મમા સત્યાગ્રહીઓના ઘડતર પાછળ વધુ મહેનત કરવા માંડી.

**૪૩ વરસની ઉંમરેઃ** પણ હજી બ્રહ્મચર્ય પાળવામા મહેનત કરવી પડતી હતી એને પહોંચવા માટે અસ્વાદવ્રતને વધુ આકરું બનાવવા દૂધઘી અને તે વડે રંધાએલા પદાર્થોનો ત્યાગ કર્યો. એટલેથી પણ સંતોષ ન થયો એટલે અનાજ ખાવાનું છોડ્યું. અને ફક્ત કંદમૂળ ખાઈને રહેવા લાગ્યા. આ ખોરાકમાં યે વચ્ચે વચ્ચે ઉપવાસ એકટાણાં તો હોય જ.

આમ 'ટૉલ્સ્ટૉયખેત'માં જીવનની ભારેમાં ભારે ખેતી કરી રહ્યા હતા ત્યાં દ૦ આ૦ની સ્થિતિ જોવા ગોખલેજી આવ્યા. આખા દ૦ આ૦ના દરેક પ્રાંતમાં, દરેક શહેરમાં વિલાયતના શહેનશાહને મળે તેવું માન ગોખલેજીને હિંદીઓ અને ગોરા મિત્રો પાસે અપાવ્યું. દુશ્મન ગણાનાર સ્મટ્સ સાહેબે પણ માનપૂર્વક ગોખલેજીને મુલાકાત આપી અને તેમને ખૂની કાયદો રદ કરવાનું, કોઈ પણ કાયદામાં રંગદ્વેષ ન રાખવાનું અને છૂટા થએલા ગિરમીટિયાઓ પરથી ત્રણ પૌંડનો કર કાઢી નાખવાનું વચન આપ્યું.

સમાધાની થયે ગોખલેજી હિંદુસ્તાન આવ્યા તેમને જંગબાર સુધી વળાવવા ગયા. મન તો બહુ થયું કે હવે હિંદુસ્તાન જઈ ગોખલેજી સાથે જ રહું, પણ કર્તવ્ય દ૦ આ૦માં, હતું એટલે સ્વદેશ જવાનો મોહ પણ વાર્યો.

**૪૪ વરસની ઉંમરેઃ** ટૉલ્સ્ટૉય ફાર્મમાં વસનારાં બીજીવારની સમાધાની થયા પછી પોતપોતાને ઘેર ગયાં. થોડા રહ્યાં તેમને લઈ બાપુજીએ ફીનિક્સ આવી થાણું નાખ્યું. ત્રણ પૌંડના કરની લડત લેવી હોય તો યે ફીનિક્સ હવે સારું કેંદ્ર હતું, કારણ ગિરમીટિયા મજૂરો મોટે ભાગે નાતાલના એ જ ભાગમાં કામ કરતા.

અત્યાર સુધી પોતે પાળેલા અસ્વાદવ્રતને હવે સામૂહિક બનાવવાની તૈયારીમાં તેઓ લાગ્યા, ત્યાં સરકારે નવો અન્યાય કર્યો અને હિંદુ તથા મુસલમાન ધર્મને અનુસાર થએલા વિવાહ ગેરકાયદેસર ઠરાવ્યા. આબરૂ ઉપર થએલા એ આક્રમણ સામે બહેનોને પણ તેમણે જેલ જવાને તૈયાર કરવા માંડી.

સરકારને અનેક વિનતિપત્રો મોકલ્યા, તાર કર્યા અને પોતાનું વચન પાળવા માટે ફરી ફરી કહ્યું. પણ બધા પ્રયત્નો ફોકટ ગયા. ગોખલેજીને વચન આપેલાં તેથી ઊંધા જ મુદ્દાવાળો કાયદો પસાર થયો.

આમ ૧૯૧૨નો હિંદ વિરોધી કાયદો પસાર થયો ને શહેનશાહ પંચમ જૉર્જે તે પર સહી કરી.

આ દી બાપુજીએ ફીનિક્સ છાવણીમાં ઘડીને તૈયાર કરેલા કુલ સોળ સૈનિકોના કાન ફૂંક્યા ને તેમનામાં

જીવન ભરી ટ્રાન્સવાલની સરહદ પર મોકલ્યા. તેઓ પકડાયા ને સત્યાગ્રહનું છેલ્લીવારનું ધીંગાણું આરંભાયું.

**૪૫ વરસના ઉમરેઃ** સત્યાગ્રહનું વિરાટ સ્વરૂપ પ્રકટાવ્યું. નબળા ઉપવાસી શરીરે આખા દ૦આ૦ માં ફરી વળ્યા. ગામેગામની બ્હેનોને સત ચડાવ્યાં. તેમની પાછળ ગિરમીટિયા મજૂરો વચ્ચે રણનાદ કર્યો. મજૂરોનાં હજાર હજારનાં દળ ઊમટયા. ચામડી ચીરી નાખનારા કોરડા, જીવલેણ બંદૂકો અને લશ્કરી માણસોનું ભારે તાડવ વેઠીને પણ એ સત્યશૂર અને તપોધન સેનાપતિની આસપાસ અર્ધગુલામ અને અસંસ્કારી ભારતીઓનાં ટોળાં વીંટળાઇ વળ્યાં.

સાડા ચાર હજાર માણસોને લઈ નાતાલમાથી ટ્રાન્સવાલ પગે ચાલીને કૂચ કરી. રોજના દોઢ બે કલાક માડ સૂવાનુ મળ્યું, બાકી આખો દિવસ ઊભા પગે. રોજના વીસવીસ માઈલ ચાલીને કૂચ કરી. આ કૂચમા શરીર સૂકાઇ ગયું ને હાડકાનો માળખો રહ્યો. પણ આત્મા મધ્યાહ્નના સૂર્ય શો પ્રગટ્યો.

છેવટે સરકારે પકડ્યા ને એક વરસની કેદ મળી. પણ વાઇસરોય હાર્ડિંજ સાહેબ વચ્ચે પડયા. વિલાયતની સરકારે પણ દબાણ કર્યું અને દ૦આ૦ ના હિંદીઓનો ન્યાય કરવા પચ નીમાયુ. વરસની સજા કર્યા પછી ચાળીસમે દિવસે સરકારે બાપુજીને છોડી મૂકયા છૂટીને બાપુજીએ સરકારે નીમેલા પંચમા પોતાના પ્રતિનિધિ ઉમેરવાનો આગ્રહ કર્યો. સરકારે ન માન્યું ને તેમણે ફરી જેલ જવાની તૈયારી કરી. તેવામાં દ૦આ૦ સરકારની રેલવેમા ભયકર હડતાલ પડી ને તેને અંગે મારફાડ શરૂ થઇ. સરકારને વધુ પજવવા માટે હડતાળીઆઓએ બાપુજીને પણ પોતાની સાથે ભળવા નોતરૂં આપ્યું, પણ તેમણે હિંસાની લડાઇમા મદદ કરવાની ચોકખી ના પાડી અને હડતાલ શમતા સુધી નવા સત્યાગ્રહીઓને જેલ જતાં રોકયા.

રેલવે હડતાલ શાત થઇ એટલે ફરી ગિરમીટિયાઓની પ્રચંડ હડતાલ પાડવાની બાપુજીએ તૈયારી કરી. પણ હવે સત્યાગ્રહને ઉગ્ર થવા દેવાની હિંમત સરકાર ન કરી શકી. તેણે 'હિંદીઓને રાહત આપનારો કાયદો' પ્રસિદ્ધ કર્યો, અને જે જે વસ્તુઓ બાપુએ છેલ્લી લડત ઉપાડતાં પહેલાં માગી હતી તે બધી વસ્તુઓ મંજૂર થઇ. ખૂની કાયદો ગયો, કાયદામા રંગભેદનું નામ ન રહ્યુ, હિંદી રીતે થએલાં લગ્નો કાયદેસર મનાયાં અને ત્રણ પૌંડનો કર દૂર થયો. સત્યાગ્રહ દિવ્યાસ્ત્ર તરીકે સિદ્ધ થયો. બાપુજીનો અપૂર્વ વિજય થયો પણ હજુ તપનો થોભ નહોતો આવ્યો.

છેલ્લીવાર જેલ જવાનું અટકયું ને સરકારની વાટાઘાટનો અંત ન આવ્યો તે સમયની વચ્ચે ફીનિક્સમાં આગળના કરતાં પણ વધારે કઠોર તાલીમ આપવા માંડી. પોતે તો દૂધ છોડયું જ હતું પણ હવે આખા રસોડામાં દૂધ ઘી બંધ થયાં. સાંજે ભાજન થતાં જ. હવે પરોઢે ચાર વાગે ઊઠીને નિશ્ચિત સમયે ભજનો કરવાનું રાખ્યું. પેલા સાત દિવસના ઉપવાસથી વિદ્યાર્થીઓ પણ ચેત્યા ન હતા તેમને ચેતવવા વળી ૧૪ દિવસના ઉપવાસ કર્યા ને તે પછી આખા વરસનું એકટાણું રાખ્યું. ટૂંકમાં એમના તપનો થોભ ન જ આવ્યો

સમાધાની થયા પછી હિંદુસ્તાન આવવા નીકળ્યા ત્યારે શહેરે શહેરે પાંચપાંચ હજાર માનવીઓની સભા થઇ. બહુ ભારે માન અપાયું 'રૂપેરી ને સોનેરી અર્પણપત્રો' મળ્યા, પણ તેથી પોતાની મહત્તા તસુભર પણ વધ્યાની કલ્પના તેમને ન થઇ. ટ્રાન્સવાલ છોડયું ને જોહાનિસબર્ગમા છેલ્લી સભા થઇ તે દિવસે તેમના વિજયથી અદેખા બનેલા લોકોની ટોળીએ તેમના પર સડેલા ઇંડાં ફેંકયા તથા તેમને મારવાનો પ્રયાસ કર્યો, પણ મિત્રોએ મારનારાઓને ઘેરી લઇ દબાવી દીધા. બાપુજીને એ ન રૂચ્યું. તેમણે મિત્રવર્ગને સંભળાવ્યું 'શા માટે મારા પર હુમલો કરનાર પર કોઇ હુમલો કરે છે? જેને મને મારવો હોય એ સુખે મારે. મારી રક્ષા ઇશ્વરને કરવી હશે તો કરશે! હું હવે સમુદ્રયાત્રા કરવાનો છું. જો મારૂં વહાણ ઇશ્વર ડુબાડી દે તો શું તમે ઇશ્વર સાથે લડવા જશો કે 'તેં કેમ અમારા ગાંધીને છીનવી લીધો? માટે હું ફરી ભારપૂર્વક સમજાવવા ઇચ્છું છું કે કોઇ મને મારવા ઉત્સુક હોય તેનો માર ખાવા હું સદૈવ તૈયાર છું. મને મારનારનું વેર વાળવાની ઇચ્છા સરખી કોઇએ ન કરવી જોઇએ.'

બારબાર વરસનાં આકરાં તપની, આવી ભવ્ય બલિદાનવૃત્તિ વડે તેમણે પૂર્ણાહુતિ કરી અને ૪૫ વરસની પાકી વયે હિંદુસ્તાન આવવા દક્ષિણ આફ્રિકા છેલ્લી વાર છોડયું.

(ચાલુ)

પ્રભુદાસ છગનલાલ ગાંધી



(કૌમુદી)

# માધુકરી

ઘનની ઘેરી ઘટા ગોરંભે, જગપર જામ્યું તિમિર,
દેહ ધરી તેં ત્યે ઝબકારી વીજની એક લકીર;
ભરે જગના ડગ એકલ ધીર.

કાળ તણા રેતાળ રણે એક આંક્યું પગનું પુગલ,
કાન્તિ તણા મહાભારત માંહે તારું પર્વ લખાય;
અહો વીર પગલે પગલે વધાય.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

## સ્વ. ધનગોપાલ મુકરજી

••• પ્રગતિમાન અમેરિકા જેવા દેશમાં કવિ, ગદ્યકાર, લેખક અને વ્યાખ્યાતા તરીકે તેમણે જમાવેલી પ્રતિષ્ઠાએ હિંદનું નામ ઊજળું કર્યું હતું. એમની પ્રૌઢ વયની કૃતિઓ તો જગત સાહિત્યમાં સ્થાન પામવાની આશા રહેતી હતી, પણ ત્યાં તો જલતા ચિરાગ શું તેમનું જીવન બુઝાઈ ગયું.

ગુજરાતે એમની પહેલી પિછાન 'કુમાર'ની શરૂઆતમાં આવતી એમની 'કિરીટ'ની વાર્તા મારફત કરી. ત્યારપછી તો એનાં પાનાંઓ દ્વારા તેણે એમની કલમનો સારો જેવો સંપર્ક સાધ્યો હતો. પ્રાણીજગતના એ સુંદર વાર્તાકાર ધનગોપાલ મુકરજીની કલમે કેવળ ગુજરાતની એકલી પ્રજાને જ મુગ્ધ નહોતી કરી; અમેરિકામાં પે એની મૌલિકતાએ એમની પૂરતી કદરદાની કરાવી હતી.

પરદેશ અને તે પે અમેરિકા જેવા બુદ્ધિશક્તિમાન દેશમાં જઈ હિંદનું હીર આ રીતે ઝળકાવનાર એ બંગાળી જુવાનનો જન્મ ઈ. ૧૮૯૦ના જુલાઈની છઠ્ઠી તારીખે કલકત્તા મુકામે થયો. અઢારમે વરસે કલકત્તા વિદ્યાપીઠના ગ્રેજ્યુએટ થઈ, મહત્ત્વાકાંક્ષાના પ્રેર્યા કુમારવયમાં જ ૧૯૧૦માં માતૃભૂમિ છોડી એ જાપાન ગયા હતા. ત્યાંઓમાં થોડો વખત યંત્રશાસ્ત્રનો અભ્યાસ કર્યો, પણ થોડા જ અરસામાં એ પડતો મૂક્યો. પોતાને પહેરવા પૂરતાં કપડાંનો પે તોટો હતો છતાં તેમણે અમેરિકા જવાનો ઇરાદો કર્યો, ને ત્યાંના દોસ્તોની અનુમતી વચ્ચે પેટ્રોદ્રાગાના નોકરીએ પગેથી કપરું કરી અમેરિકા ઊપડી ગયા. દોલતના અરેલા ને ડૉલરના પૂજક એ દેશમાં કમાણી વિના રહેવું કેટલું દોહ્યલું છે તેનો અનેક દિવસોનો વેઠ્યો પડતો જુદોજુદો અનુભવ એ મળતા જઈને, છાપાઓ વેચતાં ને હોટેલોનાં વાસણો સાફ કરતાં ધનગોપાલે ત્યાં પોતાનો અભ્યાસ ચાલુ કર્યો. કેલિફોર્નિયા વિદ્યાપીઠમાં દાખલ થઈ, પાછળથી ૧૯૧૪માં લીલાંડ સ્ટાનફોર્ડ વિદ્યાપીઠની ડિગ્રી તેમણે મેળવી ને ત્યારથી તેઓ એ વિદ્યાપીઠના લેક્ચરર તરીકે ને લેખક તરીકે અમેરિકામાં વસી રહ્યા હતા.

અમેરિકામાં નીકળતા કુમારપત્ર 'Boys' Life'માં કુમારમાનસને રંજિત અને રોમાંચિત કરનારી પ્રાણીકથાઓ તેઓ લખવા લાગ્યા ને એ રીતે ચુનંદા પ્રાણીકથાકાર તરીકે વિખ્યાત બન્યા. 'કિરીટ' પહેલાં અમેરિકામાં તેમના 'જંગલકથાઓ' અને 'રત્નકુમાર હરિ' એ પુસ્તકો બહાર પડી ચૂક્યાં હતાં.



હિંદની પ્રાણીસૃષ્ટિમાં રસ લેનાર દેશી લેખક તરીકે ધનગોપાલ મુકરજી સિવાય અન્ય કોઇ આપણે જાણ્યો નથી, અને એ કથાઓને હિંદના જ તમામ લોકવાતાવરણમાં લપેટી, અંગ્રેજીમાં એવી રીતે ઉતારવી કે જેથી વિદેશનું યે બાલમાનસ મુગ્ધ બને તે તો એક ધનગોપાલ મુકરજીએ જ કરી દેખાડ્યું છે

ને અમેરિકાએ તેમના પ્રયાસોનું પારિતોષિક પણ એવું બહુમૂલ્ય આપ્યું હતું 'કુમાર'માં જે 'ગિરેબાજ ચિત્તુ'ને નામે આવતી એ મૂળ 'Gay-neck' નામની સિદ્ધ હથોટીએ લખાએલી એક કબૂતરની રસરોમાંચભરી તેમની વાર્તા માટે અમેરિકાએ ૧૯૨૮માં એમને 'જૉન ન્યૂબેરી ચંદ્રક' આપેલો બાલસાહિત્યના સર્વશ્રેષ્ઠ લખનાર અને અમેરિકાના નાગરિકને જ એ ચંદ્રક આપવામાં આવે છે.

ધનગોપાલ પોતે અમેરિકાના વાસી કઇ રીતે થયા એની આખી કથા તેમણે 'કાસ્ટ ઍન્ડ આઉટકાસ્ટ' નામની પોતાની આપવીતીમાં બહુ ચિત્તાકર્ષક શૈલીએ આલેખી છે અમેરિકામાં વાસ કરવામાં એમણે સહેલી મુસીબતો અને ત્યાંના જીવનનાં વિધવિધ પાસાનો વેઠેલો અનુભવ ખૂબ જ રસ ઉપજાવે એવો છે.

આજથી નવેક વર્ષ પર તેઓ હિંદ પણ આવી ગયેલા. એ વખતે આ માદરેવતન તેમને જેવું લાગતું હતું તેવું જ, જે ફેરફારો તેમને જણાયા તે સુંદર રીતે વર્ણવતું એક પુસ્તક તેમણે અમેરિકા જઇ બહાર પાડયું એ પુસ્તક 'માઇ બ્રધર્સ ફેઇસ' એટલું તો લોકપ્રિય પુરવાર થયું કે ઇંગ્લંડની વિચારગભાર 'ઍવરીમૅન લાયબ્રેરી'ની ગ્રંથાવલિમાં તેની નવી આવૃત્તિ લેવામાં આવી છે.

એ વખતે એમણે બીજું પણ એક કામ કરેલું. બંગાળના અધ્યાત્મગુરુ શ્રી રામકૃષ્ણ પરમહંસના જીવન અને તેને લગતા સાહિત્યનો તલસ્પર્શી અભ્યાસ કરવા ઉપરાંત રામકૃષ્ણમઠના અગ્રગણ્ય સ્વામીઓ તુરીયાનંદ ને પ્રેમાનંદની મુલાકાતની યે તક મેળવીને તેમણે પરમહંસના ચરિતનું 'ધ ફેઇસ ઑવ સાઇલેન્સ'નું પુસ્તક લખ્યુ રોમાં રોલાં જેવા વિખ્યાત ફ્રેંચ ચિંતકને પણ એ પુસ્તક પ્રેરણાદાયક નીવડેલું એ વાત કૈં આપણને ઓછી આનંદદાયક નથી.

ત્યાર પછી તેમણે મિસ મેયોને જવાબરૂપે લખેલા 'એ સન ઑવ મધર ઇન્ડીઆ ઍન્સર્સ'ની યે અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી છે. ઉપરાંત, થોડા જ વખત પર જગતના લેખકોના પ્રતિનિધિરૂપ એકાંકી નાટકોનો જે સંગ્રહ બહાર પડેલો, તેમાં યે તેમના 'ઇન્દ્રનો ન્યાય' નાટકને સ્થાન મળેલું છે જે ગયા વર્ષના પહેલા અંકમાં 'કુમાર'ના વાચકો સમક્ષ રજુ કરાએલું

પોતાની કલમ પર જ જુવાન ધનગોપાલ અમેરિકામાં જીવતા હતા. ઇ. ૧૯૨૧ પછીનાં આઠ વર્ષના ગાળામાં તેમણે નવ પુસ્તકો લખી નાખ્યાં હતાં. તે ઉપરાંત પશ્ચિમની અગ્રગણ્ય વિદ્યાપીઠોમાં એ વ્યાખ્યાનો આપતા તે જુદાં. અમેરિકા જઇને શરૂઆતમાં જ તેમણે બહાર પાડેલાં પુસ્તકો તે 'રજની', 'સંધ્યા' નામના કાવ્યસંગ્રહો અને 'લયલા-મજનૂ'. ત્યારથી તેમની લેખનપ્રવૃત્તિ અસ્ખલિત રહી હતી. ઉપર જણાવ્યાં તે ઉપરાંત તેમણે 'વિઝિટ ઇન્ડીઆ વિથ મી', 'ધ સીક્રેટ લિસનર્સ ઑવ ધ ઇસ્ટ', 'ડિવોશનલ પૅસેજીઝ ફ્રૉમ ધ હિંદુ બાઇબલ', 'ડિસઇલ્યુઝન્ડ ઇન્ડીઆ' એ પુસ્તકો બહાર પાડયાં હતાં. અને એટલો જ ફાળો કુમાર સાહિત્યમાં તેમણે આપેલો. 'વીરાત્મા રામ', 'શિકારી ગોંડ' 'હિંદુ કથાઓ' 'શિકારી કૂતરો બની' વગેરે તેમાં મુખ્ય છે.

એમની કલમને એમણે હિંદના જીવનસંસ્કારોનું સાચું પ્રતિનિધિત્વ આપવામાં વાપરી હતી રામાયણ, મહાભારત ને ઉપનિષદોના એ અઠંગ અભ્યાસી હતા હિંદ પ્રત્યેનો પ્રેમ એ જ એમનો શોખ હતો. આહીં ફરીવાર ઇ ૧૯૩૦માં પોતાની અમેરિકન પત્ની સાથે આવેલા ત્યારે તેમણે પોશાક પણ બંગાળી પહેરેલો. એ અરસામાં મિસ કેડા દાસનું હિંદ પર લખેલું એક પુસ્તક તેમને હાથ ચઢેલું મિસ મેયો જેવા જ વિકૃત માનસે લખાએલું એ પુસ્તક વાંચી એમને ઉપજેલો સંતાપ તો મિત્રો પરના પત્રોમાં તેમણે ઠાલવેલો જોતાં સમજી શકાય વિદેશમાં એ આપણું ગૌરવ સાચવવા જ પ્રયત્નશીલ રહેતા. પ્રૌઢ વયની એમની કૃતિઓ જગતસાહિત્યમાં ચિરકાલનાં પગલાં પાડવાની આશા રહેતી હતી.

એ કહેતા કે કવિનું જીવન ટૂંકું જ હોવું જોઇએ; એથી જ એની ફોરમ વધુ પ્રસરે છે. ને ઉદાહરણ તરીકે એ શેલી, કીટ્સ ને બાયરનને આગળ ધરતા. પણ એ પોતે યે ૪૫ વર્ષની જુવાન વયે કૃત્રિમ રીતે એ શબ્દ અખત્યાર કરી બેસશે એમ કોણ જાણતું હતું? થોડા જ વખત પર પ્રતિભાના એ જલતા ચિરાગે ન્યૂયૉર્કમાં માનહૅટનમાંના પોતાના ઘરમાં આત્મહત્યા કરી પોતાની જીવનલીલા સંકેલી લેવાના સમાચારો આપણને મળ્યા છે. એવા એક જુવાનનું આવું કરુણ મૃત્યુ સાહિત્યજગતની એક અણપૂર ખોટ રહેશે

### જ્યાં જાપાનની જુવાની ઘડાય છે

••• વફાદારી, શિસ્ત, મર્દાનગી, શીલ ને કરકસર એ પાંચ આદેશો સ્વીકારી, જાપાની જુવાન જે રીતે કુરબાનીનો જુસ્સો કેળવે છે તેનો આછો પરિચય આ લેખમાંથી મળી રહેશે.

જાપાનના ઇતિહાસમાં પહેલી જ વાર હમણાં ત્યાંના મિકાડોએ પોતાના લશ્કરને ઠપકો આપ્યો તેનું કારણ જગજાહેર છે. ગયા ફેબ્રુઆરીમાં નવસો જેટલા લશ્કરીઓએ બળવો કરીને ત્યાંના નાણાંખાતાના પ્રધાન કારેકિયો તાકાહાશી અને બીજા હોદ્દેદારોનાં ખૂન કર્યાં હતાં ખૂનો પાછળનાં કારણો તો ગમે તે હોય, પણ જે લશ્કરને એવાં કૃત્યો માટે શહેનશાહ પણ ઠપકો આપવાથી આગળ નથી વધતો એ લશ્કરનું પરિબળ કેટલું હશે?

ખરી રીતે એ લશ્કર જ આજે જાપાનના કરોડરજ્જુની ગરજ સારે છે. જાપાનના દરેકેદરેક બેટ્ટાને તેને માટે માન ને

આદર છે, ને પોતાનો પુત્ર વીસ વર્ષનો થતાં જ દરેક ખેડૂત તેને ફરજિયાત તાલીમ પામવા લશ્કરમાં મોકલી દે છે. દાક્તર પાસે કિમોનો ઉતારી છાતી તપાસાવતા એ યુવાનોને પણ એ માટે એટલો જ કોડ હોય છે.

લશ્કરની બરાકોમાં શિખાઉઓ ગાદીનાં છાપરાં નીચે ચટાઈઓ પર એકઠા થતા એ તરુણો કોઈ નવી જ જિંદગી અનુભવે છે. સુઘડ કાતરેલા ને ઓળેલા વાળ અહીં તેમને રાખવા પડે છે. પશ્ચિમના ઢબનું જ ભોજન ને પથારી તેમને અહીં અપાય છે.

એ બરાકોના કૉંક્રીટ કે કાચની પરથાળવાળાં છાપરાંની અગાશીઓમાં તેઓ સ્વરક્ષણના અદ્વિતીય દાવપેચવાળી એમની 'જ્યુજુત્સુ' શીખે છે, મર્દાની રમતો રમે છે, કુસ્તી કરે છે→ નીચે રેતીપાથર્યા આંગણામાં આધુનિક શસ્ત્રવિદ્યાની છેલ્લામાં છેલ્લી યાંત્રિક કરામતોની તેમને તાલીમ આપવામાં આવે છે. બીજા કોઈ પણ દેશોના રીક્રૂટો જેમ જ જાપાની રીક્રૂટો યે ખાય પીએ ને કવાયત કરે છે; છતાં વીસથી બાવીસની વયનાં એ બે વર્ષોમાં તેમનું માનસ કોઈ અનોખો પલટો લે છે.

જાપાનનું મહારથીપણું પહેલાં એકલી સામુરાઈ જાતિ જૂની જાપાની ક્ષત્રિય જાતિમાં જ સમાઈ જતું. બંને હાથમાં તલવારો લઈ ઝઝૂમતા એ સામુરાઈઓ પોતાના મહત્ત્વથી મગરૂર પણ રહેતા. પણ ૧૮૬૮માં જાગીરદારીનો નાશ થતાં ને ૧૯૦૫માં મધ્યમ વર્ગના બનેલા લશ્કરે રશિયા પર વિજય મેળવી આપતાં, ખેડૂતપુત્ર જ રાષ્ટ્રમાનનીય સૈનિક હવે ગણાવા લાગ્યો છે. અફસરોનો યે મોટો ભાગ એ વર્ગમાંથી જ ભરાઈ આવે છે. ટોકિયોની ઇમ્પીરિયલ મિલિટરી ઍકેડેમીમાંથી મેળવેલી ખભાપટ્ટીને તો દરેક જાપાની જુવાન જીવસટોસટ ગણ્યાં રહે છે.

આખું લશ્કર મધ્યમ વર્ગના ખેડૂતોનું જ બનેલું હોવા છતાં તેમનો વતનપ્રેમ ભૂતકાલીન સામુરાઈઓથી જરાયે ઊતરતો નથી મધ્યકાલનો યુરોપી મઠધારી ત્રણ આદેશ સ્વીકારતો: ગરીબી, પાવિત્ર્ય ને આજ્ઞાપાલન. જાપાનનો આજનો સૈનિક પાંચ આદેશો સ્વીકારે છે: વફાદારી, શિસ્ત, મર્દાનગી, શીલ ને કરકસર.

ને એ બધા ઉપરાંત એક ખાસ શિક્ષણ તેની રગેરગમાં ઉતારવામાં આવે છે તે એ કે, સામ્રાજ્યને અર્થે કરેલી કુરબાની કરતાં વધતું જિંદગીનું કોઈ મહત્ત્વ નથી. અને આ જુસ્સો સૈનિકોમાં કાયમ ટકી રહે એની ખાસ તકેદારી રખાય છે. દરેકે દરેક અફસર પોતાના હાથ નીચેના માણસો પ્રત્યે સંપૂર્ણ એખલાસભરી બિરાદરીથી વર્તે છે. નાના સરખા નિયમોલ્લંઘન માટે કદી સજા કરવામાં નથી આવતી. થોડાઘણા નશા માટે પણ માફી આપી દેવામાં આવે છે, ને બીજા દેશોથી ઊલટું ત્યાંના અફસરો જ પોતાની ટુકડીઓની તંદુરસ્તી જાળવવા ઘણેરા નિભાવ રાખતા રહે છે. સૈનિકોને જોઈએ તો પૈસા પણ તેઓ ઉછીના આપે છે. તેમનાં માબાપો પાસે જઈ ઘણી વખત તો અફસરો ચર્ચાઓ ચલાવે છે. તેમનો ખોરાક પણ સૈનિકોની જ કોટિનો કેવળ ભાતામછીનો હોય છે.



ખેડૂતોને યે એ લશ્કરી અફસરો પર એટલો વિશ્વાસ હોય છે કે જ્યારે કોઈ નવી નહેર ખોદવી હોય, નવો પૂલ યા નવો રસ્તો બાંધવાનો હોય ત્યારે કોઈ રાજદ્વારીનો ઉંબરો ન ચડતાં સીધા બરાકમાં તેમના દોસ્ત કર્નલ પાસે પહોંચે છે. તેઓ તો ચોખ્ખું કહે છે કે 'રાજદ્વારીઓ ખેડૂતને એક પેન કે બીરનો ગ્લાસ આપી મત મેળવશે, પણ ફરી ચૂંટણી આવે ત્યાં સુધી ચૂંટાયેલા તેને યાદ જ નહિ લાવે; જ્યારે લશ્કરના અફસરો તો પોતાના મોભાને પૂરા પિછાણે છે.' લશ્કરી અફસરો પણ લોકોમાં દૃઢ થએલી આ શ્રદ્ધાને ચગાવનારું કોઈ પગલું નથી ભરતા.

વાસ્તવિક રીતે બીજા કોઈ પણ મહાન રાષ્ટ્ર કરતા જાપાનમાં લશ્કરનો સિતારો એટલો તેજ છે કે ત્યાંની ધારાસભા પણ તે પર કશો કાબૂ ધરાવી શકતી નથી. કૅબીનેટમાંથી જો એકલો યુદ્ધખાતાનો પ્રધાન નીકળી જાય તો આખી કૅબીનેટ ભાંગી જાય. કૅબીનેટમાં રહ્યા છતા યે તે તેના સભ્યને લગતી ફરજો બજાવવા કરતાં લશ્કરના એલચી તરીકેની ફરજોમાં રચ્યોપચ્યો રહે છે. લશ્કરને જો અસંતોષ ઊપજ્યો તો તેનું સાંત્વન કર્યા સિવાય નવી કૅબીનેટ ઊભી જ ન થઈ શકે.

જાપાનનો વડો પ્રધાન સુદ્ધાં લશ્કરની હીલચાલોથી વાકેફ નથી હોતો. સાઈબીરિયાની સરહદ પર બન્યું હતું તેમ, પહેલાં હલ્લો કરી પછી લશ્કર તેની ટોકિયો ખબર મોકલે છે અઢીલાખ નિયમસર સૈનિકો, ૧૦૦૦ વિમાનો, ૨૨૬ લડાયક જહાજો ને સત્તાવીસ લાખ કામચલાઉ સૈનિકોનું તંત્ર ચલાવનારી સુપ્રિમ મિલિટરી કાઉન્સિલ સીધો શહેનશાહથીજ સંબંધ રાખે છે. જનરલો અને ઍડમિરલોની બનેલી એ કાઉન્સિલ યુદ્ધને લગતી પ્રત્યેક બાબત પર શહેનશાહને સલાહ આપે છે કેટલાક તો કહે છે કે માત્ર સહી ભરતા કે દગડગા સિવાય વાસ્તવે તો એ કાઉન્સિલ જ પુરાણા, લડાયક ખમીરના એ ઊભના રાષ્ટ્રનું દોરીસંચાલન કરે છે (સંચોષ્ટ ઉપરથી)

## કચ્છનું અષાઢી વર્ષ

કચ્છ (અને થોડા હાલાર)માં નવું વર્ષ આષાઢ સુદી ૨ થી શરૂ થાય છે. ગુજરાતમાં દીપોત્સવીના મહાપર્વને વખતે દિવસે

નૂતનવર્ષનું મંગલ પ્રભાત બેસે છે. મોટે ભાગે દુનિયાભરના શકો અને સંવત્સરોનાં મંડાણ જોડે મોટામોટા ધર્મના સ્થાપકો અથવા કોઇ યુગસૃષ્ટા પરદુ:ખભંજન રાજાઓનાં નામ સંકળાએલાં છે. તેમના જીવનમાં બનેલા કોઇ મહત્ત્વના બનાવની યાદગીરી અમર કરવા આવા શકો પ્રવર્તેલા છે, પણ કચ્છમાં બેસતા નવા વર્ષ જોડે દેશની ભૌગોલિક રચના અને મનુષ્યજીવનના ઇતિહાસનો ગાઢ સંબંધ છે

આ ઉપરાંત કચ્છની ભૌગોલિક પરિસ્થિતિ પણ નવું વર્ષ બદલાવવામાં અમુક અંશે કારણભૂત બની છે અરબ્બી સમુદ્રની ગોદમાં ઝૂલતા કચ્છના અખાતમાં ઉનાળાની આખર મોસમમાં પહાડ પહાડ જેવડા ઊછળતા મોજાંઓ વચ્ચે વહાણો ચાલી શકતાં નથી બધી દરિયાઇ સફરો બંધ રહે છે ઝંગબાર, મલબાર, જાવા અને મસ્કત તરફની લાંબી સફરો ખેડી આવેલાં જૂની વહાણો કચ્છના બંદરોમાં વિસામો લેતાં લગભગ ચૈત્ર માસથી પડેલા હોય છે ચૈત્રથી આષાઢ સુધીનો સમય તે કચ્છી ખારવાઓને હૉલિડિયનોની વૅકેશન જેવો હોય છે કુટુંબની મીઠી હૂંફમાં અને રંગરાગમાં તેમજ વહાણોના સમારકામ તથા રંગ કરાવવામાં આ વખત વીતી જાય છે આષાઢ માસથી દરિયો શાંત પડવા માંડે છે આષાઢી ચંદ્રના દિવસે દરિયાપૂજન થાય છે, કચ્છના સાહ-સોદાગરોને ચોપડે નવી સાલ લખાય છે અને સાહસિક ખલાસીઓ પોતાનાં વહાણોના મોરા દરિયા તરફ માંડે છે. આમ સાહસમાં ઝંપલાવવાનાં અને મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ મેળવવાના પરિયાણ આ માસમાં થતા હોઇ નવું વર્ષ પણ એ માસમાં જ બેસે છે. એ એક સુભગ અવસર છે

કચ્છના રાવ ચંદ્રવંશી, એટલે આષાઢના ચંદ્રદર્શનથી પોતાના મુલકમાં સાલ બદલે એવી પ્રથા પડેલી છે. તે દિવસે રાજ્યદરબારમાં કચેરી ભરાય છે અને આખા સ્ટેટમાં આ ઉત્સવના માનમાં રજા પડે છે બધા વહાણો પર બીજની ચન્દ્રકલાવાળો લાલ વાવટો લહેરાવાય છે કાઠિયાવાડના હાલાર પ્રાંતમાં પણ જ્યાં ચંદ્રવંશી નરેન્દ્રોના રાજ્ય છે ત્યાં નવું વર્ષ આષાઢી બીજથી બેસે છે.

આ રીતે ૧૯૯૩ની સાલ ગુજરાતમાં કારતક સુદ ૧ થી બેસશે પણ કચ્છમાં તો એ સાલ આષાઢના ચન્દ્રદર્શનથી શરૂ થઇ ચૂકી છે —રાવસિંહજી કાનજી રાઠોડ

### લાખ

*** સીલ કરવામાં ને વાર્નિશ બનાવવામાં વપરાતી આ ચીજથી તમે વાકેફ તો હશો જ. પણ તેની બનાવટ, પ્રકારો ને બીજા ઉપયોગો કદાચ નહિ જાણતા હો તો આ લેખથી જાણી શકશો.

આખરા, પીપળા, વિલાયતી બાવળ, ખેર, બોરડી વગેરે ઝાડોની ડાળીઓ ઉપરથી મળી આવતી આ ઉપયોગી ચીજ લાખ એ કાંઇ ઝાડની પેદાશ નથી, પરંતુ એક જાતનાં જીવડાં ઝાડની ડાળીઓ પર જે રસ મૂકે છે તેની એ બને છે. ઝાડ પરથી એ લાખભરી ડાળીઓ અથવા ડાળીઓથી છૂટી પાડી તે વેચવામાં આવે છે, જે લાકડીઆ લાખને નામે ઓળખાય છે આ લાખમાં ઝાડની ડાળીઓના ટુકડા, ધૂળ, કચરો વગેરે પુષ્કળ હોય છે, તેથી તે એમ ને એમ હુન્નર કે બીજા કોઇ કામમાં આવતી નથી પરંતુ તેને શોધવી પડે છે. શોધ્યા બાદ તેને જેવા આકારમાં ઠારવામાં આવે છે તે આકાર પ્રમાણે જુદાંજુદાં નામથી તે ઓળખાય છે.

લાખની ઘણી જાતો છે: (૧) લાખીઆ લાખ, (૨) શેલાક અથવા પતરાલાખ, (૩) બટનલાખ, (૪) ચપડાલાખ, (૫) સફેદ લાખ વગેરે જુદાંજુદાં કામોમાં તે વપરાતી હોવાથી જ માત્ર જુદાંજુદાં નામો તેને આપવામાં આવેલાં છે

જે ડાળીઓને લાખ ચોંટેલી હોય તેના બેથી ત્રણ ઇંચ જેવડા ટુકડા કરી તેના ઉપર એક ભારે વેલણ ફેરવવામાં આવે છે લાખ જાતે બરડ છે, અને આથી તે ડાળીઓથી તરત જુદી પડી જાય છે. છતાં જો થોડીઘણી લાખ ડાળીઓને વળગી રહે તો તે હાથ વડે ઊખેડી લેવામાં આવે છે. લાકડાનો ભાગ દૂર થયા બાદ રહેલી ચોકખી લાખના પા ઇંચ જેવડા કકડા કરી, ગરમ પાણીથી ભરેલા એક મોટા વાસણમાં નાખી, માણસોના પગ વડે ખૂબ ગુંદવામાં આવે છે જેથી તેમાંથી રંગનો ભાગ છૂટો પડી પાણી સાથે મળે છે. એ પાણીને નિતારી લઇ ફરીથી બીજું ગરમ પાણી રેડી ખૂબ ગુંદી પાછું પાણી નિતારી લેવામાં આવે છે. એ પ્રમાણે ફરીફરીને કરતાં જ્યારે પાણીમાં રંગનો બીલકુલ સ્પર્શ આવતો નથી, ત્યારે ફરીથી પાણી રેડવું બંધ કરી લાખને વાસણમાંથી કાઢી લેવામાં આવે છે. આ લાખને સીડ લાખ એટલે બીજ કે દાણાલાખ કહે છે. લાખની જે અનેક બનાવટો થાય છે તે આમાંથી જ થઇ શકે છે. લાખને આ પ્રમાણે ધોતાં તેનું જે રંગીન પાણી કાઢી લેવામાં આવે છે, તેને ઉકાળી બાળી નાખતાં પાછળ જે નક્કર ભાગ રહે છે, તેના રોટલા જેવડા ઘાટ કરવામાં આવે છે, જે લાખીઆ રંગને નામે ઓળખાય છે આ લાખીઆ રંગની બગડીઓ ગરીબ માણસો પહેરે છે તે રંગારા બનાવે છે

ઉપર મુજબ દાણાલાખ બનાવ્યા પછી તેને મજબૂત કપડાની કોથળીમાં ભરવામાં આવે છે ત્યાર પછી બે માણસો તે દરેક કોથળીને છેડેથી ઝાલીને કોલસાના તાપ આગળ ધરી રાખે છે, જેથી એ તરત ઓગળી જાય છે અને કોથળીઓમાંથી તેનો રસ બહાર ટપકવા માંડે છે. આ વખતે કોથળીના છેડા ઝાલી સામસામે ઊભેલા માણસો કોથળીને આમળા ચડાવે છે, જેથી કોથળીમાંની સઘળી લાખ દેવતાની એક બાજુએ રાખેલા વાસણમાં નિચોવાઇ જાય છે જેમજેમ તે નિચોવાતી જાય, તેમ તેમાંથી એક કડછીપુર લાખ લઇ, ભૂંગળીના આકારના લાકડાના કકડાને જરા ઢળતો રાખી તેની સપાટી ઉપર તે નાખે છે. એને આમતેમ ગોળ ફેરવવાથી તેની સપાટી ઉપર

લાખ પથરાઈ જઈ ઠરી જાય છે ત્યારે ચપ્પુથી ઊખેડી લેવામાં આવે છે. આ કામ માટે વાપરવામાં આવતાં લાકડાનાં ભૂંગળાંને અરધા ભાગ સુધી પિત્તળનાં પતરાં જડવામાં આવે છે. કેટલાંક સ્થળે લાકડાનાં ભૂંગળાંને બદલે ચીનાઈ માટીનાં ભૂંગળાં અથવા તો કેળના દાંડાઓનો પણ ઉપયોગ થાય છે. અને તેના ઉપર કડછીને બદલે કેળનાં પાંદડાંઓ વડે લાખ દબાવવામાં આવે છે. સારી જાતની પતરાલાખ રંગે ફિક્કી, ચળકતી, નારંગી રંગની હોય છે. આ લાખને મીણ, ચંદ્રસ વગેરે બીજી ચીજો સાથે મેળવીને ખુરશી, ટેબલ વગેરેને પૉલિશ કરવામાં વાપરે છે.

પતરાલાખની માફક જ બટનલાખ પણ બને છે; પરંતુ તેમાં ફરક માત્ર એટલો જ કે તે આકારમાં તેનાથી સહેજ-સાજ જુદી પડે છે. પતરાં બનાવવાને બદલે તેનાં ટીપાં પાડી બટનના જેવો ગોળ ચપટો આકાર બનાવવામાં આવે છે. આ રીતે બનાવવામાં આવતી લાખ પતરાલાખથી વધારે જાડી હોવાથી સહેજસાજ કાળાશપડતી તપખીરીઆ રંગની જણાય છે.

ચપડાલાખ બટનલાખને મળતી આવે છે, પરંતુ તેના ગોળને બદલે જાડા ચપડા આકારના કટકા બનાવવામાં આવે છે. તે રંગમાં બટનલાખને મળતી એટલે કાળાશપડતા ઘેરા માણેક રંગની હોય છે.

ત્રણે પ્રકારની લાખ વાર્નિશ વગેરે અનેક ઉપયોગી ચીજો બનાવવામાં વપરાય છે તોપણ સૌથી ઉત્તમ તો પતરાલાખ ગણાય છે ને તે ઉત્તમ પ્રકારના વાર્નિશમાં જ વપરાય છે.

બ્લીચ્ડ અથવા ધોઈને સફેદ બનાવેલી લાખ એવી રીતે બને છે કે કાર્બોનેટ ઑફ પોટાશના પાણીમાં લાખને ઉકાળતાં જ્યારે તે ઓગળી જાય ત્યારે તેને તાણીને એવી રીતે તેના તાંતણા કાઢવામાં આવે છે કે જેથી તે સફેદ થઈ જાય છે. એ લાખનો દેખાવ સફેદ રેશમી સાટીનના જેવો લાગે છે અને તે ભીની ને ભીની જ વેચવામાં આવે છે; કારણકે સૂકી રાખવાથી એ બગડી જાય છે, અને પછી ઓગળી શકતી નથી સફેદ વાર્નિશ બનાવવામાં આ લાખ ઉપયોગી થઈ પડે છે

આ પ્રમાણે તૈયાર થએલી લાખો માત્ર વાર્નિશના કામમાં જ વપરાય છે એટલું જ નહિ, પરંતુ સીલ કરવામાં ને સોની લોકોના કામમાં પણ પુષ્કળ આવે છે. બટન કે ચપડાલાખને સોની લોકો એક જાડા ગોળ લાકડાના કકડા ઉપર ગરમ કરી બરાબર સપાટ બનાવી તેના ઉપર જે ઘરેણાને સારી નકશી વગેરે ઝીણું કામ કરવું હોય તે બરાબર ચોટાડી કરે છે. સીલ કરવામાં જે લાખ વપરાય છે તે ચપડાલાખમાંથી બને છે. માટીનાં વાસણ કાણાં થયાં હોય ત્યારે બટન કે ચપડાલાખને સહેજ ગરમ કરી તે કાણાં ઉપર લગાડે છે. ઠંડી પડતાં તે સખત ચોંટી જાય છે. અમેરિકાના ડૉ. રિચાર્ડ ફેંજરે તો હવે લાખની રેકર્ડો પણ બહાર પાડવા માંડી છે.

લાખ ઉપર જણાવેલાં વ્યાવહારિક કામોમાં જ નહિ, પરંતુ વૈદકમાં પણ કામમાં આવે છે. તે તુરી, સ્નિગ્ધ, બળ આપનાર, જ્વર, રુધિરવિકાર, છાતીનું ક્ષત અને કફ તથા પિત્તને મટાડનાર છે લાખના ભૂકાને કોળાના રસમાં પીવાથી રક્તક્ષય અને છાતીનો દુખાવો મટે છે. બસો છપ્પન તોલા લાખને ચોગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે ગાળી તેમાં સુવા, આંબાહળદર, દેવદાર, મેંદીનાં બી, મોથ, સુખડ, નાની પીલુડી, કડુ, શતાવરી અને મહુડાં એ ઔષધો એકેક તોલો, તલનું તેલ ચોસઠ તોલા ને દહીં બસો છપ્પન તોલા નાખી પકાવવું. તેલ માત્ર બાકી રહે ત્યારે ગાળી લેવું આ લાક્ષાદિતેલ ચોપડવાથી તાવ, ઉધરસ, દમ, ક્ષય વગેરે મટે છે.

(સંકલિત) જયંતીલાલ શંભુલાલ લોઢાવાળા

## પ્રલયની એક નવી કલ્પના

દુનિયાના પ્રલય વિષેની અનેક માન્યતાઓ અને વૈજ્ઞાનિક સિદ્ધાંતો પ્રચલિત છે તેમાં આ એક નવો ઉમેરો છે. ૧૯૩૪ માં એક નવો તારો શોધી કાઢનાર મિ. પ્રેન્ટાઇસ કહે છે કે ઘણા તારા ઓચિંતા ઝગઝગાટ સાથે જેમ ફાટી નીકળે છે, તેમ સૂર્ય પણ એક વખત ઓચિંતો ફાટી નીકળશે અને ઉપગ્રહોના ગ્રહો, ઉપગ્રહો બધાંનું બનેલું સૌરમંડળ ગૅસના રૂપમાં ફેરવાઈ જશે

પણ એટલા ઉપરથી વિશ્વની સજીવતા લોપાઈ જશે એમ માનવાનું નથી. અવકાશમાં સજીવ તત્ત્વો ધરાવતી પૃથ્વી સિવાયની અનેક દુનિયાઓ હોવાની તેને ધારણા છે. પણ નવાઈની વાત તો એ છે કે મંગળમાં વસ્તી હોવાનું તે ધારતો નથી. તે કહે છે કે ૫૦ ડિગ્રી ગરમીથી લઈ ૧૩૦ ડિગ્રી ઠંડી ધરાવતા મંગળના ઉષ્ણતામાનમાં કશી સજીવતાનો સંભવ ન હોઈ શકે.

## પાણીનું રસાયણ

પ્યાલામાં પીવા માટે પાણી રેડતાં તમને તેની શુદ્ધતા વાસ્તે કશો શક નહિ આવતો હોય, પણ રાસાયણિક દૃષ્ટિએ તેમાં ઘણી અશુદ્ધતાઓ હોય છે નાના પ્રકારના કેક પદાર્થોને ઓગાળી પોતાનામાં સમાવી લેવાની પાણીની શક્તિ અજબ છે. તમારા પ્યાલામાંના પાણીમાં યે કોણ જાણે કેટલા યે પદાર્થો અને ગૅસો ઓગળેલા હશે.

વરસાદના પાણીને ચોકખું પાણી કહેવામાં પણ તેવી જ ભૂલ છે. પૃથ્વી પર આવ્યા પહેલાં તો તેની સાથે હવામાંના કાર્બન ડાયોકસાઈડ, ઍમોનિયા અને ગંધકનું મિશ્રણ થઈ ગએલું હોય છે અને જમીનમાં ઊતરતાં તો તેમાં ખનિજોનું પણ મિશ્રણ થાય છે.

પાણીમાં ખનિજોનું મિશ્રણ તો ઘણીવાર ઉત્પાતજનક નીવડે છે. તેમાં લોઢા અને મૅંગેનિઝનું મિશ્રણ થવાથી તે સારા પાઇપોને બંધ કરી દે છે ને કપડાંને ધોતાં રંગ કાઢી દે છે. ચૂના અને મૅગ્નેશિયમવાળા પાણીમાં તો કપડાં માટે હદ ઉપરાંતનો સાબુ મેલ કાપવા જોઈએ. ઔદ્યોગિક સાંચાકામોમાં તો પાણીમાંનો ખનિજ પદાર્થ ઘણી વખત ઉષ્ણતા અને પાણી વચ્ચે ઉષ્ણતાને ગળી જતા પડ તરીકે જામી જઈ બૉઇલરોને ખલેલ પહોંચાડે છે.

## આપણે પોતે

સાડા ત્રણ મણની ગણાતી આપણી કાયાનું જો રાસાયણિક પૃથક્કરણ કરવામાં આવે તો ઉપજેલાં રસાયણોની કીમત માંડ અઢી રૂપિયા થવા જાય!

卐

આપણા શરીરમાં સાડેક તો એવાં અંગો છે જે આપણને કશા ઉપયોગમાં નથી આવતા. વાનરમાંથી વિકાસ પામતાં શરીરમાં રહેલા એ ઉત્ક્રાન્તિના સૂચક અંશો છે.

卐

આપણા શરીરમાં હાડકાં બધાં મળીને ૨૧૦ અને સ્નાયુઓ ૫૨૦ હોય છે.

卐

આપણા શરીરમા સૌથી વધુ કામ કરતો કોઈ અવયવ હોય તો તે હૃદય છે.

卐

આપણા બધા રક્તકણોને જો હારબંધ ગોઠવવામાં આવે તો દુનિયાના એક છેડાથી બીજા છેડા સુધી આઠ વખત ફરી વળે.

卐

આપણા શરીરમાં બધાં મળી ૩૦,૦૦,૦૦૦ છિદ્રો હોય છે જેના ત્રીજા ભાગને પૂરી નાખવામાં આવે તો મોત નીપજે.

卐

પુખ્ત વયે આપણું સરેરાશ વજન ૧૪૦ રતલ હોય છે.

卐

આપણા હાડપિંજરનું સરેરાશ વજન ૧૪ રતલ હોય છે.

卐

આપણા કરતાં આપણા હાડપિંજરની ઉંચાઈ એક ઇંચ ઓછી હોય છે.

卐

આપણા મગજનું સરેરાશ વજન સાડા ત્રણ પૌંડનું હોય છે; સ્ત્રીના મગજનું ૨ પૌંડ ને ૧૧ ઔંસ.

卐

આપણા દાંતોની સામાન્ય સંખ્યા ૩૨ હોય છે

卐

આપણે દર મિનિટે ૨૦ વખત અને એક કલાકમાં ૧૨૦૦ વખત શ્વાસ લઈએ છીએ; ને દર મિનિટે ૧૮ પાઇન્ટ હવા ફેફસામા ભરીએ છીએ

卐

વર્ષે દિવસે આપણે શ્વાસોચ્છ્વાસ દ્વારા ૧૨૪ રતલ કાર્બન વનસ્પતિને પૂરો પાડીએ છીએ

卐

આપણી જુવાનીમાં નાડીના ધબકારા મિનિટે ૭૦ જેટલા હોય છે. બાળપણમા ૧૨૦ અને સાઠ વર્ષની વયે તે ૬૦ જેટલા હોય છે. પુરુષો કરતા સ્ત્રીઓની નાડીના ધબકારા વધુ હોય છે.

卐

આપણા શરીરમાં ફરતા લોહીનું વજન આશરે ૨૮ રતલ હોય છે.

卐

આપણું હૃદય દિવસમા ૯૨,૧૬૦ વખત, મિનિટમાં ૭૦ વખત અને એક શ્વાસ લઇએ એટલા વખતમાં ચાર વખત ધડકે છે.

卐

આપણી આંખની શક્તિ હવા કરતાં પાણીમાં ૩/૪ રહે છે.

## આપણી પૃથ્વી

આપણી પૃથ્વીના ૧૪,૮૧,૭૯,૮૦૮ ચોરસ માઈલના ક્ષેત્રફળમાંથી ૧૦,૮૧,૪૫,૩૬૦ ચોરસ માઇલ તો દરિયો જ છે. એટલે કે જમીન માત્ર સત્તાવીશ ટકા છે.

O

૧૯૧૦માં હેલીનો ધૂમકેતુ દેખાએલો ત્યારે આપણી પૃથ્વી તેની પૂછડીમાંથી પસાર થઇ હતી.

O

આપણી પૃથ્વી બાણું મૂળતત્ત્વોની બનેલી છે, જેમાંના નેવુંથી આપણે વાકેફ છીએ.

O

આપણી પૃથ્વી પર પડતા ખરતા તારાઓની ગતિ ઘણી વાર સેકન્ડના ચારસો માઇલ હોય છે.

O

આપણી પૃથ્વી ઉપર દર વર્ષે ૨૮થી ૩૦ હજાર ધરતીકંપો થાય છે.

O

આપણી પૃથ્વી પરથી અવાજ વધુમાં વધુ ૬૧૦૮ ફૂટ ઊંચે જઇ શકે છે.

O

આપણી પૃથ્વી પર છેલ્લાં એક લાખ વર્ષોથી પડેલા બધા ખરતા તારાઓને ભેગા કરી તેનું પૃથ્વી ફરતું પડ પાથરવામાં આવે તો માત્ર $\frac{1}{1000}$ ઇંચ જ જાડું થાય.

O

આપણી પૃથ્વીની હજુ સાઠ લાખ ચોરસ માઇલની જમીન બરફથી ઢંકાએલી પડી છે

O

આપણી પૃથ્વી પર દર કલાકે ચાર તોફાનો ને એક ધરતીકંપ થાય છે.

O

આપણી પૃથ્વી આકાશમાં દર કલાકે ૧૧૧૪ માઇલની ગતિએ ફરી રહી છે.

O

આપણી પૃથ્વીથી બે હજાર ફૂટ ઊંચે જઇ, છત્રી બે ક્યા વગર કોઈ વિમાની ભુસ્કો મારે તો કલાકના બસો માઇલની ઝડપે તે પાછો પૃથ્વી પર પડે.

O

આપણી પૃથ્વી પરથી સૂર્ય દર મિનિટે ૩૭,૧૦,૧૦,૦૦,૦૦૦ ટન પાણી ખેંચી લે છે.

O

આપણી પૃથ્વીની ચુંબકશક્તિ પશ્ચિમ કરતાં પૂર્વમાં વધુ હોય છે.

O

આપણી પૃથ્વી પર દરરોજ ૨૭,૫૦,૦૦૦ ટન વરસાદ વરસે છે.

O

આપણી પૃથ્વીનો બસો ફૂટ લાંબો એક નકશો લંડનમાં છે.

O

આપણી પૃથ્વી પરની બધી નદીઓમાં સતલજનો વેગ વધુ છે.

O

આપણી પૃથ્વીથી ૨૦૦૦ ફૂટ ઊંચે કોઇ જાતના જંતુઓ નથી.

# વિકસતું વિજ્ઞાન

ન્યૂ યૉર્કનો પ્રખ્યાત માનસશાસ્ત્રી ડૉગ્લસ એન. જેન્કિન્સ જણાવે છે કે પશુઓની આંખો જુદાજુદા રંગો જોઇ શકતી નથી. એ શક્તિ કેવળ મનુષ્યોમાં જ છે. પશુઓની નજરે તો બધું સંધ્યા વખતે આકાશમાં જણાતી લાલ ઝાંયના રંગનું જણાય છે. આખલાઓ સાથે લડનાર બ્રૂકલિનનો મશહૂર સિડની ફ્રાંકલિન પણ કહે છે કે કપડાનો રંગ પ્રાણીઓને નથી ભડકાવતો, કપડાનો ફરફરાટ જ તેમને ભડકાવે છે.

હિંદુસ્તાનના શારીરશાસ્ત્રીઓએ હજારો વર્ષ પૂર્વે શોધી કાઢેલો એક પ્રયોગ છેવટે ન્યૂ યૉર્કમાં મળેલી દાક્તરોની પરિષદે સ્વીકાર્યો છે. માણસને માથે ટાલ પડે તેનાં બે કારણો હોય છે: માથામાં વાળનાં મૂળને પોષણ પૂરૂં પાડતી શિરાઓ કાં તો સ્થગિત થઇ ગઇ હોય, અથવા મૂળિયાં બળી ગયાં હોય. બળી ગએલાં મૂળિયાંને સજીવન કરવાનો તો ઈલાજ જ નથી, પરંતુ સ્થગિત થએલી શિરાઓને ફરી કામ કરતી કરવા માટે બીજા કોઇ પણ ઔષધ કે પ્રયોગ કરતાં શીર્ષાસનનો હિંદી પ્રયોગ એ જ એક ઉત્તમ ઉપાય છે. વધારે પડતી ચિંતા, તાવ, કે ગુસ્સાને લીધે માણસના માથાના વાળ ખરે છે અને મૂળિયાં મુંઝાઇ જાય છે. તેની ઉપર પણ શીર્ષાસનથી ખૂબ ફાયદો થાય છે. ન્યૂ યૉર્કમાં મળેલી દાક્તરોની પરિષદે એવી મતલબનો ઠરાવ પણ પસાર કર્યો છે.

આજ સુધી પ્રશાન્ત (પૅસિફિક) મહાસાગરનું ઊંડાણ સૌથી વધુ ગણાતું હતું. દુનિયામાં ઊંચામાં ઊંચા હિમાલયના ગૌરીશંકર શિખરથી યે વધુ એટલે આશરે ૩૦,૦૦૦ ફૂટ ઉપર એની ઊંડાઇ જાપાનની પૂર્વે મપાઈ ચૂકી હતી. પરંતુ ડૉ. પોલ બાર્ટેશ નામના એક વૈજ્ઞાનિક અને સંશોધનકારે એવું શોધી કાઢ્યું છે કે આટલાન્ટિક મહાસાગરમા પણ એવાં અતલ ઊંડાણ છે, અને કેટલીક જગ્યાએ તો ૪૪,૦૦૦ ફૂટ એટલે આશરે નવ માઇલ જેટલી ઊંડાઈ પણ છે। આથી હવે ઊંડામાં ઊંડા મહાસાગર તરીકે આટલાન્ટિકની ગણના થશે.

મધ્ય આફ્રિકામાં સાદું મીઠું મળવું એટલું બધું મુશ્કેલ પડે છે કે ત્યાંના વતનીઓ તમારી પાસેથી એક શેર જેટલું મીઠું મેળવવા માટે પોતાની કીમતીમાં કીમતી વસ્તુ આપી દેવા અથવા તમારૂં ખૂન કરી નાખવા તૈયાર હોય છે. હાથીદાંત જેવી કીમતી ચીજ માત્ર મીઠું પૂરૂં પાડીને સેંકડોની સંખ્યામાં મેળવનાર એક હંગેરિયન વેપારી આજે એ પ્રદેશનો સૌથી ધનિક માણસ છે અને લગભગ અરધા યુરોપને હાથીદાંત પૂરા પાડે છે.

નયા યુગની એક અસંભવિતતા આ યુગે દૂર કરી છે. યુનાઈટેડ સ્ટેટ્સના એક વિજ્ઞાનીએ બનાવેલો યાંત્રિક માનવ હવે ચાર મિનિટ સુધી બોલી પણ શકે છે. સાત ફૂટ ઊંચાઈના એ માણસ (?) ના બોલતી વખતે હોઠ હાલે છે ને આંખોમાં યે ભાવ પ્રગટે છે.

# લીલો મેવો

આપણી પૃથ્વીનું ઉષ્ણતામાન ભાગ્યે જ ૧૩૦ ડિગ્રી પર થવા જાય છે, જ્યારે સૂર્યનું તો ૬૦૦૦થી યે ઉપર હોય છે. અને અમુક તારાઓનું ઉષ્ણતામાન તો એથી યે અનેકગણું ૬૮,૦૦૦ ડિગ્રી થવા જાય છે.

પ્રકાશની ઝડપ આજ સુધી દર સેકંડે ૧,૮૬,૨૭૦.૭૫ ગણાતી પણ અનેક સફળ અખતરાઓ બાદ હવે બધા વિજ્ઞાનીઓ સંમત થયા છે કે એ ઝડપ ૧,૮૬,૨૮૩ માઈલ છે.

વરસાદની વધુમાં વધુ ઝડપ કલાકે સત્તર માઈલ ને ઓછામાં ઓછી પોણા બે માઇલની હોય છે.

આલ્ફ્રેડ ડબ્લ્યુ જૉન્સન નામના તરુણ વિમાનીએ એક જ પોસ્ટેજ સ્ટાંપ પર બોતેર જુદાં જુદાં દશ્યો ચીતર્યાં છે.

પાણીની સપાટી પર પીગળેલું પૅરેફિન મીણ પાથરતાં તે જામી જઇ બરફ જેવું પડ બની જાય છે. બરફ વગરના પ્રદેશોમાં બરફનાં દશ્યો લેવા સીનેમા કંપનીઓ અજમાવે છે.

લોહચુંબકથી આકર્ષાય જ નહિ એવી જાતનું લોઢું એક બ્રિટિશ રસાયણશાસ્ત્રીએ શોધી કાઢ્યું છે ને તેને 'નોમૅગ' નામ આપ્યું છે.

સીરિયા અને ઇરાક વચ્ચે રહેતી યઝીદી નામની જાતે ઈશ્વરને બદલે સેતાનને પૂજવા માંડ્યો છે. તેઓ કહે છે કે ઈશ્વર સ્વભાવે અતિ ભલો હોઈ, દુનિયાદારીમાં તેની ભલાઇની કશી જરૂર નથી. સેતાનના પ્રતીક મોર અને નાગનાં તેઓએ મંદિરો ઊભાં કર્યાં છે

દુનિયામાં ઊંડામાં ઊંડી ખાણ દક્ષિણ આફ્રિકામાં જોહાનિસબર્ગમાં આવેલી છે, જે આઠ હજાર ફૂટ ઊંડી છે. તેનું નામ રૉબિન્સન ડીપ ગોલ્ડ માઇન. તેના સંચાલકો હજુ તેને બે હજાર ફૂટ ઊંડી લઈ જવા ધારે છે.

પોલાંડના બે યંત્રશાસ્ત્રીઓએ એક એટલું નાનું ગ્રામોફોન શોધ્યું છે કે ખીસામાં રહી શકે. તેમના કહેવા મુજબ એ દુનિયાનું નાનામાં નાનું ગ્રામોફોન છે.

શેરડીના વાવેતરમાં જીવડાંઓ બહુ નુકસાન કરતાં હોવાથી ઑસ્ટ્રેલિયાની સરકારે હોનોલુલુમાંથી દેડકાંની આયાત કરી છે.

જીવાતોની ૫,૦૦,૦૦૦ જાતોમાંથી ફક્ત ૩૨૦ જાતો જ આપણી દુશ્મન છે.

પ્રકાશ વાસ્તે વપરાતો 'કેન્ડલ પાવર' શબ્દ તો તમે વાંચ્યો હશે. એ 'કેન્ડલ પાવર' એટલે શું? $\frac{7}{8}$ ઇંચ જાડી અને કલાકે ૧૨૦ ગ્રેન મીણ ખાતી મીણબત્તીનો જેટલો પ્રકાશ પડે તે એક 'કેન્ડલ પાવર'.

**જાતે છે ડૂબવું ને જાતે ઊગરવું કોઇનું ન ચાલે કાંઈ**

ન્યાયમૂર્તિ રાનડેની મહત્તાના બીજ જેવો એમના બાળપણનો એક પ્રસંગ જાણીતો છે માતાએ એમને ખાવા એક વાર બરફી આપી અને બીજા હાથમાં નાનો કટકો આપી કહ્યું કે, આ તું ખા ને આ પેલા નોકરના છોકરાને આપ. થોડી વારે નોકરના છોકરાના હાથમાં મોટો કટકો જોઇ આશ્ચર્યચકિત થએલાં માતાને કારણ પૂછતાં જણાયું કે બોલવામાં પોતાની ભૂલ થએલી તે પ્રમાણે જ માધવરાવે સત્ય વર્તન કર્યું હતું અને નાનો કટકો મોંમાં મૂકી નોકરના છોકરાને મોટો કટકો આપ્યો હતો.

અનેકાર્થી શબ્દ: ભાર=વજન કે બોજો;ચોવીસ મણના વજનનું માપ;ચિન્તા,જવાબદારી; ૨૦,૨૧,૭૪,૦૦૦ ની સંખ્યા; ઈજ્જત; વટ; ગુમાન કે મગદૂર; વકર કે પ્રભાવ; ૨૦ તોલાનું વજન; બચ્ચાંઓના દર્દનો એક પ્રકાર.

કહેવતોના અર્થ: ચારણીના ગુણ કરવા ત્યાગ, સુપડાના ગુણ કરવા ભાગ ચાળણીનું કામ દાણા કાઢી કચરો સંઘરવાનું અને સુપડાનું કામ કચરો કાઢી નાખવાનું છે; એટલેકે બીજાના દોષ જોવા નહિ, પણ ગુણગ્રાહી થવું.

દુનિયામા બે જ એવા દેશો છે જ્યાં સાપનું નામનિશાન નથી: એક આયર્લેંડ અને બીજો ન્યૂ ઝીલેંડ.

મેંદામાથી બનાવાતી લાહીમાં સહેજ સાકર નાખવાથી તે વધારે ચિકાશ પકડશે; પણ સાથે મોરથુથુ નાખવાનું ભૂલવું નહિ; નહિતર ઉંદર ગાભાઓને મિજબાની થશે

ટૉરટૉઇઝ શેલની બનાવટની ચીજો ટમાટાના રસ વડે સાફ કરવાથી ખરી ચમક આવશે.

રેશમી રિબનની ગાંઠ મેથિલેટેડ સ્પિરિટમા બોળી સૂકવીને પછી બાંધવાથી ત્રુટતી અક્કડ રહેશે

ઉંદરોને કદી પરસેવો વળતો નથી.



ઉપલા ફોટોગ્રાફમાં દર્શાવેલા મિ આર્થર લૂઇના આગલા ભાગમાં લટકતી જે ચામડી દેખાય છે તેટલી જ ચામડી તેના પાછળ પણ છે. તેને કપડાં પહેરાવવા માટે માણસની જરૂર પડે છે. શિકાગોના વિશ્વમેળાનું એ એક આકર્ષણ હતો.

ચાની કિટલીને અંદરથી બરાબર સાફ કરવી હોય તો બટેટાંની છાલ થોડુ પાણી નાખી તેમાં ઉકાળવી.

વાયલનાં કપડાંને નિખારવાના પાણીમાં ચમચી સાકર નાખજો. પરિણામ જોઇ તમે ખુશ થશો

હિંદી ભાષામાં સત્તર એટલે સિત્તેર; સત્તરને એ ભાષામાં સત્રહ કહે છે.

બરૂની કલમને બદલે લોઢાની ટાંકનો ઉપયોગ પહેલો પ્રથમ ઈ.સ. ૧૮૩૨થી શરૂ થયો હતો

સબમરીન સતત ચાર દિવસ પાણીમાં રહી શકે છે

હજામત!

દર હજામતે માણસની દાઢી એક ઇંચના ચોસઠમા ભાગ જેટલી વધેલી ધારીએ તો વીસથી કરીને પાંસઠ વર્ષ સુધીમાં તેણે એકોતેર વાર દાઢી કપાવી હોવી જોઇએ; અને દર હજામતનો સમય આપણે દશ મિનિટનો લેખીએ તો એટલી હજામતમા ચોસઠ દિવસ અને રાતો જેટલો સમય તેણે ગુમાવ્યો હોવો જોઇએ!

ખરાબ પાણીએ નહાવાથી એકલી ચામડીના જ રોગો નથી થતા આંખ ને કાનોની શક્તિ યે ઓછી થઈ છે.

સમાવરણ (Stratosphere) ના અઠંગ પ્રવાસી પ્રો. પિકાર્ડે પોતાના આ વખતના પ્રવાસમાં જેની ઈચ્છા થાય તેને સાથે લઇ જવાની મરજી બતાવી છે. ફક્ત ત્રણ લાખ રૂપિયા એ ખર્ચી શકે તો!

મૃત સરોવરના પાણીમાં મીઠાનું પ્રમાણ એટલું બધુ છે કે શૂન્યથી ૨૫ ડિગ્રી નીચા ઉષ્ણતામાનમાં મૂકયા છતાં તેનું પાણી જામી શકતું નથી.

સાપના ઝેરની અસરથી મુક્ત રહે એવાં ફક્ત બે જ પ્રાણીઓ છે. એક તો ડુક્કર ને બીજો નોળિયો.

આ સાલ હિન્દમાં એક કરોડ ને બાણુ લાખ રૂપિયાની એકલી પરદેશી દવાઓ જ આવી છે

પાલેસ્ટાઇનમાં મૃત સરોવરને દક્ષિણ કાંઠે એકલા મીઠાનો જ નક્કર પહાડ આવેલો છે જે છ માઈલ લાંબો, ત્રણ માઇલ પહોળો ને હજાર ફૂટ ઊંચો છે.

ગણિતગમ્મત

૩૦×૪ = ૧૨૦×૧ = ૧૨૦

૧૨૦+૩૦ = ૧૫૦×૮ = ૧૨૦૦×$\frac{૧}{૨}$ = ૬૦૦ = (૧૨૦×૫)

૬૦૦+૧૫૦ = ૭૫૦×૧૬ = ૧૨૦૦૦×$\frac{૧}{૪}$ = ૩૦૦૦ = (૬૦૦×૫)

૩૦૦૦+૭૫૦ = ૩૭૫૦×૩૨ = ૧૨૦૦૦૦×$\frac{૧}{૮}$ = ૧૫૦૦૦ = (૩૦૦૦×૫)

૧૫૦૦૦+૩૭૫૦ = ૧૮૭૫૦×૬૪ = ૧૨૦૦૦૦૦×$\frac{૧}{૧૬}$ = ૭૫૦૦૦ = (૧૫૦૦૦×૫)

એમ ને એમ આગળ

(ચં રૂ. નાયક)

KUMAR Reg. No. B. 1808



# કનુ દેસાઇ

કૃત

## નવો ચિત્રસંગ્રહ

એમનાં લોકવિખ્યાત 'મંગલાષ્ટક' ને 'જીવનમંગલ'ની જ ઢબનાં
જાડાં આર્ટકાર્ડ ઉપર બેરંગમાં છાપેલાં દસ રેખાંકનો

કુંકુમ વ્રત અલુણા વ્રત · ગૌરી વ્રત · વટસાવિત્રી
અક્ષયતૃતીયા · જીવ્રત · નાગપંચમી
ગો વ્રત · તુલસી વ્રત
ઋષિપંચમી

કિંમત સવારૂપિયો
પોસ્ટેજ રજિસ્ટ્રેશનના ૦–૭–૦ જુદા

કુમાર કાર્યાલય
અને બીજા જાણીતા બુકસેલરો પાસેથી

શ્રી ઝવેરચંદ મેઘાણીના ઉપોદ્ઘાત સહિત

ગુજરાતનાં કન્યાજીવન તથા નારીજીવનનાં દસ વિવિધ વ્રતોના
ચિત્રપ્રસંગોને વહેતી રેખાઓમાં ઉતારેલાં સુંદર આલેખનોની

# વ્રત ચિત્રાવલિ

# નવો F/૩·૫ રોલીકૉર્ડ

# Rolleicord

## અનેક સુધારા વધારા સહિત

મૂળ રોલીકૉર્ડ અને રોલીફ્લેક્સ વચ્ચે આ નવો રોલીકૉર્ડ એક સરળ માધ્યમની ગરજ સારે છે. ફિલ્મ બદલવાની ઑટોમૅટિક યુક્તિ એ એમાંનો એક અગત્યનો સુધારો છે. દરેક એક્સ્પોઝર પછી ફિલ્મ વિંટાળવાની નૉબ માત્ર એક દાબ સુધી જ આગળ વધે છે. ઉપરાંત, ડિસ્ટન્સ સેટિંગમાં પણ વધુ સુધારો કરી સહેલાઈથી વાંચી શકાય એવું ફોકસના માપનું ઉંડાણ પણ જોડવામાં આવ્યું છે. છબીનું તીવ્ર ફોકસ માત્ર ગ્રાઉન્ડ ગ્લાસમાં જ નહિ પણ આઈ લેવલ પર પણ મેળવી શકાય એ જાતનો ફોકસિંગ હૂડમા પણ સાથોસાથ સુધારો કરવામાં આવ્યો છે.

F/૩·૫ના ઝાઇસ ટ્રાયોટાર લેન્સ સાથે
રૂ. ૧૯૮




સંપૂર્ણ પરિણામો તમે આગફા સુપરપૅન ફાઈન-ગ્રેઇન ફિલ્મથી જ મેળવી શકશો. જોકે તે અસાધારણ ઝડપી ફિલ્મ છે પણ એ સાથે ગ્રેન પણ અત્યંત બારીક હોઈ, નેગેટિવોમાંથી કોઇપણ કદના એન્લાર્જમેન્ટો મેળવવાનું સુગમ થઇ પડે છે.




**આગફા ફોટો કંપનીના વેચનારાઓ**

અમદાવાદ ફોટોડીપો • રીચીરોડ અમદાવાદ
પિક્ટોરશોપ • ગાંધીરોડ અમદાવાદ
એન્જિનિયર બ્રધર્સ • રીડ રોડ અમદાવાદ
એસ. ડી. છત્રપતિ • રીડ રોડ અમદાવાદ

# પ્રાસ્તાવિક

જેનો નિસર્ગવરદાયી રંગરોમાંચભર્યો ખોળો ફરી ને ફરી વાર આમંત્રી રહે છે એ આફ્રિકા ખંડથી વાકેફ હોનાર જગતની આપણે પહેલી પ્રજા છીએ— કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધના વખતથી. તો યે એ વિષેની આપણી અંતરંગ માહિતી કેટલી? છતાં આ વખતનું 'જીવનનું પરોઢ' વાંચી જશો એટલે જેનો નવા-જેશ આફ્રિકાનું આજના યુગમાં પાપ નીવડી છે એ એની ભૂ-લક્ષ્મીનો તો સંતોષકારક ચિતાર મળી જ રહેશે.

¶ પહેલી નજરે તો એ વાતનું મહત્ત્વ મનમાં ન વસે. પણ મીનાકારીની એ નજીવી વાતે જેનું જીવન નીચોવી લીધું એ પાલીસીની અડગ એકનિષ્ઠા, ધ્યેયની તલબગારી કેવી હોય છે તેનું સાચું ભાન કરાવનારી બનશે. એથી જુદી જ તરાહનું પણ આવેશ અને સાહસભર્યું જીવન 'માધુકરી'માં જોશો. ને તે જિંદગીને એક મોજ સમાન ગણતાં જીવન-વિગ્રહ ખેડયે જનાર નેગ્રો ફ્રાંસેનનું.

¶ સુન્દર શરીરનો તમારો આદર્શ કેવોક છે? 'આકર્ષક' બનવાનાં વલખાં રૂપે એ ન હોય તો આ વખતનો 'અખાડો' વાંચી જજો. પૂર્ણ વિકાસવાન, લિંગ-ભેદ રહિત મનુષ્યદેહ કેવો હોવો જોઈએ એનું એમાં સ્પષ્ટ માર્ગસૂચન છે.

¶ જેના અતિવાપરથી ખસથી કરીને કેન્સર સુધીના રોગો વગર આમંત્ર્યા આવી પડે છે એ ખાંડનો ભયઘંટ તો પોતાની અસર પાડ્યા વિના નહિ જ રહે. 'વનેચરે' પોતાની લાક્ષણિક રીતિએ કરાવેલો કોયલનાં પીતરાઈઓનો પરિચય પણ રસપ્રદ છે.

¶ વાર્તા આ અંકમાં એક જ છે, ને તે જેનો તમને ઝાંખો પરિચય થઈ ગયો છે એ ઉત્તર-ધ્રુવમાં પ્રવર્તતા જીવનવિગ્રહની. અને આપણો મોટો ભાગ તો જેના નામ માત્રથી જ વાકેફ છે એ પુણ્યસલિલ ગંગોત્તર પ્રદેશનો એક પાશ્ચાત્યે કરાવેલો વિશદ પરિચય પણ તમે ચૂકશો તો નહિ જ.







મુદ્રક-બચુભાઈ રાવત: તંત્રી અને પ્રકાશક-રવિશંકર રાવળ. કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક લવાજમ રૂ. ૬, પરદેશના ૧૨ શિ.; છ માસિક લવાજમ રૂ. ૩: છૂટક નકલના ૧૦ આના: મુંબઈના એજન્ટો - આર.આર. શેઠની કંપની, અને શ્રી જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ; જાહેર ખબરના સોલ એજન્ટ ગવાળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ.

## પાદત્રાણ

ધરે ઉરે કંટક ઝાંખરાં ઘણાં
પદે પદે જીર્ણ તું કાયને કરે
પ્રયાણ મારાં ફળદાયી કો કર્યાં
યાત્રા ઘણેરી તું પરે ચઢી કરી.
ભ્રાતા વળી કે ભગિની ગયાં, જશે
તારાં બધાં તે સુપદાર્થપાઠ દે
અખંડ એમા સ્થિત ભાવના તણી
કરી સદા ચંપલ! ભવ્ય અંતરે

સ્વતંત્રતા દેવિ! અનંત તારા
પદો મહીંથી તવ એક પાદની
વિરાટ પાની ધરી સ્વલ્પ હૈયે
તારા મહા મુક્તિ પ્રયાણ પંથનાં
કે ગોખરુ કાંટ વધાવવા ચહે
તારું બની પગરખું ચિર હૈયું મારું..

અંબાલાલ પટેલ

### જરા આંતરે

● તા. ૧૦મી ઍાગસ્ટે હું જાપાનની યાત્રા પૂરી કરીને મુંબાઇ ઊતર્યો ત્યારે મારી સાથે બીજા બે સગર્વ નામાંકિત ગુજરાતી સંસ્કારયાત્રીઓ પણ પાછા પધાર્યા છે તેમાંના એક તો શ્રી નાનાભાઇ જ; અને બીજા વડોદરા રાજ્યના સચીવ શ્રીમાન મણિલાલ નાણાવટી એ બંને તરફથી ગુજરાતને તેમનાં અવલોકનો અને હકીકતો જાણવાની સુંદર તકો છે હું મારૂં પોતાનું પ્રવાસવર્ણન ક્રમેક્રમે પૂરૂં કરી આપવા ઇંતેજાર રહીશ જ, પણ જેમને આ સજ્જનોના વ્યાખ્યાનો સાંભળવાની કે વાચવાની તક મળે તેમણે તે તો ચૂકવી જ નહિ એવી મારી આગ્રહભરી વિજ્ઞપ્તિ છે કારણકે જાપાનની વિવિધતાઓ રજુ કરવાને બેચાર માણસો પણ પૂરતા નથી દરેક ધંધા અને પ્રવૃત્તિમાં જાપાને કોઇ વિશિષ્ટત્વ દાખવ્યું છે અને હિંદને તે દરેકમાં નવું જ શીખવાનું રહે છે.

### હવે જાપાનમાં

● જાપાન જનાર દરેક હિંદી જન મોટે ભાગે પ્રથમ કોબે બંદરે જ ઊતરે છે,— જોકે સ્ટીમર કંપનીની ટિકિટ તો યોકોહામા સુધીની નોધાએલી હોય છે. તમે જાપાનના કોઇ પણ બંદરે ઊતરો તોપણ યોકોહામા સુધીનું જ ભાડું ગણી લેવાય છે. આથી ઘણાખરા નાગાસાકી બંદરે પણ ઊતરે છે અને ટ્રેનમાં કોબે, ઓસાકા અથવા યોકોહામા જાય છે. પણ કોબે જ હિંદીવાનોનું ખરૂં મથક છે અહીં લગભગ ૫૦૦થી ૬૦૦ હિંદી ભાઇઓનો વસવાટ છે તેમાં મુંબાઇના રૂના ઇંપોર્ટરો અને કાપડ તથા ઇતર માલના એક્સપોર્ટરોની ઑફિસો કોબે અને ઓસાકામાં જ છે માત્ર કેટલીક જૂની નામાંકિત સિંધી અને મુલતાની પેઢીઓ યોકોહામામાં છે. યોકોહામાથી ટોકીઓ જતા રેલવે રસ્તે માત્ર દોઢ કલાક લાગે; કોબેથી જતાં આઠથી દસ કલાક લાગે. કોબે ઊતરી જનાર મુસાફરોને છ માસ સુધીમાં સ્ટીમર કંપનીના ખર્ચે યોકોહામા સુધીની રેલવેની ટિકિટો મળી શકે છે



શ્રી મણિલાલભાઈ નાણાવટી (સચીવ વડોદરા રાજ્ય)



નાનાભાઇ(સ્કેચ ર. મ. રા.)



જાપાનના હિંદી પ્રવાસીઓના મિત્ર મિ સહાય

●

પહેલી જ વાર જાપાનમાં ઊતરનાર હિંદી પ્રવાસીના મનમાં જમવા તથા રહેવાની અનેક જાતની મુંઝવણ થાય છે, તેમજ ભાષા વિષે પણ તેના મનમાં ઊંડીઊંડી આશા હોય છે કે ભાંગ્યુંતૂટ્યું અંગ્રેજી કામ ચલાવી દેશે એ બંને વાતમાં સ્પષ્ટ સમજ મેળવી લેવાની જરૂર છે જાપાનમાં હિંદી ભાઇઓ ઘરમાં પણ બીજા પરદેશી ગૃહસ્થોની માફક જ રહે છે; એટલે કે હિંદુસ્તાનની પેઠે એક બંડમાં અનેક જણ પથારા નાખી પડ્યા રહે એ ત્યાં હિંદી જીવનને ઊતરતી પાયરીમાં દેખાડે એવી માન્યતાથી અને યુરોપિયન વેપારીઓએ ગૃહસ્થાઈના ધોરણમાં એક માણસ દીઠ એક જ ખંડની વ્યવસ્થા પાળી હોવાથી હિંદીઓના દરેક ઘરમાં પણ માત્ર ત્રણ કે ચાર અને વધુમાં વધુ છ માણસો રહી શકે એટલી જ મોકળાશ હોય છે. આથી કોઇપણ હિંદી ભાઇના ઘરમાં એક યા બે મહેમાન માટે ભાગ્યે જ સોઈ થઇ શકે છે એટલે જો મહેમાન પૂરતી જગ્યા ખાલી ન હોય તો હૉટેલમાં જ મુકામ કરવો જોઇએ અહીં હૉટેલો કેસા ભાવે મુસાફરોને સગવડ આપે છે; એટલે કે ખાવાપીવા સિવાય માત્ર નાસ્તા અને રૂમભાડાનો ખર્ચ દર્શાવે છે બપોર અને સાંજના ખાવાના ખર્ચ જુદા હોય છે આ દર ઘણે ભાગે રોજના બે થી પાંચ

યેન સુધી સાધારણમાં સાધારણ ગણાય છે. અત્યારે યેનનો ભાવ ૧૦૦ યેન=૭૭ રૂપિયાનો ચાલે છે.

મને પોતાને રહેવાની ઉત્તમ સગવડ આપવા માટે હું મારા મિત્રનો આભારી બન્યો છું. પરંતુ દરેક જણને એવો સંબંધ કે એવી સગવડ હોવાનો સંભવ જ નથી. અલબત્ત, જાપાનમાં આવી વસેલા દરેક હિંદી વેપારી અને ખાસ કરી ગુજરાતી બંધુઓમાં એક મોટો ગુણ એ છે કે નવા આવેલા વેપારી કે પ્રવાસી જોડે સહેજ પિછાન થયા બાદ તેમનાથી બની શકે તે સગવડ અને સ્વાગત આપવામાં કદી પાછા પડતા નથી. પણ ટૂંક વખત માટે જાપાનમાં ધંધો કે અનુભવ લેવા કે નિરીક્ષણ કરવા આવેલા પ્રવાસીએ તો બીજાઓની પ્રવૃત્તિમાં પોતાની જાતથી બને તેટલી ખલેલ ન પડે એવાં જ વ્યવહાર અને કાર્યક્રમ યોજવાં જોઇએ. આ ધોરણ જાળવવા તેને માટે હૉટેલ સિવાય બીજો માર્ગ જ નથી. અને અનુભવ પછી તેને ખાત્રી થશે કે આથી તે ઘણાં સમય અને સગવડ મેળવી શકે છે, બહુ જલદી ઘણાની ઓળખાણ પિછાન કરી શકે છે તેમજ જાપાની લોકોના જીવનનું દર્શન કરી શકે છે.

આખા જાપાન ખાતે કોબેમાં હિંદીઓ માટે સરસમાં સરસ સગવડ ઇસ્ટર્ન હૉટેલમાં મળી શકે છે. એક પારસી ભાઇએ તે શરૂ કરી છે. ત્યાં રોજના પાંચ યેનમાં ખાવા-પીવાની ઉત્તમ સગવડ મળી શકે છે. આ ઉપરાંત ગરીબ વિદ્યાર્થી કે પ્રવાસી માટે કૉંગ્રેસ કમિટિના આશ્રયે મિ. સહાય અને બીજા કાર્યકર્તાઓએ એક ઇન્ડિયા લૉજ કરી છે તે પસંદ કરવા જેવી છે. ત્યાં ઘણે ભાગે મહિનાના ચાળીસ યેનમાં રહેવા તથા ખાવાની સોઈ મળી રહે છે. આ સ્થળ અનેકને મોટા આશીર્વાદ સમાન લાગ્યું છે અને તેની સંવૃદ્ધિ અર્થે બધા જ હિંદીઓનો એક સરખો પ્રયત્ન અને ભાવ રાખે છે.

જાપાનને કિનારે પગ મૂકો એટલે વ્યવહારની ભાષા જાપાની જ રહેવાની અંગ્રેજીમાં એક બે શબ્દો પણ સમજનાર કોઇક જ મળવાનો એટલે પહેલે જ પ્રસંગે નવા પ્રવાસીને મૂંઝવણનું વાતાવરણ ઘેરી વળવાનું જ. પણ એકાદ હિંદી સોબતી મેળવી કામચલાઉ શબ્દો અને થોડીક લેખિત નોંધ રસ્તો કરવામાં ઉપકારક થઇ પડે છે. પહેલા આઠ દસ દિવસમાં જાપાની શબ્દો કાન પર રસ્તા થઇ જાય છે ત્યારે હવા મોકળી થતી લાગે છે. ટ્રામ, ટ્રેન, ટેલીફોન, દુકાન કે ઑફિસ, કોઇપણ જગ્યાએ તમે હિંદી મિત્ર કે અંગ્રેજી જાણનાર જાપાની ગાઇડ વિના ડગલું પણ આગળ ચાલી શકો નહિ. આ પરિસ્થિતિ ઘણી જ અગવડો ઊભી કરે છે, પણ મહેનત અને ધ્યાન રાખી ભાષા પકડનારને સરળતા કરતાં વાર લાગતી નથી. જાપાની ભાષા બોલવામાં એકંદર ઘણી સરળ ગણાવી જોઇએ કારણકે હિંદી સ્ત્રીઓ અને બાળકો પણ બહુ થોડા વખતમાં સહજ રીતે તેનો ઉપયોગ કરી જાણે છે. યુરોપીઅનોને તે અઘરી પડે છે, પણ પૌર્વાત્યોને સરળ લાગવાનું કારણ તો તેની



સૌ. કાશીબહેન કોટક અને શ્રીમાન ગીધુભાઇ કોટક

આ સંસ્કારી દંપતીએ જાપાનમાં મારી મહેમાની માત્ર ઉતારા પૂરતી જ કરી નથી; પણ શ્રી ગીધુભાઇએ જાપાનમાં વસતા સર્વ હિંદી ગૃહસ્થોનો મને પરિચય કરાવ્યો છે તેમજ શ્રીમતી કાશીબહેને તેમના ચિત્રકાર મિત્ર અને શિક્ષક શ્રીમતી નાકામુરા સાન મારફત મને કોબે અને ક્યોટોના ચાર અગ્રગણ્ય ચિત્રકારોનો સંબંધ શોધી આપી મારો જાપાનનો પ્રવાસ સફળ કરી આપ્યો છે.

વ્યાકરણ રચના છે. 'પાણી લાવો' કહેવું હોય તો અંગ્રેજીમાં ક્રમ ઉલટાવવો પડે: Bring water; પણ જાપાનમાં મીઝુ (પાણી) કુદાસાઇ (લાવો) એમ જ બરાબર ગણાય.

અમે સ્ટીમરમાં બહુ યે ગોખાફોડ કરીને જાપાની ભાષા તૈયાર કરવા માંડી હતી, પણ કિનારે ઊતરતાં જ બધા શબ્દો મગજમાંથી સરી ગયા હોય એમ લાગ્યું, કારણકે સમયોચિત શો જવાબ દેવો તેની સૂઝ પડે નહિ છતાં કાનને પૂર્વ પરિચયનો ભાસ થતો ગયો ત્યારે લાગ્યું કે એવી યે મહેનત તદ્દન એળે નહોતી ગઇ. અમે એક વાક્ય બરાબર યાદ રાખેલું કે 'નિહોનો કોતોબા (ભાષા) વાકારિમાસેન (જાણતો નથી)' 'જાપાની ભાષા હું જાણતો નથી.' પણ થોડા દિવસ તો આપણને દુભાષિયા જરૂર કદી ફાવવાનું જ નહિ. ઘરમાં નોકરો બધા જ જાપાનીઓ, એટલે તમારા યજમાનની જીભ ઉપર જ તમારી આપણે ચાલવાની. એક જ મોટો દિલાસો હતો કે તમારા અજ્ઞાન ઉપર કે આણઘડપણા ઉપર કોઇ હસવાનું કે કટાક્ષ કરવાનું નહિ. તમારા ઉચ્ચારણની ભૂલથી એકને બદલે બીજી ચીજ આવી જાય કે સમજવામાં વિલંબ થાય, પણ તમે ખસિયાણા પડી જાઓ એવી ચેષ્ટા કોઇ જ નહિ કરે. દરેક નવા પ્રવાસીએ પણ ધ્યાનમાં રાખી લેવું જોઇએ કે જાપાનમાં બધી ભૂલો દરગુજર થાય છે, પણ તે લોકો વિવેક અને શિષ્ટાચારની આશા દરેક સદ્‌ગૃહસ્થમાં જરૂર રાખે છે. એટલેકે નોકરને કંઇક કહેતી વખતે કે આપતી વખતે વર્તનમાં કે વાણીમાં જરા પણ તોછડાઇ ન દેખાય તેની ખાસ કાળજી રાખવી

ગમે તેને બોલાવતી વખતે 'સાન' શબ્દ લગાડવો જ જોઇએ. ઑય-સાન, આમા-સાન, કુક-સાન, ઓકયાક-સાન

અમારાં કાર્ડ પાછળ જાપાની તરજૂમા છપાવી લેવા પડ્યા હતા. માત્ર વર્તમાનપત્રોવાળા કે પરદેશ સાથે સંબંધ રાખનાર જાપાનીઓનાં કાર્ડ ઉપર જ અંગ્રેજી તરજૂમો હોય. નહિ તો આપણે કોઈને પૂછીને જાપાની ઉકેલાવી અંગ્રેજી નોંધ કરી લેવી પડે.

ઓસાકા માઇનીચીના મુખ્ય તંત્રીએ નાનાભાઇ જોડે પહેલાં વાત કરી તે દરમિયાન મેં તેમનો સ્કેચ કરી લીધો અને મારી જોડે વાત કરવાનો વખત આવ્યો તે વખતે એ સ્કેચ ઉપર સહી માગીને જ મેં મારો પરિચય આપ્યો. એની છાપ બહુ મજાની પડી. કળાની કરામતોમાં જાપાન બહુ જ રસ લે છે. એમણે સહી કરીને પહેલાં તો મારી સ્કેચબુક થોડીવાર માટે માગી ને તેમના બ્લૉકખાતામાં સ્કેચની નકલ કરી લેવા મોકલી દીધી અને બીજી થોડી વાત કરી એટલામાં એક ખૂણામાં ફ્લૅશ ફોટો લેનાર રીપોર્ટરે ધ્યાન ખેંચ્યું એટલે દરેક જણ ઓફીટરના સાથમાં જરા ઠીક થઇ ગોઠવાયા. એક ચમકારો—અને છબી પડી ગઇ! તંત્રીશ્રી આગળ અમે પ્રેસ જોવાની માગણી કરી એટલે પોતે બહુ કામમાં છે કહી રજા માગી, પણ સહતંત્રીને આખું પ્રેસ બતાવવા સાથે મોકલ્યા.

એ જ માળ ઉપર બ્લૉક તથા ફોટોગ્રાફીનું ખાતું હતું. તેમાં પણ ઘણા ભાગો હતા. એક તો ફિલ્મોનું જ ખાતું હતું. ઓસાકા માઇનીચી પત્રકારત્વ ઉપરાંત દેશની જે અનેકવિધ સેવા કરે છે તેમાં જ્ઞાન, પ્રવાસ અને ઉદ્યોગોની ફિલ્મો તૈયાર કરી પ્રજામાં જુદેજુદે ગામે બતાવનારું એક મોટું ખાતું છે સેંકડો ફિલ્મો તેમના સંગ્રહમાં હતી, પણ અમને તેની વિગતમાં ઊતરવાને જરા યે વખત નહોતો. કોઇ મોટા રાજમહેલ જેટલા વિસ્તારવાળું એ મકાન ભૂલભુલામણીનો નમૂનો હતો અમે તો ગલીઓ અને લિફ્ટોનો ઉપયોગ કરતાં કેટલા યે યન્ત્રો, કેટલાં યે દફતરખાનાંમાં ફરી વળ્યા, પણ એક રેડિયો મેસેજનું અને રેડિયો ફોટોન્યુસનું ખાતું જોઈ અજબ થયા રેડિયો મેસેજ તો ચક્કર પર આવ્યે જ જતા હતા. પણ રેડિયો ફોટોસર્વિસનું યંત્ર અજબ જોયું! ગમે એટલા દૂરના મુલકની છબીઓ જાપાન માત્ર વીસપચીસ મિનિટમાં એ યન્ત્ર મારફત મેળવી શકે છે અને યુરોપ કે અમેરિકાનાં ચિત્રો તે જ દિવસે પ્રકટ કરી શકે છે એ વર્તમાનપત્રની નવાઇ વાંચેલી પણ પ્રત્યક્ષ અહીં જોઇ. તંત્રીઓની ઑફિસો અને મુલાકાતના ઓરડાઓ એ બધું માત્ર નજર તળે પસાર કર્યું, પણ ભોયતળિયે યંત્ર આગળ પહોંચ્યા ત્યારે થંભી ગયા. દોઢબે કલાકમા બાવીસ લાખ પત્રો છાપી કાપી વાળી આપનાર યંત્ર એ મકાનનું આખું તળિયું રોકતું પથરાયું હતું.

પ્રચારસંખ્યામાં દુનિયાનું બીજા નંબરનું આ છાપું પહેલાં અમેરિકન મશીન ઉપર છપાતું, પણ થોડા વખત પહેલાં તેમણે થોડો સુધારો કરી જાપાનમાં જ બીજું મશીન બનાવ્યું જે એટલી જ મુદતમાં દોઢી નકલો આપતું થયું છે. આ યન્ત્રો ચોપડીમાં જોયાં હોય તે નકામું જ છે. તેનાં માપ અને વિસ્તાર જંગી છે અને ઝડપ તો ફાસ્ટ ટ્રેનોને ભુલાવે તેવી છે. મશીનમાંથી પડતા છાપાના થોકડા મોટા ચાલતા પટા ઉપર બહાર જતા જુઓ ત્યારે જ્ઞાનગંગાનો પ્રચંડ ધોધ ચાલે છે એવી કલ્પના થાય. પોણા કલાક સુધી અમે પગે ચાલચાલ કરી નીચે આવ્યા, ત્યાં અમારી છબીઓના મોટા એન્લાર્જમેન્ટ જોયા. તેમ જ મારી સ્કેચ બુક પાછી મળી તેમાંથી નકલ કરેલો ફોટોસ્કેચ પણ જોયો

બીજે દિવસે તો સવારમા જાપાનને ખૂણેખૂણે અમારો ઇન્ટરવ્યુ અને છબીઓ જાપાનીઓના હાથમાં પહોંચી ગયાં ઓસાકા માઇનીચીનું પત્રકારત્વ વિગતે જાણવાને તો બહાર પડેલી પુસ્તિકા વાંચવી જોઇએ, પણ આ પત્રની નકલો કોરીઆ મંચુરીયા, હોકાઇડો, ફાર્મોસા વગેરે સ્થળે તાકીદે પહોંચાડવા માઇનીચીનાં જ વીસ એરોપ્લેનો ચારે દિશામા છૂટે છે. એટલે જાપાનનો કોઈપણ પ્રદેશ દોઢ બે કલાકમાં તો માઇનીચીની અસરમાં ગરકાવ થયો જ સમજો. તેમની સમાચાર મેળવવાની તરકીબો પણ પાર વગરની છે. ઓસાકા અને ટોકીઓ વચ્ચે તો ફોટો-ટેલીફોન છે. સાધારણ માણસ પણ એક પેનમાં પોતાના હસ્તાક્ષરો અને ફોટોવાળી ચિઠ્ઠી ઓસાકામાં ત્રણસો ચારસો માઇલ છેટે મોકલી શકે છે પણ સ્ટીમરો, વહાણો અને ફરતા પ્રદેશોની છબીઓ અને ચિઠ્ઠીઓ માટે કાસદી કબૂતરોનો જબરો ઉપયોગ થાય છે માઇનીચીની અગાશી પર તેમનું મુખ્ય મથક છે. સેંકડો કબૂતરો ન્યુસ રીપોર્ટરે લાવેલાં હોય છે એ કબૂતરોની બે પાંખ વચ્ચે પીઠ ઉપર એક ટયુબ રહે છે તેમા ચિઠ્ઠી કે ફોટોનેગેટિવ ભરાવી, સીલ કરી કબૂતરને છોડયું કે તીર પેઠે સીધું મથકે પહોંચે છે અને થોડી મિનિટમા તો એ નેગેટિવ પરથી એન્લાર્જ કરેલું ચિત્ર છાપામાં દેખાય છે! જાપાનના છાપાંઓની વિગતો હજી આગળ કહેવાની છે, પણ આ માઇનીચીમાં અમારી પ્રકટ થએલી મુલાકાતે કઇક મિત્રોને જલદી અમારા ખબર પહોંચાડ્યા અને નહિ ધારેલા મિત્રો અમને શોધતા આવ્યા ને મળી ગયા. આફ્રિકામાં રહેલા જાપાનીઓએ આપણા ગુજરાતી ભાઇઓને અમારા જાપાનમાં પહોંચ્યાના ખબર આપ્યા ત્યારે જ તેમને અમારા પ્રવાસની ખબર પડી!

(ચાલુ) —ર. મ. રા.



એણે સારી જુવાની બરબાદ કરી—એક ધ્યેયને ખાતર. અને પરિણામે? પોતાના માટે તો આથમતા જીવને જેલની કોટડી અને લાચારીભર્યું મોત; પણ પોતાના દેશને, કાચના વાસણોને મીનો ચડાવવાની મુશ્કેલ કલાની ભેટ



એક ધૂન પાછળ એ પાગલ બન્યો. ઘરના રાચરચીલાનો ભડકો કર્યો. ઘરનાં ને ગામનાં માણસોનું અપમાન વેઠ્યું. ને આખરે એ ધૂન સાર્થક બની ત્યારે ફ્રાન્સે એને જીવાડવામાં માત્ર ધર્મદૃષ્ટિએ પાપ જોયું!

જીવનસિદ્ધિ અર્થે સોળસોળ વર્ષની તનતોડ મહેનત, મુફલિસી અને લોકોના તિરસ્કાર એ બધાને ઘોળીને પી જઇ કામયાબ શહાદત વરનાર

# બર્નાર્ડ પાલીઝી

માત્ર હિંમત અને ખંત—પર્વત જેવી અડગ હિંમત અને પળેપળ નીચોવી નાખનારી ખંત—હોય તો માણસ હરકોઇ સિદ્ધિને વરી શકે છે એનો જીવતોજાગતો પુરાવો રજુ કરતી આ કથા છે.

ઇંગ્લંડમા ચોથા હેન્રીએ જ્યારે ચોથી ને પાચમી સ્ત્રીથી શાદી કરી અને ટૉમસ ક્રૉમવેલનો વધ થયો એ ૧૪૪૦ની સાલમા કાચ પર ચિત્રકામ કરી રોજી મેળવનાર એક ફ્રેન્ચ ચિનારાને ઇનામલનો એક પ્યાલો હાથ આવ્યો. એ મામૂલી પ્યાલાએ એ બેહાલ રખડુની જિન્દગીમા જબરદસ્ત ક્રાન્તિ આણી દીધી.

એ ફ્રેન્ચ ચિનારાનું નામ બર્નાર્ડ પાલીઝી. તેની જન્મતારીખ કે જન્મસ્થાન વિષે કશું ચોક્કસ જાણવામા નથી આવ્યું, પણ ઇ.સ ૧૫૦૯-૧૦માં ફ્રાન્સના પેરિગૉર્ડ પરગણામા તે જન્મ્યો હોવાનું મનાય છે.

એ કોઇ ખાનદાન કુટુંબમા નહોતો ઉછર્યો. જન્મથી જ મુફલિસી વચ્ચે તેની જિંદગી શરૂ થઇ હતી. કાચ પર ચિત્રો આલેખવાનું કામ કોઇ એક જ સ્થળે પૂરૂંપાધરૂં મળી શકે એમ નહોતું, એટલે અઢારેક વર્ષનો થતાં જ ધંધાપૂરતી કામગીરી મેળવવા ખભે ખડિયો ભેરવી કુમાર પાલીઝી ચાલી નીકળ્યો.

કુદરતનો એ ખૂબ શોખીન હતો ને જ્યારેજ્યારે તે મુસાફરીએ નીકળતો ત્યારે ઝાડ, પાન, ફૂલ, પતંગિયાં વગેરેનું ખૂબ અભ્યાસપૂર્વક નિરીક્ષણ કરતો એને ખબર પણ નહિ કે એને પરિણામે એ એના જમાનાનો પ્રખ્યાત નિસર્ગશાસ્ત્રી બનશે.

માત્ર ચીતરવાનું તેનું કામ ક્યાં યે તેને પૂરતી રોજી ન આપવા લાગ્યું એટલે જમીન માપવાનું, મકાનના નકશાઓ તૈયાર કરવાનું વગેરે જે જે કામ મળે તે બધું તે સાથેસાથ કરતો રહેતો. જ્ઞાન માટેની તેની ભૂખ અજબ જેવી હતી અને આખા યુરોપખંડમાં જે વેળા માત્ર જ્યોતિષની જ બોલબાલા હતી એવા સમયમાં તેણે સંપાદન કરેલું રસાયણનું જ્ઞાન કોઇને પણ આશ્ચર્ય ઉપજાવે એવું હતું.

દશબાર વર્ષ આમ રખડપાટમાં ગાળી, લોઅર શારેન્ટમાં આવેલા સેઇન્ટ્ ગામમાં તે ઠરીઠામ થયો. ત્યાં રહી કાચ રંગવાનું ને જમીન માપવાનું કામ તેણે કરવા માંડ્યું. ૨૯ વર્ષની વયે તે પરણ્યો. એને પરણનારી એ બાઇને, જે ભાવિ કસોટીઓમાંથી પસાર થવાનું હતું તેની ખબર હોત તો તેને પરણત કે નહિ એ પણ એક સવાલ છે.

## એક મામૂલી પ્યાલું અને એક બેહાલ રખડુ એ બેના અકસ્માત ભેટાની કથા

હવે બે જણના નિર્વાહ પૂરતી રોજી મેળવવાની હતી. તેણે છબીઓ ચીતરવાનું શરૂ કર્યું. પણ ગુજરાતના બે છેડા તો સંધાયા જ નહિ. કુટુંબમાં પણ વધારો થવા લાગ્યો. બરાબર આ ગડમથલો અને ચિંતાઓના અરસામાં જ તેને પેલો એનામેલનો પ્યાલો હાથ આવ્યો.

ફ્રાન્સમાં એ વખતે એનામલ બનાવી જાણનારી એકે વ્યક્તિ નહોતી. આખા યુરોપમાં થોડાક ઇટાલિયનો અને જર્મનો જ એ કસબ જાણતા અને તેઓ પણ તેની બનાવટ તો ગુપ્ત જ રાખતા. રાજાઓ કે અમીરોને યે પોતાના મહેલોના શણગાર વાસ્તે એનામેલનું રાચરચીલું ખરીદવા એ દેશોમાં જવું પડતું, એટલે પાલીઝીને લાગ્યું કે એ કસબ જો પોતે શીખી લે તો નસીબનું ચક્કર સમૂળગુ ફરી જાય.

બસ, તેને એ ધૂન જ લાગી. એનામલની શોધ સિવાયની બધી બાબતો તરફ તેણે આંખકાન બંધ કર્યાં. એનામલ કઇ વસ્તુઓથી બનતું હશે એ તો એ જાણતો નહોતો, એટલે બજારમાંથી અમુક વસ્તુઓ લાવી તે પર તે અખતરા કરવા લાગ્યો. જે પદાર્થોથી તે બનવાનો સંભવ જણાય તે બધાં તેણે ખાંડી નાખ્યાં. પછી સાદાં માટીનાં વાસણો લાવી ફોડી નાખી, તૈયાર કરેલાં મિશ્રણોનો તેમાંના દરેક કકડા પર લેપ કરીને પકવવા વાસ્તે ભઠ્ઠીમાં નાખ્યાં. કશું પરિણામ ન આવ્યું. વાસણો ફોડ્યાં, બળતણ બાળ્યું, રોગાનની ચીજો ગુમાવી ને વખત ખોયો અને એ બધું જ બરબાદ ગયું. પાલીઝીનું સદ્‌ભાગ્ય એ હતું કે તેની પત્ની તેના જેવી ઉત્સાહી નહોતી પણ ધીરજવાન તો હતી જ.

મહિનાઓ વીત્યા છતાં પાલીઝી તો પોતાના અખતરા કર્યે જ ગયો. પહેલી ભઠ્ઠી નિષ્ફળ જતા તેણે બીજી ભઠ્ઠી ખૂણામાં બનાવી. પુષ્કળ લાકડાં તેણે બાળ્યાં ને ઘણું દ્રવ્યો ખરાબ કર્યાં. કેટલાયે વાસણોનો તેણે ખુરદો કર્યો પણ તેની ધારણા જરા પણ સફળ ન થઇ. નવાં વાસણો, નવી ભઠ્ઠીઓ ને નવા મિશ્રણો દિવસેદિવસે તેને કંગાલિયત તરફ ઘસડતાં ગયાં.

છતાં તે નાહિંમત ન બન્યો. વરસો વીતવા છતાં તેનો નિરાશ શ્રમ ચાલુ જ રહ્યો. સાથોસાથ કુટુંબને રોટીના સાંસા પણ પડતા ગયા.

હવે તો એવો વખત આવ્યો કે ભઠ્ઠી માટે બળતણ લાવવા પૂરતા પૈસા પણ તેની પાસે ન નીકળ્યા. રહ્યા સહ્યા પૈસામાંથી યે બીજાં વાસણો લાવી, ફોડીને તેણે ઠીકરાં કર્યાં, રોગાન ચડાવ્યો ને સેઇન્ટીથી ત્રણ ગાઉ છેટે આવેલી નળિયાંના કારખાનાની એક સામાન્ય ભઠ્ઠીમાં તે પકવવા સારૂ લઇ ગયો. પકવાઇ ગયાનો વખત થતાં ઉત્સાહ સાથે તેણે એ ત્રણસોચારસો ઠીકરા તપાસ્યાં, પણ કશા જ પરિણામ વગર શરમ ને નુકસાની સાથે તેને પાછા ફરવું પડ્યું.

આમ નાણાંની ખોટ ખેઠીને પણ ઘણા સમય સુધી તેણે અખતરા ચાલુ રાખ્યા, પણ ઘરની સ્થિતિ કંગાલિયત તરફ વધુ ને વધુ ઘસડાતી ચાલી. પાલીઝીને યે લાગ્યું કે પોતાની પહેલી ફરજ કુટુંબને પોષવાની હતી, એટલે વળી તરત પૂરતો એનામલનો વિચાર તેણે મુલતવી રાખ્યો ને ફરી પોતાનું ચિત્રકામ શરૂ કર્યું.

તેવામા સેઇન્ટીની ખારવાળી જમીન, મહેસુલ ઉપજાવવાના ઇરાદાથી માપવાની સરકારને જરૂર પડી અને એ માટે માપણી કરી યોગ્ય નકશો તૈયાર કરવા પાલીઝીને રોકવામા આવ્યો. આ કામ બદલ તેને સારા જેવા પૈસા મળ્યા. પૈસા જોતાં જ એનામલનું ભૂત ફરી તેના મનમા જાગી ઉઠ્યુ ને ફરી તેના અખતરા પાછળ તે મંડી પડ્યો. આ વખતે તેનો ઉત્સાહ પહેલાંના કરતાં અનેકગણો વધી ગયો હતો.

ત્રણ ડઝન નવા વાસણો તે લાવ્યો. બધાં ઉપર જુદાજુદા રોગાનો તેણે લગાવ્યા અને એ ખૂબ પકવવા સારૂ પાસેની એક કાચની ભઠ્ઠીમાં તે લઇ ગયો. તે પાકીને બહાર નીકળતા તેના આનંદનો પાર ન રહ્યો. તે સફળ તો નહોતો જ થયો, પણ વાસણો પરનાં થોડાક મિશ્રણો પીગળેલાં તેને જણાયાં. અનેક વર્ષોની તેની બરબાદ મહેનતમાં ફૂટી નીકળેલા આશાના એ એક જ કિરણે તેનો ઉત્સાહ અવિરત રાખ્યો.

બીજાં બે વર્ષ સુધી કંઇ પણ સંતોષકારક પરિણામ ન આવવા છતાં તે પ્રયોગો કર્યે જ ગયો. જમીનની માપણીની કમાણી લગભગ ખલાસ થવા આવી. કુટુંબ પણ વધ્યું હતું. કંટાળતી જતી પત્નીને ભાવિ સુખની લાલચો આપી તે શાંત રાખ્યે જતો હતો; પણ આખરે ઘરની કંગાલિયત ટોચે પહોંચી.



પાડીનો ઝાંપો બાંધ્યો, ટેબલો બાંગ્યાં, ખુરશીઓ બાળી ને છેવટે બારણાંઓ પણ તોડીતોડીને અગ્નિ ચાલુ રાખવા તે ભઠ્ઠીમાં ઝીંકવા લાગ્યો

પાલીઝી એ કકડાને ઠરતો જોઇ રહ્યો. કિસ્મત નવાજતી લાગી, કારણ જેમજેમ એ કકડો ઠરતો ગયો તેમતેમ તે સફેદ ને ચમકદાર થતો ગયો. છેવટ એક સફેદ ચળકતી સપાટીમાં તે મિશ્રણ જામી ગયું અને તે ખરેખરૂં એનામલ હતું. કંટાળાભરેલા પોતાના અવિરત શ્રમને અંતે એ કકડો તેને અસાધારણ સુંદર લાગે તેમા નવાઇ ન હતી. હરખનો માર્યો એ કકડો લઈ પોતાની સ્ત્રીને દેખાડવા તે દોડ્યો. પોતાને નવો અવતાર મળ્યો હોય એમ જ તે માનવા લાગ્યો. આ થોડી શી ફતેહે તેને બીજા વધારે અખતરાઓ કરવા ને નિષ્ફળતાઓ અનુભવવા વધુ ને વધુ લલચાવ્યો. ખુદ પોતાની જાતમાંથી પણ શ્રદ્ધા ઓસરતી જતી હતી એવા વખતે પાલીઝીને મળેલી આ આવડીશી ફતેહ પણ અણીના વખતની જ કહેવાય.

પણ આ તો સિદ્ધિનું માર્ગદર્શન માત્ર હતું સાબો પાલીઝીને આ બધુ છોડી દેવાના મરજી થઇ. ખોરાક ને કપડા જેવી પ્રાથમિક જરૂરીઆતની ચીજો પણ એ કુટુંબને પૂરી નહોતી પાડી શકતો એ વાતે એને શરમ ઉપજી. પણ જીવનની ઘરેડમા ઘસડાવા પહેલા ફરી એક વાર અને આખરી જ એક અખતરો કરી લેવાની તેને ઇચ્છા થઇ આવી

કોઇપણ ઉપાયે તે થોડાક નવા વાસણો લાવ્યો અને ઓછામા ઓછા ત્રણસો નવા મિશ્રણો બનાવ્યાં. દરેક કકડા પર જુદાજુદા મિશ્રણોનો રોગાન લગાવી, તે પર નિશાનીઓ કરી તેની એક સુચિ તેણે ઉતારી લીધી; કશું વિશેષ કરવાનુ બાકી રહેતુ નથી તેની પાકી ખાતરી કરી લઇને એ બધા કકડાની ફાટ બાંધી પાસેની કાચની ભઠ્ઠી ભણી તે ઊપડ્યો.

ફરી ભઠ્ઠી ચડી. સાડત્રીસ વર્ષનો યુવાન હોવા છતાં જૈફીને કિનારે પહોંચેલો લાગતો પાલીઝી ભઠ્ઠીની બાજુના જ ઉપણ પર ચડી બેસી બધી પ્રક્રિયા ઉત્સાહપૂર્વક જોવા લાગ્યો. ચાર કલાક તે ત્યા બેઠો. એ ચારે કલાક તેની આંખો તો ભઠ્ઠીને તાકતી જ રહેલી. ચાર કલાકે ભઠ્ઠીના બારણા ખુલ્યા, કકડા ઠરવા માટે હવામાં મૂકવામાં આવ્યા અને પાલીઝી એ કકડા સામે જઇ ગોઠવાયો. ત્રણસો કકડામાંથી એક જ કકડાનો રોગાન પીગળ્યો હતો! પણ તે સફાય ક્યારે? આશા અને નિરાશા વચ્ચે આશ્ચર્યચકિત આંખે

માર્ગ તો કાપવાનો હજુ બાકી હતો. હવે પાલીઝીને પોતાના અખતરાઓ ખાનગીમાં કરવા ઠીક લાગ્યા. તે માટે કાચગરાઓના જેવી ભઠ્ઠી જોઇએ. તેણે ભઠ્ઠી ઊભી કરવાનો નિશ્ચય કર્યો. પણ મજૂરી ખરચવાના પૈસા તો તેની પાસે હતા જ ક્યે દહાડે? એટલે ઈંટવાડેથી એક ઈંટારા પાસેથી થોડીક ઇંટો ઉંગડધાર મેળવી પોતાની પીઠ પર જ તે ઉપાડી લાવ્યો ને પોતાને હાથે જ ભઠ્ઠી ચણવા માંડી.

માત્ર આઠ માસ વીત્યા ને ભઠ્ઠી ચણાઇ ઉપયોગ માટે તૈયાર બની. દરમિયાનમાં કુંભારનો ધંધો પણ તેણે શીખી લીધો હતો, એટલે પોતાના હાથે. માટીના વાસણ બનાવી તે પકવી લેવા લાગ્યો. પકવેલાંમાંથી યોગ્ય લાગ્યાં એ વાસણો તેણે જુદા કાઢ્યાં ને એક મહિનો તેણે બજારમાંથી લાવેલાં અનેક દ્રવ્યો ખાંડવામા ગાળ્યો. દ્રવ્યો તૈયાર થતાં વાસણો પર તેનો રોગાન ચડાવી અસાધારણરીતે તપાવેલી ભઠ્ઠીની અંદર એ મૂક્યાં.

આખો દિવસ તે ભઠ્ઠી પાસે ને પાસે જ બેઠો રહ્યો; રાત પણ તેમ જ ગઇ; પણ એનામલ પીગળ્યો નહિ. ભઠ્ઠીમાં બળતણ ઓરતો તે બેઠો જ રહ્યો. બીજો દિવસ ઊગ્યો પણ તે ખાવા સરખો યે ન ઊઠ્યો. તેની પત્ની તેને ખાવાનું પહોંચાડી ગઇ. બીજી રાત પણ

**કાચચિત્રો દોરતો ને મોજણી કરતો એ કલાકાર ફિલસૂફ હતો, નિસર્ગશાસ્ત્રી હતો, જંતુશાસ્ત્રી હતો**

પસાર થઈ ને ત્રીજો દિવસ ઊગ્યો. હજુ એનામલ નહોતો પીગળ્યો ને હજુ પાલીઝી નહોતો ઊઠ્યો. ફિક્કો, લેવાઇ ગએલો, હજામત વધેલો, નિષ્ફળ થએલો છતાં અણનમ એવો પાલીઝી પોતાની ભઠ્ઠી પાસે મીનો પીગળવાની આતુરતાથી રાહ જોતો બેસી જ રહ્યો. ભૂખથી તેનાથી બોલી પણ નહોતું શકાતું, ને આંખમાં તો ગાઢું ઊંઘ ભરાએલી; છતાં તેમાંથી એકકે તેની ખંતને અટકાવી શકે એમ ન હતું. એમ ને એમ આશા સાથે યુદ્ધ આદરીને અડગ પાલીઝીએ છ દિવસ ને છ રાત વગર ઊંઘે ને વગર ખાધે ભઠ્ઠીસામે તાકતાં ગાળ્યા, પણ મીનો ન પીગળ્યો તે ન જ પીગળ્યો. તેના પડોશીઓએ તેને ગાંડા તરીકે કૂટી કાઢ્યો ને તેની બૈરીને પણ હવે તો એમ જ લાગવા માડ્યું.

હવે પાલીઝીને લાગ્યું કે એનામલના દ્રવ્યોમાં અગર તો તેમના અનુક્રમમાં જ તેણે કંઇક ગલતી કરી હોવી જોઇએ. એટલે ભઠ્ઠીને જેમની તેમ ધખતી રાખી નવા પ્રયોગ સારૂ ફરીનવા દ્રવ્યો લાવી તે દળવા ને મેળવવાના કામમાં એ મચ્યો. આમ કરતાં બીજાં બેત્રણ અઠવાડિયા પસાર થઇ ગયાં. દ્રવ્યો તૈયાર થયા પણ રોગાન લગાવવા વાસણો ક્યાંથી લાવવા? પહેલાંના વાસણો તો ઘણો વખત સુધી તપ્યા કરવાથી પ્રયોગ વાસ્તે તદ્દન નકામા બની ગયાં હતાં. નવાં ખરીદવા જેટલા પૈસા તેની પાસે ન હતા. પણ સદ્દભાગ્યે તેની શાખ સારી હતી. એક મિત્ર પાસેથી તેણે થોડાં વાસણ ઉછીનાં મેળવ્યાં અને નવી તૈયારી કરી. વાસણોને નવા મિશ્રણમા રંગ્યાં, ભઠ્ઠીમાં મૂક્યાં ને ફરી ભઠ્ઠી ચાલુ કરી.

આ તેનો છેલ્લામાં છેલ્લો અને સાહસપૂર્ણ પ્રયોગ હતો અગ્નિ ભભૂક્યો, ગરમી અતિશય થઇ, પણ એનામલ ન પીગળ્યો ને બળતણ તો ખૂટવા લાગ્યું. આગને ચાલુ શી રીતે રાખવી? વાડીનો ઝાંપો લાકડાનો હતો. આ પ્રયોગ રદ થાય તે કરતાં તેને હોમી દેવો શો ખોટો? તેણે ઝાંપો ઉખેડી લીધો ને ભઠ્ઠીમાં હોમી દીધો. ભડભડ કરતો તે બળી ગયો, પણ રોગાન તો જેમનો તેમ જ રહ્યો. દસેક મિનિટ વધુ ગરમી અપાય તો કદાચ પીગળે એમ સમજી તેણે ઘરના રાચરચીલા પર હાથ નાખ્યો. ટેબલો ભાંગ્યાં, ખુરશીઓ ભાગી ને છેવટે અભરાઇઓ પણ તે તોડવા મંડ્યો અને એ બધાં ભઠ્ઠીમાં ઝીકવા લાગ્યો. તેની સ્ત્રી અને બાળકોને પણ તેના આવા ઝનૂની વર્તનથી તેના મગજના સમતોલપણા માટે હવે શંકા થવા માંડી.

એ દિવસ માટે પાલીઝી લખે છે કે, 'શ્રમથી હું એવો તો અક્કડ બની ગએલો કે મારાથી બોલી પણ શકાતું નહિ. ભઠ્ઠી પાસેની સતત બેઠકથી હું લગભગ લુંઝાઇ ગયો હતો. મહિનો થયાં મારા ખમીસ પરથી પરસેવો કદી સુકાયો ન હતો. મારી બધી શાખ પર પાણી ફરી વળવા લાગ્યું હતું. કેટલાક કહેતા કે હું બનાવટી સિક્કા પાડવા મથું છું, જ્યારે કેટલાક કહેતા કે હું ગાંડો થઇ ગયો છું મારા પર કરજ પણ વધ્યે જતું હતું, પણ મારા માટે દિલાસાનો એકે શબ્દ કોઇના મોંમાથી નીકળતો ન હતો.'

પણ આ આખર અખતરો સફળ થઇ ગયો. હવે તો સારા દિવસો આવે ત્યારે પોતાની શોધને અમલમાં મૂકવાની તક માટે ધીરજથી રાહ જોવાની રહી.

થોડા વખત બાદ પોતાની મરજી મુજબનાં માટીના વાસણો તૈયાર કરવા પાલીઝીએ એક કુંભારને રોક્યો. પણ માલ તૈયાર થાય ત્યાં સુધી કુટુંબનુ ગુજરાન કેવી રીતે ચલાવવું? સદ્દભાગ્યે સેઇન્ટીમા હજુ એક એવો માણસ રહેતો હતો જેને પાલીઝીના કાર્યમાં શ્રદ્ધા ન હોવા છતાં તેના પ્રમાણિકપણામા પૂરતી શ્રદ્ધા હતી. તે હતો એક હૉટેલવાળો. પાલીઝીનું કામ ચાલે તે દરમિયાન છ મહિના સુધી તેના કુટુંબની ખોરાકી ને મકાનભાડાનું ખર્ચે તેણે વહોરી લીધું. પણ રોકેલા કુંભારને તો પગાર ચૂકવવો જોઇએ ને? અંતે તેણે પોતાનાં કપડાં આપી એ કુંભારની મજૂરી ચૂકવી!

ત્યાર પછી તેણે એક વધુ સારી ભઠ્ઠી ઊભી કરી. એક ઈંટના કકડાથી તેનો હાથ સખ્ત ચીરાવા છતાં તેણે મહેનત ચાલુ રાખી. આ વખતે મિશ્રણો સુધર્યા હતા એટલે ભઠ્ઠી પણ સારૂં પરિણામ બતાવવા લાગી, પણ કમનસીબ ફરી આગળ આવ્યું. ભઠ્ઠીની અંદરનો કેટલાક ભાગ તેણે ચકમકના પત્થરોથી બનાવેલો ને ભઠ્ઠીની ગરમી વધતા એ બધા તડેતડ ફૂટી નીકળ્યા.

ગમે એવા ગુમ મગજનો માણસ હોય તે પણ આટલું થતાં તો પોતાના પ્રયત્નો છોડી જ દે; પણ ખંતના પૂતળા સમા પાલીઝીનો નિશ્ચય તો લેશ પણ

ન ડગ્યો. બગડેલાં વાસણો તે વેચત તો વેચાઈ જાત, પણ એવી રીતે પોતાની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવાને નાખુશ પાલીઝીએ એ બધાં ભાંગી નાખ્યાં.

તે લખે છે કે 'આટલું છતાં પણ મેં હિંમતપૂર્વક આશાને ટકાવી રાખી. સૌથી ભારેમાં ભારે દુઃખ તો મને એ હતું કે મારા પોતાનાં ઘરનાં જ માણસો મને વગર સાધને કામ કરતો ધારીને મારી મશ્કરી કરતાં ને મને ત્રાસ આપતાં. વર્ષો સુધી મારી ભઠ્ઠીને છાપરા જેવું કંઈ રક્ષણ ન મળ્યું. કેટલી યે રાતો વાયરા ને વરસાદની દયા પર મારે રહેવું પડતું. એક બાજુ બિલાડાં ઝગડતાં, બીજી બાજુ કૂતરાં કકળતાં. ન મળે કોઈની મદદ કે શુભેચ્છા. વરસાદથી લદબદ થએલો, કાદવમાં રગદોળાએલો, દીવા વગરના અંધારા ઘરમાં, પીધેલો હોઉં એવે લથડતે ટાંટીએ હું આરામ લેવા પેસતો. મને અત્યારે નવાઈ લાગે છે કે આટલા બધા દુઃખજનક બનાવોથી પણ હું કંટાળ્યો કેમ ન હતો!'

મિશ્રણ તો તેને મળી ગયું હતું. ફક્ત વાસણો પર સુંદર રીતે તેનો રોગાન ચડાવવાનો જ બાકી હતો. પરંતુ એમાં પણ તેને બીજાં આઠ વરસ ગુમાવવા પડ્યાં. અનેક નિષ્ફળતાઓમાંથી નવાનવા પદાર્થપાઠ શીખતા જતા પાલીઝીને સોળસોળ વર્ષોના પરિશ્રમ બાદ છેવટ સિદ્ધિના દર્શન થયા.

પાલીઝીની કીર્તિ હવે પ્રસરતી ગઈ અને ફ્રાન્સની રાણી કેથેરાઈન દ મેડિસીએ તોઈલિરીનો પોતાનો મહેલ શણગારવા તેને આમંત્ર્યો. પાલીઝીને આખી જિંદગી-ભરની રોજી મળી ગઈ. હવે તેણે એક નાનુંસરખું ખાનગી સંગ્રહસ્થાન પણ બનાવ્યું. માટી અને મીનાકારી ઉપર પુસ્તકો બહાર પાડ્યા. કૃષિ, પ્રાકૃતિક વિજ્ઞાન અને ફિલસૂફી પર પણ તેણે ઘણું લખ્યું. તેનું છેલ્લું પુસ્તક તેની ૭૨ વર્ષની વયે બહાર પડ્યું.

પણ અભાગી પાલીઝીનું કમનસીબ ફરી ભભકી ઊઠ્યું. તેને આશ્રય આપનાર રાણી કેથેરાઈન મૃત્યુ પામી હતી ને ફ્રાન્સની ગાદી પર હેન્રી ત્રીજો આવ્યો હતો. ધર્માંતરનું ઝનૂન એ વખતે આખા યુરોપમાં ફેલેલું. ફ્રાન્સનો રાજવંશ કૅથલિક હતો ને પાલીઝી પ્રૉટેસ્ટંટ હતો. વળી તેણે લખેલાં વિજ્ઞાનનાં પુસ્તકોથી પણ કૅથલિકો તેના પર ક્રોધે ભરાયા હતા. ધીમેધીમે પાલીઝી ભયંકર નાસ્તિક ગણાવા લાગ્યો. તેના વિરુદ્ધ ફરિયાદ નોંધાઈ. ન્યાયખાતાના અમલદારો તેના ઘરમાં ઘૂસ્યા, તેનાં વાસણોનો ભાંગી ભુક્કો કર્યો ને ૭૬ વર્ષના પાલીઝીને જીવતો બાળી મૂકવાની શિક્ષા કરી.

પણ હેન્રી ત્રીજાની કોર્ટમાંના કૉન્સ્ટાબલ દ મૉન મોરન્સી નામે અમીરને પાલીઝી સાથે સારો નાતો હતો. એ આ ખટલામાં વચ્ચે પડ્યો, રાજાને સમજાવ્યો ને પાલીઝીની સજા ઘટાડીને નજરકેદની કરવામાં આવી.

ઘણા દિવસ આમ નજરકેદમાં ગુજાર્યા બાદ એક દિવસ રાજા હેન્રી પાલીઝીને સમજાવવા ગયો: 'ભલા માણસ, રાજમાતાની ને મારી તેં અનેક વર્ષોના નોકરી બજાવી છે અને એટલે જ આગ ને કતલના વખતમાં પણ તારો ધર્મ મેં પાળવા દીધો છે. પરંતુ હવે તો લોકો મારા પર દબાણ લાવે છે. મને તારી દયા આવે છે, છતાં જો કાલ સુધી તું તારો ધર્મ નહિ છોડે તો મારે ન છૂટકે તને બાળી મૂકવાની સજા કરવી પડશે.'

પાલીઝીએ જવાબ આપ્યો: 'મહારાજ, તમે કહો છો કે તમને મારી દયા આવે છે, પણ ખરી રીતે તો તમારી જ મને દયા આવે છે. "ન છૂટકે" જેવા શબ્દો બોલી તમે તમારું રાજાપણું લજવો છો. ધર્માંતર હું કરવાનો જ નથી. મને મરતાં આવડે છે.'

આ શબ્દો સાંભળતા રાજાના ગુસ્સાનો પાર ન રહ્યો. તેણે પાલીઝીને બાસ્તાઈલના કારાગારમાં પુરાવ્યો ને તરત તેના પર જીવતા બાળી મૂકવાની સજા ઠોકવામાં આવી. પરંતુ એ સજાનો અમલ થાય તે પહેલાં તો ખખડી ગએલા પાલીઝીએ ૭૮ વર્ષની ઉંમરે બાસ્તાઈલના કારાગારમાં જ મોતની ગોદ સ્વીકારી લીધી.

અલબત્ત, પાલીઝી જો ધર્માંતર કરત તો ખૂબ સુખી થઈ શકત; પણ જેવો એ એનામલની શોધ પાછળ અડગ રહ્યો એવો જ પોતાના ધર્મ માટે પણ એ અડગ જ રહ્યો. જીવનભરના શ્રમના પરિપાકરૂપે તેણે જોએલું સુખ તો આગિયાની ચમક જેવું જ ગણાય. અને એની સિદ્ધિ પણ સસ્તી ન હતી. ઘણાંની બાબતમાં બને છે તેમ કોઈ ઓચિંતી પળે વણનોતરી કીર્તિ તેને આવી નહોતી વરી; તે પાછળ તો સોળસોળ વર્ષની તનતોડ મહેનત, મુફલિસી ને લોકોના તિરસ્કાર બધાંને ઘોળી પી જઈને પણ ધ્યેય-લક્ષી રહેવાની અજબ ઝંખના ઊભેલી હતી.

ને એ જ તેની જીવનસિદ્ધિ. જીવનભરના એ મુફલિસના મૃત્યુ બાદ ફ્રાન્સે ઉપકૃત બની તેનું પૂતળું ઊભું કરી એ કામયાબ શહાદત અમર બનાવી છે.

અશોક હર્ષ

# ગુર્જર કલાકાર શ્રી હરિહરલાલ મેઢ



ગુજરાતને ખોળે કલાકારો ન જ હોય એવી કિંવદન્તી પંદર વીસ વર્ષ પહેલાં સંભળાવનારાઓ આજે ગુજરાતનું મુખ ઉજ્જવળ કરી રહેલા યુવાન કલાધારીઓનું વૃન્દ જોઈ આશ્ચર્યમુગ્ધ થયા વિના રહ્યા નહિ જ હોય કોઇ ગુજરાતી આજ નહિ કહી શકે કે ગુજરાતની કોડભરી કલા માત્ર સમયની ફૅશન છે. યુવાન કલાકારોમાં અભ્યાસ અને ઊર્મિએ જે સજીવ ઝરણાં વહેતાં કર્યાં છે તેનું પાન ગુજરાત અને હિંદની રસતૃષા છીપાવે એવું છે. ભાઇ હરિહરલાલ મેઢ ઠેઠ સુધી—કાશી લખનૌમાં રહીને પણ કલાકારોની એ નવી પેઢીની પ્રતિષ્ઠાની ગુજરાતને શાખ પૂરે છે.

ત્રણસો વર્ષથી એમના કુટુંબે ગુજરાતનું વડનગર તજ્યું. મુગલ સામ્રાજ્યમાં તેમના વડવાને રાજપદ અને ત્રણ ગામો પ્રાપ્ત થયાં અને કાશીમાં હવેલીઓ કરી છતાં ગણાયા તો ગુજરાતી જ;—માત્ર ગણાયા જ નહિ, તેઓ રહ્યા છે પણ ગુજરાતી જ, ઘરમાં ગુજરાતી ભાષા, ગુજરાતી પોશાક, વ્યવહાર સંબંધો પણ ગુજરાતના, એમ તેઓ સોળ આના ગુજરાતી જ છે, માત્ર તેમનો હેર ત્યાંનો.

તેમના પિતાશ્રી પંડિત બિહારીલાલ મેઢ બાર-ઍટ-લૉ, કાશીના એક સમર્થ પુરુષ હતા તેઓ ૧૯૧૯માં ગુજરી ગયા; પણ તેમના ફરજંદો-સાત પુત્રો અને ત્રણ પુત્રીઓ-એક સંસ્કારી કુટુંબરૂપ છે. હરિહરલાલના મોટા ભાઇ ગ્રૅજ્યુએટ થઇ બર્લિન ગયા અને બ્લૉક બનાવવાનું સંપૂર્ણ કામ શીખી ને થોડાજ સમયમાં ગુજરી ગયા, નહિ તો આજે તેમના હાથે વળી ભારતની કળાની અનેરી સેવા બજી હોત. બીજા ભાઇ હિન્દુ યુનિવર્સિટીમાં અંગ્રેજી ભાષાના પ્રોફેસર છે, ત્રીજા ભાઇ 'લીડરપત્ર'માં પત્રકારત્વ ચલાવે છે. ચોથો નંબર તેમનો પોતાનો છે પાંચમા ભાઇ ગામડાંની જાગીરો સંભાળે છે, છઠ્ઠા B.Sc નો અભ્યાસ કરે છે.

સૌથી નાનાં બેન B.A.માં છે. મોટાં બે બેન પરણ્યાં છે. હરિહરલાલનું ઘર ભારતેન્દુ હરિશ્ચંદ્ર હાઇસ્કૂલની સામે જ છે. તેમના પિતાશ્રીનો ઈરાદો તેમને ઍન્જિનિયર બનાવવાનો હતો, પણ તેમનો પોતાનો શૉખ પુરાણાં ચિત્રોની નકલો કરતાંકરતાં કલા તરફ ઢળ્યો. શ્રીમાન વિનાયક મહેતાએ તેમનો શૉખ જોઈ લખનૌ આર્ટસ્કૂલમાં જવાની તેમને ભલામણ કરી વળી મહાવીરપ્રસાદ ઈશ્વરીપ્રસાદ તેમના મિત્ર અને લખનૌ આર્ટસ્કૂલના લૅકરવર્ક (લાખકામ)ના નિષ્ણાત હોઈ તેમણે પણ ત્યાં આકર્ષણ કર્યું એટલે કૉલેજ છોડી ૧૯૨૬માં ત્યાં ગયા. પહેલાં બે વર્ષ શ્રી બીરેશ્વર સેનના હાથ નીચે રહી રેખાંકન, પ્રકૃતિચિત્રણ, ડિઝાઇન (સુકલ્પન) વગેરે શીખ્યા પછી લાક્ષારસની કળામાં પ્રવેશ કર્યો. પાંચ વર્ષનો અભ્યાસ પૂરો કરતાં તેમને કાશીની ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડની સ્કૉલરશિપ તેમજ બીજી ખાસ સ્કૉલરશિપ મળતાં બ્રહ્મદેશની મકાનની સરકારી લૅકર સ્કૂલમાં ખાસ ભલામણ લઈ શીખવા ગયા ત્યાં દોઢ વર્ષ રહ્યા અને પોતાના હુન્નરની ઘણી નવી તરકીબો શીખ્યા. ત્યાંની થોડી ભાષા પણ શીખ્યા. આ અભ્યાસની સગવડ સાથે એવી શરત હતી કે પાછા લખનૌ આર્ટસ્કૂલમાં પાંચ વર્ષ સુધી એ કળાનું શિક્ષણ આપવું, એટલે હાલ તે લખનૌમાં જ એ કલાનું અધ્યાપન ચલાવે છે એ કલાશાળાના પ્રિન્સિપાલ શ્રી અસીતકુમાર હલધરની તેમના પર કૃપા છે. ચિત્ર રંગવાની પાકી હથોટી તેમજ પોર્ટ્રેટ સ્કેચ દોરવાની સુંદર કળા તેમણે



શ્રી હરિહરલાલનો કરેલો એક સ્કેચ



# ઉત્તરધ્રુવનાં અંધારાંમાં

ઉત્તરધ્રુવના વર્તુલમાં આવેલી ગ્રીનલૅંડની ફેનની ભૂશિર આગળ જમીનનો છેડો આવી ગએલો લેખાય છે. માણસની બૂ સરખી પણ ન આવે એવા ત્યાંનાં બરફનાં અફાટ મેદાનોમાં એ ધોળો રીંછ અમર્યાદ ઘૂમતો. તેના શરીરની લંબાઈ સહેજે નવ ફૂટ થવા જાય. અને તેની સુફેદી પણ બરફથી કમ ન હતી. ફક્ત તેનાં નસકોરાં સહેજ કાળાં હતાં. તેનું મોઢું બહુ લાંબુંપહોળું ન લેખાય. પણ ઊંચાઈ ચાર ફૂટની તો ખરી જ. પગની ગાદી નીચે દાતરડા જેના વળાંકભર્યા તીણા નહોર સંતાએલા રહેતા છતાં કશા યે અવાજ વગર શાંતિના ઝડપી ઓળા જેવો તે બધે ફરી વળતો. તાજા માંસ ને ગરમ લોહી વાસ્તે તો જ્યાં પવન પણ બહાર થંભી જાય એવાં ઊંડાણો તે ખેડી વળતો.

દક્ષિણાયન ચાલતું હોવાથી સૂર્યનાં તો ત્યાં હવે છ મહિના સુધી દર્શન પણ નહોતાં થવાનાં. ભળભાંખળા જેવાં અજવાળાંમાં એક વાર તે શિકારે નીકળ્યો. દક્ષિણનાં જંગલોમાં સિંહ શિકારે નીકળે ને લોંકડી પાછળ પડે તેમ ધ્રુવપ્રદેશનું પહોળા ગોળ ચહેરાવાળું એક શિયાળ, તેના શરીરના જેટલી જ સફેદ રૂંછાળી પૂંછડી પટપટાવતો તેની પાછળ પડ્યો. ઘણી વખત તો એ તેની એટલો લગોલગ આવી જતો કે તેનાં ફણા રીંછની રૂંવાટીને અડકી જતા. રીંછ મનેકમને તે દરગુજર કરતો, કેમકે તે જાણતો હતો કે શિયાળવાને એકલી ઝડપથી પકડી પાડવું સહેલ નથી.

પ્રકાશના બદલાતા જતા લીલા, જાંબુડા, ગુલાબી રંગો વચ્ચે થઈ બંને એ એકાકી ભૂમિમાં આગળ વધી રહ્યા હતા. ત્યાં દૂરથી બરફનો એક ગઠ્ઠો ગબડતો લાગ્યો.

પણ એ તો હતું ધ્રુવપ્રદેશનું સસલું. આવતા દુશ્મનની ગંધ પારખી જતાં, કાન દબાવીને અને બરફ વચ્ચે ગોળો વળી જઈને તે પડી રહ્યો. એના જેવાં નાનાં સરખાં પ્રાણીઓને તો ત્યાં જીવન નિભાવવું દોહ્યલું જ હોય છે; છતાં આવી ઠંડી તાકાતથી પાંચ મોસમ તો તે જીવી શક્યું હતું. અત્યારે પવન તેની જ દિશામાં હતો, એટલે એની સહેજ સરખી યે ગંધ પામ્યા સિવાય રીંછ ને શિયાળ ત્યાંથી આગળ નીકળી ગયા.

ભય દૂર થયો જાણ્યું કે તરત સસલું ઊભું થયું. પણ તેના બે કાનને છેડે આવેલા બે કાળા ડાઘે કર્યુંકારવ્યું બધું ધૂળમાં મેળવ્યું. આકાશમાંથી બે ભૂરી આંખોએ એ ડાઘ પરથી એની જાત ઓળખી લીધી હતી. માથા ને પેટાળમાં હંસ જેવા જ સફેદ પણ કાબરચીતરી

પૂછડીવાળા નાપાક ઘુવડની એ આંખો હતી. ગાળેલા સોના જેવો પીળો પ્રકાશ તેમાંથી નીતરતો હતો. હવામાંથી સીધી તેણે એ અશંક સસલા પર ઝાપટ મારી. એક ચીસ પૂરી નીકળી ન નીકળી ત્યાં તો સસલાના હૃદય સોંસરવા તેના પંજા પરોવાઇ ગયા.

પણ આખા સસલાનો ભાર ઉપાડી ઘુવડ પાછું ઊડી શકે એમ ન હતું. સસલાના ડીલમાંથી પોતાના પંજા પાછા ખેંચવા તે મથતું હતું. એટલામા તો સસલાની ચીસથી ચોંકી ઊઠેલા રીંછ ને શિયાળ પણ ત્યા આવી લાગ્યા. આંધું શિયાળ બરાબર ઘુવડની પાછળ જઇ ઊભુ રહ્યું; ને જેવું એ ઊડવા જાય છે ત્યાં તો પોતાનાં બે જડબા વચ્ચે તેની ડોક દબાવી લીધી. ઘુવડને ચીસ સરખી પાડવાનો પણ અવકાશ ન મળ્યો.

જેવું શિયાળે જડબામાં પકડેલું ઘુવડ ઊંચું કર્યું કે તરત રીંછે તેના પંજામાથી સસલાને ઝંઝેડીને ખેંચી લીધું. શિયાળનું જિગર તેમા ભાગ પડાવવા ન ચાલ્યું એટલે ઘુવડને મોંમા પકડી તે દૂર જઈ ઊભો. બંને પોતાના નાસ્તામા પરોવાયા. રીંછે પોતાનુ કાર્ય જલદી પતાવી લીધુ ને શિયાળ તરફ એક કરડી નજર ફેંકતો ચાલતો થયો.

આગળ જતા કરાડનો ઢાળ આવી પહોચ્યો. ફરીવાર શિયાળ તરફ તિરસ્કારની નજર ફેંકતો રીંછ એ ચળકતા લીસા ઢાળની કોરાણ પર નમ્યો ને પાછલા પગે ધક્કો લઇને સરરર કરતો નીચે સરી પડ્યો

અહીં બરફ કઇક પોચો હતો. એ વચ્ચે નિરાંત મને રીંછે આગળ વધવા માડ્યું. પણ થોડીવારે અચાનક પાછળ નજર જતા જ તેણે પાછો પેલા શિયાળને લાગુ પડેલો જોયો. શિયાળે રીંછની માફક એ કરાડ પરથી લપસી ન પડતા ચકરાવો ખાધો હતો અને એટલે જ એને આવી પહોચતા થોડીવાર લાગેલી.

કાળા આકાશમાથી એક પછી એક તારાઓ અદશ્ય થવા લાગ્યા ત્યારે રીંછને લાગ્યું કે હવે આગળ વધવું નકામુ હતું. એ જ વખતે એણે પોતાના પાછલા પગો કામે લગાડ્યા. થોડીવારમાં તો પોતા માટે બોડ પણ બનાવી કાઢી ને હળવેક રહી એ એમાં લપકી ગયો.

એને બોડમા પેસતો જોઇ ઘડીભર તો શિયાળને લાગ્યું કે તેનાં લીસાં ઘાટા રૂવાં વચ્ચે પોતાને ભરાવાનું મળે તો કેવી હૂંફ મળે! પણ બીજી જ પળે તેને શાણપણ આવ્યું. બોડની અંદર પેસવું જેટલું સહેલું હતું એટલું બહાર નીકળવું સહેલું ન હતું એ એને સમજાઇ ગયુ, એટલે જાતે જ તકલિફ લઇ રીંછની બોડથી સારૂં જેવું અંતર રાખી તેણે પોતાની સગવડ કરી લીધી.

દસ મિનિટ પણ વીતી નહિ હોય ત્યાં તો બોડમાથી રીંછનુ મોઢું બહાર ડોકાયું. હળવે રહી તે આખો યે બહાર નીકળી આવ્યો ને બરફમાં સંતાઈ રહેતા લેમિંગ ઉંદરોના શિકારે નીકળ્યો. માંડ થોડેક આગળ ગયો હશે ત્યાં તો દૂર દૂર કશાક ઓળા તેણે નાસતા જોયા. વધુ આગળ જતાં જણાયું કે કેટલાક વરૂઓએ એક કારીબુનો પીછો પકડ્યો હતો. રીંછે પણ એ દિશામાં ઝંપલાવ્યું. આ બાજુ જેમ વરૂઓની કીકીઆરીઓ વધતી જતી હતી તેમ મશીનગનની છૂટતી ગોળીઓ જેમ બરફ પર ખરીઓની ધમધમાટી બોલાવતા કારીબુની ઝડપ પણ વધતી જતી હતી. બીજી બાજુ શિકાર ને શિકારી બંનેને અજાણ રીંછ આગળ ને આગળ વધી રહ્યો હતો. તેની આંખોમાંથી સંતોષ નીતરી રહ્યો હતો.

બરફના એક ટેકરાના વચગાળે છાજલી જેવી કોરાણ બની ગઇ હતી. કારીબુને બચાવની એ છેલ્લી તક હતી ને તેણે એનો ઉપયોગ કર્યો. પણ ઉગારનો હજુ દમ લે તે પહેલાં તો વરૂઓનું આખું યે ટોળું ટેકરા નીચે જ આવી જમા થઇ ગયું; ને સાથે એ બધાંથી ઉપર ટેકરાની છેક ટોચે રીંછ પણ આવી લાગ્યો.

જડબાં કકડાવતા વરૂઓ એક પછી એક અસહાય કારીબુ પર કૂદતા ગયા, પણ લીસા બરફ પર અથડાઇ બધા પાછા સરીને નીચે જ પડતા. કારીબુ પોતાની ધીર નજરે આ બધા ધમપછાડા જોઇ રહ્યું હતું.

આખરે ટોળાનો નાયક મોખરે આવ્યો. નસકોરાથી પૂછડીના છેડા સુધીની તેની લંબાઈ બરાબર છ ફૂટ ઊતરે. પરાળના રંગની તેની આંખો અગ્નિની ઓલવાતી શિખાઓ જેમ ઝબકી રહી હતી. એ પટ્ટો શિકારી હતો ને કૂદ્યો તેવા જ તેના પંજા બરાબર છાજલી પર અટક્યા. કારીબુએ સમય બરાબર ઓળખ્યો. વરૂ વધુ કઇ પ્રયાસ કરવા જાય તે પહેલાં તો એક જોસભરી ઢીક તેને ચખાડી. ચપટી જાડી શાખા પ્રશાખાઓમાં વહેંચાઇ ગએલાં તેનાં શીંગડાંમાંથી એક શીંગડું વરૂના નસકોરામાં પેસી ગયું. બંનેની એકાદ પળ તો સ્તબ્ધતામાં વીતી ગઇ. પણ પછી

તરત કારીબુને ભાન આવ્યું કે પોતાનાં નમાવેલાં શીંગડાંથી તો વરૂને ઉપર ચડી આવવાની વધુ સગવડ થઈ પડશે. જોરથી તેણે શીંગડાં પાછાં ખેંચી લીધાં ને એ સાથે ફાટેલે નસકોરે લોહીની રંગોળી પૂરતો ટોળાનો નાયક નીચે જઈ અફળાયો.

વરૂની જાતમાં હદ ઉપરાંતની ખુન્નસ હોય છે. જેમ તે વધુ ઘવાય તેમ વધુ વિફરે છે. વરૂનો નાયક ફરી કારીબુ પર કૂદ્યો. કારીબુ યે હોય છે તો સાબરની જાતનું જ, પણ જીવનવિગ્રહના વિકટ સ્થાન શા ધ્રુવના પ્રદેશમાં તેને રહેવાનું હોવાથી એણે પણ હિંમત ને ધીરજ હદ ઉપરાંતની કેળવેલી હોય છે.

વરૂ આ વખતે કારીબુના ગળા પર ટાંપો હતો ને કારીબુ યે તેથી વાકેફ હતું. જાણીજોઈને પોતાનું ડોકું જમીન તરફ નમાવી દઈને પોતાની માંસલ ગરદન તેણે પહોળી કરી દીધી. તરત વરૂ તે પર કૂદી પડ્યો. પણ એ માંસલ ગરદન ચીરવાનો તેને મોકો મળે તે પહેલાં તો કારીબુનું માથું જમીન પરથી ઉંચકાઈ સીધું જોશભેર પાછળ વીંઝાયું. અણીદાર સીંગડાં બરાબર વરૂના શરીરમાં પેસી ગયાં. શીંગડે ભરાવાએલી લોહીના ધોધ છોડતી તેની લાશને બીજી જ પળે કારીબુએ નીચે ફગાવી.

મરતા નાયકની ચીસે આખા ટોળામાં ઝનૂન આણી દીધું. એકે એક જણે હવે તો મારવા યા મરવાનો જ નિશ્ચય કરી લીધો. તે હતુ આખું ટોળું; જ્યારે કારીબુ એકલું જ હતું. વળી ચાર કલાકથી તે ભૂખ્યે પેટે સતત દોડતું જ રહેલું. છતાં યે બે વરૂઓને તો તેણે પૂરા કર્યા; પણ હવે તેના હોશ ઉડવા લાગ્યા હતા. નીચેથી આવતા દરેક હલ્લા વખતે તેના પગો ધ્રુજી ઊઠતા હતા.

ટેકરાની ટોચે રહી આ જીવલેણ તમાશો જોઈ રહેલા રીંછે કારીબુની આ વ્યાકુળતા પિછાની લીધી. દા' આવ્યો જાણી તરત તે ઉપલી કોરાણેથી લપસ્યો, પણ ઘણા પ્રયત્નો છતાં યે કારીબુ વાળી કપ્પર આગળ તે ન જ અટકી શક્યો ને સીધો વરૂઓના ટોળા વચ્ચે જઈ પટકાયો.

ધ્રુવના વરૂઓ ભયંકરમાં ભયંકર પ્રાણીઓ લેખાય છે. વાઘ જેવા ક્રૂર સફેદ રીંછ પણ તેમનો સામનો નાછૂટકે કરે છે. આ રીંછને પણ તેમનો સામનો કરવાની ઇચ્છા ન હતી. તેના પડવાના ભારથી એક વરૂની તો કમર જ ભાંગી ગઈ હતી. બીજા તેની પછાડનો ધક્કો થતાંજ દૂર ખસી ગયા હતા, પણ એની સિકલ જોતાં પાછા એટલા જ ઝડપે બધા તેને ઘેરી વળ્યા ને સફેદ મોજાં ઉછળે તેમ એક એક પછી તેઓ રીંછ પર કૂદતા ગયા.

રીંછ પણ તેમનાથી જરાયે ખામો જાય એવો ન હતો. બે વરૂઓને તો તેણે અદ્ધરોઅદ્ધર હવામાં જ ચીરી નાખ્યા! હુમલાનો જોશ વધ્યો એટલે તે પાછલા પગ પર બેઠો થઈ ગયો. તેના આગલા સોપંડી પંજાનો સોથી સરસ ઉપયોગ થઈ શક્યો. તેના ડીલપરનાં છ ઇંચ લાંબા રૂવાં વરૂઓનાં ખૂન તરસ્યાં જડબાંને કશી અસર કરવા દે એમ ન હતું. અને તેના નખ અને દાંત તો પ્રત્યક્ષ ફરજ બજાવી જ રહ્યા હતાં.

વરૂઓની ચીસાચીસ ને કીકીઆરીઓ વધતી ગઈ. રીંછની લડત તદ્દન શાંત હતી, પણ ઝનૂનમાં તો તેનું રોમેરોમ સળગી રહ્યું હતું. છેવટ એક વરૂને લોહીમાંસનો લોચો બનાવી મૂકી તે બે પગે ઊભો થઈ ગયો. બાકી રહેલા ચાર વરૂ તો એ બે પગે થતા જ કશો સામનો કરવાનું માંડી વાળી નાસી છૂટ્યાં.

'હાશ!' એવો ફુત્કાર કરતા રીંછે તરત જ આશાભરી આંખે ઉપર નજર કરી. પણ ત્યા કશું ન હતું. કારીબુ?! એ તો આ હોંસાતોંસીમા પોતાને મોકો મળેલો જોઈ નગ્ન બરફના વિસ્તારમાં ક્યાયે ગુમ થઈ ગયું હતું!

નિસાસો નાખતાં રીંછે નસીબની યારીએ મેળવી આપેલા ખોરાક તરફ નજર નાખી. આઠ વરૂઓની લાશો લોહીતરબોળ ત્યાં પડી હતી. સૌથી પહેલે મોતને ભેટેલા ટોળાના નાયકની લાશ પર તેની નજર ગઈ ને ગળું પકડી ઢગલામાંથી તે બહાર ખેંચી કાઢી. એ હૃષ્ટપુષ્ટ શરીરનાં અંગ એક પછી એક તેના પેટમાં અદૃશ્ય થતા ગયાં. કેટલા યે દિવસે આજે જ રીંછે પેટભરીને ખાધું, ફક્ત હાડકાંનું માળખું જ બાકી મૂક્યું.

બરાબર ધરવ થતાં થોડીવાર તો એણે આરામ લીધો; પછી એ ટેકરાના મૂળમાંજ એક બોડ તેણે કોતરી કાઢી ને મૂએલાં ઢોરને ઘસડતા ચમારો પેઠે એક પછી એક બધાં વરૂને તેમાં ઘસડી જઈ શીઆળાના બાકી રહેલા દિવસો માટેનો પૂરતો ખોરાક બનેલી એ લાશોની ગાદી પર તેણે ગૌરવથી લંબાવી દીધું.

(અંગ્રેજી પરથી) અશોક હર્ષ

ત્રીજું અખિલ હિંદ બાલક સંમેલન હૈદ્રાબાદ (સિંધ) મુકામે તા. ૮ થી ૧૦ નવેમ્બરના દિવસોમાં ભરાવાનું છે.

卐

ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસની આવતી બેઠક ઇ. ૧૯૩૮માં બ્રિટિશ એસોસીએશનના સંયુક્તપણા નીચે હિંદુસ્તાનમાં ભરાશે તેના પ્રમુખ તરીકે ઇંગ્લંડના વિખ્યાત વિજ્ઞાની લૉર્ડ રધરફૉર્ડ રહેશે.

卐

'સાગર' નામે પ્રસિદ્ધ કલાપીભક્ત અને સુફી કવિ શ્રી જગન્નાથ દામોદર ત્રિપાઠીનું ચિત્રાલ ખાતે અવસાન થયું છે

卐

આવતા મહાયુદ્ધની પૂર્વતૈયારી રૂપે અમેરિકાએ રોજનાં બે વિમાનો બનાવવા માંડ્યા છે. જર્મનીએ કામચલાઉ સૈનિકોની સંખ્યા બે વર્ષ માટે કાયમ કરી છે ને ઇંગ્લંડની પ્રજાને ગૅસના મારાથી બચાવવા ત્યાંની સરકારે બુરખા માટે બે કરોડ રૂપિયાની રકમ મંજૂર કરી છે.

卐

પોલંડમાંના હિંદીઓએ ત્યાંના વાસીઓને હિંદની સાચી પરિસ્થિતિથી વાકેફ કરવા ભારતમિત્ર પરિષદ(*Towarzystwo Przyjacio Indji*)ની સ્થાપના કરી છે વૉરસૉમાં એક હિંદી સંગ્રહાલય પણ સ્થાપવામાં આવ્યું છે પોલંડ કે હિંદનો કોઇ પણ વાસી તેનો સભ્ય થઇ શકે છે

હિંદની ખરી વસ્તુસ્થિતિથી જગતને વાકેફ કરવા ટોકિયો, પારીસ, ન્યૂ યૉર્ક, મૉસ્કો ને અંગોરા ખાતે પાંચ સાંસ્કૃતિક કેન્દ્રો સ્થાપવાની અગત્ય હોવાનું શ્રી જવાહરલાલ નહેરૂએ જાહેર કર્યું છે

卐

મશહૂર હિંદી નવલકથાકાર શ્રી પ્રેમચંદજીનું તા. ૮મી ઑક્ટોબરના રોજ બનારસ ખાતે અવસાન થયું છે એકલા હિંદી સાહિત્યમાં જ નહિ પણ ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓથી ગુજરાતી, બંગાળી વગેરેમાં પણ પ્રતિષ્ઠાપ્રાપ્ત, હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ અને ભારતીય સાહિત્ય પરિષદના મુખપત્ર 'હંસ'ના તંત્રી, એમના જેવા સફળ સાહિત્યકારની આથી હિંદને મોટી ખોટ પડી છે.

卐

હિમાલયના ૨૫,૬૬૦ ફૂટ ઊંચા નંદાદેવીના શિખર પર આખરે બ્રિટિશ અમેરિકન મિ. ગ્રૅહામ બ્રાઉનની સરદારી નીચે સંયુક્ત ટુકડીએ સફળ ચઢાણ કરી વિજય મેળવ્યો છે.

卐

કલકત્તા યુનિવર્સિટીએ લશ્કરી શિક્ષણ દાખલ કરવાનો ખરડો ઘડયો છે.

卐

હસ્તરેખા, સામુદ્રિક અને જ્યોતિષ વિદ્યાઓના જગમશહૂર નિષ્ણાત કીરોનું અવસાન થયું છે.



ઓલિંપિક નૃત્યવિભાગમાં પંદર દેશના હરીફો વચ્ચે હિંદના પ્રતિનિધિ તરીકે ગએલાં શ્રીમતી મેનકાએ ત્રણ પારિતોષિકો મેળવ્યાં છે.



હિંદી કવિ શ્રી મૈથિલીશરણ ગુપ્ત, જેમની સુવર્ણ જન્મજયંતી હિંદી સાહિત્યકારોએ હાલે જ ઊજવી.



# ખાંડ ઓછી ખાઓ

આ પણા ખોરાકમાં આપણે એક કરતાં વધારે પ્રકારની ખાંડોનો જાણ્યેઅજાણ્યે ઉપયોગ કરીએ છીએ. એમાંથી થોડીકનાં નામ જોઇએ:

સુક્રોસ (શેરડી અથવા બીટમાંથી બનતી ખાંડ); ડૅકસ્ટ્રોસ (અનાજમાંથી બનતી ખાંડ); લૅકટોસ (દૂધમાંની ખાંડ); ગ્લુકોસ (દ્રાક્ષમાંની ખાંડ) અને લૅવ્યુલોસ (ફળોમાંની ખાંડ).

આમાંથી આપણે હમેશના ઉપયોગ માટે સુક્રોસ વાપરીએ છીએ અને માંદગીમાં કેટલીક જગ્યાએ ડૉકટરો ગ્લુકોસનો ઉપયોગ ફરમાવે છે. બાકીની ખાંડો છુટા રૂપમાં પ્રયોગશાળા સિવાય બીજે વપરાતી નથી.

સૅકેરીનની સ્તુતિ કરતી જાહેરખબરો છાપાંઓમાં અવારનવાર જોવામાં આવે છે. પણ એ, ડામરની બનાવટ અને સલ્ફ્યુરિક ઍસિડમાંથી બનતો રાસાયણિક પદાર્થ છે. ખાંડથી એ ચારસોગણો ગળ્યો છે. એ ખોરાક નથી. શરીરયંત્રમાં એને માટે સ્થાન નથી. ઘણાં રાજ્યોમાં એના વપરાશ વિરુદ્ધ કાયદા પણ થયા છે.

અઢારમી સદીના અંત સુધી તો ખાંડ એ શ્રીમંતનો શોખ અને ગરીબની દવા હતી. જ્યારે આજે? એ સૌકોઇની અનિવાર્ય જરૂરિયાત થઇ ગઇ છે.

હિંદના ઉદ્યોગોમાં ખાંડનો ઉદ્યોગ આજે બીજે નંબરે છે. ટૂંક સમયમાં આપણને જોઇતી ખાંડ આપણે ઉત્પન્ન કરતા થઈ જઇશું. પણ ખાંડના વધતા જતા વપરાશથી અર્થશાસ્ત્રીને જેટલો આનંદ થાય છે, એટલી જ આરોગ્યશાસ્ત્રીને દિલગીરી થાય છે!

આહારશાસ્ત્રનો વિકાસ વીસમી સદીમાં જેટલો થયો છે એટલો પૂર્વે કોઇ પણ સૈકામાં થયો નહોતો. એટલે જૂના જમાનાના આહારવિષયક અજ્ઞાન અને અર્ધજ્ઞાનને અંગે, કેટલાક નાલાયક ખોરાકોએ ઘણી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. શેરડીમાંથી થતી ખાંડ એ એવો જ એક ખોરાક છે. આજે જે રીતે અને જે પ્રમાણમાં ખાંડનો ઉપયોગ થઇ રહ્યો છે, એની સામે આરોગ્યની દષ્ટિએ કેટલાક દેખીતા વાંધા છે.

આપણે જે ખાંડ ખાઇએ છીએ, એમાં ક્ષારો અને પ્રજીવકો જેવા ખોરાકનાં કીમતી તત્ત્વોનો સદંતર અભાવ હોય છે. એમાં આંતરડાંને ગતિ આપનાર કૂચો બીલકુલ નથી. શરીરને માટે એ સુગ્રાહ્ય નથી. વધુ પ્રમાણમાં લેવામાં આવે તો એ હૉજરીમાં બળતરા ઉત્પન્ન કરે છે, અને કોઠામાં કબજીઆત ઊભી કરે છે.

એ ગંઠેલો ખોરાક છે. પાશેર ખાંડ તૈયાર કરવા વીસ ફુટનો સાંઠો પીલી નાખવો પડે છે. એટલે આવા ખોરાકો માત્રાસર લેવાય તો જ માફક આવે. દૂધ ફાવે એટલું અને ભાવે એટલું ખુશીની સાથે ખાઇ શકાય, પણ ઘી તો ચમચા કે પળી પૂર જ વપરાય; એ જ રીતે શેરડીનો રસ મરજી મુજબ પી શકાય, પણ ખાંડ મન મૂકીને ખાતાં પહેલાં વિચાર કરવો પડે'

વળી એ ભુલાવું ન જોઇએ કે પેટની ખોરાક સમાવવાની શક્તિ મર્યાદિત છે, એટલે ખરાબ ખોરાકો જેટલા વધુ પ્રમાણમા ખવાય, એટલે અંશે સારા ખોરાકો ઓછા પ્રમાણમા લેવાય.

જો ખાંડ શરીરની જરૂરિયાત કરતાં અતિશય પ્રમાણમા લેવામાં આવે તો એ શરીરમા જઇ કારબોનિક ઍસિડ અને ઑકઝેલિક ઍસિડ નામના બે ઍસિડો ઉત્પન્ન કરે છે આમાં ઑકઝેલિક ઍસિડ એ એક કાતિલ ઝેર છે. આ ઝેર શરીરને નુકસાન ન પહોંચાડે એટલા

## તમને ભાવતી ખાંડ

ક્ષારો અને પ્રજીવકો જેવું ખોરાકનું એક કીમતી તત્ત્વ ધરાવતી નથી ઉલટું એનામાં રહેલું ઑક્ઝૅલિક ઍસિડ એક કાતિલમા કાતિલ ઝેરનું કામ કરે છે

ખુસ, દાદર, ખરજવું અને ગડગુમડ જેવાં ચામડીનાં દર્દો સર્વવ્યાપી બનાવનાર પણ એ જ છે. એનો વધુ વપરાશ હાડકા ખરાબ કરે છે, દાંત સડાવે છે, કબજિયાત ઊભી કરે છે ને હોજરીમા બળતરા પેદા કરે છે.

સંસ્કૃતિના વિકાસ સાથે જેમ એનો ઉપયોગ વધતો ચાલ્યો છે, તેમ સાથોસાથ પાયોરીઆ, અસ્થિશોષ (rickets), મધુમેહ ને કૅન્સર જેવાં દર્દો પણ વધ્યા છે.

અને એ જાણ્યા પછી પણ એક બાજુ ખાંડ, સાકર, મિષ્ટાન્ન ખાતા જઇ બીજી બાજુ દાંત, હાડકાં, જ્ઞાનતંતુઓ, તંદુરસ્તી ને અક્કલ ખોતા જવાનું તમે પસંદ કરશો ખરા?

માટે કુદરત હાડકાં અને દાંતમાં સંઘરાએલો ચૂનો ખેંચી લઈ એની સાથે ભેળવી દઈ, એને નિર્દોષ કેલ્શિયમ ઑક્સોલેટના ગાંગડાના રૂપમાં ફેરવી નાખી, પેશાબ વાટે શરીરની બહાર કાઢી નાખે છે.

આ કારણથી જ અતિશય ખાંડ ખાનારનાં હાડકાં ખરાબ થાય છે અને દાંત સડી જાય છે. ખસ, દાદર, ખરજવું અને ગડગુમડ જેવાં ચામડીનાં દર્દો આ જમાનામાં સર્વવ્યાપી થવાનાં ઘણાં કારણો છે, પણ તેમાં સૌથી મોટું કારણ તો ખાંડ અને એનાથી બનતી મિઠાઈઓનો વધારેપડતો વપરાશ જ છે.

વધુ પ્રમાણમાં ખાંડ ખાવાથી અપચો, હોજરીમાં બળતરા અને કલેજાંના દર્દો થાય છે. શરીરની જરૂરિયાત કરતાં અંદર વધે તે ખાંડ કલેજું સંઘરે છે. પણ જ્યારે કલેજા અને સ્નાયુઓમાં પણ વધુ ખાંડ સમાઈ શકે એમ નથી હોતું, ત્યારે એ ચરબીના રૂપમાં ફેરવાઈ જાય છે, અને જાડા માણસોનો મોટો ભાગ મધુપ્રમેહથી મરે છે. એક સાદી દેખાતી કુટેવનાં કેટલાં કારમાં પરિણામો!

સંસ્કૃતિના વિકાસ સાથે સફેદ ખાંડનો ઉપયોગ વધતો ચાલ્યો છે. અને સાથોસાથ પાયોરીઆ, અસ્થિશોષ (rickets), મધુપ્રમેહ, અને કૅન્સર જેવા કારમાં દર્દો બિહામણી ઝડપથી ફેલાતાં જાય છે.

આપણે એક બાજુ ખાંડ, સાકર, મિઠાઈઓ અને મિષ્ટાન્નો ખાતા જઈએ છીએ, અને બીજી બાજુ દાંત, હાડકાં, જ્ઞાનતંતુઓ, તંદુરસ્તી અને અક્કલ ખોતા જઈએ છીએ!

ખાંડનું અતિશય પ્રમાણ નાનામોટા સૌકોઈને નુકસાનકારક છે. પણ બાળકો માટે તો એ પ્રાણઘાતક છે. છતાં યે આપણા સમાજમાં ચોતરફ નજર નાખીએ તો જણાશે કે અજ્ઞાન માતાઓ સાકર અને પતાસાં 'ઠંડાં' છે એમ માની બાળકના ખોરાકમાં એમનો છૂટે હાથે ઉપયોગ કરી રહી છે.

હમણાં જ ઇંગ્લંડનાં સંખ્યાબંધ છાત્રાલયોમાં થએલા અખતરાઓને પરિણામે એ વસ્તુ સિદ્ધ થઈ છે કે કિશોરો અને કુમારોના ખોરાકમાં ખાંડનું પ્રમાણ વધારતાં શોરીઆ અને ઍડિનૉઈડ્સ સૂજે છે, અને આંખ, નાક તથા ગળામાં કફનું પ્રમાણ વધી જાય છે. ખાંડનું પ્રમાણ ઘટાડતાં ઉપરનાં દર્દો નાબૂદ થાય છે. શોરીઆના હઠીલામાં હઠીલા કેસો માત્ર ખોરાકના ફેરફારથી મટ્યા છે. હદમાં રહી ઉપયોગ કરવામાં આવે તો સફેદ ખાંડ એ ક્ષમ્ય ખોરાક છે. પણ હદબહાર એ લગભગ ઝેર બરાબર છે.

ખાંડને વાપરવાના લોકમાન્ય રસ્તા ત્રણ છેઃ

(૧) ચા, કૉફી, કોકો, અને શરબત જેવાં પીણાં

(૨) મિઠાઈઓ અને મિષ્ટાન્નો

(૩) દરરોજની રસોઈ

ઘણાખરાં લોકપ્રિય પીણાંમાં, નાણાંનો અને તંદુરસ્તીનો વ્યર્થ ખર્ચ છે.

મિઠાઈઓનો ઉપયોગ ઘટાડી શકાય, મિષ્ટાન્નોમાં ખાંડને બદલે ગોળ સુખેથી વાપરી શકાય. શીરો, લાડુ, વેઢમી અને બીજી અનેક ગળી ચીજો ખાંડને બદલે ગોળની બનાવવાથી સ્વાદ અને શરીર બંને સુધરશે. દૂધપાક, શીખંડ વગેરેમાં પીળી ખાંડ વાપરવી સારી.

એ જ મુજબ ચાલુ રસોઈમાં, દાળ, શાક, કઢી વગેરેમાં ગળપણ માટે ગોળનો ઉપયોગ થઈ શકે. 'ખાંડ ઠંડી છે અને ગોળ ગરમ છે', એ એક વજૂદ વિનાનો ભ્રમ છે. ખાંડ કરતાં ગોળ દરેક રીતે વધુ પ્રશંસાયોગ્ય છે. છતાં ય જો ગોળનો પણ મર્યાદા મૂકીને ઉપયોગ થાય તો માઠાં પરિણામો ખસૂસ આવે.

અનાજની ખાંડ (Dextrose) ચાલુ ખાંડ કરતાં અનેકગણી ચડિયાતી છે અને પાણીના જેટલી સહેલાઈથી એ હોજરીમાંથી ચુસાઈ જતી હોવાથી એને પચાવવા પાછળ શરીરની શક્તિનો બીલકુલ દુર્વ્યય કરવો પડતો નથી. જો કોઈ સાહસિક પૂંજીપતિ આ ક્ષેત્ર તરફ નજર દોડાવે તો, અનાજની ખાંડ ઘણી જ સોંઘી વેચી શકાય, પ્રજાનું આરોગ્ય સુધરે અને દેશમાં નવા ધંધાઓ ખીલે.

ખાંડની વિરુદ્ધની દલીલો જાણ્યા પછી ઘણાંને પ્રશ્ન થશે કે ત્યારે હવે એને બદલે વાપરવું શું!

ત્રણ ચીજોની ભલામણ કરી શકાયઃ મધ, સુકાં ફળ અને ગોળ. ખાંડમાંથી ઊભનો ગળનો સ્વાદ, શરીરને મળતી ચરબી, ગરમી અને શક્તિ આ ત્રણે પદાર્થો સંતોષકારક રીતે પૂરાં પાડી શકશે.

બાળકોના ખોરાકમાંથી તો ખાંડને પદભ્રષ્ટ કરી એનું સ્થાન મધને જ આપવું જોઈએ.

ખજૂર, દ્રાક્ષ, અંજીર અને આલુ જેવાં સુકાં

ફળો કુદરતી ખાંડ, ક્ષારો અને પ્રજીવકો પૂરાં પાડે છે. ગોળમાં પ્રજીવકોનું પ્રમાણ નજીવું છે પણ ક્ષારોનું અને એમાં યે ખાસ કરીને ચૂનો, લોહ અને ત્રાંબાનું પ્રમાણ સારું છે. એમાં સમાએલા લોહ અને ત્રાંબાને લઇને એ પાણ્ડુરોગીઓ માટે ઉત્તમ ખોરાક મનાય છે.

શેરડીના રસનું મહત્ત્વ હજી આપણી પ્રજા બરાબર સમજી નથી. આજે આપણાં નાનાંમોટાં શહેરોમા ચા, કૉફી, શરબત અને સોડાલેમન જેવાં આરોગ્ય-ઘાતક પીણાં પૂરાં પાડતી હૉટેલોનો તોટો નથી; છતાં નવી અને જૂની ઢબ ઉપર ચાલતી અનેક હૉટેલોમાં એવી એક પણ હૉટેલ ભાગ્યે જ મળી આવશે કે જે શેરડીનો રસ, સ્વાદિષ્ટ ટમાટાં, વિવિધ જાતના પૌષ્ટિક સૂપ, મગનું ઓસામણ, કિસમિસની ચા, ખજૂરના શરબત, તાજી છાશ, નારિયેળનું પાણી અને દૂધ, ફળ તથા લીલોતરીમાંથી બની શકતાં અનેકવિધ, મધુર, પથ્ય અને પોષક પીણાં પૂરાં પાડતી હોય.

શેરડીનો રસ ગોળ કરતાં આરોગ્યની દૃષ્ટિએ ચડિયાતો તો છે જ, પણ શેરડી ચૂસવાની ટેવ સૌથી સારી છે. ઉત્તર હિંદુસ્તાનનો ગંડેરીનો શોખ હજી ગુજરાતે કેળવ્યો નથી. એ શોખ જ્યારે કેળવાશે ત્યારે એનાથી બેકાર અને મુડદાલ દાંતોને રોજી અને શક્તિ મળશે અને શરીરમાં જોઇએ એથી વધુ ગળપણ જવાનો બીલકુલ સંભવ નહિ રહે

આપણા દેશમાં શેરડી તો સર્વત્ર મળે છે. એનો થાય છે, એથી ઘણો વધુ ઉપયોગ ઇચ્છવાયોગ્ય છે. જો શેરડીનો રસ પીઓ, તો તે તાજો અને સાદો જ વાપરજો. મસાલા મેળવીને એનો કુદરતી સ્વાદ અને તમારાં ઉદર તથા શરીર બગાડશો નહિ. **રમણલાલ એન્જીનિયર**

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

ચિત્તનું રંજન કરી શકે તે ચિત્ર; એટલેકે મનુષ્યના મગજમાં ઊર્મિઓ કે વિચાર ઉત્પન્ન કરી સ્મૃતિ કે પ્રેરણા કે ઇતિહાસ જગાડે તેવાં ચિત્રો લેવાં હોય તો પોતાનાં સાધનો અને તેની મર્યાદાનો હિસાબ કરી લેવો જોઇએ તેથી બહારના વિષયો પર હાથ અજમાવવા જતાં મોટે ભાગે નિરાશા જ મળે છે. આથી ફોટોગ્રાફીના ઉપાસકમાં સચોટ દૃષ્ટિ અને ત્વરિત નિશ્ચય કરવાની બુદ્ધિ અવશ્ય જોઇએ વિષયના આજુબાજુના આકર્ષક તત્ત્વોથી અંજાઈ જતા તેની છબી ઉતારવાની ઉતાવળમાં, વિષયની આજુબાજુની અસંબદ્ધ વસ્તુઓ ચિત્ર-મર્યાદામાં આવી ચિત્રનું વસ્તુ બગાડે છે તેનું શિખાઉને ઘણી વાર ધ્યાન રહેતું નથી. પહેલું ઇનામ જીતનાર મણિલાલ ગિસ્ત્રી (વડોદરા)નું ફોટો ચિત્ર 'નર્મદાને તીરેતીરે' ઉનરના દૃષ્ટિબિંદુથી વિચારો. ચોમાસાનાં પૂર કુલટનાં પહેલાંની નર્મદાનાં નીરની શાંતિ સૂચવતાં વહેતાં પાણી અને તે શાંતિને તોફાનમાં ફેરવવાની આગાહી આપતાં વાદળાંથી ભરપૂર વાતાવરણવાળું સૂચિસૌન્દર્ય ઝડપની વેળા ફોટોગ્રાફર, ચિત્રમાં ઉપરથી ડોકિયાં કરતા ઝાડનાં ડાળાંનું અસ્તિત્વ વિસરી ગયા છે. ઝાડના થડ વગર ફક્ત એકલી ડાળીઓ ચિત્રમાં જમણી ડાબી બાજુથી કે ઉપરથી અંદર આવતી કોઇ સુભગ અપવાદ સિવાય કદિ ન પાડશો. તેવી વસ્તુઓનું આક્રમણ ચિત્રમાં અમુક પ્રકારની અસ્થિરતા ઉપજાવે છે ભાઈ મિસ્ત્રીએ નજીક અને દૂરની વસ્તુઓનો વર્ણભેદ તેમના ચિત્રમાં ઠીક જમાવ્યો છે. સામો વર્ણભેદ જાળવવા અને ખાસ કરીને ભૂરા આકાશમા ઉલટતાં ધોળાં વાદળાં ઉતારવા ઓર્થોક્રોમેટિક રોલ ફિલ્મ કે પ્લેટ વાપરવી

ભાઇ એમ.એસ પથરવાળા (અમદાવાદ)ના ફોટોચિત્ર 'પ્રફુલ્લિત વદને'ને બીજું ઇનામ મળે છે. અનુકૂળ મૃદુ છાયા-પ્રકાશ પૂરતા પ્રમાણમા છે. પણ મુખ્ય પાત્ર કરતા ચોપાનિયાનો પ્રદેશ વધુ જગ્યા રોકી લે છે અને પાત્રનો ચહેરો અજુગતી રીતે ઢાંકી દે છે.

'જુઓ એની રૂધિરભરેલી ગજગજ પહોળી છાતી' નામના ફોટોચિત્ર માટે ભાઇ એન.એસ.મહેતા(લંડન)ત્રીજું ઇનામ મેળવે છે. ચિત્રનું નામકરણ સાવ બેહૂદું છે એના અંગ્રેજી નામ Proud Motherનો અનુવાદ 'મલકાતી માતા' ઠીક ગણાય ચિત્રનો વિષય આકર્ષક છે. ચિત્રને ચારે બાજુથી સારી રીતે, છાપ્યા મુજબ કાપવાથી જ બાળક અને બચ્ચાં ચિત્રનું કેન્દ્ર બને છે.

ભાઈ કનુ રાવત (અમદાવાદ)નું 'નદી ઉપર બંધાતો પૂલ', ભાઇ માણેકલાલ પટેલ (અમદાવાદ)નાં 'ઘેટાં' તથા 'ભારી જિંદગી', ભાઈ દ્વારકાદાસ બારાઇ (ખંભાલીઆ)નું 'સતી પુંજે-મથુરા', અને ભાઇ છ. ઓ. સુરાનીનું 'બાળ વૈજ્ઞાનિક' ફોટો-ચિત્રો નોંધપાત્ર ઠર્યાં છે. ઉપરનાં બધાં ચિત્રોમાં વિષયની પસંદગી તેના પાડનારનું વ્યક્તિત્વ સૂચવે છે, પરંતુ વિષયને પૂરતો ન્યાય કોઇ આપી શક્યું નથી. ભાઇ રાવતના ચિત્રમા સંયોજન સારૂ છે, ત્યારે વિષયનું ફોકસિંગ બરાબર જણાતું નથી ભાઇ પટેલના બંને ચિત્રોમાં સંયોજન બરોબર નથી; ટેકનિક ઠીક ગણાય. 'સતી-પુંજે' જરાક દૂરથી લેવાયો ન હોત તો વધારે સારૂં ચિત્ર બનત ચિત્ર સવારમાં ગોધાવન સમયે લેવાયુ હોય તેમ લાગે છે. આવી જગ્યાના ફોટોગ્રાફ રસપ્રદ અને રંજક કરવા આસપાસ અનુકૂળ સ્થાનિક પાત્રોની યોજના મેળવવાની જરૂર રહે છે. યમુના તીર પરનું આ સ્થાન હોય તો નદી પાસે છે તે સૂચવનાર તત્ત્વો લેવાં જોઇએ. **બળવન્ત ભટ્ટ**

શ્રી હરિકૃષ્ણ વ્યાસ સંયોજિત

# ગુજરાતી લઘુલિપિ



[અનુસંધાન અષાડ અંકના પૃ. ૩૭૨થી]

## પ્રકરણ ૩ જું: ઉપસર્ગો–પ્રત્યયો

### નોંધ:

¶ લઘુલિપિની પ્રાથમિક શ્રેણી પૂરી કરવા માટે જરૂરનું બાકીનું બધું વસ્તુ આ પ્રકરણના 'ચાર દિવસો'માં સમાઇ જાય છે; અને એ સિવાય બીજી એક રીતે પણ આ ચારે દિવસોમાંના વસ્તુને પરસ્પર ઘનિષ્ટ સંબંધ છે. ગુજરાતી ભાષાના શબ્દોની લંબાઇનું સરાસરી માપ ત્રણ પદનું (સ્વર સહિતના વ્યંજનોનું) છે એથી લાંબા શબ્દો, બબ્બે પદના સમૂહના ન થયા હોય તો, મોટે ભાગે ઉપસર્ગ અથવા પ્રત્યયની મદદથી લાંબા થયા હોય છે શબ્દોને આવી રીતે લાગનારા પ્રત્યયો, જે નામ કે વિશેષણને લાગી શબ્દના અર્થમાં ફેરફાર કરે છે, (દ્દ. ગુણ+વાન) તે તદ્ધિત પ્રત્યયો કહેવાય છે આ બન્ને ઉપયોગી અંગોઃ ઉપસર્ગ' અને 'તદ્ધિત પ્રત્યયો', અનુક્રમે ૭ અને ૮ મા દિવસમાં ચર્ચ્યા છે. ¶ પણ આ ઉપરાંત એક બીજી જાતના પણ પ્રત્યયો છે, જે શબ્દના અર્થમાં ફેરફાર નહિ કરતા માત્ર તે શબ્દને જુદા સંબંધે રજુ કરે છે. આ પ્રત્યયો તે નામ તથા ક્રિયાપદનાં રૂપાખ્યાનમાં આવતા કૃત્ પ્રત્યયો. એને અનુક્રમે ૯ અને ૧૦મા 'દિવસ'માં ચર્ચ્યાં છે ¶ આમ જુદીજુદી રીતે ઉપયોગમાં આવતા પ્રત્યયોની ચર્ચા ત્રણ જુદાજુદા 'દિવસો' નીચે કરવી પડી હોવા છતાં એ બધાના 'પ્રત્યય' તરીકે તો અમુક વિશિષ્ટ સ્થાનો જ છે; અને કાં તો જુદા અક્ષરથી, અથવા તો એકના એક અક્ષરનું પુનરાવર્તન આવશ્યક બન્યુ હોય ત્યાં લખવાની જુદી રીતથી પ્રત્યયો એકબીજાથી જુદા ઓળખી શકાય તેમ છે જેમકે 'ત,ન,મ,વ,લ,વ,શ' એ અક્ષરો તદ્ધિત્ અને કૃત્ એ બન્ને શ્રેણીમાં દેખા દે છે. અને જો કે આવી રીતે લિપિના એકના એક અંગ માટે અક્ષરો પુનરાવર્તન ન પામતા હોત તો વધુમાં વધુ ઇષ્ટ થાત. પણ અમુક જ માનીતા અક્ષરોની આસપાસ કેન્દ્રિત થતા ભાષાના બંધારણની વિચિત્ર ખાસીઅતે આવું પુનરાવર્તન અનિવાર્ય બનાવ્યું છે. છતાં એ અક્ષરો તદ્ધિત તરીકે શબ્દના અંગથી જુદા લખાય છે અને કૃત્ તરીકે જોડીને લખાય છે એટલે એકંદર 'પ્રત્યય' તરીકે એકેએક સંજ્ઞાનો સ્વતંત્ર અર્થ છે. અને તેથી પ્રત્યયની જાત પરથી જ તે પ્રત્યય જેને લાગ્યો હોય તે શબ્દની જાતનું પણ સૂચન મેળવવાનું શક્ય બને છે. આ વસ્તુ વાચન વખતે બહુ જ ઉપયોગી નીવડશે એ વખતે આ નાની સૂચના યાદ રાખવાથી ઘણી ફોકટ જતી તકલીફ બચશે ¶ આ પ્રકરણ પૂરૂં થવા સાથે લઘુલિપિની પ્રાથમિક શ્રેણી પૂરી થાય છે. કેમકે સાધારણ રીતે ધીમાં ભાષણોની નોંધ ઉતારવા માટે જેટલી ઝડપ જોઇએ એટલી ઝડપ કેળવવા માટેની જરૂરી સામગ્રી આ ત્રણ પ્રકરણોમાં અપાઇ ચૂકી છે અને હવે પછીનાં પ્રકરણોમાં એ ઝડપને હજુ પણ કેમ વધારવી એ જ પ્રશ્નનો વિચાર કરવાનો રહેશે પણ એ આગામી પ્રકરણોના જ્ઞાનથી કાંઇ સંગીન લાભ થઇ શકે તે પહેલાં આ પ્રકરણથી આવી શકતી ઝડપની સંપૂર્ણ શક્યતા પર કાબુ આવી જવો જોઇએ માટે ધીમી ગતિએ અપાતાં ભાષણો કે સામાન્ય વ્યવહારની થતી વાતચીત ઉતારવાની શક્તિ મેળવતા સુધી શીખનાર આ પ્રકરણથી આગળ ન વધે એ ઇચ્છવા યોગ્ય છે. અને એ સિવાય પણ અગાઉનાં તથા હવે પછીનાં પ્રકરણો કરતા આ પ્રકરણ—ખાસ કરીને 'દિવસ' ૯–૧૦–વિશેષ અઘરૂં હોવાથી તે વધારે કાળજીપૂર્વક શીખવાની જરૂર છે ¶ આ પ્રકરણને અંતે લિપિ પત્રકારત્વના વ્યવહાર્ ક્ષેત્રમાં પ્રવેશ કરતી હોવાથી આ પ્રકરણના મનોયત્નને અંતેના લઘુલેખનમાં એવો જ એક હસ્તલિખિત નમૂનો આપ્યો છે જે ચાલતા ભાષણની લેવાએલી નોંધ કેવી હોય તેનું ઉદાહરણ પૂરૂં પાડશે

## ઉપસર્ગો-પ્રત્યયો

**ઉપસર્ગોઃ [બધા શબ્દના અંગથી જુદા ઉપર લખવાના]**

- અણ, અન, અપ
- અંતઃ, આતર્
- આત્મ, આત્ર, આવિસ્
- અધિ, અભિ, [અભ્યુ]
- ઉત્, ઉદ્, ઉન્, ઉપ
- અનુ
- કમ, કુ
- પુરા, પૂર્વ
- ગુલ, ગેર
- અતિ
- દુઃ, દુર્, દુસ્, (દેશ, ધર્મ)
- પરિ, અપિ, (પંડિત)
- પ્રતિ, [પ્રત્યુ]
- બદ, બિન, બે
- નિ, નિઃ, નિર્, નિસ્
- મન, મહા, (મહાત્મા વ.)
- પર, પરા
- પુનર્
- લઘુ
- અવ, અવિ
- સં, સુ
- સહ, સર
- સર્વ, સ્વ, સ્વી
- સદ

**તદ્ધિત પ્રત્યયોઃ**

(ક) અંગ સાથે જોડીને લખાતા

- કર, કાર, કારક, કારી, કર્તા
- ખાન, ખાનું
- ગર, ગાર, ગીર, ગીરી
- જનક
- આટ, આવટ, વટ, વટી વ૦
- આડ, આવડ, વાડ વ૦
- દર, દાર, દાસ
- આપ, પટી, પણ, પૂર્ણ
- બાજ, લક્ષુ
- આણ, ણક
- રીતે
- રહિત, વાર, વારી
- (સિદ્ધ

(ખ) અંગથી જુદા લખાતા

- તર, તમ, તા, તિ
- તાર, નાથ
- માન, મંત, મય, ગણ, મણું
- તવ્ય, અનીય, ય
- આળ (લાલ)
- વાળો, વાન, વંત, વતી, આવ
- આશ, (શાસ્ત્ર, શક્તિ)

**કૃત્ પ્રત્યયો**

(ક) વિભક્તિના પ્રત્યયો

- એ, આએ
- ને (ખૂણો પાડી લખવો)
- થી, નાથી, માંથી (સદર)
- નો, ની, નું, ના
- માં, નામાં

(ખ) કૃદંતના પ્રત્યયો

- ઈ, ઈને
- જે, જો
- તો, તી, તું, તાં
- લો, એલો, વ૦
- વા, વાને
- શો, શું, શી, વ૦
- યો,યું(જોડાક્ષરમાં આ પ્રત્યય આવતો હોય ત્યારે તો નિયમ મુજબ જોડાક્ષર જ લખવો)

- સામાન્ય કૃદંતના અંત્ય 'યું'નો હંમેશાં લોપ થાય છે.
- ધાતુને કૃદંત વ૦ ના પ્રત્યયો લગાડતાં 'યું'ની પૂર્વના ર, ડ, લ, ળ, વ લોપાય છે.
- સંકેતાર્થનાં 'ય', 'એ', 'ઓ' અંતવાળાં રૂપોમાં સામાન્ય કૃદંત જ લખાય છે.

**ઉદાહરણોઃ**

આત્મસંતોષ દુરાગ્રહ ગુલામગીરી અસ્પૃશ્યતા અધિકાર લોકોને લખેલુંહતું મળવાને

**ઉપરની વિગતો પર સંપૂર્ણ કાબુ મળતાં મિનિટે એક સો પાંચ શબ્દ સુધીની ઝડપે કાંઈ પણ લખી શકાશે**

# સાતમો દિવસ : ઉપસર્ગો

## નિયમો

**[૪૧] બધા મહત્ત્વના ઉપસર્ગો તથા ઉપસર્ગને સ્થાને વપરાતા કેટલાક રૂઢ શબ્દો સાથેના નકશામાં આપ્યા છે.**

**[૪૨] ઉપસર્ગવાળા શબ્દ લખતી વખતે પ્રથમ ઉપસર્ગ લખી પછી શબ્દનો બાકીનો ભાગ એનાથી જુદો અને એની નીચે લખાય છે.**

**[૪૩] ઉપરના નિયમ મુજબ ઉપસર્ગની નીચે લખાતો શબ્દનો ભાગ જુદો લખાતો હોવાથી તે ભાગના પ્રથમાક્ષરને શબ્દની શરૂઆતના સ્વરવ્યંજનાદિને લાગતા સ્વરસંયોજન વગેરેના સામાન્ય નિયમો લાગુ પડે છે.**

**[૪૪] નકશામાં આપેલાં ઉપસર્ગોનાં સાદાં રૂપોમાં ઉપસર્ગોના અંત્ય સ્વર કે વ્યંજનમાં વખતે વખતે થતા સંધિના ફેરફારોનો પણ સમાવેશ થઇ જાય છે. અને તેથી ઉપસર્ગ પછીનો શબ્દનો ભાગ એ સંધિના ફેરફાર થયા પૂર્વે જેવો હોય એવો લખાય છે.**

**[૪૫] જરૂર પડતાં એકી સાથે બે ઉપસર્ગો જોડીને લખી શકાય છે.**

## સૂચનાઓ

(૪૧) નકશામાં જોતા જણાશે કે વર્ણમાળાના અમુક થોડાએક જ અક્ષરો બાદ કરતા બાકીના બધા ઉપસર્ગ તરીકે કામ લાગી ગયા છે. અને એમાંના ઘણાખરાને બબ્બે ત્રણત્રણ ઉપસર્ગનું પ્રતિનિધિત્વ સાચવવાનું છે. પ્રથમ દૃષ્ટિએ આ વસ્તુ કદાચ મૂંઝવશે. પરંતુ વધુ તપાસ કરતા જણાશે કે ઉપસર્ગોનાં કેટલાંક વૈકલ્પિક રૂપો તો એક જ ઉપસર્ગના સંધિના નિયમોએ ઉપજાવેલા પુનરાવર્તન માત્ર છે; જેવાં કે: 'ઉત્, ઉદ્, ઉન્'; 'નિ', નિર્, નિસ્', વગેરે. બાકીના વિકલ્પોમા પણ કોઈ આકસ્મિક અપવાદો બાદ કરતા ઉપસર્ગ અને તેના પછીનું શબ્દનું અંગ થોડા પરિચયે જ એકબીજા સાથે બંધબેસતા થઈ શકે તેમ છે. જેમકે, 'અ ધિ/ભિ..કાર', 'અ .ન/ણ/પ/..સમજ' એ શબ્દોમાં અનુક્રમે 'અધિ' અને 'અણ' એ ઉપસર્ગો શોધવા બહુ ઊંડી તપાસ કરવી પડતી નથી. આમ જ બાકીના ઉપસર્ગની સંસ્કૃત કે ફારસી વ. જોડીઓ માટે પણ સમજવું.

આ ઉપરાંત કેટલાક શબ્દ પોતે ઉપસર્ગ ન હોવા છતાં બીજા શબ્દોની શરૂઆતમાં આવી તેની સાથે સમાસ કે બીજા કોઇ સંબંધથી જોડાઇ જાય છે. એવા શબ્દોને ઉપસર્ગના લિસ્ટમા ( ) કૌંસમાં બતાવ્યા છે; જેમકે, (પંડિત) વગેરે. વિશેષનામ સાથે પરિચય આપવા આવા ઘણા ય શબ્દો સામાન્યરીતે વપરાય છે, અને એ બધાનો આ લિસ્ટમા સમાવેશ એટલા માટે નથી કર્યો કે, એક સામાન્ય નિયમ તરીકે, ગમે ત્યારે એવા શબ્દના પ્રથમાક્ષરનો સંકેત બનાવી લઇ તેનો ઉપસર્ગ તરીકે સહીસલામતીથી પ્રયોગ થઇ શકે. કેમકે વિશેષનામ સૂચવનારાં અવતરણ ચિહ્નો નિયમ ૨૭ મુજબ સાથે મૂકવાનાં હોય છે જ, તે આખો શબ્દ સ્પષ્ટ કરી દે છે.

(૪૨) ઉપસર્ગ પ્રથમ અને શબ્દના બાકીના ભાગની ઉપર લખાતો હોવાથી લખવાની લીટી સાથે નિયમ ૫ મુજબ ઉપસર્ગને જ લખવો પડે એ દેખીતું છે. તેમ છતાં ઉપસર્ગ જ લીટી ઉપર લખાય તેમ નિયમથી મર્યાદિત નથી કર્યું, એનું કારણ એ કે હવે પછીનાં પ્રકરણોમાં એ સંબંધે વધુ નિયમો આવવાના છે. અને એમાના કોઇકોઈ નિયમ મુજબ ઉપસર્ગનું સ્થાન ખસેડવાની જરૂર પડશે.

(૪૩) શબ્દના પ્રથમાક્ષરને લાગુ પડનારા નિયમોમાં (નિયમ ૫ ને બાદ કરતાં) અત્યાર સુધીમાં આદ્ય સ્વરના જોડાણ સંબંધેના નિયમો તથા 'ર' અને 'લ' લખવા સંબંધેના નિયમો આવી ગયા છે. અને એ નિયમોનું પાલન તો કદાચ અનાયાસે જ થઇ શકત. એ દૃષ્ટિએ આ નવા નિયમની જરૂર ન હતી, પણ હવે પછી ઉપરના નિયમ ૪૨ સાથે આ નિયમનો પ્રયોગ પણ આવશ્યક થઇ પડે એવા પ્રસંગો સંબંધે ચર્ચા આવશે. એ વખતે આ બંને નિયમો યાદ કરી જવા પડશે.

(૪૪) નકશામા આપેલા ઉપસર્ગોના લિસ્ટમાં ઉપસર્ગના અંત્યાક્ષરમાં થતા ફેરફારને અંગે તૈયાર થએલાં રૂપ પણ આપ્યાં છે. એમાં વિસર્ગ અને વ્યંજનસંધિના ફેરફારો ખાસ ધ્યાન ખેંચે એવા નથી. પણ સ્વરસંધિનાં જે રૂપોમાં વિશેષ ખ્યાલ રાખવાની જરૂર

છે તે [ ] કૌંસમાં બતાવ્યાં છે. આવી જાતના શબ્દોમાં 'પ્રત્યેક' એમ લખવું હોય તો 'પ્રતિ' ઉપસર્ગથી બનાવાતો હોવાથી બાકી 'એક' લખવાનું જ રહે છે. આ રીતે 'ઇ' કે 'ઉ' ના પરવ્યંજન સાથે જોડાવાથી થતી સંધિ છૂટી પાડવામાં સ્વરવ્યંજના નૈસર્ગિક રીતે જ રજુ થતી હોવાથી લખતી વખતે વિચારશક્તિ ઉપર ખાસ કાંઇ બોજો નથી આવતો.

(૪૫) બધા ઉપસર્ગો એકએક રેખાના જ બનેલા હોવાથી સાથે જોડાએલા ઉપસર્ગો વાંચવામાં સંકેતોની માફક ખાસ અગવડતની જરૂર પડતી નથી. ખ્યાલમાં રહે કે આ નિયમ સાથે ઉપરનામાંથી એક અથવા વધુ નિયમો પણ લાગુ પડતા હોય છે જ.

## ઉદાહરણો

[નિ. ૪૨-૪૩: ઉપસર્ગોવાળા શબ્દો] અણસમજુ, અતિશયોક્તિ, અનુકંપ, અનુચર, અનુતાપ, અનુસર, અનુલક્ષી, અપરાધ, અભિમાન, અવગુણ, અવદશા, અવરોધ, અવસર, અવસ્થા, અંતઃપુર——આંતરમન, આંતરરાષ્ટ્રીય આંતરવ્યવસ્થા, ઉત્ક્રાન્તિ, ઉત્પન્ન, ઉપજાવી, ઉપયોગ, કમજોર, કમનસીબ, કુચાલ, કુટેવ, કુરિવાજ, ખુશખબર, ખુશાલો, ખુબસુરત——ગેરઇનસાફ, ગેરલાભ, ગેરવ્યાજબી, ગેરસમજ, દુર્જન, દુર્દૈવ, દુર્બળ, દુર્ભાગ્ય, દુષ્કર્મ, દેશદ્રોહ, ધર્મયુદ્ધ, નિર્દોષ, નિર્બળ, નિવારણ — નિષેધ, નિષ્કલંક, નિષ્ફળ, નિસ્તેજ, પરગણું, પરદેશ, પરમાર્થ, પરવાનગી, પરાજય, પરામર્શ, પરિચય, પરિપૂર્ણ, પરિશ્રમ, પરિષદ, પરિસીમા, પરીક્ષા——પુનર્લગ્ન, પ્રતિધ્વનિ, પ્રતિપાદન, પ્રતિમા, પ્રતિષ્ઠિત, બદમાશ, બદસુરત, બેવકુફ, મહાપુરુષ, મહાયુદ્ધ, મહારાજા, મહાત્મા ગાંધી, લઘુલિપિ, સદ્ગુણ, સદ્ગૃહસ્થ——સરમુખત્યાર, સર્વત્ર, સર્વદેશીય, સર્વસ્વ, સહવાસ, સંકલ્પ, સંબંધ, નસદ્દ, સંસાર, સુવ્યવસ્થા, સુવાક્ય, સુગંધ, સ્વતંત્ર.

(૨) [નિ. ૪૪: સંધિ પામેલા ઉપસર્ગના અંત્યાક્ષર] અનાદર, અનાશ્રય, અભ્યાસ, ઉત્તેજન, ઉપાય, ઉપાસના, દુરાગ્રહ, પ્રત્યેક, સર્વોપરી.

(૩) [નિ. ૪૫: બે ઉપસર્ગનો સાથે પ્રયોગ] આત્મસંતોષ, દુરુપયોગ, નિરુપયોગી, પરોપજીવી.

### ઉદાહરણોનું લઘુલેખન

# આઠમો દિવસ: તદ્ધિત પ્રત્યયો

## નિયમો

[૪૬] નામ, વિશેષણ વગેરેને છેડે આવી શબ્દના અર્થમાં ફેરફાર કરનાર મુખ્ય તદ્ધિત પ્રત્યયો નકશામાં આપ્યા છે.

[૪૭] 'ત,ન,મ,ય,લ,વ,શ' એ સાત સિવાયના બધા તદ્ધિત પ્રત્યયો શબ્દના અંગને જોડીને જ લખાય છે.

[૪૮] 'ત,ન,મ,ય,લ,વ,શ' એ તદ્ધિત પ્રત્યયો શબ્દના અંગથી જુદા અને તેની નીચે લખાય છે.

[૪૯] કોઇ શબ્દ માત્ર ઉપસર્ગ અને પ્રત્યયનો જ બનેલો હોય ત્યારે પણ ઉપસર્ગ સાથે પ્રત્યય ન જોડાતાં કોઈપણ પ્રત્યય ઉપસર્ગથી જુદો અને નીચે લખાય છે.

## સૂચનાઓ

(૪૬) ઉપસર્ગો સંબંધે કરેલી ઘણી સૂચનાઓ અહીં પ્રત્યયોને પણ લાગુ પડે છે. ઉપસર્ગની માફક પ્રત્યયો પણ એકેક સંજ્ઞાના જ બનેલા છે. પ્રત્યયોમાં પણ એક જ અક્ષર એક કરતાં વધારે છતાં વ્યાકરણની દૃષ્ટિએ અમુક ચોક્કસ જાતનો સંબંધ ધરાવતા પ્રત્યયો માટે વાપરી શકાય છે, અને ઉપસર્ગના કરતાં પણ વધુ ચોકસાઇથી પ્રત્યયોના વિકલ્પોમાંથી સાચી પસંદગી શકય છે. જેમકે 'રહિત' અને 'વાર' એ બંને પ્રત્યયો માટે એક જ સંજ્ઞા હોવા છતાં એની પહેલાંનો શબ્દ 'દયા' કે 'જમણ' હોય ત્યારે તેને કયો પ્રત્યય અનુકૂળ હોઇ શકે એ સહેજે સમજાઇ શકે એવું છે.

(૪૭–૪૮) સામાન્ય રીતે તદ્ધિત કે કૃત્ બધા જ પ્રત્યયો શબ્દ સાથે જોડીને લખવાના હોવા જોઇએ. અને વસ્તુતઃ લિપિની ઉત્તીર્ણ શ્રેણીમાં ૪૮ મા નિયમ સાથે છૂટ લઇ વખતેવખતે બધા પ્રત્યયોને એક જ કક્ષામા લાવી દેવાય છે. જેમકે લઘુલેખનમા 'અસ્પૃશ્યતા' શબ્દ એવી છૂટ લઇને લખેલો છે. પણ શબ્દોનાં અંગ સાથે નિકટનો પરિચય ન કેળવાયો હોય ત્યાંસુધી જુદાજુદા બે જાતના પ્રત્યયો માટે ઉપયોગમાં આવતી આ સાત સંજ્ઞાઓઃ 'ન,ન,મ,વ,લ,ર,શ' બે જુદીજુદી રીતે ઉપયોગમા લેવાવી જોઇએ. અને તદ્ધિત તરીકેનુ તેનું સ્થાન કૃત્ના કરતાં ઓછું મહત્ત્વનું હોવાથી એ જરૂરી ફેરફાર તદ્ધિત શ્રેણીમાં જ સમાવી દેવામાં આવ્યો છે. આ સાત સંજ્ઞાઓ કૃત્ પ્રત્યયો તરીકે શબ્દના અંગ સાથે જોડાઇને લખાય ત્યારે તેના શા શા અર્થ થાય છે તે પણ નકશામા આપ્યા છે. એ બધાની તુલના કરીને યાદ રાખી લેવા. એ કૃત્ પ્રત્યયોની ચર્ચા હવે પછીના 'દિવસો'માં આવે છે.

(૪૯) ઉપસર્ગ અને પ્રત્યયના જ બનેલા શબ્દમાં ઉપસર્ગને શબ્દના અંગથી જુદો લખવો કે પ્રત્યયને જોડીને લખવો, એ બેમાંથી એક જ નિયમની પસંદગી કરવાનો અવકાશ રહેતો હોવાથી સ્પષ્ટતાને ખાતર ઉપસર્ગને જુદો લખવાના નિયમને વધુ મહત્ત્વ આપવું પડે છે. એક કરતાં વધુ ઉપસર્ગો કે પ્રત્યયો હોય તો પણ આ જ નિયમ લાગુ પડે.

## ઉદાહરણો

(૧) **[નિ. ૪૬–૪૭ઃ પ્રત્યયાંત શબ્દો]** અંધકાર, કારખાનું, ગુનેગાર, ગુલામગીરી ઘૃણાજનક, ચળકાટ, જગતકર્તા, જવાબદાર, જાદુગર, જોખમદાર, ઝીણવટ, દયાજનક, દુશ્મનાવટ, નરસિંહ, નાશકારક——નીમણૂક, પૈસાદાર, પ્રકાર, બનાવટ, બળાત્કાર, ભયકર, ભાવપૂર્ણ, મીલાવટ, યોગ્ય રીતે, રણકાર ભર્યું, લખાવટ, વઢવાડ, સંતોષકારક, સાક્ષાત્કાર, સુખાકારી, સ્નેહભર્યું

(૨) **[નિ. ૪૮ઃ જુદા લખાતા પ્રત્યય]** અસ્પૃશ્યતા, ઉન્નતિ, ખટાશ, જોનાર, દૃઢતા, ધનવાન, ધૃષ્ટતા, પંડિત ઓમકારનાથ, પ્રકૃતિ, પ્રગતિ, પ્રવૃત્તિ, બળવાન, બુદ્ધિમાન, માનસશાસ્ત્ર, મિઠાશ, મૂર્તિમંત, શક્તિમાન, શિખામણ, શ્રીમંત, સન્મતિ, સફળતા, સંપત્તિ, સસ્કૃતિ, સ્વાધીનતા.

(૩) **[નિ. ૪૯ઃ ઉપસર્ગ અને પ્રત્યયના બનેલા શબ્દો]** અધિકાર, અપકાર, અપમાન, અવતાર, આવિષ્કાર, આંતરશક્તિ, ઉત્તમ, ઉપકાર, પરોપકાર, પ્રતિકાર, બેકાર, બેદરકાર, સરકાર, સદ્ગાર, સંસ્કાર, સ્વાભિમાન, સ્વીકાર.

## ઉદાહરણોનું લઘુલેખન

[૧]

[૨]

[૩]

[ચાલુ]



# ઉત્તરાપથની યાત્રા

ઉત્તર-પશ્ચિમ હિંદમાં હિમાલયની તળેટીએ આવેલો ગઢવાલી પ્રદેશ હિંદુ માનસમાં અનેક દેવતાઓના સ્વર્ગ અને કથાવર્ણનોથી અંકિત છે. આ માન્યતા કરોડો હિંદુઓના મનમાં દૃઢ થઇ હોવાથી વર્ષોવર્ષ હજારોનાં જૂથ જીવનમાં તક મેળવી આ બાજુ એક યા બીજા યાત્રાધામનાં દર્શન કરવા નીકળી પડે છે. આ યાત્રાધામોનું આકર્ષણ અતિ પ્રાચીન કાળથી છે. કેટલાંક દેવાલયો તો આઠમા સૈકાનાં છે. રેલવે થયા પછી તો અહીં આવનારા યાત્રિકોની સંખ્યા વધતી જ જાય છે. હિંદુસ્તાનના બધા ભાગોમાંથી બધી કોમનાં પુરુષો અને સ્ત્રીઓ, કલકત્તા, મુંબાઈ ને મદ્રાસના શ્રીમંતો, વેપારીઓ અને ગરીબ ગામડિયાનો એ સંખ્યામાં સમાવેશ થઇ જાય છે.

ગઢવાલ પ્રાંતનાં અનેક દેવાલયતીર્થોની યાત્રાએ નીકળેલાંઓ સૌ પહેલાં તો હરદ્વારમાં જ એકઠાં થાય છે. હરદ્વાર એટલે ગંગાદ્વાર. ગંગામૈયા ત્યાંથી જ હિમાચલની પર્વતમાળાની ટૂંક તજી વિશાળ મેદાની પ્રદેશમાં વેગભર્યો પટ પ્રસારી રહે છે. કોઇને આખી લાંબી યાત્રા પૂરી કરવાનાં નાણાં કે વખતની જોગવાઈ ન હોય તો તે હરદ્વારનાં દર્શન કરીને યે કૃતાર્થતા માની લે છે. આપણે તો વધારે દૂર અને વધારે પવિત્ર સ્થાનો તરફ ગતિ કરતા યાત્રિકોના સાથમાં આગળ જઇશું; પણ તે પહેલાં આ પ્રદેશ કેવો છે તેનો ખ્યાલ કરી લઇએ.

ઇ.સ. ૧૮૧૪–૧૫માં નેપાળનો વિગ્રહ થયો ત્યાર પછીથી ગઢવાલ અને કુમાઉં પ્રાંતો બ્રિટિશને તાબે છે. એ પહેલાં ત્યાં દેશી રાજ્યો હતાં અને તે ગુરખાઓની તાબેદારીમાં હોવાથી તેમાં થઇ તેઓ વારંવાર હુમલા લઇ આવતા. આ જ કારણથી વિગ્રહ થએલો. તેને પરિણામે નેપાળ અને ગઢવાલની હાલની સરહદોની અંદર તેમને વારી લીધા અને છેવટની આ પશ્ચિમ પાંખ બ્રિટિશ હિંદમાં જોડી દેવામાં આવી.

આ પ્રદેશ આશરે પૂર્વપશ્ચિમ ૧૦૦ માઇલ થાય અને ઉત્તર દક્ષિણે પણ એટલો જ થાય. ઉત્તરમાં બરાબર આડી ધારે હિમાલયની ગિરિમાળા પડી છે અને આ પ્રદેશ તેના જ દક્ષિણ ઢાળનો અને તળેટીનો છે. એ ઊંચી ગિરિમાળાની ઉત્તરે જળસંચય અને તિબેટના સપાટ પ્રદેશો ૧૫,૦૦૦ ફૂટ પર છે. ગઢવાલમાં આવેલાં કેટલાં યે હિમશિખરો ૨૦,૦૦૦ ફૂટ જેટલાં છે. નંદાદેવી અને કામેટ તો વળી ૨૫,૦૦૦ ઉપર થાય છે.

ગઢવાલ વીંધીને જે રસ્તો તિબેટમાં પહોંચે છે તે ચાર મોટી નદીઓની ખીણોમાં પડ્યો છે. આ ચારે નદીઓ ગંગાની જ શાખાઓ છે અને એમાંની બે તો બહુ પવિત્ર મનાય છે. કેટલીક ખીણો તો અતિ ઊંડી છે અને કેટલીક જગ્યાએ ૪૦૦૦ ફૂટની ઊંચાઇએ હોવાથી ગરમ પ્રદેશની વનસ્પતિ ધરાવે છે. ખૂબી એ છે કે ત્યાંથી પાછાં દસ જ માઇલ દૂર ૨૦,૦૦૦ ફીટની ઊંચાઇએ હિમાચ્છાદિત શિખરો છે!

ગઢવાલી બેઠું પહાડી લોકમનો અસલ માનવી લાગે છે. કદે ટૂંકો પણ ચપળ અને કકડભસ છતા નીચેના મેદાની કરતાં રૂપાળો. કેટલાક તો માંજરી આંખો અને લાલચટાક સુરખીવાળા ગાલથી આબાદ યુરોપિયન લાગે.

ફ્લૅન્ડર્સ અને મેસોપોટેમિયામાં ગઢવાલી લશ્કરે જે નામ કર્યું હતું તેની પ્રતીતિ અહીંનાં રૂપાળાં અને મહેનતુ સ્ત્રી-પુરુષોને જોતાં તરત થાય છે. ખેતરનું કામ કે દળવા કરવાનું કાંઇ ન હોય ત્યારે અહીંની સ્ત્રીઓ ઘરના આંગણામાં નાનીનાની અસલી શાળો પર તેમના મરદોએ કાંતેલા ઊનનું કાપડ વણતી નજરે પડે છે. એકેએક મરદ પાસે ઊનનો લચ્છો અને ફિરકી હોય છે અને બકરાં ચરાવતાં કે માર્ગ કાપતાં તેનું એ ફેરકણું ફરતું જ હોય છે. દરેકે દરેકનું કાપડ ઘરકંતાઇ અને ઘરવણાટનું હોય છે. પણ આ કાંતવા વણવાની અનંત ક્રિયા ચાલુ છતા એકે જણ એવો ન મળ્યો કે જેણે પૂરાંપાધરાં કપડાં પહેર્યાં હોય અથવા થીગડાંની જરૂર ન હોય. કાં તો કપડું બહુ થોડું વણાય છે એટલે આખી જિંદગી સુધી એકનું એક પહેરાવવું પડે છે; અથવા તો જથ્થો થાય તે વેચી નાખવામાં આવતો હોય. તિબેટની સરહદ તરફ આ ખીણોના મુખ આગળ ભૂતિયા જાતિ વસે છે. તેઓ સહેજ જુદી જાતના



બરફ પીગળવાથી બે કાંઠામાં આવેલાં ધમધમાટ કરતાં ભાગીરથીના પાણી યાત્રાળુને અનેકવાર ઓળંગવાં પડે છે (F S Smythe)



હિંદુ પુરાણ કથા પ્રમાણે તો ગંગા (ભાગીરથી કે અલકનંદા)નું મૂળ ઊંચેથી સુંદર રીતે પડતા ગંગોત્રી ધોધમાં છે. પણ વસ્તુત: તો તે ત્રણ હિમગિરિઓના મુખમાંથી નીકળે છે એ ફોટામાં ચિત્રમાં બતાવ્યું છે (F.S. Smythe)

છે. તેમની રહેણી તો આ લોકોને લગભગ મળતી છે તેઓ તિબેટીઓમાંથે આવ્યાએ છે તે પરથી હિંદુ જેવા સુરત નથી એ સ્પષ્ટ છે. પણ આ છૂટછાટને લીધે તેઓએ તિબેટી વેપારમાં એકહથ્થુ ઇજારો કરી લીધો છે.

આ વેપારના વહેવારના માર્ગ ઊંચી કંદરો વચ્ચેથી નીકળે છે અને ત્યાં ઘેટાં અને બકરાં ઉપર જ ભાર જાય આવે છે. તેમાં ઘઉં, કાપડ વગેરે લઇ જાય અને ટંકણખાર અને ચાકની પૂછડીઓ વગેરે લાવે. નીચા-માં નીચી કંદરો ૧૬,૦૦૦ ફૂટ પર છે. શિયાળામાં બધો વેપાર બંધ થાય છે. મોટીમોટી બજારો ઉનાળે ઊઘડે. ભૂનિયાઓ ગજબના મજબૂત હોય છે.

વસ્તી થોડી છતાં જમીનનું ખેડાણ આશ્ચર્યકારક છે. ઢાળપડતી ટેકરીઓ પર પગથીઓ કોતરીને તેઓ પાક-ની જે ગોઠવણ કરે છે તેમાં ઉદ્યોગ ને અક્કલ દેખાઇ આવે છે.

ગાય, ભેંસ, ઘેટાં, બકરાં બધું તેઓ પાળે છે. તેમાંથી દૂધ અને ઘી ઉપરાંત કાપડનું ઊન અને ખેતીની મદદ પણ મળે છે. ઢોર વાહન માટે પે કામ લાગે છે અને તેમનું ખાતર પણ કામ લાગે છે. પાકમાં ચોખા, ઘઉં, જવ, બટાટા અને જુદીજુદી દાળો ખૂબ થાય છે. આ બધાની ખપત કાયમના યાત્રાળુઓના પ્રવાહમાં જ થઇ જાય છે. એ બધા હરદ્વાર આગળ જમા થાય છે. હવે આપણે પણ ત્યાં પહોંચી જઇએ.

હરદ્વાર એટલે પુરાણકાળથી જ્યાં દેવોનો વાસ મનાયો છે એવી ભૂમિનું દ્વાર. એ ભૂમિનો લગભગ એકેએક પર્વત, નદી, નાનું સરોવર કે શિખર કોઇ ને કોઇ પુરાણ દેવતાનું ધામ ગણાય છે. હરદ્વાર સુધી તો રેલવેનું સાધન છે, પણ પછીના પ્રવાસ માટે દરેક યાત્રિકે બે માસની પદક્રમણની તૈયારી કરીને જ આગળ વધવાનું હોય છે,—પછી ગંગોત્રી, કેદારનાથ કે બદરીનાથ ગમે ત્યાં જવું હોય. આ ત્રણ યાત્રાધામો જ ખરેખરાં દર્શનીય ગણાય છે. પછી કોઇને એકથી વધારે કરી લેવા ઇચ્છા હોય તો થઇ શકે, પણ દરેક એક જ કેન્દ્રથી સો સો માઇલની ત્રિજ્યા પરના વર્તુલ ઉપર આવેલાં છે વળી એકએકની વચમાં બરફ અને પહાડની ભીષણ આડો તો પડેલી જ છે. એ વટાવવા પ્રવાસીએ કેટલા યે દિવસ માટે પીછે કદમ અગર આસ્તે કદમ કરવી પડે છે.

રંક અને સશક્ત લોકો તો ચાલીને જ યાત્રા કરે છે. એવાઓ સાથે સામાનમાં કશું ભારરૂપ રાખતા નથી; પાસે એક જળપાત્ર, છત્રી ને પહાડી લાકડી જ હોય છે. અશક્ત અને વૃદ્ધ લોકો (તે પણ બધાં નહિ) ડાંડી કે ટોપલીમાં બેસી યાત્રા કરે છે. ડાંડી ચાર પહાડીઓ ઊંચકી લે છે, અને વચમાં ઝૂલતી બેઠકમાં યાત્રાળુ બેસે છે. ટોપલી કે કરંડિયો ઊભા ટબા જેવો હોય છે અને એક જ મજૂર તે ઊંચકી જાય છે. આ પહાડી મજૂરો ગઢવાલની પશ્ચિમે આવેલા તિહરીના રાજ્યના વતની હોય છે અને મજૂરીનો રોજનો એક રૂપિયો રળી જાય છે. તેમના કામની મોસમ પણ ટૂંકી હોય છે. બે માસ પૂરો થયા પહેલાં કોઈક જ પ્રવાસે નીકળે છે અને ઑગસ્ટના અંતમાં તો કોઈ જ મળતું નથી; એટલે આ મજૂરો માત્ર બે પૂરા ફેરા જ કરી શકે છે.

એવી વાતો પણ ઊડે છે કે આમ ટૂંકા વખતમાં પૈસા આગળથી લઈને કેટલાક મજૂરો યાત્રિકોને તોફાની ભેખડથી આગળ જ વહેતી નદીમાં ફંગોળી દઈને પાછા બીજું ભાડું મેળવવા આવી ઊભા રહે છે. તેઓ મનમાં સંતોષ લે છે કે યાત્રિકનું તીર્થધામમાં મૃત્યુ થવાથી તેને મોક્ષ અપાવ્યા મુજબ થયું!

આ માર્ગો પર પૈડાંવાળું વાહન તો નજરે પડવાનું જ નહિ; પણ ટટ્ટુઓનું જૂથ જઈ શકે છે. કેટલેક સ્થળે ઘણું જ ખરાબાવાળા તેમજ સીધાણ અને કઢંગી ધાર પરના રસ્તા છે; પણ તે ઘણું સાચવણવાળા છે અને કેટલાક પૂલો પણ ઠીક બાંધ્યા છે. જેમને સુખસગવડથી જવુંઆવવું હોય તેઓ બેસવાને તેમ જ ભાર વહેવાને ટટ્ટુઓ ભાડે મેળવી શકે છે. છતાં ઘણાખરા સાધન-સંપન્ન લોકો પણ યાત્રાનું પુન્ય લેવા પગપાળા જ જાય છે. આના દૃષ્ટાંત તરીકે અમે બદરીનાથથી પાછા ફરતા હતા તે વખતે નેપાળના રાજકુમાર અને રાજમાતા બંને પગે ચાલતાં અમને સામા મળ્યા હતા.

રોજની મજલ નવ માઈલની થાય છે અને તે પૂરી થતાં યાત્રિકોને ઉતારો કરવા જેવી સાદી જગ્યા અને જોઈતી સગવડ પણ મળી રહે છે. ઉતારો એટલે રસ્તાને કાંઠે જ બાંધેલી ઓસરીઓ અને સાધનમાં ઘાસની ચટાઈઓ જ. આ ઉતારાના માલિકોની દુકાન પણ હોય છે. ત્યાંથી યાત્રી સીધુંપાણી ખરીદે તે સાથે એક રાતનો વાસો કરવાની સગવડનો હક પણ



વિષ્ણુનું મંદિર (બદરીનાથ?) (F. S. Smythe)



ઉત્તરાપથની યાત્રામાં ઠેરઠેર મળતો આવો ગઢવાલનિવાસી તમને કદિ આળસુ તો જણાશે જ નહિ. જરાક નવરો પડ્યો કે પોતાની તકલી ઉપર ઊન કાંતવા માંડવાનો. (H. W. Tilman)

થોડે દૂર કેદારનાથનું ધામ છે. આ સંગમ આગળથી જતા રસ્તા ઉપર ચાર પૌરાણિક સ્થળો છેઃ દેવપ્રયાગ, રુદ્રપ્રયાગ, કર્ણપ્રયાગ અને વિષ્ણુપ્રયાગ.

શિવે કેદારનાથને પોતાનું ધામ કેમ બનાવ્યું તેની જે કથા પ્રચલિત છે તેનો વૃત્તાંત શિવના રુદ્રસ્વરુપ તત્ત્વની જોડે કેવી રીતે મેળ લે છે તે સમજાતું નથી. પોતાના શત્રુઓથી ભાગનાં સલામતી શોધતા શિવે પાડાનું સ્વરુપ ધારણ કરી પાતાળમાં માથું મારી ઊતરી જવા ધાર્યું, પણ પાછલી પૂછ બહાર રહી ગઇ. કેદારનાથ આગળ એક પહાડ છે તેને આ પીઠના સ્વરુપ જેવો માની ઘણા ભક્તજનો નમસ્કાર કરે છે. આસપાસમા નાનાનાનાં થોડાં દેવસ્થાનો છે. ખાસ કરી એ જ ખીણમાં ઉપર જતાં મદમહેશ્વરનું સ્થળ છે, પણ જે ધોધમાર વરસાદ ને ખરાબ રસ્તો વેઠી શકે તે જ ત્યાં જાય છે.



રસ્તાની બાજુએ બેઠેલા યાત્રાળુઓ. ગમે તેવા ધનિક પણ પગે જ સફર કરવાના. એમાં જ પુણ્ય છે. (F. S. Smiythe)

બદરીનાથ જવાનો રસ્તો વિષ્ણુપ્રયાગ આગળ જ્યાં અલકનંદા જોડે ધૌલી નદી મળે છે ત્યાથી એકદમ ઉત્તરે વળે છે. વિષ્ણુપ્રયાગમા તો એક દેવાલય અને થોડાં ઝૂંપડાં જ છે, પણ તેની નજીક એક જોષીમઠ છે. ત્યાનું મંદિર આ તીર્થોમા જૂનામાં જૂનું—એટલે કે લગભગ આઠમા સૈકાનું ગનાય છે. જોશીમઠ પહેલેથી જ કુમાઉંના રાજવંશનું પાટનગર હતું. તેના છેવટના વારસની એક રસિક કહાણી છે. તે રાજાનો અમલ એટલો આકરો ને જુલમી હતો કે તેને પોતાને કાયમ પોતાનું ખૂન થવાનો ભય રહેતો. અને તેની સામે જાતજાતની સાવચેતીઓ તે લેતો. એમાં એક તો એવી હતી કે જે પરથી તે દેશની કારમી ઊભી કરાડો અને ભયંકર ખીણોનો ખ્યાલ આવશે. તેની ડાંડી ઊપાડનાર નોકરોના ખભામાં લોખંડની જંજીરો જડી દઇ તેનો કડાંમાં ડાંડીની વળીઓ ભરાવવામાં આવતી કે જેથી તેઓ કદી ડાંડી સાથે તેને નદીમાં કે ખીણમાં ફગાવી શકે નહિ. પણ આમ છતાં યે તેની બધી જ સાવચેની એળે ગઇ કારણકે તેના



મને બેસાડો પણ ઓછા કામદાં નથી. બીજાં કાગકાજમાંથી નવરાં પડયાં કે મરદોએ કાંતી રાખેલી ઊન વણવા સાળ પર બેસી જવાનાં (H. W. Tilman)

શું થશે? અને કષ્ટ વેઠી યાત્રા કરનાર જેટલું એ દવાઇ યાત્રાનું પુણ્ય ગણાશે ખરું? એથી યે જો યાત્રાએ આવનારા વધશે તો કદાચ પુણ્યનો મહિમા ઓછો નહિ થાય?

બદરીનારાયણથી ત્રણ માઇલ ઊંચે 'માન' નામે ભૂતિયાનું ગામ છે. માન ખીણ ઉપર તિબેટનું વસ્તીવાળું આ છેવાડાનું ગામ છે. સેંકડો ફૂટ ઊંડી નેળના મથાળે પત્થરે છાએલાં ઘરોનો તે એક નાનો નેસ જ છે. એ ખીણની ખાચ એટલી તો સાંકડી છે કે કોઇકોઇ ઠેકાણે પ્રચંડ પત્થરોના ગડદાથી સામસામી જોડાઇ ગઇ છે. એ પથ્થરો બાજુના પર્વતો પરથી ગબડી આવેલા અને ખીણની નેળમાં સલવાઇ સજ્જડ થઇ ગએલા.

અલકનંદાનો મૂળ પ્રવાહ આમાંથી વહે છે, પણ અસલ તો ત્રણ માઇલ ઊંચે આવેલા ભગતખડક અને સતપંથના હિમશિખરોના ખોળામાંથી છૂટે છે. સતપંથના મથાળે અલકનંદા અને મદાકિનીના જળધારો છે. અમે એ ૨૦,૦૦૦ ફૂટ ઊંચી કદણ ધાર પાર કરી પાછળ કેદારનાથ પહોંચ્યા. આમ કરવાનો હેતુ એવો પણ હતો કે લોકોમાં વાતો ચાલતી હતી કે કેદારનાથ તેમ જ બદરીનાથનો એક જ પંડ્યો છે અને તે એક જ દિવસે બંને ઠેકાણે પૂજન આરતી કરે છે. એટલું સાચું કે એ બંને સ્થાન વચ્ચે સીધું અંતર વીસ માઇલનું છે, પણ એટલો પ્રવાસ કરતા અમને તો સોળ દિવસ થયા.

ભૂગોળને હિસાબે અલકનંદાનું એટલે કે ગંગાનું મૂળ ઉગમસ્થાન ભગતખડક—સંતપંથનાં હિમશિખરોના ખોળે છે, પણ હિંદુ કથામાં તેનો સંબંધ બરફના એવા રૂક્ષ પથરાળ નેળિયા કરતા વધારે સુયોગ્ય જગ્યા સાથે ગણ્યો છે. 'માન' ગામ અને આ પર્વતોની વચ્ચે, ખીણની ઉત્તરાદિ ઊભી કરાડ ઉપર દૂરથી પાણીનો એક સીધો ધારોડો કાળમીંઢ ખડકની દીવાલ પર પાતળી રૂપેરી પટી જેવો દેખાય છે. નીચે પડતા જ તે જલસીકર બની વેરાઇ જતો લાગે છે તેને પડખે લીલાછમ બેટ ઉપર એક જેવીતેવી દેરડી છે. તે પાણીના ધોધની એટલી પાસે છે કે ત્યાં પૂજા કરવા જનાર તેના પવિત્ર સ્રોતથી છંટકાઇ રહે છે. વિષ્ણુ ભગવાનના પગમાંથી કમળની નાજુક દાંડી પેઠે વહેતો આ ગંગાસ્રોત 'બાસદૂરા' જેવા સુંદર નામથી જાણીતો છે.

અનેક તીર્થોની પુરાણપવિત્રતાથી અને જે દશ્યોની વચ્ચે તે નિર્માયા છે તેની ભવ્યતાથી રસાએલો વાત્રિક ઉપરના સ્થળે તેના અનુભવોની સર્વોચ્ચ સ્થિતિ અનુભવે છે. શ્રદ્ધાળુ જનને અહીં લાગ્યા વિના રહે જ નહિ કે ભૂતકાળના પાપપુંજથી તે મુક્ત બન્યો છે ને આવિનો ભવ ટળ્યો છે. અરે, નાસ્તિક હોય તે પણ કહે કે એ ગિરિશિખરો ખરેખર ભક્તિભોગ્ય મંદિરો છે!

(Geographical Magazine (July 1935) માંના H W Tilmanના લેખ તથા તે સાથેનાં ચિત્રો ઉપરથી)



બદરીનાથમાંથી ચાંદનીમાં દેખાતું નીલકંઠનું શિખર (F.S Smythe)

# અખાડો

શરીરવિકાસનું વિજ્ઞાન ચર્ચતો વિભાગ

આ વખતે

## સુન્દર શરીરનો આદર્શ

આગળ ચર્ચે છે

નિરીક્ષક : શ્રી હરિનારાયણ આચાર્ય



મનુષ્યના સર્વાંગ સંપૂર્ણ સુન્દર દેહની કલાકારોની કલ્પેલી આદર્શમૂર્તિ

સુન્દર થવું કોને નથી ગમતું ? સુન્દરતાની ભૂખ તૃપ્ત કરવા મનુષ્યજાતે યુગેયુગે અનેક રીતે વલખાં માર્યાં છે. કેશસંસ્કાર, ધૂપરાગ, અંજન વિલેપન, વસ્ત્રાભૂષણ વગેરે પ્રસાધન સામગ્રીથી દેહને અલંકૃત કરવાના પ્રયત્નો કર્યા છે. આ બધાની પાછળ સૌન્દર્યનરવના પરોપભોગની વૃત્તિ કરતાં, શરીરને 'આકર્ષક' બનાવવાની મનોવૃત્તિ પ્રધાન હોવાથી, આવા પ્રયત્નો ઘણેભાગે કેવળ વ્યંડળલીલા જેવા ઉપહાસપાત્ર તથા બીભત્સદર્શન ને સુરુચિનો ભંગ કરનાર નીવડે છે. કારણ પ્રાણિમાત્રની યથાર્થ સુન્દરતા તો પ્રકૃતિએ ઘડેલા એમના અંગઉપાંગોના સંભારમાં તથા વાડચામ ને વાળપીંછાં વગેરેથી મઢેલી એની કાયાને સોંપે છે. જે કાયા સ્વાભાવિક જ સુન્દર નથી અર્થાત્ જે તે પ્રાણીને યોગ્ય વિકાસ રહિત, અપૂર્ણ ને વિકૃત છે તેના પર ગમે તેટલો ઉપકરણસંસ્કાર થાય તોયે એની સુન્દરતા આવવાની નથી. રોજ વગાને ફરતાં દરણ જૂઓ; કબૂતર, મોર, ઢેલા—કોઇ પણ પંખી લ્યો; એને કદી યે બાહ્ય અલંકાર સજતાં જોયા છે? દરણના ગળામાં હાર અને નેકલેસ, પગમાં બંગડીઓ અને ઊંચા એડીના બૂટ, સિંહની 'બૉબ્ડ' કરેલી કેશવાળી—આ જાતની કલ્પનામાત્ર ઉપહાસપાત્ર ગણાશે. તો પછી કેવળ વિવેકવૃત્તિને લીધે જ આ બધાથી ભિન્ન મનાતા મનુષ્યના દેહને આવાં અલંકરણ શોભાસ્પદ કેમ નીવડે ? છતાં આવા અલંકરણ જ આજે તો 'સુન્દરતા' મનાય છે, વસ્ત્રાભૂષણ અને કેશસંસ્કાર જ 'સભ્યતા'નું ચિહ્ન લેખાય છે, એ ઓછું શોકાસ્પદ છે! જે દિવસથી મનુષ્યે પ્રાકૃતિક જીવન છોડયું, પ્રાણીઓની નગ્ન રહેવાની નૈસર્ગિક રીત છોડીને વસ્ત્રાવલંબન કર્યું તે દિવસથી અખંડ દેહની સુન્દરતા ગૌણ બનતી ગઇ અને ચહેરાની શોભા તથા અંગોને શણગારવાની ટાપટીપ જ સૌન્દર્યસાર ગણાવા લાગી. આજે તો દરજી અને વાળંદ જ આપણી સુન્દરતાના વિધાતા બની બેઠા છે!

આ દશા છે ત્યાં શરીરને કેળવવાની, વ્યાયામ અને નૈસર્ગિક જીવનપ્રણાલિકાથી મનુષ્યશરીરની સ્વાભાવિક સુન્દરતા પ્રાપ્ત કરવાની વાતે કોણ સાંભળે ? આવી સુન્દરતા મેળવવાનો અભિલાષી રડ્યોખડ્યો કોઇ વ્યાયામપ્રેમી નીકળ્યો તો એ બીચારો પ્રેરણા પણ ક્યાથી મેળવે? એની આસપાસ તો જાડાં કુલ્લાં જેવા, ફાંદવાળાં કે સુકા વરખડાનાં ઝાંખરાં જેવાં દૂબળાં વિકૃત અંગવાળાં મનુષ્યપશુઓ મરવાની આળસે

જીવનાં નજરે પડે છે. એટલે જીવંત આદર્શના અભાવે એને પાષાણમાં ઉતારેલા પ્રાચીન કલાકારોનાં વીનસ, એપોલો કે મર્ક્યુરી, હર્ક્યુલિસ, ડિસ્કોબોલસ કે રેસલર્સ—વગેરેમાંથી પ્રેરણા મેળવતી રહી. સર્જનનો સ્પષ્ટ માર્ગ દર્શાવતી આ પ્રતિમાઓ સૈંકડો વર્ષોથી વ્યાયામપ્રેમીઓને અને કલાકારોને પ્રેરતી આવી છે.

પણ આવી પ્રતિમાઓ ઠેરઠેર વેરાએલી પડી નથી શરીરના અને પત્થરના શિલ્પીઓ દૂરદૂર દેશથી આવીને આ પ્રતિમાઓ અવલોકી પ્રેરણા મેળવી જાય એ સર્વાંશે અનુકૂળ નથી હોતું. વળી યુગેયુગે સર્જાએલાં અનન્યસાધારણ શિલ્પ, વિવિધ કલાકારોના કલ્પનાવિકાસના ફળ હોવાથી પ્રત્યેકમાં સૌન્દર્યનો અંશ નીરાળો હોય છે. આ વિસંવાદી સ્થિતિમાં કયું સર્વોત્કૃષ્ટ અને આદર્શ એ નક્કી કરવું દુષ્કર થઇ પડે છે.

કલાના ક્ષેત્રમાં આવી મૂંઝવણ વિનાશક નીવડે એ વાત લક્ષમાં રાખી, પ્રાચીન કાળથી કલાકારોએ મનુષ્યદેહની એક કાલ્પનિક મૂર્તિ સરજી છેઃ એવા હેતુથી કે આ કલ્પનામૂર્તિને આધારે શિલ્પવિધાયક પ્રતિમાઓ ઘડી શકે.

આ આદર્શમૂર્તિમાં પ્રધાન માપ મનુષ્યના માથાને ગણ્યું છે. માથું એટલે ખોપરીના ઊંચામાં ઊંચા ભાગ અને દાઢીના છેડા વચ્ચેનું અંતર. આ હિસાબે આદર્શ સ્ત્રીપુરુષની ઊંચાઇ ૭॥ માથા હોવી જોઇએ.

મનુષ્ય ટટ્ટાર ઊભો હોય ત્યારે હાથનાં ટેરવાં સાથળની વચ્ચોવચ્ચ અડકવાં જોઇએ.

એનું પગલું ૧ માથાથી સહેજ મોટું હોય.

શરીરની મધ્યરેખાઃ બે પગથી બનતા ત્રિકોણના શિરોબિન્દુ (સીવની) ઉપર જ પુરુષદેહની અને એથી સહેજ ઉપર સ્ત્રી શરીરની.

સ્તનાગ્ર અને દાઢી વચ્ચેનું અંતર=૧ માથું.

" " દૂંટી " " = "

સ્ત્રીશરીરમાં પહોળામાં પહોળો ભાગઃ શ્રોણિનાં હાડકાં (એટલે કે ૨ માથાં)ની પહોળાઇ જેટલો.

બે ખભા વચ્ચેનું અંતર=૧॥ માથું

ઢીંચણની ઢાંકણીથી મધ્યરેખા વચ્ચેનું અંતર
= " " પગના તળિયા સુધીનું "
= મનુષ્યની ૦। ઊંચાઇ.

માથાની મધ્યરેખા=આંખની સમાન્તર રેખા.

નાકની અધોરેખા=આંખથી દાઢી સુધીના અર્ધા માથાની મધ્યરેખા.

ભ્રમરથી દાઢી=નાસાગ્રથી કર્ણવિવર=ચહેરાની પહોળાઇ.

આંખ વચ્ચેથી આડી રેખા દોરતાં, એ રેખા પર આખા ચહેરાના પાંચ ભાગ=પાંચ આંખો.

નાકની કમાન=૧ આંખ

આંખના છેડેથી વાળ સુધી, બે બાજુનો દરેક ભાગ=૧ આંખ

બંને નસકોરાં ભેગાં=૧ આંખ

મોં-હોઠની લંબાઈ=૧॥ આંખ

નાકની કમાનથી નાસાગ્ર વચ્ચેની લંબાઇ=૦। માથું

કાનની લંબાઇ=૦। માથું

ખભાથી આંગળાંના મૂળ સુધીના ભાગનું મધ્યબિન્દુ=કોણીનો છેડો

પંજો—આંગળાંનાં ટેરવાંથી કાંડા વચ્ચેનો ભાગ= ૧ માથું.

પ્રતિમાવિધાયકોનો આ આદર્શ, દેહનો વિકાસ કરવા ઇચ્છનારને પ્રેરક નહિ નીવડે; કારણ એક તો એનાં ધોરણ બધાં ય હાડકાંની લંબાઇ પર જ નિર્ણીત થએલાં હોવાથી અને હાડકાંની લંબાઇ ઓછીવત્તી કરવાનું મનુષ્યશક્તિથી પર હોવાથી વ્યાયામપ્રેમીને એ નિરુપયોગી છે. વળી આ આદર્શના સંપૂર્ણ પ્રતિબિમ્બ જેવો મનુષ્ય હજુ ઉત્પન્ન થયો નથી, એટલું જ નહિ પણ હજારોમાંથી એકાદ પણ મનુષ્ય એકાદ અંશે પણ આ આદર્શને ભાગ્યે જ પહોંચી શકશે. એટલે આવાં આકાશકુસુમની પાછળ શ્રમ કરવો મિથ્યા છે.

વ્યાયામના ક્ષેત્રની વાત જુદી છે. વિવિધ પ્રતિમાઓનાં વિસંવાદી રૂપલક્ષણ કલાકારોને ભલે મૂંઝવનારા નીવડે, પણ વ્યાયામપ્રેમીને તો એ વિસંવાદ જ પરમોપકારક છે. કારણ પરસ્પર ભિન્ન સ્વરૂપ દર્શાવનારી, એપોલો, હર્ક્યુલિસ, ડિસ્કોબોલસ, મર્ક્યુરી, થાસીઅસ વગેરેની વિવિધ પ્રતિમાઓમાંથી દરેક મનુષ્ય પોતાના શરીરના બંધારણને અનુકૂળ આદર્શ અવશ્ય મેળવી શકે છે. કોઇ પણ બે મનુષ્યનાં શરીરના અસ્થિમંડપ એક જ જાતનાં નથી હોતા એટલે જ બધા મનુષ્યો માટે 'એક' જ આદર્શ સૂચવવો એ અજ્ઞાનતા છે.

દૃષ્ટાન્ત તરીકે એપોલો બેલ્વેડીઅરની વિશાળકાય

છતાં માર્દવયુક્ત પ્રતિમાનો અંગવિન્યાસ નીચે દર્શાવ્યો છે: એને પડખે 'એપોલો' જેવી જ શરીરરચના (અર્થાત્ પાતળાં હાડકાં) વાળા જીવંત મનુષ્યનાં માપ આપ્યાં છે:

અ

| | એપોલોની પ્રતિમા | એપોલો જેવો પુરુષદેહ |
|---|---|---|
| ઊંચાઇ | ૭' | ૬' |
| ગરદન | ૧૮॥" | ૧૬" |
| છાતી | ૪૫" | ૩૮॥" |
| દંડ સીધો | ૧૫॥" | ૧૩॥" |
| કાંડું | ૯॥" | ૮½" |
| કેડ | ૩૬" | ૩૧" |
| ફૂલા | ૪૨" | ૩૬" |
| સાથળ | ૨૭" | ૨૩" |
| પીંડલી | ૧૮" | ૧૫॥" |
| ઘૂંટી | ૧૧" | ૯॥" |

આને પડખે, હર્ક્યુલિસની ભીષણકાય પ્રતિમાના આદર્શ પર ઘડાએલો, ભારે કલેવર (જાડાં હાડકાં)વાળો વિરાટ પુરુષદેહ મૂકો:

આ

દંડ, પીંડલી: ઊંચાઇના ૨૭%.થી ૩૦%.
ગરદન: ઉપરથી સહેજ મોટી
સાથળ: ૩૫%.થી ૪૦%.
છાતી: ૭૦%. (૬' ની ૫૦.૪"!)

બંને સરખાવો. એપોલોની પ્રતિમામાં માર્દવ, પ્રતિભા, સુરેખતા અને લાવણ્ય છે, પણ એની છાતી ઊંચાઇના પ્રમાણમાં નાની હોવાથી એનામાં સહજ સ્ત્રૈણભાવ–'પાતળિયાપણું' નો અંશ દેખાય છે. જ્યારે હર્ક્યુલિસમાં તો શરીરનો વિકાસ કેટલો શક્ય છે એ પરાકાષ્ઠા દેખાડવાનો જ પ્રયત્ન સ્પષ્ટ છે.

આ બંને મર્યાદાની વચ્ચે સર્વગુણસંપન્ન, સર્વાંશે આકર્ષક અને નખશિખ સંપૂર્ણ મર્દાનગીભરેલો દેહ થીસીઅસની પ્રતિમાનો છે. એપોલોના માર્દવ અને હર્ક્યુલિસના દુર્ધર્ષ તેજનો સુન્દર સમન્વય એમાં કરેલો છે. સર્વ અંગોની 'સુસંહતિ' balance એ મુદ્રાની છાપ એમાં દેખાય છે. આપણા 'સિંહસ્કન્ધ-કટિ-ગ્રીવા'નો આદર્શ એમાં પ્રતિબિમ્બિત છે. આ આદર્શથી ઘડાએલો મનુષ્યદેહ આવો હોય:

ઇ

છાતી: ઊંચાઇના ૬૩%.
દંડ: પ્રકોષ્ઠ કરતાં ૨૦%. વધારે
,, આકર્ષિત: છાતીનો ⅜
પ્રકોષ્ઠ: કાંડાનો ૧½
કેડ: છાતીથી ૮" કે ૯" ઓછી
સાથળ: ઊંચાઇના ૩૫%. અગર ફૂલાનો ⅝
પીંડલી: સાથળથી ૭" કે ૮" ઓછી અગર સાથળનો ⅔

ભિન્ન ભિન્ન શરીરરચનાને લીધે, વાસ્તવિક તો એ છે કે દરેક મનુષ્ય પોતે જ પોતાનો આદર્શ હોવો જોઇએ. આદર્શનો અર્થ એટલો જ કે શરીર કેળવનાર વ્યક્તિ, શ્રમ કરતાંકરતાં આગળ વધે, વધતાંવધતાં આદર્શ 'જેવી' સ્થિતિએ પહોંચે: એટલેકે એનો દેહ સર્વાંગ સપ્રમાણ વિકસિત અને સુન્દર બની ગયો હોય અને પછી એને વિશેષ મહેનત કરવાની ન રહે. પરંતુ આવો આદર્શ જાતે નક્કી કરવામાં આરંભે જ પ્રત્યક્ષશારીર—ઍનૅટૉમી અને અંગઉપાંગોના હલન-ચલનના શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ તથા શોધક બુદ્ધિ જોઇએ છે. શરીર ઘડનારામાંના મોટા ભાગને આવા અભ્યાસનો અવકાશ જ નથી હોતો, એને લીધે એમના માટે પોતાનો આદર્શ જાતે 'ઉત્પન્ન' કરવાનું સુલભ નથી બનતું. માટે શરીર કેળવનારને એપોલો વગેરેના આદર્શને જ અવલંબવાનું સરળ અને હિતાવહ છે. આ ઉપરાંત સૅન્ડો, એપોલૉન, હૅકૅન્સ્મીટ, સ્ટીનબૉર્ન, ક્લીન, આર્કો, મૅટીસેક વગેરે જેવા નરવરોનાં શરીર—માપનો અભ્યાસ પણ આદર્શ નક્કી કરવામાં આવશ્યક છે. એ અભ્યાસથી આવા આદર્શ નક્કી કરી શકાય:

ઈ

| ઊંચાઈ | ૫'૪" | ૫'૬" | ૫'૮" |
|---|---|---|---|
| વજન | ૧૪૫ રતલ | ૧૬૦ રતલ | ૧૭૫ રતલ |
| ગરદન | ૧૫॥" | ૧૬" | ૧૬॥ |
| છાતી | ૩૯" | ૪૧" | ૪૩" |
| કટિ | ૨૯" | ૩૧" | ૩૨" |
| દંડ | ૧૪॥" | ૧૫" | ૧૬" |
| પ્રકોષ્ઠ | ૧૨" | ૧૨॥" | ૧૩" |
| કાંડું | ૭" | ૭॥" | ૭॥" |
| ફૂલા | ૩૩" | ૩૪" | ૩૬" |

| સાથળ | ૨૨" | ૨૩" | ૨૪" |
|---|---|---|---|
| પીંડલી | ૧૪" | ૧૪॥" | ૧૫" |

શરીરના વિકાસનો મુખ્ય આધાર હાડકાંની લંબાઇ અને જાડાઇ ઉપર છે. ખાસ કરીને હાંસડી અને ફૂલાનાં હાડકાં આવા વિકાસ પર ભારે અસર કરે છે. આ સંબંધમાં એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. શરીરના આકર્ષણ અને પ્રતિભાની દૃષ્ટિએ તો ઠીંગણા કરતાં ઊંચા માણસનો વિકાસ વધારે સરળ અને આંખને હારનારો નીવડે છે છતા આથી 'તાડના ત્રીજા ભાગ' જેવા લંબુસોએ ખુશ થવાનું નથી. અહીં જેને 'ઊંચા' કહ્યા છે તે ૫'૮" થી ૫'૧૦"ના ગાળાના. સદ્દભાગ્યે (!) આપણા ગુજરાતમા ઊંચાનીચાઓ વચ્ચે આવી સ્પર્ધાનો અવકાશ જ નથી! કારણ હવે આપણે ત્યાં 'ઊંચા' જનો છે જ ક્યાં? આજે તો બધે 'વેંતિયા' નજરે પડે છે. આ વેંતિયાને પણ એક ફાયદો છે. વિકાસ અર્થે એમને ઊંચાઓ જેટલો શ્રમ કરવો પડતો નથી અને અલ્પ શ્રમે વહેલી ફળપ્રાપ્તિ થાય છે! વળી કેવળ છબી જોતા ઊંચાનીચાનો ભેદ દેખાતો નથી. માત્ર આપણા સમાજની કલુષિત આંખે જ કેવળ ઊંચાઓ સૌન્દર્યપાત્ર ગણાયા છે. એમાં વાંક ઠીંગણાઓના વિકાસનો નથી, પણ એમના કદનો છે. બળપ્રાપ્તિમાં તો બંનેને સરખો જ અવકાશ છે. ૫'૬"ના પ્રો. રામમૂર્તિની તોલે ભલભલા ૬', ૬'–૬" ઊંચાઇ વાળા પણ આવી શક્યા નથી.

એક વખત એવો હતો કે જ્યારે હું શરીરનાં માપ પર ગાંડો થઇ જતો દુનિયાના ગમે તે પ્રસિદ્ધ પહેલવાનોના માપ ધાણી ફૂટે એમ હું કડકડાટ બોલી શકતો. શરીરની દર્શનીયતા કે બલવત્તાનુ ધોરણ મારા હિસાબે મોટાં માપ એટલે ભારે સ્નાયુઓ જ હતા. એને ઘણાં વરસ થયા. આજ એ મોહ અને એવી તલ્લીનતા નથી રહી. એટલે સુધી કે હવે મને મારાં પોતાનાં માપનું પણ પૂરૂ ભાન નથી. અભ્યાસ અને અનુભવને યોગે મારા વિચાર બદલાયા છે. શરીરની સુન્દરતા કેવળ માપને બદલે સર્વાંગ સંપૂર્ણ વિકાસ-જન્ય રમણીયતામાં જ છે અને એની કસોટી આપણી 'આંખ' છે એમ માનતો હું થયો છું. ફૂટપટ્ટીની રજ પણ મદદ નથી લેતો, છતાં કોઇ પણ વ્યક્તિના કેવળ બેચાર જાતના ફોટો જોઇ મને એના શરીરના વિકાસની ઊણપો તરત ધ્યાનમા આવી જાય છે.

આનો અર્થ એવો નથી કે હું માપમાં માનતો જ નથી. આમ કરૂં તો મારા જેવો અંધ કે મૂર્ખ બીજો કોઇ ન ગણાય. મારા કહેવાનો આશય એટલો જ છે કે માપ પ્રત્યે મને પહેલાંના જેવી તાલાવેલી નથી રહી. એનું કારણ એ કે 'શરીરની સર્વાંગ દર્શનીયતા એ જ વિકાસની પરાકાષ્ઠા' એમ હું દઢપણે સ્વીકારૂં છું. એટલે જ મને standard measurements નો પણ મોહ નથી. શરૂઆત પૂરતાં એ બધાં સ્વીકાર્ય—અનિવાર્ય છે, પણ એ જ અંતિમ ધ્યેય ન હોવું જોઇએ એ કહેવાનું તાત્પર્ય છે.

આ લેખમાં માપના જે ધોરણ આપ્યાં છે તે માત્ર માર્ગદર્શન કરાવવા પૂરતાં જ. 'પોતે જ પોતાનો આદર્શ હોવો જોઇએ' એમ કહેવામાં મારો હેતુ એ હતો; અર્થાત્, આ 'ધોરણ' નજર આગળ રાખી ને શરીરવિકાસ માટે પુરુષાર્થ કરવાથી કદાચ એ 'ધોરણ'ને તો પહોંચી શકાય; પરંતુ એથી શરીર સાંગોપાંગ સુરેખ અને સુન્દર બન્યું જ હોય, એ ચોક્કસ કહેવાય નહિ. આનો અર્થ એટલો જ કે વિકાસના ક્રમની અમુક હદ ઓળંગ્યા પછી, આદર્શ મૂર્તિની કેવળ 'દર્શનીયતા'ને જ નજર આગળ રાખી અવશિષ્ટ વિકાસ સાધવો પડે છે. વિચારવાન વ્યાયામવિશારદ આટલે દરજ્જે પહોંચે કે એને પોતાના શરીરને—શરીરના બાંધાને અનુકૂળ આદર્શ મૂર્તિ કલ્પતાં વાર નહિ લાગે.

ઉપર આપેલાં કોષ્ટકોમાં મને પોતાને 'ટ' ધોરણ પૂર્ણરૂપે સ્વીકાર્ય છે, પણ એની અંધ ઉપાસના હું કરતો નથી અને કોઇ ન કરે એમ હું ઇચ્છું છું.

મનુષ્ય 'પશુ'ના પૂર્ણવિકસિત અનાવૃત્ત દેહની નિર્મળ સુન્દરતાનો સ્વયંભૂ રસ જેણે ચાખ્યો છે એને તો આવાં માપની પરવા નથી રહેતી. એની તો 'આંખ' જ આદર્શને માપી શકે છે. આવી આંખ કેળવવાનું અઘરૂં નથી. થોડા અભ્યાસ અને અનેકવિધ અનુભવથી—અવલોકનથી રૂપરેખાંકિત ચિત્રો, શિલ્પ કે સ્થાપત્યનો રસાસ્વાદ જેમ ભોગવી શકાય છે, અધમ ઉત્તમ ચિત્રાદિનો વિવેક સહેજે કરી શકાય છે, તે જ પ્રમાણે આદર્શરૂપ મનાએલા જીવંત પુરુષદેહના અનેકવિધ ફોટોગ્રાફ તથા પાષાણ પ્રતિમાઓના સતત અવલોકનથી, એમનાં અંગોના વિકાસના પરસ્પર

સાદશ્ય અને ભેદના વિવેચનથી તથા સ્નાયુઓ અને પેશીઓના પરસ્પર સંબંધ અને આકુંચન-પ્રસારણ-જન્ય ગતિ વગેરે ધર્મોના અભ્યાસથી માનવી સુન્દરતા ભોગવવાની નજર કેળવાય છે. આવા જ્ઞાન અને અનુભવ-સામગ્રીથી આદર્શ શરીરની સુલભ કલ્પના કરી શકાય છે.

આવી 'આંખ' કેળવતાં જ, સંસ્કૃત અને સભ્ય મનાતા જનો આજે મનુષ્યના નગ્ન દેહના અવલોકનમાં જે બીભત્સતા, ઘૃણાસ્પદ વિકારદષ્ટિ અને વાસના-લોલુપ મલીન બુભુક્ષા જુએ છે, એને સ્થાને પ્રકૃતિને ખોળે નિઃશંક નિર્બંધ વિહરતા, પૂર્ણ વિકાસવાળા, લિંગભેદ રહિત મનુષ્યદેહની અદ્ભુત સુન્દરતાનો અમાપ આનંદ મેળવી શકાય છે; જેવો આનંદ સ્વચ્છંદ વિચરતી હરિણપંક્તિ કે મદોન્મત્ત સિંહવ્યાઘ્ર અથવા સ્વયવૃત્તિ ગજરાજને જોતાં થાય છે.

આવા અપૂર્વ આનંદ ખાતર જ જે શરીર નથી કેળવાતું, જે વિકાસનો હેતુ કેવળ પ્રતિપક્ષીને ડરાવવાનો કે નિર્દોષોને, નિર્બળોને પીડનારી ગુંડાબાજી કેળવવા પૂરતો જ છે, શરીરની વાસનાહીન સુન્દરતાને ભોગવવાને સ્થાને, જે બળ અને સુન્દરતાનો ઉપયોગ કે હેતુ માત્ર વિષયતૃપ્તિ વધારવા કે વાસનાના રંગરાગ બદલાવવા અર્થે જ છે, એવો વિકાસ કદી ય ગૌરવદાયક નથી. આજે મુડદા જેવાં નમાલાં મનુષ્યો પણ વાસના-તૃપ્તિ ક્યાં નથી કરતાં? એવું જ જો હોય તો પછી બીભત્સ મુડદાલ શરીર અને પ્રચંડ શક્તિશાળી પૂર્ણ વિકસિત દેહ વચ્ચે ભેદ જ ક્યાં રહ્યો?

એટલે જ મારો આગ્રહ છે કે શરીર કેળવવામાં 'લિંગભેદ' ભૂલી જવો જોઈએ. માત્ર સર્વાંગસુરેખ વિકાસ ખાતર જ પ્રયત્ન કરવો જોઈએ. એ પ્રયત્નમાં, એની પૂર્ણતામાં જે આનંદ છે એવો વિકારની નજરે નથી મળતો. નિઃશંક ફરતી સારસપંક્તિને અવલોકનારને, એની ગર્વપૂર્ણ રૂપસામગ્રીને અનુભવનારને ઘડીભર પણ વિચાર આવશે ખરો કે આ નર છે ને આ માદા છે? આ નર ઓછો સુન્દર છે ને માદા ભારે મુગ્ધ કરનારી છે? મનુષ્યશરીરનો પણ આવો નિર્લિંગ આનંદ ભોગવવો અશક્ય નથી. પ્રાચીનો આવો જ અમાપ આનંદ ભોગવતા: એની સાક્ષી એમનાં શિલ્પ પૂરે છે આવા નિર્લિંગ આનંદની ખાતર જ શરીરવિકાસ સધાય, એમાં જ હું આ લેખમાળાની સફળતા માનું છું.

* * * *

ઘણી વખત મેં જોયું છે કે વ્યાયામ કરનારને શરીરનાં માપ લેતાં આવડતું નથી. એવાને માર્ગદર્શન પૂરતી થોડીક સૂચના અસ્થાને નહિ ગણાય.

ગરદનઃ માથાનો ભાર ઝીલી ન શકાતો હોય તેમ માથું ખભા વચ્ચે પેસાડી દઈ ગરદન દબાવી ન દેવી; તેમ જ ઊંટની પેઠે ખેંચીને લાંબી પણ ન કરવી: પણ સામી નજરે જોતાં, ગરદન સ્વાભાવિક રીતે ટટાર રહે તેમ રાખી, પાતળામાં પાતળા ભાગનું માપ લેવું.

દંડઃ બે રીતેઃ હાથ સીધો લટકતો રાખીને તથા દંડ ફુલાવીને.

પ્રકોષ્ઠઃ હાથ સીધો રાખી, કોણી નીચે, મોટામાં મોટા ભાગનું માપ.

કાંડું: મૂઠી વાળીને (૧) હાડકાના ટેકરા પરથી; (૨) વળી પાતળામાં પાતળા ભાગેથી.

છાતીઃ ટટાર ઊભા રહીને ડીંટડીઓ પરથી, નિયમિત શ્વાસોચ્છ્વાસ કરતાં માપ લેવું. ફુલાવેલી છાતીનું માપ બે રીતે લેવાય છેઃ (૧) ગરદના પૃષ્ઠચ્છદ (લૅટિસિમસ ડૉરસી) સ્નાયુઓને પ્રસારીને બગલના મૂળમાંથી માપ; (૨) કેવળ શ્વાસથી જ ફેફસાં ભરીને, સમ સ્થિતિમાં ઊભા રહી, સ્નાયુના પ્રસારણની મદદ લીધા સિવાય, ડીંટડી પરથી લેવાતું માપ. બંને રીતમાં હાથ ટટાર લટકતા રાખવા.

પેટઃ ટટાર ઊભા રહી, પેટ ફુલાવ્યા વિના, (૧) ડૂંટી પરથી ફરતા ઘેરાવાનું; (૨) પેટના પાતળામાં પાતળા ભાગે ઘેરવાનું.

કુલાઃ પાછળ મોટા ભાગે આસનના લોચા પરથી પડખાનાં હાડકાંના મોટા ભાગે.

સાથળઃ (૧) સાથળના મૂળથી (૨) સાથળ વચ્ચે મોટામાં મોટા ભાગે

પીંડીઃ મોટામાં મોટા ભાગેથી.

ઘૂંટીઃ (૧) હાડકાંના ટેકરા ફરતી; (૨) નાનામાં નાનો ઘેરાવો.

* * * *

કુમાર અંક ૧૪૯ પાન ૨૬૨ પરના પાંચમા પ્રશ્નનો ઉત્તર ૯૧ મળી જાય છે.

જળજંગલની જીવસૃષ્ટિનો પરિચય કરાવતી લેખમાળા

# વનવગડાનાં વાસી

## વર્ષાના બે પૂજારી



બપૈયો

મારી પત્નીની અસ્વસ્થ પ્રકૃતિને લીધે હમણા અમે શહેર બહાર આઘે રહેવા આવ્યા છીએ. માણસનો સહવાસ છોડયો, પણ વગડાનાં પશુ-પંખી થોડાં છોડયાં છોડાય છે? એટલે અમારા ઘરને ફરતા આમલી અને લીમડાના ઊંચા ઝાડની ઘમ્મર ઘટામા પંખીઓની જબ્બર જમાત જામી છે. એક બુલબુલે તો અમારા રસોડામા પેસી જઇ, મોભે બાંધેલા છીંકાની દોરીએ લટકતો સરસ માળો બાંધી અંદર બે ઇંડા મૂકયા છે: ચણી બોર જેવડા, આછા ગુલાબી પેટા પર ઘેરા બદામી છાંટણાવાળા. અમારા આગણાની એકહથ્થુ સત્તા ભોગવતાં કાકડિયા કુંભાર દંપતી સંવનનની મસ્તીમા મેંદીની ઊંચી વાડની ઘટામાં આખો દિવસ સતાકુકડી રમ્યા કરે છે. ઘેરા નાદે આખું ઘર ગજવી મૂકતા ચિત્રગ્રીવ કપોત[1], પાસેના કથેરના ઝાળામા નીડારંભની ભારે ધમાલમા પડયા છે. રોજ સાંજ પડે છે ને હજારો હુડાના ટોળા સામેના વિશાળકાય મહુડા અને આંબાની ઘટામા રાત ગાળવા આવે છે. એમના હરિત વાન પાદડાના રૂપરંગમા એવાં તો ભળી જાય છે કે ભારે દૂરબીનથી જોતા પણ પાન ઓઠેથી એ જડતાં નથી. અમારી બારીના એક ખૂણામા કરોળિયાએ ધામા નાખ્યા છે. રોજ રાત પડે ને એ જાળ બાંધે. બારી વચ્ચોવચ, સુંદર, સુઘડ. સવાર થાય કે એ સંકેલી લે. રાતે અગાશીમા હું વાચતો બેઠો હોઉં. વીજળીના અજવાળેથી ખેંચાઇને કૂદા ઊડતા આવે. એમના સ્વાદલોભી કોઇ કોઇ રઢીલા વાણિયા[2], પડમાકડી[3] અને તીનીઘોડા[4] પણ ભેગા આવે. માકણિયાં (જીવડાં)નો તો પાર નહિ. બારીમાંથી આવતાં આવતાં નાનાં કૂદાં પેલી જાળમા સપડાય. કરોળિયો નીરાંત જીવે એમને આરોગતો જાય. રાત વીતે કે લીલા સંકેલી લઈ હેઠા હૈયે બારીના ખૂણામાં ભરાઇ બેસે ને આખો દિવસ ઊંઘમા કાઢે. રાત પડે કે પાછો તૈયાર.

કોયલો તો ઘર પછવાડેનાં આમલી–લીમડાની ડાળે ડાળે ગાન કરી રહ્યા છે. બપોરે હું રસોઇ કરવા બેસું ને રોજ એક કાગડી આવે. એની પાછળ કોયલના ચાર ખાસાં પુખ્ત ઉમરનાં બચ્ચાં હોય: બે ભાઇ અને બે બહેન. આખો દિવસ આ બચ્ચાં એમની આ ધાવમાની પૂઠે ફર્યા કરે છે. ચીસો પાડતાં, ખાવાનું માગતા આ કોયલશિશુ ગરીબ કાગડીને રજ પણ ચેન પડવા દેતાં નથી. આ ડાળેથી પેલી ડાળે કાગડી ઊડતી જાય, એને ઘેરીને બચ્ચાં પણ ડાળેડાળે ફરતાં જાય. કંઇક દયાથી અને કંઇક કુતૂહલવૃત્તિથી રોટલીનો એકાદ ટુકડો હું નાખું. કાગડી ચાંચમા ઉપાડે ન ઉપાડે ત્યાં તો એની પાસેથી પેલાં બચ્ચાં ખાઇ જ ગયાં હોય ને! આટલો ભૂખમરો, આટલો રંજાડ, છતાં ન તો કાગડી ચીડાએલી દેખાતી કે ન એ બચ્ચાંને તરછોડતી મેં જોઇ. અચરજ તો એ છે કે કાગડી છે સ્વભાવે માંસભક્ષક: જ્યારે કોયલ તો કેવળ[5] ફલાહારી પંખી. છતાં કોયલનાં બચ્ચાંને ઉછેરવા કાજે કાગડી શોધીશોધીને વનસ્પતિનો જ ખોરાક લાવતી! શી વિવેકવૃત્તિ! કેટલું પરોપકારી માનસ! 'ઘગ્ગડ...કું' 'ઘગ્ગડ...કું' નાદે કૂજતાં પારાવત, 'પાતિ...યા' 'પાતિ...યા' સ્વરે લહેકો કરતી મેના . . . . .

—પણ આ બધું તમને કહેવા બેસું તો તંતે

---

1 *Spotted Dove*

2 Dragon-flies

3 Praying Mantis

4 *Hoppers*

5 એના વંશનાં બીજા બધાં (ચાતક, બપૈયો વગેરે) માંસાહારી

નહિ આવે; એટલે હવે માત્ર મારાં બે જ પાડોશીનું ઓળખાણ કરાવી સંતોષ માનીશ. બંને છે કોયલનાં પીતરાઇ, Cuculidae વંશનાં. એટલે કોયલ જાતની વિશેષતા બંનેમાં દેખાય: દેહ જેવડી કે દેહથી યે લાંબી પૂછડી. કોયલ પેઠે બંને 'પરભૃત': પારકા પાસે બચ્ચાં ઉછેરાવનારાં. પણ રૂપેરંગે તો બંને સામી પાળે બેસનારાં; એક કોયલ વંશમાં સૌથી સોહામણું: બીજું બધાંથી કદરૂપું. રૂપાળું તે ચાતક: બેડોળ તે બપૈયો.

**ચાતક**

ચાતકનું અંગ્રેજી નામ Pied Crested Cuckoo.* સંસ્કૃતમાં એને સારંગ પણ કહે છે. ભાવનગર તરફ એ 'મોતીડો' નામે ઓળખાય છે. એકાદ ફૂટ જેવડો દેહ. પૂછડી આઠ આંગળ લાંબી. કાગડાથી નાની, પણ પોપટથી મોટી પાતળી કાયા. રૂપે એ દેવચકલી જેવું લાગે. ઉપરનો રંગ કાળો ચળકતો. પાંખમાં દૈયડ પેઠે પહોળો સફેદ પટ્ટો. પૂછડીનાં પીછાંના છેડા ધોળા. બાકીનું શરીર—દાઢી, ગળું, છાતી, પેટ વગેરે શ્વેતરંગી. ચાતકની વિશેષતા: એના માથા પરની ત્રિકોણાકાર કાળી શિખા, બુલબુલની ટોપી જેવી. એને લીધે એ 'શાહી બુલબુલ' નામે પણ ઓળખાય છે. પગે ચાર આંગળાં: બે આગળ, બે પાછળ. પાંખ કાળી. આંખ લાલ બદામી. પગ સીસાના જેવા, મેલા આછા આસમાની રંગના. નરમાદા દેખાવમાં એક જાતનાં: કોયલની પેઠે જુદાજુદા રૂપવાળાં નહિ.

ચાતક યાયાવર (migratory) પંખી છે. ભારત વર્ષનાં યાયાવર પંખીઓના ત્રણ વિભાગ કરી શકાય:

૧ ખરાં યાયાવર: આ વર્ગનાં પંખીનાં બચ્ચાં હિંદુસ્તાન બહારના પ્રદેશોમાં જ જન્મે છે. દા.ત. કુંજ.

૨ સામાન્ય યાત્રી: આ વર્ગનાં પંખીના માળા હિમાલયમાં હોય છે. દા.ત. હંસ.

૩ સ્થાનિક યાત્રી: આવાં પંખી ભારતવર્ષમાં જ રહેનારાં છતાં ઋતુભેદે આંતરપ્રાન્તીય યાત્રાઓ કરે છે. એમની પ્રજોત્પત્તિ દેશમાં જ થાય છે.

ચાતક આ ત્રીજા વર્ગનો યાત્રી ગણાય. આપણે ત્યાં એ ચોમાસાના આરંભમાં આવે છે. સમગ્ર વર્ષાકાળ અહીં વ્યતીત કરીને શરદ અને હેમંતના વચલા ગાળામાં પાછી વિદાય લે છે. એના આગમન અને નિવર્તનકાળના નિશ્ચિત જ્ઞાનને અભાવે આ પંખીની ઋતુચર્યા આખા ભારતવર્ષમાં સમસ્યારૂપ થઇ પડી છે. ઉત્તર ગુજરાતમાં મેં એને જૂન છઠ્ઠીથી નવેમ્બર છઠ્ઠીના જ ગાળામાં જોયું છે.

વર્ષાઋતુ એનો ગર્ભાધાનકાળ. આ પ્રસંગની એની વિહ્વળતા અને ઉન્માદજન્ય થનગનાટ અત્યંત મનોરમ હોય છે. વર્ષા આવે, નભોમંડળ નવીન જળભર મેઘથી આચ્છાદિત બને એવે વખતે, વૃક્ષની ઊંચી ટૂંકની ડાળે બેસી, મીઠા સ્વરે ચાતક વર્ષાનું સ્વાગત કરતો હોય—એ અત્યંત રમણીય દૃશ્ય છે. આ ચિત્ર જોયા પછી ભુલાતું નથી. એના કંઠસ્વરનો પરિચય કરવો હોય તો એને ઊડતો જોવો જોઇએ. આ ડાળેથી પેલી ડાળે, એક ઝાડથી બીજે ઝાડ, એમ ભમતો એ અનવરત ગાનથી આખું વાતાવરણ ગજાવી મૂકે છે.[૧] એનાં

---

* શાસ્ત્રીય નામ Clamator Jacobinus.

૧ બપૈયો અને કોયલ બેઠાં હોય તોપણ બોલે છે, જ્યારે ચાતક માત્ર ઊડતાં જ બોલે છે. બેઠો હોય ત્યારે બોલતો નથી




એક માણસ હજ પઢવા નીકળ્યો. એક એક ડગલે બે દંડવત કરતો એ ચાલતો હતો, ને એવો તન્મય હતો કે પગમાં કાંટા વાગે તે પણ કાઢતો નહોતો. અંતે શેતાન એના ઉપર ચડી બેઠો, એટલે એ ક્રિયાભિમાનના અંધકૂપમાં પડી ગયો ને એણે વિચાર્યું, 'મારા જેવો જાત્રાળુ ન જાગ્યો ન જાગશે.' પણ ત્યાં તો આકાશવાણી થઇ, 'હે નેકબખ્ત પુરુષ, તું આમ જાત્રા કરે છે એમાં કાંઇ નવાઇ કરી નાખી એમ માનીશ મા. પરોપકાર કરીને એક જણની પાનું આંતરડી ઠારવી તે ડગલે ડગલે એક હજાર દંડવત્ કરવાથી યે વધારે પુણ્યનું કામ છે.'

× × ×

સત્તાવાળો કુન્દનમંદ પુરુષ જતનાનો ભાર અન્યાયથી નથી ખાઇ શકતો. કારણ હાડકું ગળા નીચે લસી ઊતરી જાય, પણ નાભિમાં એને લેવા જાય એટલે એ તેનું પેટ ફાડી નાખે છે. દે.વા.



ચાતક

કંઠમાં માર્દવ નથી. તીવ્ર છતાં મનોહર નાદે એ વર્ષાનું પુજાસ્તોત્ર, એના સંવનનકાળના પ્રેમોલ્લાસનું ગાન અનવરત સ્વરે કર્યે જ જાય છે. એના ગીતમાં એક જ પદ વારંવાર ગાય છે. કોયલના ગાન જેવી પદપરંપરા કે સ્વરવિવિધતા અને વૈચિત્ર્ય એના ગાનમાં નથી.

એનો નિવાસ સ્વાભાવિકરીતે જલાશયની સમીપે હોય છે; જોકે ગાઉગાઉમાં ક્યાંય તળાવકે નદી ન હોય એવે સ્થળે ભમતુ પણ એ મારી નજરે પડયુ છે. ગીચ ઝાડીમાં ભરાઇ રહેવું એને ખૂબ ગમે છે. ઉચ્ચ વૃક્ષનુ વિહારી છતાં એને મેં ઘણી વાર જમીન પરથી જીવાત પકડતુ કે જીર્ણ કબર પર બેઠેલું જોયું છે. સાંજ વખતે ક્વચિત રેલવેના તાર પર પણ ઝુલતું જોવામાં આવે છે. આપણે ત્યાં એ ટોળે વળીને નથી આવતુ. માત્ર છૂટુંછવાયું નજરે પડે છે. છતાં એક વખત ચંડોળાની પાળ પર, એક ફર્લાંગ જેટલા ગાળામાં મેં ૩૦-૪૦ જેટલાં પંખી બાવળની ઘટામાં લપાતાં છુપાતાં જોયાં છે.

કોયલનુ પીતરાઈ* એટલે કુલરીતિને અનુસરી એ જાતે માળો બાંધતું નથી. પણ એના સંતાનના પાલન અને ભરણપોષણનો ભાર બીજાં પંખીને ઉપાડવો પડે છે: આમ કરીને લેલાને ઓગસ્ટમાં એના બચ્ચાં દેખાય.

વર્ષા સાથેના એના ગાઢ સંબંધને લીધે ચાતક આપણા સાહિત્યકારોની અનિયન્ત્રિત કલ્પનાનો વિષય બન્યો છે. કોકે એને મેઘ પાસે જળ યાચતો૭ ચીતર્યો. બીજાએ એને સ્વાતિનું જ વારિ પીતો આલેખ્યો. કોઇએ ગપ મારી કે એ તો અંતરીક્ષમાંથી પડતાં પાણીનાં ટીપાં જ૮ પીને જીવે છે: જમીન પર પડેલું પાણી એને ન ખપે. એટલે જ એ શરદઋતુના નિર્જળ મેઘને યાચતો નથી૯. આમ આ મનોહર પંખીની આસપાસ અદ્ભુત કથાના જાળાં ગુંથાતાં જ ચાલ્યાં. વર્ષાકાળ એની સંતાનોત્પત્તિનો સમય, એટલે સ્વાભાવિક રીતે જ એ મેઘદર્શને ઉન્મત્ત બને. ઝાડની ઊંચી ડાળીએ હવામાં વીંઝાતાં, વરસતા વરસાદમાં ભીંજાતાં બેસવાનો એનો શોખ. ઊડતાઊડતાં વિહ્વળ હોય એમ ઉચ્ચ સ્વરે થતી એની ગીતિરીતિ. ગાઢ વનરાજીનો જ વાસી હોવાથી આહારની શોધમાં ભૂમિ પર ક્વચિત જ ઊતરવાનો એનો સ્વભાવ. વળી યાયાવર પંખી એટલે વર્ષાકાળે એના નવીન આગમન પ્રસંગનો દિગન્તવ્યાપી ગાનરવ; વર્ષા અંતે ઋતુભેદે ગુજરાત છોડી જતાં થતી એની ગાનશાંતિ—આવાં નૈસર્ગિક સત્યો જ ઉપરિનિર્દિષ્ટ કવિકલ્પનાઓનાં આધારભૂત છે. પણ જો કોઇ એમ કહે કે ચાતક મેઘ સિવાયનું જળ પીતો જ નથી, અગર વર્ષાકાળ સિવાય અન્ય ઋતુમાં એ તૃષાર્ત રહેવાનું 'ચાતકવ્રત' પાળે છે, તો એ વૈજ્ઞાનિક દૃષ્ટિએ અસત્ય અને અનુભવથી વેગળું છે. બાકી એ કલ્પનાઓ છે તો સુન્દર.

**બપૈયો**

જેના દર્શન કરતાં શ્રવણનો જ પરિચય અમને વિશેષ છે, એવો અમારો અપર પાડોશી તે બપૈયો. એ કોયલનો સગોત્રી: પણ એના જેવી સુંદરતા વિનાનો, માદા જેવો કુરૂપ. એનો વાન બાજ ને શકરાને હૂબહૂ મળતો હોવાથી અંગ્રેજો એને Hawk Cuckoo[10] કહે છે.

કદમાં એ ચાતક જેવડું પંખી. એની પૂંછડી ૭ આંગળ લાંબી (શકરાની એટલી લાંબી નથી હોતી). શરીરનો રંગ ધુમાળો બદામી. ગાલ પીળાશ પડતા. છાતીનો ભાગ રતુમડો. પેટ ધોળું: ઉપર પટા. પૂંછડી નીચેથી સફેદ. પૂંછડી પર આડા ચારપાંચ પટા. ચાંચ લીલાશપડતી; અણી કાળી, સીધી, વચ્ચેથી સહેજ વળેલી (બાજની આગળથી વાંકી). આંખ પીળી કે નારંગી રંગની. પગ પીળા. ચાતક પેઠે દેખાવે નરનારી સરખાં.

એના કુલધર્મને અનુસરી એ માળા બાંધવાની માથાકૂટમાં ન પડતા, ઇંડાં સાતભાઇના માળામાં મૂકે

* આ વર્ગનો માત્ર કાંકુંભાર જ માળા બાંધે છે

૭ દિવ્યરસાભિલાષી ૮ અમ્ભોબિન્દુગ્રહણચતુર.

૯ स्वस्त्यस्तु ते निर्गलिताम्बुगर्भ शरद्घनं नार्दति चातकोऽपि।

૧૦ પારિભાષિક નામ Hierococcyx varius

છે. ઇંડાં ભળાવવામાં કોયલનાં બધાં યે પીનરાઇ, નિર્બળ અને શાણાં પંખીને પસંદ કરે છે; માત્ર કોયલ એકલી જ હરામખોરના સરદાર કાગડાને રંજાડવાનો સફળ ધંધો લઇ બેઠી છે.

શકરા જેવાં રૂપરંગને લીધે બપૈયો દેખાવે છે તો ડરાવનારો, પણ એના ભપકાથી પંખીઓ છેતરાતાં નથી. વાઘના ચામડામાં ફરતા આ શિયાળને લેલાં જેવાં પંખી પણ સહેજે રંજાડે છે.

રૂપમાં આવો કમનસીબ છતાં બપૈયો ભારતવાસીઓનો અત્યંત પ્રીતિભાજન બન્યો છે તે એના કંઠને લીધે. વસંતઋતુ આવે અને એનું હૃદયંગમ ગાન શરૂ થાય. આ બાજુ કુહૂકંઠ કોયલના સ્વરના આરોહ અવરોહ: બીજી તરફ બપૈયાનો ઉદ્દીપક કલશોર. અનવરત નાદે બંને પંખી રાતદિવસ ગાયાં જ કરે. આખો ઊનાળો મુક્ત કંઠે ગાય. ચોમાસાના ભર વરસાદે પણ એના ગાનની ઝડીઓ ઊડતી હોય. શરદની સોહામણી નિશા પથરાય ત્યાં એનાં ગાન ધીમાં પડે. હેમન્ત-શિશિર આવતાં તો એ મૌનીવ્રત ધરી અદૃશ્ય રૂપે ફરવાનું ઉચિત માને.

વિરહી જનોના વિરહાગ્નિને પ્રજ્વલિત કરનારૂં બપૈયાનું ગાન ભારતવર્ષના સાહિત્યરસિકોમાં ભારે આદરપાત્ર ગણાયું છે. કોયલના સ્વરની વિવિધતા એમાં નથી. કેવળ 'પીપી...યા' 'પીપી...યા' એવા એકવિધ ઉચ્ચ સ્વરે એ પોકાર્યે જાય છે. છતાં એના કંઠની મિઠાશ, સ્વરની ભાવવાહકતા ને ગાનના લહેકાની મૃદુતાયી વારંવાર સાંભળવા છતાં તૃપ્તિ થતી નથી.

પણ અંગ્રેજોની વાત આથી નોખી છે. ઊનાળાના તાપથી બળ્યાજળ્યા એ લોકની નિદ્રાશાન્તિનો સવાર-સાંજ વખતે-કવખતે ભંગ કરનાર એ નીવડતો હોવાથી બપૈયાનો કલશોર એમને ઝેર જેવો લાગે છે. એને લીધે એમણે એનું નામ 'Brain Fever Bird' પાડ્યું છે. કોઇકોઈ તો વીણીવીણીને એનો નાશ પણ કરે છે! કોયલ પણ એમની નજરે કંટાળાભરેલો ગણાય છે: પણ બપૈયા જેટલો નહિ. આ કમનસીબી ગાનના અનભિજ્ઞ અંગ્રેજોની છે. ગાનના ગૌરવથી માનીતો થએલો બપૈયો, અન્ય રીતે પણ ભારતવર્ષનો ઉપકારી છે. ચોમાસામાં ખેતરમાં 'કાતરા'[૧૧] પડે છે એ તમે જાણતા હશો. લહેરાતા પાક અને ઝાડપાન વાડવેલા સુદ્ધાંનો સદંતર નાશ કરનાર આ વાળવાળા કીડાને મોટે ભાગે પંખીઓ ખાતાં નથી માત્ર કોયલનાં કેટલાંક પીતરાઇજ—ખાસ કરીને બપૈયો તો શોધીશોધીને—એને ખાઇ જાય છે. એ સાથે ઝાડનાં ભૂનાં, ફળ વગેરે પણ બપૈયાનો આહાર છે.

આટલી મનોરંજક એની જીવનકથા છતાં બપૈયાને ગીચ ઝાડીના અંધારામાં જ ભરાઈ રહેવું ગમે છે. સવારસાંજ આખા વાતાવરણને ભરી નાખતી એની અશરીરી વાણીના ધ્વનિ-પ્રતિધ્વનિ સંભળાશે, પણ એના દર્શન અર્થે તમે વૃક્ષે વૃક્ષે ભટકશો તો યે એ ભાગ્યે જ નજરે પડશે. ઝાડની ઘટામાં ચળાતાં સૂર્યકિરણોનાં તેજછાયામાં એના શરીરના ચટાપટાની છાયા એવી તો ભળી જાય છે કે એ જ ઝાડ નીચે ઊભા રહી તમે એને શોધો તો યે નજરે નહિ પડે. આ ગુપ્ત નિવાસની ટેવથી એનું ગાન અનુભવીઓની નજરે અનેકગુણ ગૌરવવન્તું ગણાયું છે.

અંગ્રેજી સાહિત્યમાં વસન્તદૂતી 'કકૂ'નાં ભારે ગાન થયાં છે. વનેવન, નદીસરોવરે અને ગિરિકન્દરામાં ભમતા અથડાતા એના મધુર નાદે, અનેક રસિકોને ગાંડાતૂર, એ ગાયકના દર્શનની ઝાંખી અર્થે ભમતા રખડતા કરી મૂક્યા છે ભારતવર્ષમાં આવો ઉન્માદ કોઇ પણ પંખી કરાવતું હોય તો એકલો બપૈયો જ.

> To seek thee did I often rove
> Through woods and on the green;
> And thou wert still a hope, a love;
> Still long'd for, never seen!"

વનેચર

૧૧ Hairy caterpillars * વર્ડ્ઝવર્થ



# જીવનનું પરોઢ

જેના આ હપતામાં હવે ફીનિક્સ આશ્રમની વાત શરૂ થાય છે તેમાંનો આફ્રિકાનો આવો પરિચય તમે કદિ નહિ પામ્યા હો

## ૮ ફીનિક્સ

આફ્રિકા વિરાટ ખંડ છે. એશિયાથી ઘણો યે નાનો છતાં ઓછો વિરાટ નહિ. લંકાથી હિમાલય સુધીના અને બલુચિસ્તાનથી બ્રહ્મદેશ સુધીના હિંદુસ્તાન ઉપરાંત તિબેટ તથા અફઘાનિસ્તાનને ભેળા લઇ પોતાની રેતીઓમા દબાવી દઇ શકે એવડું મોટું તો ત્યાંનું સહરાનું રણ છે. અને એ તો આફ્રિકાનો માંડ ચોથો ભાગ ગણાય. સૂર્યનારાયણનો વધુમા વધુ પક્ષપાત મેળવનાર વિષુવવૃત્ત ઉપર એ ખંડ તોળાઇ રહ્યો છે. એ કદોરાની ઉત્તરે એ જેટલો ફેલાએલો છે તેટલો જ દક્ષિણે ફેલાયો છે. પહોળાઇમા પણ વિષુવવૃત્ત ઉપર આ ખંડ જેટલી જમીન ધરાવે છે તેટલી પૃથ્વીમાંનો બીજો કોઇ ખંડ નથી ધરાવતો. પોતાની કેડમા કંદોરો પહેરેલો હોવાથી આ બાળક (આફ્રિકા) મેઘરાજાનો પણ બહુ જ લાડકવાયો છે. ભારેમા ભારે જંગલો, હજારો ગાઉ લાંબી નદીઓ, દરિયા જેવડા સરોવરો અને જોતાની સાથે શ્વાસ અદ્ધર ચડી જાય એવા ઘૂઘવતા ધોધ એ આફ્રિકાનો તાજ છે ઊંચા-ઊંચા વાંસને યે નીચું જોવડાવે એટલા ઊંચા, છ છ માણસની બાથમા સમાય એવા જાડા અને લોઢાની સાથે ટક્કર ઝીલે એવા મજબૂત લાકડાવાળા, રબ્બર જેવા રસ અને ફળવાળા વૃક્ષરાજો ત્યાં જમાનાના જમાનાઓથી ડોલ્યા કરે છે. ક્યાં યે જોવા ન મળે એવા રંગબેરંગી પોપટો, બુલબુલો અને જાતજાતના પક્ષીઓ તેમજ મધના ઘડા ભરાય એવા મધપૂડાઓ એ મહાવૃક્ષોના તાલમા સંગીત પૂરે છે. પ્રચંડ હાથીઓ, તેમને કુંભસ્થળે ચાટલો કરી શકે એટલાં ઊંચી ડોક વાળા શાહમૃગો, ઊંટથી બમણી ઊંચી ગરદન વાળા તેમજ ડીલે ચટાપટા વાળા જિરાફ ઘોડાઓ, સુપ્રસિદ્ધ કેસરી સિંહો, માણસથી યે મોટા વાંદરાઓ, ગેંડાઓ અને બીજાં ભાતભાતનાં પ્રાણીઓ પોતાના લાડકવાયા આફ્રિકાને વનદેવતાએ રમવા સારૂ આપ્યાં છે, બીજે બધે માણસો દોઢડાહ્યા થઇ જંગલની અને કુદરતની મજા માણવાને બદલે પોતાની નવી વ્યવસ્થા આરંભે છે તે જોઇ ભાગવાને આફ્રિકાના વતનીઓને પણ રૂડા રૂપાળા બનાવ્યા છે. તેમની ચામડી સુંવાળી નથી કરી. તેમના પગનાં તળિયાં જોડાથી યે જાડાં કર્યાં છે. તેમના વાળ કાંટા ઝાંખરામાં ગુંચવાઇ જાય એવા નથી બનાવ્યા. વનેચરો સાથે હળીમળીને રહેતાં ને તેમની વચ્ચે ફરતાં શરમ આવે એવું તેમનું લજ્જાગણું રૂપ નથી બનાવ્યું; અને કાચાંપાકાં ફળો ખાતાં ચૂસતાં રસ નીચે ન ટપકી પડે એવા જાડા તેમના હોઠ બનાવ્યા છે. ટૂંકમાં એ વિરાટ દેશના વાસીઓનું અંગેઅંગ દૃઢ અને પાકું બનાવ્યું છે. તેમનો સ્વભાવ પણ એ આખા દેશમાં પોતપોતાના વર્તુળમાં સંતોષપૂર્વક જંગલમય થઇને રહેવાનો મૂળથી જ નીપજાવ્યો છે. એ આફ્રિકા ખંડની કેટકેટલી વાત કહું? દુનિયાનો એ ખંડ એટલો ભાગ્યશાળી છે કે ત્રણત્રણ મહાસાગરો અને બબ્બે સમુદ્રો અહર્નિશ તેનો અભિષેક કરી રહ્યા છે. વીસ હજાર માઇલનો તો તેનો સમુદ્રકિનારો છે. આપણા ભારતખંડને તો માત્ર બે હજાર માઇલનો સમુદ્રકાંઠો છે તો યે આપણા પ્રાંતોના, બોલીઓની, જાતિઓની વિવિધતા ગણાવતા થાકીએ છીએ તો આ વીસવીસ હજાર માઇલના સાગરને તીરે ફેલાએલા ભૂખંડમા કેટલા પ્રદેશો, કેટલી જાતિઓ, કેટલી બોલીઓ અને કેટકેટલી જાતની જુદીજુદી આબોહવા આવી હશે? એના વર્ણનના તો મોટામોટા અનેક થોથાં ભરાય.

જરા નકશો જોશો તો દેખાઇ આવશે કે વિષુવવૃત્તની દક્ષિણનો એનો ભાગ લગભગ આખો ઉચ્ચપ્રદેશ છે; અને ઉત્તર ભાગમા યે ભારતવર્ષ તરફનો એનો ભાગ ઊંચો છે તથા ક્યાંક ક્યાંક તો એમાં તીબેટ અફઘાનિસ્તાનની પેઠે આખાના આખા પ્રદેશો પર્વતમાળાના જ બનેલા છે. સહરાનો ભાગ નીચો છે. રાતો સમુદ્ર બાદ કરતા એ આખા મહાદ્વીપને કિનારે નીચી ભૂમિની એક પાતળી ઝાલર વીંટાએલી છે. હિંદુસ્તાનને જેમ લંકા તેમ આફ્રિકાને ચરણે માડાગાસ્કરનું કમળ પણ છે અને એ કમળમાં યે પહાડ, ઉચ્ચ પ્રદેશ,

નીચી ભૂમિ ને સાવ નીચી ઝાલર છે. ખંડના ઉત્તર ભાગમાં પશ્ચિમ તરફ ધગધગતા સહરા તો બીજી તરફ પૂર્વ કિનારે હિમનું છાએલું કિલિમાંજારોનું ઊંચું શિખર છે! કેવી ખૂબી! એક જ દેશમાં આટલો ફેર, અને તે પણ ઉષ્ણતાપૂજક વિષુવવૃત્તની થડમાં જ! હવે કહો, આફ્રિકાના જિલ્લે જિલ્લામાં અને પ્રાંતે પ્રાંતમાં કેટલો બધો ફેર હશે! સૌથી વધુ મઝા તો આફ્રિકાની ઋતુઓની છે. એમાં દક્ષિણાયન અને ઉત્તરાયણ બંને સાથે સાથે ચાલે! જ્યારે એક બાજુના લોકો ટાઢના માર્યા દાઢી ડગડગાવતા હોય ત્યારે બીજી બાજુના લોકો પરસેવે રેબઝેબ થઈ જતા હોય. અને જ્યારે એક બાજુ ભરપૂર ચોમાસું જામ્યું હોય ત્યારે બીજી તરફ મહીનાઓ સુધી આકાશ સાવ નિરભ્ર હોય. વળી ઉત્તર-દક્ષિણ બેય છેડે આકરો શિયાળો અને સખત ઉનાળો વરતાતો હોય ત્યારે વચ્ચેના ભાગમાં શિયાળો યે ન હોય અને ઉનાળો યે ન હોય! આવા દેશમાં પાંખે ઊડતા પખીઓને કેવી મઝા આવતી હશે! ઘડીમાં વસંત ઋતુથી હસી રહેલા બાગબગીચામાં પહોંચી જાય અને ઘડીમાં શરતકાળના ખરીફ પાકના તાજાતાજા મોલ ચણવા પહોંચી જાય! એક બાજુએ જઈ ધરાઈધરાઈને ગ્રીષ્મનાં કેરી જેવાં રસાળાં ફળો ખાઈ આવે અને થોડા દિવસ પછી બીજી બાજુએ ઊડી જઈ શીતળ ઉત્સાહભર્યા પવનમાં હિલોળા દેવા માડે!

આવા વિરાટ અને અદ્ભુત આફ્રિકામાં અનેક પ્રાંતોમાંનો એક પ્રાંત તે નાતાલ. આખા શરીરમાં જેવડો પગનો અંગૂઠો, તેવડો વિશાળ આફ્રિકામાં એ નાતાલ પ્રાંત. એ પ્રાંતમાં આવેલી નીચી સાવ પાતળી ઝાલરમાં, સાગરનાં પાણીથી છએક માઇલ અંદરના ભાગમાં, સોયની અણીથી યે ટચુકડી જગ્યા તે આ વાર્તાનું ફીનિક્સ ગામ-અથવા કહો કે ફીનિક્સ સ્ટેશન. કારણ ફીનિક્સ ગામ કયું તે હું હજી સુધી નથી જાણતો. એ સ્ટેશનથી બરાબર અઢી માઇલ ઉત્તરમાં બાપુજીએ ખરીદેલી સો એકર જમીન એ અમારું ફીનિક્સનું ખેતર. હરદ્વાર વિષુવવૃત્તથી જેટલું ઉત્તરે તેટલું ફીનિક્સ દક્ષિણે—બરાબર મિસરની કેરો નગરીના રેખાંશમાં. (જુઓ નાનો નકશો) આ થઇ ભૂગોળના રસીઆ તરીકેની વાત. હવે જાતે જોએલા ફીનિક્સની વાત પર આવું.




બાપુજીએ જ્યારે ફીનિક્સની જમીન ખરીદી ત્યારે તેનો ઘણોખરો ભાગ મોટું બીડ જ હતું. ત્રણ એકર સિવાય એમાં ભાગ્યે જ એવો કટકો હતો કે જેના પર કદી (અથવા વરસોના વરસ સુધી) હળ કે કોદાળી ફર્યાં હોય. જમીન સપાટ પણ ન હતી. આખી જમીન ઊંચાનીચા ઢોળાવોવાળી—સોથી બસો ફૂટ ઊંચીનીચી, ધામા ઢાળો વાળી ટેકરાઓની બનેલી—હતી. કોઈકોઈ જગ્યાએ તો ખૂબ કાંકરા અને પથરા હતા. પણ ઘણીખરી જમીન કાળી કાળી માટીની હતી. સેંકડો કે હજારો વરસ સુધી વણખેડાએલી હોવાને કારણે આ કાળી માટીમાં બહુ જ કસ હતો. મહેનત કરનારને મન એ સોનાથી યે મોંઘી હતી. વરસાદ આવતો ત્યારે માટી એટલી પોચી પડી જતી કે ગોડીને તૈયાર રાખેલા ખેતરમાં વરસાદ પછી ફરવા નીકળતાં ગોઠણ ગોઠણ સુધી પગ ખૂંચી જતા. ચોમાસામાં વરસાદ ધોધમાર પડતો. છ મહીના તો એવા જતા કે જ્યારે પૂરું અઠવાડિયું ભાગ્યે જ કોરું જતું. સાવ કોરા મહીના આખા વરસમાં ત્રણ પણ પૂરા વીતતા હશે કે કેમ એ શંકાની વાત છે. જમીનના એક ખૂણા પર એક મોટો જૂનો બગીચો હતો. તેમાં આંબા, સંતરાં, જામફળ, શેતુર વગેરેનાં ઘરડાં થઈ

એક કરોડ ને વીસ હજાર ચોરસમાઇલના વિસ્તાર વાળો આ ખંડ અઢાર કરોડની માનવ વસતી ધરાવે છે. એની વધુમાં વધુ લંબાઇ તથા વધુમાં વધુ પહોળાઇ એકસરખી—૫૦૦૦ માઇલની છે કિલિમાંજારો, રૂવેન્ઝોરી અને કિનીઆ જેવાં એનાં ત્રણ ગિરિશિખરો દુનિયાના ગિરિરાજોની હોડમાં ઊભાં રહે એવાં છે એની નીલ નદી જગતભરની સરિતારાણીઓની હરોળમાં વિરાજે છે. એની કાગોંઝી નદી તથા તેના વિક્ટોરિયા ધોધની, એના ટાંગાન્યીકા, વિક્ટોરિયા ન્યાન્ઝા ને ચાડ જેવાં સરોવરોની જગતભરમાં નામના છે આવડા મોટા આ ખંડનો ત્રીજો ભાગ જોકે સહરા જેવા વિશાળ અને વિકટ રણે રોકયો છે, છતાં એનો વિપુલ વનસ્પતિ વૈભવ ને અમૂલ ખનિજસમૃદ્ધિ દુનિયામાં અનન્ય છે. જગતભરની સોનાની નીપજનો ચોથો ભાગ ને હીરાની ઉત્પત્તિનો તો ચાર-પંચમાંશ ભાગ એકલું આફ્રિકા પોતાના ઉદરમાંથી આપે છે તેજનાઓથી લચી રહેલાં વનોનાં વનો ઉપરાંત રબર, સાગ, કૉફી, શેરડી અને ઉત્તમ રૂ વડે આફ્રિકાની ભૂ-લક્ષ્મી જગતને રેલી રહી છે. વિકરાળ સિંહો, જંગી હાથીઓ ને શાહમૃગોથી એનાં જંગલો ઉભરાય છે અને જ્હેલ માછલીઓની વિવિધ જાતોથી ભરેલો સાગરરાજ ચોમેરથી એનાં ચરણ પખાળે છે

ગએલાં ઝાડ હતાં. બીજે એક ખૂણે દૂર ઢીંગણા બાવળની ગીચ ઝાડી હતી.તેમાં તડકો ભાગ્યે જ પહોંચતો. હરણ, શિયાળ ને શાહુડી જેવાં પ્રાણીઓને એ મંડપ શિકારીઓથી બચવા ઠીક ફાવતો. આ સિવાય આખી જમીન ઉપર ઘાસ જ ઘાસ હતું. ઊંચામાં ઊંચો માણસ હાથ ઊંચા કરી ઊભો રહે તોપણ તે ક્યાં છે તે જણાય નહિ એટલું ઊંચું અને ઘાટું એ બીડ હતું. જમીનની



કિલિમાન્જરો પર્વત

પશ્ચિમ બાજુએ એક નાનકડું નાળું ઉત્તરથી દક્ષિણ તરફ અનેક વળાંકો વગાને જતું હતું. પૂર્વની હદ ઉપર પણ એક સાવ નાનું નાળું વહેતું હતું. મોટા નાળાની બંને બાજુએ મોટામોટા ઝાડ હતા. નાળા પરનો છાંયો બપોરે પણ ન ખસતો અને કોઇકોઇને દિવસે પણ ત્યાં એકલા જવામાં ડર લાગતો. એ ઝાડ ઉપર ઘણી યે વાર લીલા સાપ લટકતા નજરે પડતા. આ સિવાય પણ ઘાસમાં જાતજાતના સાપ નીકળતા. કોઇકોઇ દિવસ તો પાંચ પાંચ છ છ સાપ નજરે પડતા. આમાંના કોઇ બારથી વીસ ફૂટ જેટલા લાંબા અને કોઇ સાવ વેંત જેવડા ટૂંકા. કોઇ કાંડાથી બમણા જાડા તો કોઇ ટચલી આંગળી જેટલા પાતળા. કોઇ ત્રિકોણાકારના તો કોઇ ટપકાંટપકાંવાળા. કોઇ દૂરથી આંખમાં પીચકારી મારી આંધળા બનાવી દેનારા તો કોઇ કાળા નાગ જેવા. કોઇ ઝેર વિનાના તો કોઇ ઉડણીઆ,—માણસ જતો હોય તો ઊડીને મોઢા પર જ દંશ દે એવા હતા! સાપ સિવાય બીજાં ડરાવનારાં પ્રાણીઓ એટલામાં ન જણાતાં. વાઘ, વરૂ વગેરે કદી સાંભળ્યાં નથી. પંખીઓ તો બેશુમાર હતાં. પણ તેમાં મોર ન હતા, કોયલ ન હતી, સૂડા ન હતા, કાબર ન હતી, ચકલી ન હતી અને કાગડા યે નહોતા. બુલબુલ હતાં, પીળાં પચરંગી પંખી હતાં, સીમેન્ટ જેવી માટીનો માળો બાંધનારાં પક્ષી હતાં, રાતી છાતી વાળાં ટચુકડાં પંખી પણ હતાં, અને દૂર દૂર ઊડતાં બગલાની હારો તો ખૂટતી જ ન હતી.

પક્ષીઓના કલરવ સિવાય બધું સુનકાર અને ભેંકાર હતું. પશ્ચિમ તરફ નાળા પારની ટેકરીઓ ઉપર અરધો માઇલ, માઇલ, દોઢ માઇલ એમ છેટે છેટે એકએક બેબે ઝૂલુઓના કે ગીરમીટમાંથી છૂટેલા હિંદીઓનાં ઝુંપડાં હતાં અને તેમાંથી રાત પડયે તાપણાં કે દીવાના પ્રકાશ આવતા. કોઇ વાર લડાલડીના ઊંચા સાદો પણ સંભળાતા. ઉત્તર તરફ બે માઇલ દૂર મિશનની ઝૂલુઓની એક નિશાળ અને છાત્રાલય હતું, પણ તે ધારની પાછળ. રહેવાની જગ્યાએથી એ કંઇ ન દેખાતું. પૂર્વમાં અને દક્ષિણમાં દૂર સુધી જંગલ અને બીડ હતા. રહેવાની ઓરડીઓ પાસેથી સ્ટેશનેથી આવી ઉત્તર તરફ ઇનાન્ડા નદીના પ્રદેશ તરફ જતો એક રસ્તો હતો. તે પર દરેક વખતની ટ્રેનના ઉતારૂઓ આવજા કરતા એટલે સાવ પગરવ વિનાની જગ્યા હતી એમ ન કહેવાય. પણ એ રસ્તે જનારા ઝૂલુઓ ગભરાટ ઘટાડવાને બદલે વધારતા. એમની બોલીમાં વ્યંજન ઓછા અને મહાપ્રાણ તથા પ્લુત ઉચ્ચારના સ્વરો વધારે. ઘેરા અવાજે એ સ્વરોથી દિશાઓ ગજાવતા. તેઓ મધરાતે પસાર થતા ત્યારે શરૂઆતમાં ગએલાઓની તો ઊંઘ પણ ઊડી જતી.

ઋતુ ચોખ્ખી હોય ત્યારે ખુશનુમા રહેતી પણ વરસાદની હેલીઓ પડે ત્યારે આઠઆઠ દિવસ સુધી તે બારે ગાજવીજ અને અંધારૂં કરી મૂશળધાર વરસતો.

નાળાંનાં કેડ સમાણાં પાણી જોતજોતાંમાં બબ્બે માથોડાં ચઢી જતાં. ઘરમાંથી બહાર નીકળવું ભારે થઇ પડતું. શિયાળાનો પવન પણ એટલો ફુંકાતો કે બારણાની તડોમાંથી શિયાળવાંના રોવા જેવા અવાજો નીકળ્યા કરતા. સવારે બહાર નીકળતા ત્યારે કાન કોઈ છરીથી કાપી લેતું હોય એવું લાગતું. ઝાકળ પડીને જામી જતી એટલે એમાં ફરતાં પગનાં આંગળાં ખરી પડતાં જણાતાં. ગરમીમાં બફારો સારી પેઠે થતો, પણ લૂનો ત્રાસ સાંભરતો નથી. ટૂંકા દિવસોમાં પાંચ સવાપાંચે સૂરજ આથમી જતો અને મોટા દિવસોમાં સાંજે સવાસાત સુધી તડકો રહેતો.

આટલી સમૃદ્ધિમાં યે પીવાના પાણીનું દુઃખ હતું. નાળાના પાણીમાં પાંદડા સડે એટલે એ ન પીવાય; અને રહેવાની જગ્યાએ ટેકરી એટલે કૂવા પણ કેમ ખોદાય? ઘરના છાપરાઓને પતરાની મોટીમોટી ટાકીઓ લગાડી તેમાં વરસાદનું પાણી ઝીલતા. એ ખૂટે ત્યાં ફરી વરસાદ આવ્યો હોય એ મેઘરાજાની મહેરબાની હતી. પીવાના પાણીની જેમ જ દૂધનો યે અભાવ હતો. માઇલ સુધી જઇએ ત્યારે થોડું દૂધ મળે એ જ પ્રમાણે સડકો અને કેડીઓની વ્યવસ્થા થતાં સુધી ચાલવાની મુશ્કેલી હતી એ ઘાસ અને સાપના બયાનથી જણાય જ છે. વળી બજાર કેઠ બાર માઇલ પર ડરબનમાં હતી. ત્યાંથી રોજ સામાન લેવા કોઇ જતું અને એક ખચ્ચરગાડી રાખેલી તેમાં સ્ટેશનેથી એ આવતો. અઢી માઇલનો સ્ટેશનનો રસ્તો ખચ્ચરગાડી માટે ચાર માઇલ જેટલો લાંબો થઇ પડેલો. કારણ રસ્તામાં આવતી ટેકરીઓને ચકરાવા લઇને તેને આવવું પડતું.

આ ફીનિક્સમાં બાપુજીની ટોળીએ એકાએક આવી ધામો નાખ્યો હતો. પશ્ચિમના નાળાને સામે કિનારે છાપખાનાનું છાપરૂં ઊભું કરવામાં આવ્યું હતું. બીબાં ધોવા કરવા માટે વારંવાર પાણી જોઇએ તેથી જ ઘણે ભાગે એ ત્યાં કર્યું હશે. અંદરથી એ સારીપેઠે લાંબું-પહોળું હતું. બારીઓ પણ પુષ્કળ હતી. અંધારો કે હવાવિનાનો ખૂણો ભાગ્યે જ ક્યાં યે હતો. એન્જિન ચાલે ત્યારે તેને બળે એક ડાયનામો ચાલતો અને તે વડે રાત્રે કામ કરવા દરેક જરૂરી સ્થાન પર વીજળીની બત્તીઓ હતી. જ્યારે એ ન ચાલે ત્યારે ઘાસતેલના મોટા દીવા થતા. અંગ્રેજી, ગુજરાતી, હિંદી અને તામિલ બીબાંનાં ખોખાંઓ, અંગ્રેજી અને ગુજરાતી સંપાદકોની ઑફિસો, હિસાબકિતાબની અને બાપુજીની જુદી ઑફિસ, છાપવાના મોટા સંચા, પગના સંચા, કાગળ કાપવાનો મોટો સંચો, એન્જિન, એવું ઘણું એમાં હતું પણ એકે ય માણસને રહેવાની જગ્યા ન હતી.

છાપખાનાનું કામ ચાલુ થયા પછી ધીમે ધીમે સૌએ રહેવાની સગવડો કરવા માંડી. બેત્રણ અંગ્રેજ, બેચાર તામિલ ભાઇઓ, બેચાર હિંદી ભાઇઓ, એકબે હબસી નોકરો અને પાંચ છ ગુજરાતી ભાઇઓ હતા. જેઓ અપવાદરૂપે પૂરા પગારે નહોતા આવ્યા તેમને એકએકબબ્બે એકર જમીન ખેડી ખાવા—બગીચો કરી ખાવા—માપી આપવામાં આવી. સૌએ પોતપોતાની જમીનમાં વિલાયતી પતરાં મગાવી એકએક ઓરડો બાંધ્યો. બે સુતારો મદદમાં હતા અને સાંજ-સવાર જેનું મકાન બંધાતું હોય તેને થોડીઘણી મદદ પણ સૌકોઇ આપતું. સૌએ પોતપોતાનાં મકાનો પોતાની જમીનના ઊંચામાઊંચા ભાગ પર બનાવ્યાં હતા. આથી બધાં મકાનો વીસથી પચાસ વારને છેટે આવી ગયાં હતાં. આ રીતે મુખ્ય વસ્તી ટેકરીને મથાળે જ આવી ગઇ અને સૌ સાદ કરતાં એકબીજાની મદદે દોડી શકે એવું થયું. મકાનના કામ સાથે પોતપોતાના ભાગમાં આવેલું ઘાસ પણ દરેકે ધીમેધીમે કાઢી નાખ્યું અને વસ્તીના ભાગમાં બીડનો નાશ કરી જમીન ખેડવાની શરૂઆત કરી.

મારા પિતાશ્રી અને મગનકાકાએ મળીને ચાર એકર જમીન લીધી. તે બધી એક સાથે ન હતી ત્રણ ટુકડે ત્રણ જગ્યાએ જમીન લીધી. મોટો ટુકડો ટેકરીના ઉપલા ભાગમાં જ હતો. એ ટુકડાના થોડા ભાગમાં ઘાસ સાફ કરી તેમણે એક મોટો ચોરસ ઓરડો અને ઓરડા સામે દૂર રસોડું બનાવ્યું. આ ઓરડાને કે રસોડાને પાયો ન હતો. સતત વરસાદને લીધે જમીન ભેજવાળી રહે, એટલે ઘરની ભોંય અદ્ધર રાખવાની જરૂર હતી. દિવાલ ચણી તેમાં ચાર ફૂટનું પૂરણ કરી ઘરની ભોંયનું તળ ઊંચું લે તો પણ નીચેનો ભેજ ઉપર સુધી પહોંચે. આથી આખું ઘર ત્રણ ત્રણ ફૂટ છેટે નાખેલા થાભલા પર ઉઠાવ્યું હતું. ફૂટ ફૂટ જાડા અને છએક ફૂટ લાંબા ગોળ થાંભલા જમીનમાં ત્રણચાર ફૂટ જેટલા ઊંડા ઉતારી અઢીથી ત્રણ ફૂટ

ઊપર રહેવા દીધા હતા. એવા થાંભલાની હારો ઉપર ખીલાથી ચોરસ વળીઓ જડી તે પર પાટિયાં જડી લીધાં હતાં. આમ લાકડાની ભોંય થવાથી ભેજ અને ટાઢને લીધે ઊપજતી માંદગીમાંથી બહુ બચાવ થતો હતો. થાંભલા પર જડેલી વળીઓને આધારે ઊભી વળીઓ જડી લઇ તે પર પતરાં જડી ઢાંકી દીધાં હતાં અને માથે ફરી પાટિયાની છત કરી તે પર પતરાં જડી છાપરૂં બનાવ્યું હતું. ભીંતોમાં કાચની બારીઓ પણ મૂકી હતી. આમ ઉપર નીચે પાટિયાં હોવાને લીધે બાજુની પતરાની ભીંતોનો ત્રાસ ઓછો લાગતો હતો. સાધારણરીતે એ ઝૂંપડાં જ કહેવાતાં, પણ મને પાકી ઈંટોના બંગલા પણ એ મકાન કરતા કદી સારા નથી લાગ્યા. મથાળે નળિયાં હોત અને બાજુએ કાચી માટીની દીવાલ હોત તો એ મકાન સંપૂર્ણ હતું. જમીનથી એટલે ઊંચે પાટિયાની ભોંય એ આદર્શ ભોંય ગણાય. એવા કારમા જંગલમાં તો એ વિના વસવું પણ કપરૂં હતું. ઊંચી ભોંયને લીધે સાપનો ડર પણ કંઇક ઓછો રહેતો. ઘરને તળિયેથી હવા આરપાર નીકળી જતી તેથી રોગના જંતુ પણ ત્યાં ઘર કરી શકે એમ ન હતુ. ફીનિક્સમાં વસ્તી વધીને જંગલ જેવું મટયું ત્યારે કેટલીક જગ્યાએ છો પથરાઇ, પણ શરૂઆતમા તો બધાં જ મકાન આ રીતનાં જમીનથી અદ્ધર જ કરવામાં આવ્યા હતાં. ત્યાના જંગલમાં લાકડું પુષ્કળ એટલે એ સસ્તામાં સસ્તા પણ થયાં હશે.

મારા પિતાથી મુખ્યત્વે પ્રેસના લખાણનું અને હિસાબકિતાબનું તથા વારંવાર શહેરમાં જઈ પ્રેસની જાહેરખબરો મેળવવાનું અને પૈસા ઉઘરાવવાનુ કામ કરતા, અને મગનકાકા કારીગરીનું તથા મજૂરીનું કામ કરતા. પ્રેસમાં બીબા ગોઠવવાનું અને મશીન ચલાવવાનું તેમણે હસ્તગત કર્યું અને થોડા દિવસમાં પાકા કંપોઝીટર (બીબાં ગોઠવનાર) બની ગયા. પ્રેસમાથી છુટતાંની સાથે ઘેર આવી સુતારો સાથે મકાન બાંધવાના કામમા મંડી પડી તેઓ સાધારણ સુતાર પણ બન્યા. કરવત ને હથોડી તેમના હાથમાં શોભવા લાગ્યાં. બને લાઇ વતી જમીન કેળવવાનું કામ પણ તેમણે જ વિશેષે કર્યું, અને બીજા ફીનિક્સવાસીઓ યે જોડાજોડ પોતાની જમીન પણ સાફ અને ફળદ્રુપ બનાવવામાં આગળ રહેવા મથ્યા. પરિણામે અમારા ઘરનો બગીચો ફીનિક્સના બીજા કોઇ બગીચા કરતાં ઊતરે એવો નહતો.

આમ ફીનિક્સમાં પગ જમાવવામાં અને તેને માણસને વસવા જેવું બનાવવામાં એક વરસ તો પાણી વેગે વહી ગયું. દસેક નાનાં ઘર ઊભા થઇ ગયાં ને બીડમાંથી ગામ જેવું બન્યું કે સૌ સાહસિકોએ પોતપોતાના કુટુંબને બોલાવી લાવવાનો નિર્ણય કર્યો. મગનકાકા માતપિતાને મળ્યા વિના ત્યાં ગએલા અને તેમને ત્યા ત્રણ વરસ થઇ ગએલાં એટલે તેઓ માતપિતાને મળવા મારાં બા, મારા કાકી અને મને લઇ જવા રાજકોટ આવ્યા. આણંદલાલ કાકાએ પણ પોતાના કુટુંબને તેડતા આવવાનું તેમને સોંપ્યું.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

## જગતના સિતારા

જનજીવનમાં ઉષ્મા પ્રગટાવનાર પુસ્તકોમા જીવનચરિત્રો જેટલી કોઇની મહત્તા નથી, છતાં હકીકતોના ખીચડા જેવા થોડાઘણા અનુવાદો બાદ કરતાં, તેનાં પ્રવાહિત ને ચોટલક્ષી મૌલિક પુસ્તકો ગુજરાતીમાં કેટલાં? આશ્વાસન પૂરતી ગણીગાંઠી કૃતિઓ આપણી પાસે છે; ને તેને જો સદ્ભાગ્ય ગણીએ, તો આશ્વાસન આપતી એક નવી કૃતિનો યે ઉલ્લેખ કરવો ઘટે છે.

પાટણના ડૉ. પંડયા અભ્યાસગૃહ તરફથી બહાર પડતી 'અભ્યાસગૃહ પત્રિકા'માંથી તારવીને 'કુમાર'ના માધુકરી વિભાગમાં અગાઉ થોડે થોડે આંતરે અપાએલાં રાજા રામમોહનરાય, કાર્લાઇલ અને લૉઇડ જ્યૉર્જનાં જીવનચરિત્રો જેમને યાદ હશે તેમને એવાં જ બીજાં સત્તર મળી કુલ વીસ પ્રેરક ચરિત્રોના આ પુસ્તકનો ખ્યાલ આવશે.

'જગતના સિતારા'ના નામે શ્રી ફુલાભાઇ મથુરભાઇ પટેલે લખેલો તેનો પહેલો ભાગ આઠ આનાની કીમતે પાટણ વિદ્યાર્થીમંડળે બહાર પાડયો છે વીસ પ્રેરક પુરુષોનાં ચરિત્રો તેમાં આપવામાં આવ્યાં છે. સંઘરાએલા બધા સિતારા સ્વયંપ્રકાશી યા ચિરંપ્રકાશી છે કે નહિ એ જુદો સવાલ છે; છતાં શૈલીની રોચકતા ને વિષયોની વિવિધતાએ એ વીસે ટૂંકાં 'ચરિત્રાલેખનો' પ્રેરણાત્મક તો જણાશે.

## પારસનો સ્પર્શ

દિલ્હીના મોગલ બાદશાહ હુમાયૂં શેરશાહથી હારી પોતાનો જીવ બચાવવા ઇરાન અને કંદહાર તરફ નાસી છૂટ્યો હતો. ત્યાંથી પણ તેને પકડી કેદી બનાવવાની શેરશાહે જાળ રચી હતી. આ જાળમાંથી હુમાયૂંને સહીસલામત બચાવી પુનઃ દિલ્હીની ગાદી મેળવી આપવામાં બાબરના નિમકહલાલ અને બહાદુર સૈનિક બહેરામખાને અમૂલ્ય સહાય કરી હતી. હુમાયૂંએ ગાદી ઉપર સ્થિર થયા પછી આ સ્વામીભક્ત સૈનિકને પોતાનો સરદાર બનાવ્યો. એ બહેરામખાનને ત્યાં સંવત ૧૬૧૩ના માગશર સુદ ૧૪ના દિવસે એક બાળકનો જન્મ થયો. એ બાળકનું નામ બાદશાહે અબ્દુલ રહીમ રાખ્યું. પણ લોકો એને રહીમજીના ટૂંકા નામથી જ ઓળખતા.

રહીમજીમાં પોતાના પિતા બહેરામખાન જેવા જ કુશળ ને બહાદુર લડવૈયા હોવા ઉપરાંત દાનશીલતા, સત્યતા અને ઉદારતા વગેરે અનેક ગુણો હતા. તેમના ઉચ્ચ ચારિત્ર્ય અને શૌર્યથી પ્રસન્ન થઇ બાદશાહે તેમને સેનાપતિનો માનવંત હોદ્દો આપ્યો હતો. કહે છે કે એક વખત રહીમજી કચેરીના કામકાજથી પરવારી પોતાના અંગરક્ષકો સાથે ઘર તરફ જઇ રહ્યા હતા, એવામાં એક ગલીમાંથી હીરા નામના કુંભારે દોડતા આવી તેમની પીઠમાં લોઢાની પાંચ શેરી મારી. હીરો દરિદ્રતાના કપરા દુઃખથી કંટાળ્યો હતો. એથી એણે ફાંસીએ ચડી દુઃખી જીવનનો અંત લાવવા માટે આ કૃત્ય કર્યું હતું. સેનાપતિ ઉપર જેવી પાંચશેરી નાખી તેવા જ સૈનિકો હીરા તરફ ધસી ગયા ને તેને ઘેરી લીધો. પરંતુ રહીમજી પોતે તરત જ તે તરફ પોતાનો ઘોડો લઇ ગયા અને હીરાને સૈનિકોમાંથી છોડાવી ઘેર લઇ ગયા. ત્યાં તેને પેટ ભરીને ખવડાવી તેની સાથે વાર્તાલાપ કરી ખરી હકીકત જાણી લીધી, અને તેણે મારેલી પાંચ શેરીના ભારોભાર સોનું તેને જોખી આપ્યું! સૈનિકો આથી નવાઇ પામી બબડવા લાગ્યા. તેમને રહીમજીએ ઉત્તર આપ્યો કે, 'હીરાએ મને પારસ સમજી લોઢાનો સ્પર્શ કરાવ્યો હતો માટે એનો બદલો એને મળવો જ જોઇએ.'

(સૂચિત) — અમીરખાં ચૌહાણ

## અમે

અમે રમતાં'તા છોકરા ને છોકરીઓ
અમે ખાતાં'તાં રાયણની કોકડીઓ

અમે સૂંડલા લઇને જતાં ખેતરમાં
અમે જોતાં બચુડિયાં તેતરનાં,
અમે રોતાં વઇઓને વાવેતરમાં.—અમે૦

અમે વીણતાં કરાંઠાં ને કોદીગડાં,
અમે ખાતાં'તાં ધૂળ મહીં ગોદીમડાં,
અમે ચોરતાં વાપરીના ચાભલડાં.—અમે૦

અમે ઝૂડતાં કંથારો ને બોરડીઓ,
અમે ભાગતાં'તાં ભીંડીની દોરડીઓ,
અમે ચીડવતાં ભાભોજી બોબડીઓ.—અમે૦

અમે કોયલને કેવી પજવતાં'તાં,
અમે શંકરના દહેરાં ગજવતાં'તાં,
અમે વીણા ને વેલી ભજવતાં'તાં.—અમે૦

અમે આંબલીઓ ચડતાં ને ઊતરતા,
અમે નાગાં તળાવમાં થઈ તરતાં,
અમે મોઢા પર મૂછોને ચીતરતાં.—અમે૦

અમે રડતા રઝળતાં ને રડવડતા,
અમે લડતા ઝગડતાં ને બડબડતાં,
અમે ખાતા પીતાં ને પછી ઊંઘી જતા.—અમે૦

'સુન્દરમ્'

## પતાસાંની ગાડી

એક સમે કો ઉંદરડીને જડ્યાં પતાસાં બે,
ઉંદરડી કહે, બચ્ચાં માટે ગાડી કરવા દે:
પતાસામાં દાતણ નાખી કીધી એની ગાડી,
બચ્ચા બેઠા ગાડી ઉપર, ખેંચે એની માડી.
ગાડી જાય દોટ કાઢી!

જાતાં જાતાં ભૂખ જ લાગી, બચ્ચાં બૂમો પાડે
પણ મા તો ઊંધું ઘાલીને આગે દોટ કાઢે:
ખીજીને બચ્ચાંએ પૈડે બચકાં ભરવા માંડ્યા,
ગળ્યુ ગળ્યું એ લાગ્યું: એથી હોંશે ખાવા લાગ્યાં.
ઘેર જઇ ઉંદરડી જુએ: એકલું દાતણ બાકી.
'આ! આ! ગાડી ભાગી ગઇ' કહી બચ્ચાં ઊભ્યા તાકી

રમણલાલ સોની



(પ્રસ્થાન)

# માધુકરી

જાણ્યું ના કાં જીવન સઘળું એક એ તત્ત્વગાંથી?
માણ્યું ના કાં જીવન સઘળું એક આનંદગાથી?
ધાર્યું ના કાં જીવન સઘળું એક એ આશગાંથી?
તાર્યું ના કાં જીવન સઘળું એક વિશ્વાસગાંથી?

—હરિહર ભટ્ટ

## નેગ્લી ફાર્સન

* * * નિત્યનવાં જોખમો ખેડી જીવનનો રોમાંચ અનુભવવામાં અને હિંમત, આવેશ ને દિલમાં ઊઠતા દરેક તરંગને બરલાવવામાં જ જો જિંદગીની સિજાત હોય તો તેવી જિંદગી નેગ્લી ફાર્સને ગાળેલી ગણાય દુનિયાના લગભગ દરેક ભાગમાં તે રહી આવ્યો છે નિર્વાહ માટે તેણે આશ્ચર્ય ઉપજાવે એવી વિવિધ પ્રવૃત્તિઓ વહોરેલી છે. પોતાની જીવનકથાનું હાલ જ તેણે 'The way of a transgressor' પુસ્તક બહાર પાડ્યું છે. આ જમાનામાં સાહસને દુર્લભ સમજતા દરેકે એ વાંચી જવા જેવી છે.

નેગ્લી ફાર્સનનો જન્મ અમેરિકામાં ન્યૂ જર્સી મુકામે સ્કૉટ લોખમ પરાવતા એક ખડતલ કુટુંબમાં થયેલો તેનું બાળપણ ગામડામાં વીતતાં કુદરતીરીતે જ તેણે કુદરતમાંથી જ ખરું શિક્ષણ મેળવ્યું ખુલ્લાં ખેતરો ને દોડતા ઝરા, મચ્છીમારી, શાળણીઓ અને હરીફાઈની રમતો તરફ શરૂઆતથી જ તેનું વલણ હતું વિદ્યાર્થી તરીકે એ ઠોઠ ન હતો, પણ શિક્ષકોની સામે થવાની તેને હમેશની ટેવ હતી

જિંદગી એક જ ધ્યેય પાછળ પરોવવામાં તે કદી માન્યો નથી. પેન્સિલવાનિયા યુનિવર્સિટીની ઇજનેરી શાળામાં જોડાયા બાદ તે તેના ખલાસીદળમાં પણ જોડાયો હતો. પછી ન્યૂયૉર્ક ગયો. ત્યાંની ઍથ્લેટિક ક્લબને બાસ્કેટબૉલમાં તેણે જીત મેળવી આપી હતી. ત્યાં રહી, એક પછી એક ઘણા ધંધા હાથમાં લીધા બાદ તે માંચેસ્ટર ગયો ને ત્યાં બે વર્ષ ઇજનેર તરીકે કામ કર્યું એવામાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું તરત જ અમેરિકન શસ્ત્રવિક્રેતાઓના આડતીઆ તરીકે તે રશિયા ઊપડ્યો ઝારના અમલના આખરી બાબુ વર્ષોના બનાવો પોતાની આંખ તળેથી કાઢવાનો તેને બહુ સરસ મોકો મળી ગયો પેટ્રોગ્રાડના વિલાસ રાત્રિજીવનમાં ભાગ લેતો, જરાસરખા ઉશ્કેરાટને પણ જ્યાં સ્થાન હોય ત્યાં હમેશ પહોંચી જતો. પોતાના ખધા ને અપ્રામાણિક ભાગીદાર સાથે તે શસ્ત્રોના સોદા કર્યે ગયો પણ બોલ્શેવિક ક્રાંતિએ તેનો ચાલુ ધંધો ને ભાવિ મુરાદ ધૂળમાં મેળવી દીધી તે તદ્દન અકિંચન બન્યો. આથી તે પાછો ઇંગ્લંડ ફર્યો ને ત્યાં શાહી હવાઇદળમાં જોડાયો. મિસરની લડાઇ ને દૂરપૂર્વના મોજણીકામમાં પણ તે કામગીરી બજાવી આવ્યો મિસરમાં તેનું વિમાન ભાંગી પડતાં એટલી તો સખત ઈજા થયેલી કે ત્રણ વર્ષ સુધી તેને સારવારખાનાનો ખાટલો સેવવો પડ્યો હતો.

સારવારખાનામાંથી છૂટ્યા બાદ તે પરણ્યો પોતાની રખડુ જિંદગીને વિસામો આપવા તે અમેરિકા પાછો આવ્યો. પ્રથમ તો મોટરોના વિક્રેતા તરીકે રહેવાનો તેણે વિચાર કરેલો, પણ પાછળથી તે રદ કરી વાન્કુવરના ટાપુ પરના એક એકાંતસ્થળમાં તે સજોડે જઇ વસ્યો. સાહસકથાઓ લખવાની તેણે અહીંથી શરૂઆત કરી તબિયત સુધરતાં તે શિકાગો ગયો ને ત્યાં એક મોટરટ્રક કંપનીમાં જોડાયો મોટરોનું વેચાણ કરી તે સારો જેવો નફો મેળવતો ગયો.

એક દિવસ અચાનક તેણે પોતાનો એ ધંધો મૂકી દીધો એક નાનું હોડકું તેણે ખરીદ્યું ને ઉત્તર સમુદ્રથી કાળા સમુદ્ર સુધી સફર કરવાનો પોતાનો ઈરાદો જાહેર કર્યો. એ સફરનું ધ્યાન પોતાની કટારોમાં લેવા શિકાગોના ડેલી ન્યૂઝ પત્રે તેને સારો જેવો પુરસ્કાર આપ્યો. બસ, ત્યારથી તે એ પત્રનો ભમતો ખબરપત્રી જ બની રહ્યો જરાસરખો પણ ઉહાપોહ જ્યાં



ઊડચો કે તરત ત્યાં એ પહોંચી જાય! સ્ટાલિનના અમલની શરૂઆતમાં રશિયામાં, આંતર-અશાંતિ વખતે મિસરમાં, સત્યાગ્રહની લડત વખતે ગાંધીજીની મુલાકાત લેવા હિંદમાં, ફાસિસ્ટોની સત્તાપ્રાપ્તિ વખતે ઇટલીમાં, સીનફીન ચળવળ વખતે આયર્લંડમાં, પ્રજાસત્તાકની સ્થાપના વખતે સ્પેનમાં અને એવી રીતે જાપાન, અદ્રાબુસિયા, ઝેકોસ્લોવાકિયા, પૉલંડ વગેરે પ્રદેશો રખડી તે ઇંગ્લંડ આવ્યો.

આવી જ રીતે સારી જિંદગી તેણે સાહસ, ચાપલ્ય ને મસ્તીમાં વીતાવી. 'The way of a transgressor'માં તેને વાણી આપી છે. જિંદગીમાં જે જોયું, જાણ્યું ને અનુભવ્યું તેની તેણે રજૂઆત કરી છે; એ પર તર્કો ચલાવવાનું, નિર્ણય બાંધવાનું કે મૂલ્યાંકન કરવાનું કામ તેનું નથી.

મનુષ્યનો એ સ્વભાવગત ગુણ છે કે હરકોઇ પ્રકાર કરતા સાહસ કે શૌર્યની વાતો તેને વધુ આકર્ષે છે ને પોતાની સ્થિતિ જેટલા સંજોગો સહી શકે એટલા સંજોગોમાં તો એવી સાહસી જિંદગી ગુજારવાની તેને ઇચ્છા હોય છે જ પરંતુ નેગ્લી ફાર્સન જેવી જિંદગી તો સાહસકથાકારોમાંના યે બહુ થોડાઓએ અનુભવી હશે અને એથી યે થોડાઓએ તેનું બયાન આવી જીવંત વાણીમાં શક્ય બનાવ્યું હશે અખાડાબાજ, ખલાસી, ઈજનેર, સ્પોર્ટ્સમૅન, વિમાની, સૈનિક, મચ્છીમાર, શિકારી, શોધક એ બધા વેશો ભજવી ચૂકેલો ફાર્સન એવો વરંગી પુરુષ છે જેને મન જિંદગી એ મોજ છે અને દરેક સંજોગોમાંથી પૂરતો કસ ખેંચી કાઢવાનો તેને શોખ છે.

## દક્ષિણ હિંદનું પ્રવેશદ્વાર

*** આખા હિંદમાં શિક્ષણમાં બીજે નંબરે આવતી એની પ્રગતિ, એનું પુરાતત્ત્વ ને એના સાગરતરંગોનું સાંધ્યદર્શન હવે તો કોઇ પણ મુસાફરને અનુભવસુલભ થઇ પડ્યું છે.

સર ષણ્મુખમ્ ચેટ્ટીએ જેને 'અરબી સમુદ્રની મહારાણી' ગણાવી છે તે કોચીનનું હાલમાં જ મુખ્ય બંદર તરીકે ઉદ્ઘાટન થયું છે ઉત્તર હિંદ, કલકત્તા ને મુંબાઇથી માંડી જાપાન, ચીન ને ઑસ્ટ્રેલિયાના ઉતારૂઓ હવે સીધા દરિયારસ્તે ત્યાં ઉતરી શકશે.

તાડ અને નાળિયેરીથી ઢંકાએલા એ બંદરનું ખરું સૌંદર્ય તો અર્નાકુલમ પરથી જોઇ શકાય છે. બંદર અને મહાસાગર વચ્ચે જમીનની એક લાંબી પટ્ટી આવેલી છે જે બ્રિટિશ કોચીન અને મટ્ટાનચેરી અથવા તો નેટીવ કોચીનને નામે ઓળખાય છે. એની આસપાસ લોકગીતો ગાતા ઘૂમતા દેશીઓની હોડીઓ ને પશ્ચાદ્ભૂમિ તરીકે રહેલી વૃક્ષોની ઘટા આથમતા સૂર્યના પ્રકાશમાં અજબ મનોહર દૃશ્ય ઊભું કરે છે

કોચીન પહેલેથી જ પોતાના સોળમી સદી જેટલા પુરાણા સંત ફ્રાન્સિસના દેવળ માટે પ્રખ્યાત છે. હિંદમાંના ઍંગ્લિકનોનું એ જૂનામાં જૂનું પ્રાર્થનાનું સ્થળ છે. ૧૭૯૨માં એ બ્રિટિશોના તાબામાં ગયું એટલે દેવળના પ્રાંગણમાં પોર્ટુગીઝ અને ડચ અફસરોની કબ્રો આસપાસ નવી દિવાલો બાંધી લેવામાં આવી છે

કોચીનનું એવું જ મહત્ત્વનું બીજું સ્થળ ડચ પદ્ધતિએ બંધાએલું સફેદ યહુદીઓનું સાયનેગોગ છે. અંદરખાનેથી એ પુષ્કળ ઝાકઝમાળભર્યું છે જૂના ચીનાઇ પત્થરોથી તેની ફરસબંધી બનાવવામાં આવી છે. તેમાં પેન્ટેટ્યૂક અંકિત કરેલા ખતો હજુ સુધી જાળવી રાખવામાં આવેલા છે.

આ સફેદ યહુદીઓ પાસે કોચીન રાજ્ય તરફથી મળેલા હક્કોનું તાંબાપત્ર છે જે તેમના પહેલા વસાહતી જોસફ રૂબેનને આપવામાં આવેલું તેઓ પોતાને યુરોપીયન ઓલાદના ગણાવે છે ને શ્યામ યહુદીઓ કે જેઓ પોતાને ઇ. પૂ. ૧૨૭૬ થી ૧૨૫૬ સુધીના આસીરિયાના રાજા શાલગાનેઝરથી ઉતરી આવેલા ગણાવે છે તેમની સાથે મુદ્દલ વ્યવહાર રાખતા નથી

કોચીન મૂકી આગળ વધતાં એક બાજુ કોચીન રાજ્ય ને બીજી બાજુ ત્રાવણકોરની હદ શરૂ થાય છે. ઉષ્ણકટિબંધના પ્રદેશોને સ્વાભાવિક એવી વનસ્પતિની વિપુલતા, ચીની ઢબનું સ્થાપત્ય અને દરેક વતનીની સ્વાયત્તતા કોઇપણ મુસાફરનું ધ્યાન ખેંચ્યા વિના ન રહે ત્યાંના વતનીઓનો ખુશમિજાજ અને સફેદ પરિધાન પણ આકર્ષણ જગાવે છે. ઊંચા પહાડી પ્રદેશો ને હોડકાંથી ઓળંગી શકાય એવી નાની નાની નદીઓ એ પ્રદેશને કઇ ઓર સૌન્દર્ય બક્ષે છે.

કોચીન અને ત્રાવણકોર એ હિંદમાંનાં દેશી રાજ્યોમાં ખૂબ પ્રગતિશીલ રાજ્યો ગણાય છે. આખા હિંદમાં શિક્ષિતોનું પ્રમાણ જ્યારે માઇલે ૨૧ આવે છે ત્યારે આ રાજ્યોનું અનુક્રમે ૧૭૩ ને ૨૭૯ આવે છે. બંનેમાં ખ્રિસ્તીઓની વસ્તી મોટે ભાગે છે ને તેનું કારણ, ઠેઠ ચોથી સદીથી ત્યાં થએલો ખ્રિસ્તીધર્મનો પગપેસારો છે. દક્ષિણના એડન જેવા એ કોચીનમાં ખીજું ન ભુલાય એવું તો ઘણું છે, પણ એ સૌમાં યે એના કિનારાની રેતી પર સાગરતરંગોનું સાંધ્યનર્તન તો અમર જ છે. ('હિંદુ' પરથી)

### દુનિયા હજુ યે ખાલી પડી છે!

હાલ વારંવાર આપણી પાસે એ વાત રજૂ કરવામાં આવે છે કે દુનિયાની વસ્તી પુષ્કળ વધી ગઇ છે ને થોડા જ વખતમાં વસ્તીની સંકડાશના સવાલનો સામનો કરવો પડવાનો!

બેશક દુનિયાના અમુક ભાગોમાં જોઇએ તે કરતાં વસ્તીનું પ્રમાણ વધ્યું છે, પણ તેથી માણસને એ દુનિયા સાંકડી પડે છે એમ તો ન જ કહી શકાય. લાખો માઇલના વિસ્તારમાં હજુ દુનિયામાં અણવસાએલા છતાં ફળદ્રુપ એવા અનેક પ્રદેશો પડ્યા છે જે ભવિષ્યના વસવાટની રાહ જોઇ રહ્યા છે.

થોડાં વર્ષો પહેલાં ઉત્તર મંચુરિયા ને મંગોલિયાને માત્ર પહાડો ને વેરાનોની જ ભૂમિ ગણવામાં આવતી. રશિયાએ આખા ઉત્તર એશિયાને પાર કરતી સાઇબીરિયન રેલવે બાંધી ને નવા ને નવા મુસાફરો એ ભૂમિની મુલાકાત લેવા માંડ્યા તેમણે જાણ્યું કે એ ભૂમિમાં દુનિયામાં સર્વોત્કૃષ્ટ ધાન પાકી શકે છે; જાપાનીઓ જેમાંથી બનાવટી દૂધ બનાવે છે અને દવા ને તેલોથી લઈ ઢોરો ને માણસોના ખોરાકમાં જે કામમાં આવે છે એ સોયાબીન્સ પણ ત્યારે જગતની જાણમાં આવ્યાં. ખાણો શોધી કઢાઇ ને માટીનાં ઝુંપડાંઓને બદલે હવે તેનાં શહેરોનો વિસ્તાર ચીનની દિવાલની યે પેલી પાર વિસ્તર્યો છે.

એવું જ અત્યારે વેરાન પડેલા સાઇબીરિયાનું કાં ન બને? તેની ભૂમિ કેનેડા જેટલી જ ફળદ્રુપ છે ખનિજોમા તો તેની સંપત્તિ એથી યે વધી જાય છે. ઈમારતી લાકડા ને ત્યાંની નદીઓમાં ગાછલાંની સંખ્યા પણ એટલી જ વિપુલ છે અત્યારે તો માત્ર દેશનિકાલોથી વસાએલાં રડ્યાંખડ્યાં શહેરો જ ત્યાં છે. તેની ભૂમિ ને કેટલાક ભાગોનાં હવાપાણી એટલાં તો સરસ છે કે બૈકલ સરોવર અને યુરલ પર્વતો વચ્ચેનો પ્રદેશ જ ઓછામા ઓછી દસ લાખની જનસંખ્યા સહેલાઈથી નિભાવી શકે. ભવિષ્યમાં કદાચ એ બીજું કેનેડા પણ બની રહે.

કેનેડામાં પણ અત્યારે છે તેથી ચારગણી વસ્તી નભી શકે એટલો પ્રદેશ બિયાબાન પડ્યો છે દર ચોરસ માઇલે છ જ જણની વસ્તી ધરાવતા ન્યૂ ફાઉન્ડલેન્ડનું પણ એવું જ છે. અને આફ્રિકાના બહોળા પ્રમાણમાં અજાણ રહેલા પ્રદેશો તરફ તો હજુ નજર પણ નાખવામાં નથી આવી.

છતાં જનસંખ્યાના વધારાની બૂમો વધતી જ જાય છે ને આપણે પણ તેમાં આંધળો સાદ પૂરાવીએ છીએ આપણી તો એ કમબખ્તી જ છે કે હિંદીઓ તરીકે ક્યાંયે પગ ઠેરવવાનો મોકો જ આપણને નથી મળતો. કેન્યા ને યુગાન્ડાના વિસ્તારોના વિસ્તાર વસ્તી વિહોણા પડ્યા હોવા છતાં આપણા પ્રગદંડો ત્યાંથી નિર્મૂળ કરવાના પ્રયાસો ચાલુ છે. ઑસ્ટ્રેલિયા આખો માત્ર ચોરસ માઇલે બે જ માણસની વસ્તી ધરાવે છે, છતા હિંદીઓ માટે ત્યાં અવકાશ નથી. દક્ષિણ અને મધ્ય અમેરિકામા યે એવું જ છે. આપણે માટે પગ મૂકવાનું ક્યાંયે ઠેકાણું નથી. મલાયા સુદ્ધાંમાંથી યે હિંદીઓને પાછા કાઢવામાં આવ્યા છે ને?

દુનિયાનાં રાષ્ટ્રો બૂમો પાડે છે કે જનસંખ્યા વધી પડી છે. એમના પૂરતી એ સાચી વાત છે ને એનો રાહ પણ તેમણે અખત્યાર કરી લીધો છે: જાપાને મંચુકુઓ લઇ લીધું, ઇટલિએ હબસીનિયા હજમ કર્યું ને જર્મનીએ પોતાનાં સંસ્થાન પાછાં મેળવવાની જેહાદ ઉપાડી છે. આપણે પણ જનસંખ્યાના વધારાની પાશ્ચાત્યોની હારોહાર કબૂલાત કરીએ છીએ, પણ ગયા એંશી વર્ષમાં બમણી થએલી આપણી વસ્તીના ભારનો આજસુધી કયો ઉકેલ આવ્યો?

(પ્રપંચ) —અશોક હર્ષ

### નાગધણીબાવાળી ખોડીઆર

ચારે તરફ ઊંચા ઊંચા ટેકરાઓની હારમાળા, પાસે જ કલ્લોલતી વાંકાચૂંકા રંગ વહેણવાળી માળેશ્રી, બંને કિનારા પરની લીલીછમ ઘટા, ને પક્ષીઓના મધુર કિલકિલાટ 'નાગધણીબા'ની પહેલી જ મુલાકાતે અમને જાણે આવકારી ઊઠ્યાં.

નાગધણીબા ભાવનગરથી આશરે ચૌદ માઇલ થાય. તળાજા ટ્રામવે મારફત જઇએ તો વાળી સ્ટેશને ઊતરી પડી બાકીનાં ત્રણ માઇલ પગે જવું જોઇએ. ત્યાંની ખોડીઆર માતાના દર્શન કરવાની અને ત્યાં એકાદ ઉજાણી કરવાની અમારી લાંબા કાળની ઇચ્છા હતી ને તે બર લાવવા રવિવારે એક ખટારો ભાડે કરી અમે ઊપડી નીકળ્યા હતા.

ખોડીઆર માતાજીનું મંદિર આંબાવાડિયા વચ્ચે એક સાદા ચણેલા ચોતરા ઉપર બાંધેલું છે. પાસે એક કૂવો અને મંદિરની પાછળના ભાગમા મહંત તથા યાત્રાળુઓને ઊતરવા માટે ધર્મશાળા બનાવેલા છે.

અમારો અવાજ સાંભળી મહંત બહાર આવ્યા ખટારા વાળાને સાંજના સાત વાગ્યે પાછા આવવાનું કહી ભાવનગર તરફ રવાના કર્યો અને અમે બધાએ ધર્મશાળામાં ધામા નાખ્યા.

ત્યાગી દેખાતા મહંત પણ થાલુ જમાનાને ઓળખતા હોય તેમ લાગ્યું. તુરત જ એમણે એક માણસને બોલાવી પાસેના ગામમાંથી દૂધ લઈ આવવા કહ્યું અને બીજાને ઝડપથી ચા તૈયાર કરવાની સૂચના આપી, પોતે અમને માતાજીના ચમત્કારની વાતો સંભળાવવા બેઠા

મહંતની ચા પીધા બાદ રસોઇ–પાણીની સગવડ કરી અમે તરત જ નહાવા ઊપડ્યા દેખાવમા નાની એ માળેશ્રી નદી આ સ્થાનને રમણીય બનાવવામાં સૌથી વધારે હિસ્સો અર્પતી જણાઇ. ધણીબા ગામનો પાણી-શેરડો પણ અહીં જ આવેલો છે. પાંચ છ ફૂટ ઊંડા એના પાણીમા નહાવાની ઓર મઝા આવી.

સ્નાનથી પરવારી ઉજાણી પણ આનંદથી ઊજવી. બાદ થોડો વખત આરામ લઇ, સહેજ તડકો નમ્યો એટલે સૌ ફરવા માટે નીકળી પડ્યા કેટલાકે નદી કિનારે રેતી ઉપર આંબાના છાયડા નીચે બેસી વાતો કરવાનું પસંદ કર્યું તો કોઇએ અહીંતહીં ભટકી કુદરતનું અવલોકન કરવાનું વિચાર્યું.

અમારે ક્યારે જવું એનો વિચાર કરતાં થોડે દૂર ચાલ્યા એટલામાં એક ગોવાળ છોકરો અમારી પાસે આવી બોલી ઊઠ્યો, 'શેઠ, હાલો મારી સાથે; હું આ બધા ડુંગરા તમને બતાવું.' ઉજળાં લૂગડાંવાળાને ગામડીઆ હમેશાં શેઠીઆ જ ધારે છે!

આ છોકરા સાથે ફરવા જવા અમે ત્રણ જણ તૈયાર થયા. થોડે દૂર ચાલ્યા ત્યાં એક સીધો કરાડવાળો અને લગભગ પચાસેક ફૂટ ઊંચો, નદીના કિનારા ઉપર જ આવેલો એક ટેકરો જોઇ તે બોલી ઊઠ્યો, 'જુઓ! આ ટેકરા ઉપર તમે ચઢી શકવાના ?!'

ટેકરો ઊંચો, સીધો અને કાચા પત્થરની કાંકરીઓ વાળો હતો નીચે જોઇએ તો નદીમાં ભેંશની પીઠ જેવી કાળી શિલાઓ અને પાસે કાંટાવાળી હાથલા થોરની વાડ આવેલી હતી ઊંચે ચઢતાં જો લપસી પડીએ તો સીધા આ વાડમાં અને કાં તો એ નદીની શિલા ઉપર. પછી શું બને એની કલ્પના જ કમકમાટી ઉપજાવે તેવી હોવાથી વિના કારણ એવા ટેકરા ઉપર ચઢી જોખમ વહોરી લેવું એ અમને ન રૂચ્યું!

'બસ, આટલામાં હિંમત હારી ગયા ?!' કહેતાકને એ છોકરાએ ઝપાટાબંધ કેડ બાંધી લીધી અને 'જોઇ લેજો હો કે ?!' એમ કહેતામાં તો એ અર્ધે ટેકરે પહોંચી જવા આવ્યો!

ડુંગરા ઉપર નહોતો ચડવાનો રસ્તો કે નહોતી કેડી છતાં પત્થરની એક અણી ઉપરથી બીજી અણીએ અને ક્વચિત ઝાડનું મૂળિયું, ડાખળી કે ઠૂંઠું આવતું તે પકડી જોતજોતામાં સહેલાઇથી એ ઉપર ચઢી ગયો અમને તો એ જોતાં, મર્દાનગી ને સાહસ ગામડાંમાં જ જઇ ભરાયાં હોય એમ લાગ્યું

એ છોકરા સાથે જેટલા ટેકરા ખૂંદી વળાય તેટલા અમે ખૂંદ્યા; નીચી નજર કરતાં આંખે ચડતું અપ્રતિમ સૌન્દર્ય ખૂબખૂબ નીરખ્યું અમને લાગ્યું, આટલો બધો ડુંગરાઉ રસ્તો પસાર કરી છેવટ આવા નિર્જન સ્થળે આવવામાં અમે ભૂલ તો નહોતી જ કરી. એક ટેકરા ઉપર નાગદેવના તથા બીજા ટેકરા ઉપર નાગનાથ મહાદેવનાં દર્શન કર્યાં બાદ અમે ઉતારે પાછા ફર્યા. સાંજના સાત થવા આવ્યા અને મોટરનું હૉર્ન સંભળાયું 'નાગધણીબાવાણી ખોડીઆર માતા-ની જય' બોલાવી અમે ખટારામાં ચઢી બેઠા કે વહેલું આવે ભાવનગર!

—દેવજી ગ. ઝાઝરૂકિયા

## અવાજની અસર

* * * અવાજની કર્કશતાથી તમે ત્રાસતા હશો, પણ એનું આ અમાનુષીપણું તમે કદી વિચાર્યું?

આ યુગ જ અવાજોનો છે, કારણ તે યંત્રોનો યુગ છે જમીન, પાણી, હવા ને જમીન તળે પણ બધે અવાજો જ પૃથ્વીને આંતરી રહ્યા છે.

અને અવાજની એ ભયંકર બાજુ છે કે આપણે તેનાથી છૂટી શકતા નથી. આંખને ન ગમતા દૃશ્ય સામે આપણે આંખો મીંચી જઇએ છીએ પણ કાનોને ન ગમતા અવાજો સામે આપણે તે બંધ કરી શકતા નથી. આંખ માટે આપણને પાંપણ છે, પણ કાન માટે તેવું કશું ઢાંકણ પણ નથી!

શહેરોની સાથે જ વણાયેલાં વાહનો ને યંત્રોના અવાજો આપણને મગજોનો થાક ઉપજાવે છે એ તો હવે સાબીત થઇ ગયું છે; એટલું જ નહિ પણ શરીરના મજ્જાતંતુ કોષોમાં પણ તે મંદતા આણી દે છે. કર્કશ અવાજથી શરીરના એકેએક ભાગને અસર થયા વિના રહેતી નથી

આ કારણે શહેરોમાં બહેરાશનું પ્રમાણ વધતું જાય છે ને કાન તથા આંખની સૂક્ષ્મરચના એક જ સ્થાને રહેલી હોઇ, આંખો ઉપર પણ તેની અસર થયા વિના રહેતી નથી.

કદાચ આપણી સંસ્કૃતિની અંતર્રચના જ અવાજ પર નિર્ભર થએલી ગણી આપણે દિવસને ભાગે ઉપજતા અવાજોની વિપુલતા જતી કરીએ; પણ રાત્રે કે જ્યારે મજ્જાતંતુ કોષોનું કામ પૂર્ણ વેગથી ચાલવાનું હોય છે ત્યારે તો એ ચાલુ રહેવા દેવાનું અમાનુષીપણું આપણે ન વહોરવું જોઇએ પ્રશાંત રાત્રિની ઘસઘસાટ ઊંઘનો એટલો હક્ક પણ રહેવા ન પામે તો આપણી ધૃષ્ટ સંસ્કૃતિનું મૂલ્ય શું? (ન્યૂ હેલ્થ)

## દુનિયાભરમાં

* * * દુનિયાનું ઊંચામાં ઊંચું શિખર એવરેસ્ટ ને ઊંડામાં ઊંડો દરિયો ફિલિપાઇન્સ પાસે પાસિફિક મહાસાગર છે, એવાં ભૌતિક સત્યો તો આપણે કદાચ જાણતા હઇશું પણ પ્રયત્નશીલ મનુષ્યે કદ, વજન વગેરેની જે નવી સીમાઓ ઊભી કરી છે, તેમાંની આપણે કેટલી જાણીએ છીએ? એવાં કેટલાંક તથ્યો આ નીચે ઉતારેલાં છે.

દુનિયાનું ઊંચામાં ઊંચું મકાન ન્યૂ યૉર્ક શહેરનું એમ્પાયર સ્ટેટનું છે, જ્યારે નાનામાં નાનું રાણી મૅરીનું 'ઢીંગલીનું ઘર' છે.

દુનિયાનું નાનામાં નાનું એન્જિન બીલ નામના ઇજનેરનું બનાવેલું છે. તેનું કદ એક ઇંચનું ને વજન પા ઔંસ છે.

દુનિયાના મોટામાં મોટા દીવા વિમાનો માટે ઊભી કરેલી રુપેરી સર્ચલાઇટો છે જેમનો પ્રકાશ સૂર્યના પ્રકાશ જેટલો હોય છે; જ્યારે નાનામાં નાના રબ્બરની નળીમાં દર્દીના ગળાની અંદર ઉતારી શકાય એવડા છે!

દુનિયાનો ઊંચામાં ઊંચો માણસ 'આયરિશ રાક્ષસ' તરીકે ઓળખાતો ઓ'બ્રાયન ગઈકાલ સુધી લેખાતો. પણ હવે અ-મેરિકાનો રૉબર્ટ વાડલો તેને પણ દોઢ ઇંચ ટપી જાય છે વાડલોની ઊંચાઇ છે સાત ફૂટ ને સાડા આઠ ઇંચ.

દુનિયાનો ભારેમાં ભારે માણસ એક કૅલિફૉર્નિઅન છે જેનું વજન ૭૮૭ રતલ છે, જ્યારે દુનિયાની જાડામાં જાડી વ્યક્તિ અમેરિકાની એક વિનોદશાળામાં કામ કરતી 'લિટલ આલ્પાઇન' છે જેનું વજન ૭૦૦ રતલ છે.

દુનિયામાં આજ દિવસ સુધી સંભળાએલો જબરામાં જબરો અવાજ ૧૮૮૩માં સુંદાની સામુદ્રધુનીમાં ફાટેલા કેકાટોઆ

જ્વાળામુખીનો હતો, જે ત્રણ હજાર માઇલ સુધી સંભળાયો હતો; પણ માણસે હવે એવું નાજુકમાં નાજુક યંત્ર બનાવ્યું છે કે ફૂલની અંદરના કીડાની હીલચાલ તો શું પણ માણસનો કાન કદી ઝડપી જ ન શકે એવા સેકન્ડના દોઢ લાખથી બે લાખ આંદોલનો ઉપજાવનારા અવાજો પણ તેથી સાંભળી શકાય છે.

દુનિયાનું નાજુકમાં નાજુક એન્જર વૅક્યૂમ ટ્યૂબ છે જેથી સેકન્ડના માત્ર છ પરમાણુઓ જેટલો વીજળીનો પ્રવાહ પણ માપી શકાય છે જ્યારે મોટામાં મોટું એન્જર પાસાડેના પાસેની માઉન્ટ વિલ્સનની વેધશાળા છે જેથી ૩,૦૦,૦૦,૦૦૦ પ્રકાશવર્ષો છેટેની વિશ્વની દૂરમાં દૂરની નિહારિકા પણ શોધી શકાઇ છે. (ટિટ્-બિટ્સ)

### ક્વિનાઇનનું બરાબરિયું દેશી ઔષધ

એમ માનવામાં આવે છે કે મૅલેરિયા માટે ક્વિનાઇન જેવું અસરકારક કોઇ પણ ઔષધ દુનિયામાં નથી.

પણ આયુર્વેદમાં ક્વિનાઇન કરતાં પણ ઘણી સારી અસર કરનાર ઔષધો છે. તેમાંનો એક પ્રયોગ આ નીચે આપીએ છીએ. આ પ્રયોગની શોધ દિલ્હીના પ્રસિદ્ધ હકીમ અજમલખા સાહેબે કરી હતી; અને અમે પોતે ઘણા દર્દીઓ પર અજમાવી જોઈ ખાતરી કરી છે. આ દવા ક્વિનાઇન કરતા પણ સારી અસર કરે છે અને ઘણે ભાગે એક જ દિવસમાં તાવને નાબૂદ કરે છે. વળી તેનાથી ક્વિનાઇન જેવી ખરાબ અસર થતી નથી. ઊલટું શક્તિમાં પણ વધારો કરે છે.

પિત્તપાપડો દસ તોલા લઇ તેની ઉપરનું લાલ ફોતરું કાઢી નાખવું. પછી તેને જોખીને એની બરાબર કાંગસિયા(સં૦ करंज)ના બીજ લેવાં. બંનેની ઝીણી ભૂકી કરી થોડા પાણી સાથે વાટી એકેક વાલની ગોળીઓ બનાવવી.

તાવ આવવાના વખતથી છ કલાક પહેલાં મોટા માણસને બે કે ત્રણ ગોળીઓ પાણી સાથે આપવી. એવી જ રીતે બબ્બે કલાકને આંતરે ત્રણ વખત આપવી

ઘણે ભાગે પહેલે જ દિવસે તાવ જતો રહેશે. કબજિયાત હોય તો એરંડિયું અગર બીજી દવા લઇને પહેલે દિવસે પેટ સાફ કરવું જોઇએ

તાવ આવવાના દિવસે લાંઘણ કરવી જોઇએ.

(દિનકર) —વૈદ્ય ગોપીનાથ ગુપ્ત

### બરફનું ઉષ્ણતામાન કેટલું?

બરફ ઉપર થર્મોમીટર મૂકતા પારો શૂન્ય ઉપર જ આવે એ માન્યતા ખરી નથી. બરફનું ઉષ્ણતામાન શૂન્યથી ઘણું નીચે જઇ શકે છે. પરંતુ ઓગળી જતા બરફનું ઉષ્ણતામાન શૂન્ય રહે છે અને તે તમામ બરફ ઓગળી જાય ત્યાંસુધી શૂન્ય જ રહે છે. બરફ ઓગળી ગયા પછી તેનું ઉષ્ણતામાન વધવા લાગે છે. આ જ પ્રમાણે ઊકળતાં પાણીની વરાળ થતાં ઉષ્ણતામાન સો અંશ ઉપર આવે છે તે પાણીનાં ટીપાની વરાળ થઇ જાય ત્યાંસુધી એટલું જ રહે છે. વરાળને વધુ ગરમ કરીએ તેમતેમ તેનું ઉષ્ણતામાન વધતું જાય છે. (સુવિજ્ઞાન)



શિક્ષક: પાટલૂન એકવચન છે કે બહુવચન, રમુ?

રમુ: ઉપર એકવચન ને નીચે બહુવચન, સાહેબ!

卐

શિક્ષક: છોકરાંઓ, કાલે પ્રોફેસર પાલીઆ ચંદ્ર ઉપર વ્યાખ્યાન આપવાના છે તમારે બધાએ તેમાં હાજર રહેવાનું છે.

રમેશ: હું નહિ આવી શકું, સાહેબ!

શિક્ષક: કેમ, શું વાંધો છે?

રમેશ: મારી બા મને એટલે દૂર સુધી ન મોકલે!

卐

વકીલે હવે ગુનેગારની ઉલટ તપાસ લેવા માંડી: 'અને તમે કહો છો કે આ હસ્તાક્ષરો તમારા નથી?'

'ચોક્કસ એ મારા નથી'

'ત્યારે તમારા હસ્તાક્ષરને ઓળખતા છો, ખરું?'

'ના સાહેબ.'

'વારુ, ત્યારે તમારા હસ્તાક્ષરનો કોઇ નમૂનો દેખાડી શકશો?'

'ના સાહેબ.'

'કેમ એમ?'

'કારણકે મને લખતા જ નથી આવડતું!'

卐

કોઇ ન્યાયાધીશને એકાદ નોકર રાખવો હતો. ઘણી રકઝક પછી એક જણ સાથે મહિનાના ચાલીશ રૂપિયા ઠરાવતા બોલ્યા: 'વારુ, ચાલીશ રૂપિયા અથવા ચૌદ દિવસ!'

卐

એક મિત્ર: પેલો ચિત્રકાર વ્યક્ટ તો તારો દોસ્ત છે ને?

બીજો: હા, હતો. પણ એક દિવસ એણે મને તેના ચિત્રો કેવાં લાગે છે એ પૂછવાની મૂર્ખાઇ કરી ને મેં તેને જવાબ આપવાની મૂર્ખાઈ કરી ત્યારથી એ દોસ્તી તૂટી ગઈ છે.

卐

એક વખત એક રશિયન અને એક અમેરિકન ભેગા થઇ ગયા ને પોતપોતાના દેશમાં પડતી ઠંડીની વાત કરવા લાગ્યા.

રશિયન: અમારા દેશમાં એટલી ઠંડી પડે છે કે કીટલીમાંથી બહાર રેડતાં પાણી પણ ઠરી જાય.

અમેરિકન: અરે, એમાં શું? અમેરિકામાં તો મેં એક ખડક પરથી ઘેટાને કૂદતો જોએલો તે ઠરીને હવામાં જ લટકી રહેલો.

રશિયન: પણ ગુરુત્વાકર્ષણનો નિયમ તેમ ન થવા દે.

અમેરિકન: અરે, એ નિયમ પણ યાર, ઠરી ગયો હતો!

卐

શિક્ષક: (નિસાસો નાખતા) આજે મારો નાનો ભાઇ ઘોડે ચડી સીમમાં ફરવા ગયો ત્યા ઘોડો તેને પટકીને નાસી ગયો, અને એને સખત ચોટ લાગી.

વિદ્યાર્થીઓ: (એક સામટા) સાહેબ, અમે ઘોડો પાડી લાવીએ?

## આપણે પોતે

એક કલાકમાં આપણા હૃદયમાંથી ૫૪૦ રતલ લોહી પસાર થાય છે.

❖

આપણાં ફેફસાંમાં કુલે ૧૭,૪૦,૦૦,૦૦૦ છિદ્ર અથવા કોથળીઓ હોય છે, જે બધીને છૂટી પાથરવામાં આવે તો આપણા શરીરથી ત્રીસગણી વધારે લંબાઇ રોકે

❖

આપણે દરરોજ ચાર લાખથી સાડા છ લાખ ચોરસ ઇંચ હવા શ્વાસમાં લઇએ છીએ.

❖

આપણા પ્રત્યેક વાળનું એકંદર આયુષ્ય પાંચ વર્ષનું હોય છે.

❖

દર એક સો દસ દિવસે આપણા નખ આખા નવા આવે છે.

❖

આપણે હવા વગર વધુમાં વધુ પાંચ મિનિટ, પાણી વગર એક અઠવાડિયું ને નિદ્રા વગર દસ દિવસ ચલાવી શકીએ.

❖

પાંચ વર્ષ સુધી સતત બોલ્યા કરતા આપણી જેટલી શક્તિ ખર્ચાય તેટલી શક્તિથી ૨૫ વૉટનો વીજળીનો દીવો એક મિનિટ બાળી શકાય.

❖

આપણને લાગુ પડતા રોગોમાં વધુમાં વધુ મોત નીપજાવનારા હૃદયના રોગ ને બીજે નંબરે કૅન્સર આવે છે.

❖

આપણામા દર પંદર હજાર માણસે એક જ માણસ રતાંધ, ને દર દશ લાખે એક જ અંધ હોય છે.

❖

આપણી બૂમ વધુમા વધુ સોળ સો ફૂટ ઊંચે સંભળાય છે.

❖

આપણા મગજના ૧૨,૦૦,૦૦,૦૦૦ કોષો છે.

❖

આપણા વાળની સંખ્યા સરેરાશ ૧,૧૦,૦૦૦ હોય છે.

❖

આપણે ચીડાઇએ છીએ ત્યારે ચહેરાના પચાસ સ્નાયુઓ સંકોચાય છે.

❖

આપણા ફેફસા દસ પિન્ટ હવા ભરે છે છતાં આપણે ઉપયોગમાં છ જ પિન્ટ લઇએ છીએ

❖

આપણા આંસુમાં ૯૮૪ ભાગ પાણી ને ૧૬ ભાગ મીઠું હોય છે.

❖

આપણા શરીરનો અરધા ઉપરાંત ભાગ પાણીનો બનેલો છે.

❖

આપણામાંથી ભુરા વાળ વાળા માણસો વધુ જીવનારા હોય છે.

❖

આપણે આપણા વજન કરતાં સરેરાશ અઢી ગણું ઊંચકી શકીએ.

## આપણી પૃથ્વી

આપણી પૃથ્વી જેમ ઠરતી જાય છે તેમ સૂર્યથી છેટી ને છેટી થતી જાય છે ને એની ગતિ પણ ઘટતી જાય છે.

O

આપણી પૃથ્વીને બીજો પણ એક ચંદ્ર છે ૪૦૦થી ૫૦૦ ફૂટ પહોળાઇનો એ કકડો સેકંડે સાડા ત્રણ માઇલની ગતિએ પૃથ્વીની આસપાસ ફર્યા કરે છે.

O

આપણી પૃથ્વીના ઉત્તર દક્ષિણ ધ્રુવના બે છેડાઓમાંથી સામસામો અદૃશ્ય પ્રવાહ વહ્યાં જ કરે છે.

O

આપણી પૃથ્વી પર હવાનું દબાણ દર ચોરસ ઇંચે પોણા પંદર રતલનું છે

O

આપણી પૃથ્વીનાં અઢીસો વરસ એટલે છેલ્લા ને નાના ગ્રહ પ્લૂટોનો એક દિવસ।

O

આપણી પૃથ્વીના એક ચોરસ માઇલ પર પડેલા એક ઈંચ વરસાદનું પાણી ૧,૭૫,૦૦,૦૦૦ ગૅલન થાય

O

આપણી પૃથ્વીનો પરીઘ ૨૪,૯૦૩ માઇલનો છે

O

આપણી પૃથ્વી પર ઉત્તર કરતાં દક્ષિણધ્રુવ પર સરેરાશ ઉષ્ણતામાન ઓછું રહે છે, કારણ તે ઉચ્ચપ્રદેશ પર આવેલો છે.

O

આપણી પૃથ્વી પરથી વાતાવરણ બનાવતાં મૂળતત્ત્વોનો લોપ થતો જાય છે.

O

આપણી પૃથ્વીની વય બે અબજ વર્ષની લેખાય છે. તેના પર સજીવતાનો વિકાસ આજથી ત્રણકરોડ વર્ષ પર થયો પહેલવહેલા માણસને પેદા થયે હજુ ત્રણ લાખ વર્ષો જ થયાં છે.

O

આપણી પૃથ્વીનું ક્ષેત્રફળ વીસ કરોડ ચોરસ માઇલ છે.

O

આપણી પૃથ્વીની વીસ માઇલ નીચેની સપાટી પર ધરતીકંપોની કશી અસર થતી નથી.

O

આપણી પૃથ્વીને મળતા સૂર્યના પ્રકાશની ગતિ એટલી છે કે એક સેકંડમા આખી પૃથ્વીની આસપાસ સાત વખત પ્રદક્ષિણા કરી વળે.

O

આપણી પૃથ્વીના પેટાળમાં સૌથી વધુમાં વધુ ધાતુ ઍલ્યુમીનિયમ છે.

O

આપણી પૃથ્વી પર સૌથી મોટા ફેરફાર ધરતીકંપથી થાય છે. તેના ઉદાહરણ રૂપે દક્ષિણ અમેરિકા ને આફ્રિકા વચ્ચે ઉપસી આવેલી ૧૩,૦૦૦ ફૂટ સુધીની ઉંચાઇની પર્વતમાળા છે.

O

આપણી પૃથ્વીથી નજીકમાં નજીકના તારાનું છેટું સત્તર પ્રકાશ વર્ષ છે.

## વિકસતું વિજ્ઞાન

માણસનાં આંગળાંનું કે અંગૂઠાનું નિશાન હોય તો તેને ગમે ત્યાંથી ઓળખી શકાય છે તેમ ઘોડાના નાકની છાપથી પણ પ્રત્યેક ઘોડાની ઓળખ થઇ શકે છે. ફ્રાન્સમાં શરતના મેદાનોમાં ઘોડાઓ બદલી નાખવામાં ન આવે તેથી તેમના નાકની છાપ લેવાય છે આવી પ્રત્યેક છાપ અદ્વિતીય મનાય છે અને ઘોડાઓની ઓળખ માટે સૌથી ચતુર ઉપાય તરીકે તે સિદ્ધ થએલી છે.

મોટરોના રાજા હેન્રિ ફોર્ડે એક નવો જ ઉદ્યોગ હાથ ધર્યો છે. દશ લાખ પૌંડ ખરચી તેણે એક મીલ કરી છે. એ મીલમાં તાજેતરમાં ખૂબ ચર્ચાસ્પદ બનેલા સોયા બીન્સમાંથી એક એવું પ્લાસ્ટિક બનાવવામાં આવશે જે લોખંડ કે ઍલ્યુમિનમનું કામ આપશે મોટરોની ખર્ચાળતા પણ એથી ઘટશે.

તમને ખબર નહિ હોય કે રાઇમાંથી નીકળતો ગૅસ એ કાતિલમાં કાતિલ અસ્ત્ર છે ને હવે યુદ્ધોમાં મુખ્યત્વે તેનો જ ઉપયોગ થવાનો છે કપડું રબર કે ચામડાં સુદ્ધાંને તે તોડી શકે છે, ને તેની કાતિલ અસર બીજા કોઇ પણ ગૅસો કરતાં વધારે —૧૪ દિવસ ટકાવી શકે છે. તેલિયાં કપડાં પણ એની અસરથી માણસને ફક્ત અરધો કલાક જ બચાવી શકે છે.

બ્રિટનની નવી બંધાએલી સ્ટીમર ક્વીન મેરીમાં અલ્ટ્રા શૉર્ટ રેડિયોવેવ્ઝ છોડતી એક રેડિયો સર્ચલાઇટ સહીસલામતી સારુ ગોઠવવામાં આવી છે. એના પ્રકાશના માર્ગમાં કોઇ વહાણ કે સ્ટીમર યા નાનો સરખો યે ઘન પદાર્થ આડો આવે છે કે તરત જ એ કિરણો પાછાં વળે છે ને એક જાતનો પડઘો પાડે છે. પાછાં વળતાં કિરણોના કોણ પરથી એ અંતરાયની દિશા ને પડઘાના અવાજ પરથી તેની દિશા નક્કી કરી શકાય છે.

હમણાં જ ચાર ફોટોગ્રાફરોને હાથે બની ગએલો એક અકસ્માત કદાચ ફોટોગ્રાફીની દુનિયામાં એક આશીર્વાદ સમાન થઇ પડે. તેમણે ઇમલ્ઝન ચોડેલા પ્રિન્ટિંગ પેપર પર ફોટો ઉતારતાં જ્યાં સફેદ ભાગ જોઇએ ત્યાં કાળો ને કાળાને ઠેકાણે સફેદ ભાગ ઊઠી આવ્યો એ ઇમલ્ઝન ક્યા કારણે એવું બન્યું એ તેઓ શોધવા લાગ્યા છે ને એ શોધાશે એટલે ફોટોગ્રાફીના જરૂરી માધ્યમ જેવી નેગેટિવ લેવાની બીલકુલ જરૂર નહિ રહે.

વિજ્ઞાનનો વિકાસ જેમને ઉત્તરોત્તર સ્થાનભ્રષ્ટ કરતો જાય છે એમની નામાવલિમાં થોડા જ વખતમાં વરાળનું નામ પણ ઉમેરાશે, કારણકે વિજ્ઞાનીઓએ તેના કરતાં અનેક ગણી ગરમી આપી શકે એવો ડિફેનીલ નામનો એક વાયુ શોધી કાઢ્યો છે એનું દબાણ વધાર્યા વગર કોઈ પણ ઉષ્ણતામાન પર એને લઇ જઈ શકાય છે. એટલે એ રીતે વરાળ કરતાં એ વધુ ઉપયોગી ને સલામત રહેશે.

## લીલો મેવો

સૂર્યનો હાલે જ દેખવામાં આવતો એક ડાઘ ઓછામાં ઓછા ૧૭ કરોડ ચોરસ માઇલનો પટ રોકે છે. વિજ્ઞાનિકોનું કહેવું છે કે વાતાવરણ અને વરસાદ પર તેની ગજબ અસર થશે. તેમાંથી વછૂટતી જ્વાળાઓ અને ઉઠતી સપાટી અંગના સારા સારા ફળદ્રુપ પ્રદેશોને બરફના મેદાનોમાં પલટાવી દેશે ૧૮૯૩ના ફેબ્રુઆરી પછી આવો શકસી ડાઘ ક્યારે ય જોવામાં આવેલો નહિ.

યુગોસ્લાવિયાના બેલ્ગ્રેડ શહેર પાસે એક ગામડું છે જેમાં બધા જ પુરુષો આંધળા છે. તેઓ બધા ગત મહાયુદ્ધના સૈનિકો છે અને પોતાની પત્નીઓ સાથે ત્યાં વસે છે.

ઇંગ્લંડના સર માલ્કમ કેમ્પબેલે છેલ્લી કેટલીક શરતોમાં કલાકના ૩૦૧ માઇલની ઝડપે મોટર હાંકી હતી જે ઘણાખરા વિમાનોથી યે વધી જાય છે.

સહરાના રણમાં ત્રણ સો ફૂટ ઊંડો કૂવો ખોદતાં તેમાંથી માછલીઓ મળી આવી હતી. જમીનની અંદર વહેતો પાણીનો પ્રવાહ તેમને ખેંચી આણ્યો હોય એમ મનાય છે.

સંધિવાના દર્દીના શરીરમાં સોનાના રસના પાતળા પ્રવાહીના ઇંજેક્શન આપવાનો અખતરો લીડ્સના એક દાક્તરે સફળતાથી પાર પાડ્યો છે.

દુનિયામાં નાનામાં નાની જન્મેલી વ્યક્તિ લુસીયા ઝેરેટ હતી. ૧૮૬૩માં એ ન્યુ યૉર્કમાં જન્મેલી અને પુખ્ત વયે તેની ઉંચાઇ ફક્ત વીશ ઇંચ રહેલી વિખ્યાત ઠીંગુજી ટૉમ થંબ પણ ૩૨ ઇંચ ઉંચો હતો.

અમેરિકાના મ્યૂઝિયમ ઑફ નેચરલ હિસ્ટરીમાં એક ચાર આંખો વાળી માછલી લાવવામાં આવી છે. તરતી વખતે એની બે આંખો સપાટી પર જુએ છે, જ્યારે બે આંખો પાણી નીચે જોતી આવે છે.

એક હંગેરિયન પ્રો. ઇસ્ટવાન ઝિમરમાને ચાર મહિનાની મહેનત બાદ નાનામાં નાનું ઇલેક્ટ્રિક મશીન શોધી કાઢ્યું છે, જેમાં ડાયનેમોનું કદ ફક્ત માખી જેવડું છે.

ચશ્માંમાં કાચને ઠેકાણે ત્રિપાર્શ્વકાચો (prisms) ગોઠવવાનો નુસખો હાલમાં જ શોધાયો છે. આથી પ્રકાશના કિરણો એવો કાટખૂણો કરે છે કે પથારીમાં પડ્યાં પડ્યાં આરામથી પુસ્તક વાંચી શકાય છે.

મનુષ્ય કરતાં કૂતરાની શ્રવણશક્તિ વધુ તીવ્ર હોવાનું જણાવનાર પ્રો. ગેલ્ટને હાલમાં કૂતરાઓ માટે એક સીસોટીની શોધ કરી છે જે મનુષ્યો સાંભળી જ નહિ શકે.

માનવતાની મૂર્તિસમા ઉદાર હાતિમ તાઇને કોઇએ પૂછ્યું 'તમારા કરતાં વધુ લાયક માણસ તમે દુનિયામાં જોયો-સાભળ્યો છે ખરો ?' જવાબ મળ્યો: "હા; એક વાર મેં લોકોની ભારે ગહેમાનગત કરી હતી તે દહાડે સંજોગવશાત્ જંગલ તરફ જવાનું થતા માથા પર લાકડાંનો ભારો લઈ એક કઠિયારો મને મળ્યો. આટલા બધા માણસો હાતિમના મહેમાન બન્યા છે ને હું શા માટે ત્યાં નથી ગયો એમ એને પૂછતા એણે ગૌરવથી જવાબ દીધો: 'જે પોતાની છાતી પરનો પરસેવો ઉતારી રોટલો ખાય છે તેને વળી હાતિમને ત્યા જવાની શી જરૂર?' (અ.રૂ.ના)

અનેકાર્થી શબ્દ: આરો=ધાર, કિનારો; પાર,છેડો; માર્ગ, છુટવાનો ઉપાય; પૈડાનો નાભિથી પરીધ પર્યંતનો કકડો; છાણાનો હળાળો, ચૂના અને રેતીના મિશ્રણના ડોલનો ખાડાવાળો ઢગલો; નિયત કાલાવધિ (જૈન)

કહેવતોના અર્થ 'ધર્મ કરતાં ધાડ પડવી.' સારા પરિણામની આશા રાખી સાચી ધગશથી કોઈ કામ કરવા ગયા હોઇએ છતા પરિણામ જ્યારે વિપરીત આવે ત્યારે આ કહેવત વપરાય છે એને મળતી જ કહેવત:'નિમાજ પઢતા મસીદ કોટે વળગવી'

ગણિત ગમ્મત

૧૫૩૮૪૬ × ૧૩ = ૧૯૯૯૯૯૮
૨૩૦૭૬૯ × ૧૩ = ૨૯૯૯૯૯૭
૩૦૭૬૯૨ × ૧૩ = ૩૯૯૯૯૯૬
૩૮૪૬૧૫ × ૧૩ = ૪૯૯૯૯૯૫
૪૬૧૫૩૮ × ૧૩ = ૫૯૯૯૯૯૪
૫૩૮૪૬૧ × ૧૩ = ૬૯૯૯૯૯૩
૬૧૫૩૮૪ × ૧૩ = ૭૯૯૯૯૯૨
૬૯૨૩૦૭ × ૧૩ = ૮૯૯૯૯૯૧

ટાઈલ્સ ઉપરથી ડાઘ કાઢવા માટે એક મોટા લીંબુના રસમા થોડી ખાંડ મેળવી અરધી ડોલ પાણીમા એ નાખી તે વડે સાફ કરશો તો તરત નીકળી જશે.



દક્ષિણ અમેરિકાનું કીડીખાઉ; દોરા જેવી જીભ કાઢી શિકાર ચપાટે છે

ચીંથરાંમાથી કાગળ બનાવવાની શરૂઆત ઈ. ૧૦૦૦મા થઈ

જગતભરમાં સૌથી પહેલી દીવાદાંડી અલેકઝાંડ્રિયામા ઇ સ. પૂર્વે ૨૮૫મા બંધાઈ હતી.

એક જ ડુબકી મારી વ્હેલ છસો ફૅધમ ઊંડા પાણીમા ઊતરી જાય છે.

આપણું ચાલુ વર્ષ ૧૯૩૬ એ ૪૪ ની વર્ગસંખ્યા છે. ફરી એવું વર્ષ ઠેઠ ૨૦૨૫મા આવવાનું.

વિખ્યાત કવિ રોબર્ટ બ્રાઉનિંગની એક આખ ટૂંકી નજરની અને એક આંખ લાંબી નજરવાળી હતી; એટલે તે વાચતી વખતે એક આખ મીચતો અને ચાલતી વેળા બીજી.

યુનાઇટેડ સ્ટેટ્સ અને કૅનેડાની વચ્ચે, દરિયાની સપાટીથી ૬૦૨ માઈલ ઊંચું આવેલું મીઠા પાણીનું સરોવર સુપીરિયર આખી દુનિયામાં મોટામાં મોટું છે:૩૧,૨૦૦ ચોરસમાઈલ. તેનાં પાણી રાસાયણિક દૃષ્ટિએ તદ્દન વિશુદ્ધ માલૂમ પડયા છે

' રસોડાં, મોરી વગેરેની સાફસુફીમાં તથા બીજાં ઘરકામમાં વપરાતા બ્રશ પહેલવહેલાં કામમાં લેવા અગાઉ રાતભર ઠંડા પાણીમાં રાખી મૂકી પછી વાપરશો તો તેનાં bristles જલદી ખરી જતાં અટકશે

આયોડાઈનના ડાઘા કાઢવામા બધા ઈલાજ કરી ચુક્યા હો તો ફોટોગ્રાફીમા વપરાતો 'હાઇપો' અજમાવી જોજો કદાચ ફાવશો.

ફર્નિચર પર પડેલા ઘસરકામાં અછરૂના પૂમડા વડે આયોડાઇનનો હાથ મારી પછી ચમક લાવજો.

આપણા શરીરનું સામાન્ય ઉષ્ણતામાન ૯૮.૬ ડિગ્રી ફેરનહાઇટ ગણાય છે. દેડકાં જેવાં ઠંડા લોહીવાળાં પ્રાણીઓમાં તે માત્ર ૪૮° આસપાસ હોય છે જ્યારે કેટલાંક પક્ષીઓમાં એ ૧૧૨° સુધી હોય છે.

કાચના ગ્લાસ-ટમ્બલર-વાસણોને પહેલાં સાફ કરીને તથા નીતારીને મૂકવા છતા એમ ને એમ પડી રહેવાથી તેમના પરની ચળકાટ ઝાંખો કરે છે; પણ તેમને છલોછલ પાણીથી ભરીને રાખી મૂકવાથી સ્વચ્છ રહેશે ને પ્રકાશમાન લાગશે. જરૂર પડે ત્યારે એ પાણી ઢોળી દઈ સાફ કરીને વાપરવા.

કાતર કે ચપુની ધાર કાઢવી હોય, તો પહેલાં તેને પીસેલા મીઠાથી ઘસો ને પછી ધાર કાઢો. એથી એની ધાર તેજ આવશે ને ચમક પણ આવશે



દૃષ્ટિભ્રમનો આ દૃષ્ટાંત તો સૌથી સાદો છે.' મોર પગલાં જેવી આકૃતિ વચ્ચેની અને તીરનાં ફણાં જેવી આકૃતિ વચ્ચેની રેખાઓ માપમાં એકસરખી જ હોવા છતાં લાંબા ટૂંકી લાગે છે

(વિગત માટે જુઓ પૃ ૪૧૧)

(૧) નર્મદાને તીરેતીરે–મણિલાલ મિસ્ત્રી (વડોદરા), પહેલું ઇનામ; (૨) પ્રફુલ્લિત વદને–એમ. એસ. પથરાવાળા (અમદાવાદ), બીજું ઇનામ; 'મલકાની માતા' એન. એસ. મહેતા–(લંડન), ત્રીજું ઇનામ.



KUMAR PRINTERY AHMEDABAD



એક મોટા લીંબુના રસમાં થોડી ખાંડ મેળવી ત્યારથી ડાઘ પાણીમાં એ નાખી તે વડે સાફ કરશો તો તરત નીકળી જશે

શોરસમાઈલ તેના પાણી રાસાયણિક દૃષ્ટિએ તદ્દન વિશુદ્ધ માલૂમ પડ્યા છે

પગલાં જેવી આકૃતિ વચ્ચેની અને તીરના ફણા જેવી આકૃતિ વચ્ચેની રેખાઓ માપમાં એકસરખી જ હોવા છતાં લાંબા ટૂંકી લાગે છે





ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

(વિગત માટે જુઓ પૃ ૪૧૧)

(૧) નર્મદાને તીરેતીરે–મણિલાલ મિસ્ત્રી (વડોદરા), પહેલું ઇનામ; (૨) પ્રફુલ્લિત વદને–એમ. એસ. પપરાવાળા (અમદાવાદ), બીજું ઇનામ; 'મલકાની માતા' એન. એસ. મહેતા–(લંડન), ત્રીજું ઇનામ.



જન્મોત્સવ

ચિત્રલેખા • કુ શકુન્તલા

કુમાર

## ઉત્થાન

સ્રગ્ધરા

સંસ્કારોની સુધાનાં સુભગઝરણને શોધવાને મચેલા
વીરોએ વાયુ ખેડ્યા, અતલતલ હવાસિંધુના તાગ લીધા;
અદ્રિનાં શૃંગ ખૂંદ્યાં ગહન ગિરિવરો ગૌરવે જેર કીધા,
ભૂમિથી અર્ણવોને સમથલ સફરે કાજ સૂહેલા બનાવ્યા.

પૃથ્વીપેટાળ થાપી અલકનગરીઓ, ધાતુકોપો ધકેલ્યા,
સૃષ્ટિનાં સર્વ તત્ત્વો વશ કરી વરતી ગૂઢ લીધાં રહસ્યો;
વિજ્ઞાનોને વધાર્યાં, નિતનિત નવલા રિદ્ધિભંડાર ખોલ્યા,
સ્વપ્નાદર્શોની સિદ્ધિ પ્રકટ લહી મનોભાવને મૂર્ત કીધા.

ઉત્પાદેલાં બધો એ સરજન નવલાં ભવ્ય ઉત્થાન માગે,
નાના ગોળો વટાવી અપરિમિત વિષે ધીર વિસ્તાર સાધે;
પક્ષીનાં, વ્યક્તિઓનાં, જનપદહિતનાં, બંધનો રાષ્ટ્રનાં યે
તોડી-ફોડી-વછોડી પ્રમુદિત પગલે મુક્તસંસાર થાપે.

શસ્ત્રો ક્યાં? અસ્ત્ર છૂપ્યાં, વિપદવિષમનાં સૈન્યનાં સૈન્ય થંભ્યાં,
પોઢેલા પ્રાણ જાગ્યા, પરિમલ પ્રગટ્યા, માનવીભાવ મહેક્યા.

રામપ્રસાદ શુક્લ



# મારી નજરે

● જાપાન વિષે યુરોપમાં માર્કોપોલોએ પહેલવહેલી માહિતી આપી હતી અને તેણે પોતાનાં પ્રવાસવર્ણનોમાં તેને ઝિપાંગુ દેશ તરીકે ઓળખાવ્યો હતો તે પરથી તે જાપાન નામ પ્રચારમાં આવ્યું; પણ જાપાનવાસીઓ તો પોતાના દેશને 'નિપોન' કહે છે. ત્રણ બેટના ટુકડા પર રચાએલો એ દેશ ઉત્તરથી દક્ષિણ સુધી ૩૦૦૦ માઇલ લંબાઇનો થાય છે અને તેના કિનારાનો ઘેરાવો લઇએ તો ૩૪।। હજાર માઇલ થાય. વચ્ચે તો બે બાજુના દરિયા વચ્ચે જમીનનો પટ માત્ર ૫૨ માઇલ જેટલો છે જાપાનની ખરેખરી વસ્તી તો નીચેના પ્રદેશમાં છે ઉત્તર તરફનો ઘણો ભાગ બારે માસ બરફમય રહે છે આથી નીચેના ભાગમા ઘીચ વસ્તી અને મોટા શહેરો વસ્યા છે કુલ ૧૦૧ શહેરો છે તેમાંથી બાવીસની વસ્તી તો એક લાખ ઉપરની છે, પાટનગર ટોકિયોમા સાડ લાખ માણુસ છે અને ઓસાકામાં ત્રીસ લાખની વસ્તી છે કોબેમાં જ દસ લાખની ગણત્રી છે આથી જાપાનમા વનવગડો કે પહાડ પણ સૂનો નથી રહેતો બધે માનવીઓ તરવરતા જ લાગે

જાપાન પોતાના વતન માટે બહુ મમત્વ અને ગૌરવ રાખે છે એટલી જ તેની કીર્તિ પ્રચારવા અને પરદેશીઓને આકર્ષવા ઇંતેજાર રહે છે પણ એની પાછળ કશોય ઉકેલ નથી પરદેશીઓ તેમના દેશમા દુ:ખી ન થાય કે મુંઝવણ ન પામે તેની અતિશય ચીવટ રખાતી જોવામાં આવે છે. દરેકદરેક શહેરની મુખ્ય જગ્યાએ જાપાન ટૂરિસ્ટ બ્યૂરો હોય છે; ત્યા જાઓ તો તરત તમને જાપાન વિષે જે માહિતી માગો તે અંગ્રેજી ભાષામાં સમજાવનાર મળી જ રહે નકશા, ચોપાનિયા વગેરે કેટલું યે મફત આપે તે ઉપરાંત તમે પ્રવાસની મુદ્દત જણાવી તમારો પ્રવાસક્રમ કરી આપવા કહો તો ટાઇપ કરેલા કાગળ પર તમને ટ્રેનોના ટાઇમ, વિવિધ સ્થળોએ પહોંચવાનો વખત, ત્યાં મળતી મુકામની સગવડ અને ખર્ચ વગેરેનો અંદાજ ઘડી આપે ત્રણ દિવસ કે તેર દિવસ, જેવી વખતની ત્રેવડ માગો તેવો પ્રોગ્રામ પાઇનો યે ખર્ચ લીધા વિના કરી આપે અમે એ રીતે કોબેથી ટોકિયો જતા પહેલાં હાકોને સરોવર, ફુજીયામા પર્વત વગેરે મુખ્ય સ્થળો બે દિવસમાં જોઇ લેવાનો ક્રમ ઘડાવી લીધો હતો

પણ ટોકિયો તરફ પ્રયાણ કરતાં પહેલાં અમે સંસ્થાઓ જોવાને જે ભલામણો કે ગોઠવણો થવાના સંદેશાની મિ સહાય તરફથી આશા રાખતા હતા તેને ઢીલ થઇ તે દરમિયાન કોબેમાં રહી આસપાસ જે કંઇ જોવાય તે જોવા માંડયું. તે પૈકી નારા એક મુખ્ય આકર્ષણ હતું અમને દોરનારા અનુભવી અને છૂટા હોત તો અમે ઘણું વધારે જોઇ શકત છતાં માત્ર બેપાંચ જે મુખ્ય સ્થળો જોયાં તેની ખુમારી ન જાય એવી ચડી રહી છે.

નારા જવાને તો ઘણા ગુજરાતી, કાઠિયાવાડી વેપારી મિત્રોએ સાથ આપ્યો. એક રીતે એ નવા મિત્રોની આખા દિવસની સોબતે વિશેષ પરિચય બાંધવાની સુંદર તક સાધી આપી પણ તે સાથે જે મનન અને એકાગ્રતાથી એ સ્થળ જોવું જોઇએ તે ન બન્યું બે અઢી કલાકની મુસાફરીમાં બેએક સ્થળે ગાડી બદલાવતા અમે નારાની ટ્રામટ્રેનમાં ચડ્યા ત્યારે લગભગ દરેક જણને ઊભા જ રહેવું પડયું હતું. જાપાનમાં ટ્રામ, ટ્રેન કે બસમાં ઊભા રહેવાય ત્યાંસુધી કોઇને અંદર પેસવાનું રોકાણ થતું નથી. ઊભા રહેનાર માટે ગાડીઓમા પકડી રાખવાના પટા ઝુલતા જ હોય ખભેખભા ઘસાય કે હૈયેહૈયું દબાય ત્યાંસુધી માણસો ભરાય છતાં કોઇનો કચવાટ કે ઘોઘાટનું નામ મળે નહિ રવિવાર હતો એટલે કેટલીયે શાળાઓના નાના મોટા વિદ્યાર્થીઓ અને છોકરીઓનાં પાડા ચાલી નીકળેલાં તેમની યે શડારાડ કે રોકકળનું નામ નહિ નારા પહોંચતાં આ બધા સંઘો, તેમની મુદ્રાઓ, ઉત્સાહ, શાંતિભર્યું દર્શન અને જોવાની ઉલટ દરેક પળે તેમની કેળવણી અને તાલીમનો પરચો આપી રહ્યાં હતા. એ બધાં તો ટ્રેનમાથી ઊતર્યાં કે હારબંધ થઈ શિક્ષકો અને શિક્ષિકાઓ પાછળ ચાલતાં નારાના ઉપવન તરફ ચાલતાં જ થયાં અમે બેત્રણ બસોમા ઠસાઈ એ જ માર્ગે ગતિ કરી પણ તેમાં રસ્તા, દુકાનો અને લોકજીવન કશું જ મનમાં ઝડપાયું નહિ જ્યારે પગે ચાલવાનું શરૂ કર્યું ત્યારે જ અમને આ યાત્રાનો રોમાંચક અનુભવ થવા લાગ્યો.

● 'નારા' જાપાનનું એક મોટું ધર્મધામ છે, જાપાન સ્થાન બદલતી શોગુન રાજસત્તાએ ત્યાં જાહોજલાલી જમાવી હતી. શોગુનોએ જ સાતમા સૈકામાં બૌદ્ધ ધર્મને અપનાવેલો એટલે તેઓ જ્યાં જામ્યા ત્યાં એમના કુલધર્મની ખૂબ જ પ્રતિષ્ઠા કરી. નારામાં દસમા સૈકામાં તેમણે એક મોટી કાંસાની મૂર્તિની સ્થાપના કરી તે આસન સાથે ૫૩ ફૂટ ઊંચી છે. તેમા ૪૮૮ ટન ત્રાંબુ વપરાયું છે અને તેના ભામંડળની શોભામા ૩૫૦ રતલ સોનું વપરાયું છે. આ મૂર્તિની ઉપર અને આસપાસ ચીનાઇ બાંધણીનું દેવઘર કરી લીધુ છે તેમાં પથ્થર મુદ્દલે નથી. સ્તંભો પણ હજારો વર્ષનાં જૂના વૃક્ષોનાં થડોમાંથી થયા છે આ વૃક્ષો સીધાં સુગોળ મોટા ઘેરાવાનાં જાપાનમાં જ ઊગે છે તેને પાણી કે સડાની અસર પહોંચતી નથી એકાદ વાર આ કાષ્ઠમંદિર બળી ગયું હતું પણ ધાતુની મૂર્તિને આંચ પહોંચી નહોતી પ્રાચીન કાળથી જ ધાતુનું રસાયણ સમજનારે જાપાની પ્રજાએ કેટલા લાંબા સમયથી હુન્નરપટ્ટીનુતા કેળવી હતી તેનો આ મૂર્તિ અજબ નમૂનો છે. મંદિરની આસપાસ માઇલોના વિસ્તારમાં ટેકરીઓ અને ઝરણાંવાળો સુંદર પ્રદેશ નવા જમાનાના ઉપદ્રવોથી અને ઓછાયાથી ખાસ બચાવી લીધો છે એની હદમાં કોઇ શિકાર કે મત્સ્યવિઘ્ન કરે જ નહિ એવી પવિત્રતા સોએ સેંકડો વર્ષોથી પાળી છે. ઉદ્યાનમા હરણો નિર્ભય અને સ્વચ્છંદ ફરતા જોઇ બહુ જ આનંદ થાય છે એટલું જ નહિ પણ આગંતુકોના હાથમાંથી તેમના માટે મળતી પૂરીઓ ખાતાં જોઇએ ત્યારે અહિંસા અને પ્રેમના

રાજ્યની સુંદર સમાધિ અનુભવાય.

નારાના ઉપવનમાં અમુક હદ સુધી જ મોટરબસ જઇ શકે છે. પછી તો ચઢાણ ઊતારવાળા લીલાછમ ઊંચા વૃક્ષકુંજે શોભતા વાંકવળાંકો, નાનકડા કમાનદાર પૂલો, લાલચટાક તોરણસ્તંભો વગેરે જોઇ ઉપવનનું સૌંદર્યે સાચવી માનવી કેવો ઉપભોગ કરી શકે તેનું આદર્શ સમજાયું હોયાનીયા પત્થરો પરથી જાપાની રમણીઓ પોતાનાં બાળકોને પીઠ પર લઈ અથવા આંગળીએ રાખી નૂતના નૂતનમાં જોઇએ ત્યારે લાગે કે સ્વર્ગનાં કબૂતર ઊતરી આવ્યાં. અવાજ વગર પણ હરાયાં મુમુક્ષુ બાળવિહારીઓ ઘણીવાર અગને અને અમારા સાથમાંની હિંદી સન્નારીઓને જોવા ઊભા રહી જતા પણ કદી કોઇએ અડપલાં કે ટીખળ કે હાહાહીહી કરી જાણી નથી. નારાના લીલાછમ ઉદ્યાનમાં દેવમંદિરો લાલચટાક રંગેલા જોઇએ ત્યારે એ મારવાડોરા રંગની જુદી જ સાર્થકતા લાગતી. એક વૃક્ષ લગભગ પાંચેક જુદાંજુદાં ડાળાંપાંખડાં ઉગાડતું જોયું અને બીજાં ય હજાર ઉપર વર્ષના પાપ઼ આડો રક્ષાએલાં જોયાં.




આ બધાં દેવમંદિરોના પૂજારીઓ ઘણા સ્વચ્છ અને કેળવાએલા જણાયા. તે બધા આ પ્રદેશને ગોખખો, સુંદર અને આકર્ષક રાખવાની કળામાં નિષ્ણાત જ હશે કારણકે કોઇએ પણ બિસંગત લાગતા પોશાક કે પદાર્થો ક્યાંય પણ રહેવા દીધા નહોતા. ઉપવનના કોઇ ખૂણે પણ પાદડાં કે કચરાના ઉકરડા થવા દીધા નહોતા. આવા કુદરત અને માનવીના સંપ વચ્ચે અમે કળાના કળશ સમી મંદિરની નર્તકીઓ જોઇ. એવી સુપ્રસન્ન તેજભરી કન્યામૂર્તિ સ્વચ્છ સફેદ ઝભ્ભા નીચે ઝગતી રહેલા કેશરી ચણીઆ સાથે હરિણી જેવી ચપળતાથી પગથિયાં કુદાવતી માનવમંદિરમાંથી નીકળી જતી જુઓ ત્યારે જાણે પારિજાતકનાં ફૂલ ખર્યાં એવું લાગે. અમારી મંડળીએ તેમનાં નૃત્ય જોવા આગ્રહ રાખ્યો એટલે મંદિરના નૃત્યભવનમાં તેમની માતા સમી કોઇ વડીલ બાઇએ અમને માન આપી બેસાડ્યા એક પૂજારીએ તંતુવાદ્ય લીધું અને પેલી પારિજાતકો વચ્ચોવચ વન્દના કરતી ઊભી એક બે નાની ગોઠણે બેસી વંદના અને નૃત્યચેષ્ટા કરવા લાગી. ગાયનનો એક ભાગ પુરો થાય કે અચૂક છાતીથી તેઓ પ્રણામ કરતી. અમે તેમના તાલછંદ સમજ્યાએ નહિ પણ તેમના સુંદર મરોડ અને હળવી કુદકીઓથી તેમનું નૃત્ય ઊર્મિમય છે એટલું તો અનુભવ્યું વધુ સમજાવે એવો કોઇ સાથીદારે નહોતો અને વખત પણ નહોતો. આ જ ઉદ્યાનમાં બીજું આકર્ષણ નારાનો પ્રચંડ ઘંટ છે. દરેક બુદ્ધ મંદિર આવા મોટા ઘંટ રાખવામાં મહિમા માને છે. નારાનો ઘંટ બજાવવાને અદ્ધર એક મોટો વળો દોરડાથી તાણી રાખ્યો છે તેને બીજે છેડે નાનકડો દોરડાનો છેડો લબડતો હોય છે તે પકડી વગાડનાર જરા આછો હિલાળો મારી ઘંટ પર અટકાવે એટલે ઘંટ પર અથડાય અને તેનો સ્વર ઇતર લોકમાં પહોંચે એવી માન્યતા છે. અમારા મિત્રોએ કહ્યું, આ ઘંટ જેટલી વાર વગાડશો એટલી વાર જાપાન આવવું પડશે એ વાત નિશ્ચિત હોય તો મેં તો બીજી વારની ઇચ્છા કરી ઘંટ પર પેલું ડમોરૂં ફંગોળ્યું છે. કર્મના દેવતાઓએ તેની નોધ લીધી હોય તો હું તેમના આદેશ જરૂર પાળીશ. અને



મને તો તે દિવસની યાત્રા સ્વમવત્ જ લાગી કલાકો સુધી ક્યાંક પડ્યા રહેવાનું મળે, કલાકો સુધી પેલાં દેવનૃત્યો જોવાનું મળે, હરણો અને બાળકોને સ્નેહ કરતાં જેય નો ધરવ થાય ત્યારે જ યાત્રા પૂરી થઇ માનું પણ ગણત્રીની દુનિયામાં તરંગીનું કોણ સાંભળે? ઘડિયાળ જોતા બધા મિત્રોએ સ્ટેશન તરફ ઇશારા ચલાવ્યા પણ વચમાં વળી એક લીલીછમ ટેકરી આગળ નારાના કૅમેરાવાળાનું જૂથ આડુ પડ્યું. જાપાનમાં વગર સ્ટુડિયે આમ રસ્તા પર ફોટોગ્રાફી કરી કમાઇ લેનારા હજારો મળે છે. બધો સાજ બગલમાં; કોઇવાર એકાદ સાથી રાખે અથવા પોતે જ ભાંગીતૂટી અંગ્રેજી જાપાની બોલી ઘરાકને નમૂનાનો તકતો બતાવી બે મિનિટ સ્થિર કરી કે કૅમેરા પર પ્લેટ ચડાવી ઢુકીને ચાંપનો દડો દબાવી લે, પણ દરેક જણ ધંધામાં એકમત. માત્ર નામનું ખર્ચ પહેલું લઇ તમે માગેલ નકલો માગેલ સ્થળે મામૂલી કીમતે પહોંચતી કરવાનો. આવી સગવડ જોઇ અમને આ પ્રસગની સ્મૃતિ રાખવા સહેજ લોભ થયો અને અહીં આપેલી છબી પડાવી લીધી ઘેલા હરણો થોડી પુરીઓની લાલચે નારાની સાક્ષી આપતાં ખડાં રહ્યાં છે.

નારામાં બીજું ઘણું યે જોવાનું હતું, પણ આવા મોટા મોટા ધામના ઝાંપે એ શહેરની પ્રસિદ્ધ ચીજો, કારીગરીઓ મૂર્તિઓની દુકાનોની હાર લાગી હોય છે. તેમાં નારાની પાણીદાર ધારદાર છરીઓ, છરાઓ અને તલવાર પહેલું ધ્યાન ખેંચે છે. ઉપરાંત ધાર્મિક માળાઓ, ચિહ્નો, મૂર્તિઓનો પાર નથી ઢાળાકામ પણ ઘણું જ. અમે પણ મોટી બુદ્ધ મૂર્તિના નાના નમૂના અને થોડો સામાન ખરીદ્યો નારા ઉદ્યાનની બાજુમાં પ્રાચીન મૂર્તિઓનું આબેહૂબપણું અને અદ્‌ભુત કોતરકામ જોઇ આશ્ચર્યમગ્ન થઇ ગયા. ધર્મચિહ્નો અને પ્રતીકો પ્રચારવાની એક નવી જ રીત નારામાં જોઇ. મંદિરની ભીંતો પર જૂના વખતના સાધુઓએ દેવચિત્રો મોટી પત્થરશિલાઓ પર કોતરી રાખેલાં છે તે પર તમારી મેળે શાહી ચોપડી કાગળ દબાવી લો એટલે તમને ચિત્ર મળી રહે. આમ હજારો લોકોને ધર્મસ્મૃતિ મફતમાં આપવાનું સદાવ્રત ચાલુ જ રહે છે. ઘણી મૂર્તિઓ તો સીધેસીધી ભારતવર્ષની કળાની જ પ્રતિછાયા હતી. જાપાનના કલાકારોએ કેટલી સમાધિથી એ કામ પાર ઉતાર્યું હશે?

નારા જેમ પવિત્ર ધર્મધામ છે તેમ આજના જાપાનની સ્ત્રીકેળવણીનું પણ એક મથક છે. ત્યાં આખા જાપાનની સ્ત્રી-શિક્ષિકાઓ કેળવનારું કન્યાવિદ્યાલય છે. એ જોવાને અમે એક રાત નારાની હૉટેલમાં રોકાયા. અમારી રહેલી મંડળીના નેતા દુર્લભજી ઍન્ડ કો. વાળા શ્રી મણીભાઇ બેનાણી હતા. આલીશાન શાહી ઢબની નદી પર આવેલી એ હૉટેલમાં અમને સ્ટીમરના વૈભવો અને ઠાઠ મામૂલી લાગ્યા. ત્યાંના શિષ્ટાચાર, વિવેક અને સગવડો હજુ અનેક બીજા નમૂનાઓને તોલે ઉણા લાગશે માની હમણાં નહિ વર્ણવું. પણ અમે જોયું કે હૉટેલના મુખી અને માલિકે અમને પરદેશી જાણી વધુમાં વધુ હાજરી અને ધ્યાન આપી અમારું સ્વાગત કર્યું સવારે અમે કન્યાવિદ્યાલય જોવા ગયા ત્યારે પણ સાથે ને સાથે રહ્યા. તેમજ ત્યાં જવાનો વાહનખર્ચ પણ અમારા પર ન ચડાવ્યો. એ સંસ્થાએ જાપાનના બાળકોને અને કન્યાઓને સ્વર્ગના અધિકારી બનાવ્યાં છે એ કહેવાથી તેની કીમત સમજાય નહિ તો તેની વિગતો અને વર્ણનોથી પણ કશું વળે તેમ નથી. જે જીવનમાં છે તે શબ્દોમાં બતાવવું અશક્ય લાગવાથી છોડી દેવું પડે છે. છતાં વખતોવખત તેનો ઉલ્લેખ કરવો જ પડશે. નારામાં પછી બીજા પ્રસંગો પ્રાપ્ત થયા તેને હાલ બાજુ રાખી અમે જાપાનના બીજા પ્રદેશમાં થોડું ભમી આવ્યા તેની વાત કહી નાખું (ચાલુ) ર.મ.રા.

**મરતી વખતે યે હિંદ પ્રત્યે પ્રેમનો સંદેશ પ્રેષનાર, કોઇ પણ હમવતનીથી ન ઊતરે એટલી હિંદની દાઝ હૈયે ધરાવનાર ને જગતને કોઈપણ ખૂણે કચડાતી માનવતાથી સળગી ઊઠનાર પાકદિલ પરદેશી**



# ડૉ. જાબેઝ ટી. સંડરલૅંડ

હિંદના રાજકારણમાંથી અસ્ત થતા એક પછી એક સિતારાઓમાં તાજેતરમાં એક નવું જ નામ ઉમેરાયું છે. પોતાના વતન કરતાં પણ હિંદના વધુ ઉપાસક, ભારતીય સંસ્કૃતિ અને ધર્મના અઠંગ અભ્યાસક અને સ્વ. તિલક ગોખલે કે મહાત્મા ગાંધી જેટલો જ હિંદી સ્વાતંત્ર્યનો આતશ ધરાવનાર એ પરદેશી મહર્ષિ તે 'પરાધીન ભારત'( India in Bondage)ના લખનાર અમેરિકન પાદરી ડૉ. જાબેઝ ટી. સંડરલૅંડ. ભારતના લાલ જેવા લાલાજીના મૃત્યુ સમાચાર સાંભળી રડી ઊઠનાર, બીજે જન્મે હિંદમાં જન્મવાની સતત ઝંખના રાખનાર એ પાકદિલ પાદરી ગઈ ૧૯મી ઑગસ્ટે જ દેવશરણ થયા. હિંદુસ્તાનમાં એ ખબર બહુ મોડા આવ્યા. હિંદની સ્વતંત્રતા અર્થે જિગર વલોવી મથનાર એ મહાન અને વિરલ વ્યક્તિની ખોટ હિંદુસ્તાનથી જલદી નહિ ભૂલાય.

ઈંગ્લંડના યૉર્કશાયરમાં ઇ. ૧૮૪૨મા ડૉ. સંડરલૅંડનો જન્મ થએલો. તેમની બે વર્ષની વયે તેમનાં માબાપ અમેરિકાનાં વતની બનેલા. ૧૮૬૭માં શિકાગોની યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટ થઇ એમણે '૬૯માં માસ્ટરની ડિગ્રી મેળવી.૧૮૭૦માં ટફ્ટ્સ યુનિવર્સિટીની બૅપ્ટિસ્ટ મિનિસ્ટ્રીમાં જોડાયા. ત્યારથી અમેરિકા ને કૅનેડાનાં અનેક દેવળોમા તેઓ પાદરી તરીકે કામ કરતા રહ્યા હતા. ૧૮૯૫ની બ્રિટિશ અને ફોરીન યુનીટેરિયન એસોસીએશન તરફથી પહેલવહેલું હિંદમાં આવવું થયું એ વખતે ભારતીય ધર્મ,સમાજ ને શિક્ષણનો તેમણે ખાસ અભ્યાસ કર્યો. બધા સુધારકોને મળ્યા અને ખાસ કરીને બ્રહ્મોસમાજનો બહુ નિકટનો પરિચય સાધ્યો. 'મૉડર્ન રિવ્યૂ'-વાળા સ્વનામધન્ય શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાયની ત્યારથી તેમને મૈત્રી બંધાઇ, જે મૈત્રી માટે એઓ જીવનભર મગરૂર રહેલા. તેમની એક માત્ર ઇચ્છા આ જીવનમાં બાકી રહેલી ને તે છેવટ સુધી ન પુરાઇ—પૂ. મહાત્માજીને રૂબરૂ મળવાની.

પીડિત માનવના માટે ડૉ. સંડરલૅંડનું હૃદય હંમેશાં ડ્ડકળી ઊઠતું. હિંદ માટે તો જાણે એમણે જીવન સમર્પણ કર્યું હતું. અમેરિકામાં આંતરવિગ્રહ જાગેલો ત્યારે પણ તેઓ હબશીઓને સ્વાતંત્ર્ય અપાવવાની તરફેણમા લડેલા. ને આખિરે રશિયામાં કચડાએલા યહૂદીઓથી કરી આરબોને થતા અન્યાયો દૂર કરવા સુધીની બાબત માટે તેમણે જહેમત ઉઠાવેલી.

પૂર્વ ને પશ્ચિમની વચ્ચે સમજૂતી પર લાવવામાંજ તેમણે જીવનની ધન્યતા માની હતી. પૂર્વના બધા ધર્મો, બધી સંસ્કૃતિઓને અભ્યાસ એ એમનો શોખ હતે

ને એ પરદેશી એના પરિપાક રૂપે પૂર્વના લોકોને અનેક-ગણી પ્રેરણા આપતા રહેતા..

હિંદુસ્તાનની સાચી વસ્તુથી જગતને અને ખાસ કરીને અમેરિકાને વાકેફ કરવા તેમણે કરેલા પ્રયાસો ઓછા નથી. હિંદનું રુદન તો તેમનાં પુસ્તકોમાં આંસુ જેમ ટપકેલા કલમના એકએક બુંદથી નીતર્યું છે.

ઈ. ૧૯૧૩–૧૪માં તેઓ ભીજીવાર ઑલ ઇંડિયા થીઇસ્ટિક કૉન્ફરન્સના પ્રમુખ તરીકે આવી ગયા. એ અરસામાં તેમણે અમેરિકન યુનીટેરિયન એસોસીએશન-માં હિંદ, ચીન ને જાપાન પર ભાષણો આપ્યાં હતાં. ૧૯૧૮થી '૨૨ સુધી ઇંડિયન ઇન્ફર્મેશન બ્યુરોના પ્રેસિડેન્ટ, ૧૯૧૮થી '૨૧ સુધી લાલાજી સ્થાપિત 'યંગ-ઇંડિયા'ના તંત્રી અને ૧૯૨૩થી '૨૮ સુધી ઇંડિયન સોસાએટી ઑવ અમેરિકાના પ્રમુખ તરીકેનો ઓદ્દો તેમણે સાચવ્યો હતો.

જીવનના અંતિમ કાળે તેઓ 'અમેરિકન લીગ ઑવ ઇંડિયાઝ ફ્રીડમ' ના પ્રમુખ, અને 'ઑલ વર્લ્ડ ગાંધી ફેલોશીપ'ના ઉપપ્રમુખ તરીકેની જવાબદારી સાચવી રહ્યા હતા. એમણે કુલ પચીસ પુસ્તકો લખેલા છે. એમાનાં પાચ હિંદમા પ્રસિદ્ધ થયા છે, જેમાથી 'પરાધીન ભારત' તો અવિસ્મરણીય જ છે. હિંદ સ્વાતંત્ર્યની લડતનું એ બાઇબલ ગણી શકાય.

ડૉ. રવિન્દ્રનાથ ટાગોર એ ગ્રંથ વિષે લખે છે કે, 'કોઇ પણ કલમમાથી નીતરેલા કોઇ પણ પુસ્તક કરતાં હું એને વધુ માહિતીપ્રચૂર, વધુ વિશ્વસનીય અને વધુ ન્યાયી ગણું છું.'

આવા એ મહર્ષિના સહવાસમાં ચોવીસ વર્ષ રહેવાનું સદ્ભાગ્ય આપણા એક ભારતવાસીને સાંપડેલું એ સહવાસની નોંધરૂપે સ્વ. ડૉ. સંડરલૅંડની વધુ ઓળખ કરાવતો આ નીચેનો પરિચય લેખ એમણે મુંબાઇના 'સ્વરાજ' પત્રમાં પ્રસિદ્ધ કર્યો હતો જે અત્રે ઉતાર્યો છે.

'યુધિષ્ઠિરની ધર્મભૂમિ તરીકે આપણે જે આર્યભૂમિને પિછાણીએ છીએ તે જ ભૂમિને પોતાની કર્મ-ભૂમિ તરીકે મોટા અભિમાનથી સંડરલૅંડ સ્મરતા તેમનું જીવનધ્યેય તેમ જ જીવનસર્વસ્વ હિંદની સ્વતંત્રતા માટે જ હતુ. સ્વપ્નમાં પણ જેને હિંદુસ્તાન હતું તે મહાન વીર ૯૪ વર્ષે કાળવશ બન્યા તે જાણી કોને ખેદ ન થાય?

મેં ૨૪ વર્ષ મિ. સંડરલૅંડની સાથે ગુજાર્યાં તે મુદતમાં હું પરદેશમાં પારકા ઘેર છું એવો ભાવ પણ મનમાં કદિ થવા પામ્યો નહોતો. અમેરિકામાં આવના સર્વ હિંદી વિદ્યાર્થીઓનું તે સાર્વજનિક ઘર હતું. કોઇપણ ગમે તે વખતે તેમની પાસે જાય અને પોતાની અડચણ દૂર કરી શકે. કાયા વાચા મનથી હિંદ માટે ઝૂરનાર આવો વીર ક્વચિત હશે. મિ. સંડરલૅંડે આજસુધીમા હિંદનો પક્ષ જગતમાં રજુ કરવાને નાનામોટાં અનુ-માને એક હજાર વ્યાખ્યાનો આપ્યાં હશે. સિતારના તાર પર હૃદય પીગળાવતા સ્વરોની જેવાં તેમનાં વ્યાખ્યાનો હિંદુસ્તાન વિષે ધન્યોદ્ગાર ઉચ્ચાર્યા કરતાં. તેમની લેખણી સ્વતંત્રપણે વિહાર કરનાર ગરુડથી પણ વધુ તીવ્રપણે હિંદી સ્વતંત્રતાની ગર્જના કરતી. મધ્યરાત્રિ થાય, સર્વ જગે શાંતિ પથરાય, તે વખતે મિ. સંડરલૅંડ કાગળ ખડિયો લઇ બેસે. ક્ષણમાત્ર હિંદનું ચિંતન કરે. એકાગ્રતા જાગે કે તેમની કળકળતી કલમ-માથી ઝપોઝપ શબ્દસમૂહ છૂટવા લાગે અને પાનાં ને પાના ભરાઇ જાય. હિંદુસ્તાન માટે કોઈ પ્રસંગ આવે કે તેમની બ્હાયો ચડે, આંખમાં અજબ ચમક આવે અને ક્ષણભર હિંદુસ્તાન સિવાયનું જગત વીસરી જાય.

એમના લેખો એટલે ખેતરમાં પાડેલા સીધા ચાસ જોઈ લ્યો એક પણ અક્ષર ખોટો પડવાનો નહિ. એક પણ વિધાન વસ્તુસ્થિતિ બહાર નહિ હોય. માત્ર દોષ બતાવતા વખતે તેમના અક્ષર લથડે છતાં હિંદુસ્તાન માટે તેમાં યે અગાધ પ્રેમ તો ભર્યો જ હોય. દરેક લેખ લખાઇ રહે એટલે ફરી વાંચી કાઢતા. સવારમા અમારામાંનું કોઈ તેમની પાસે જાય ત્યારે તેમને કેટલો આનંદ થતો! અમારા માટે તેમણે કંઇ શિષ્ટાચારનું બંધન રાખ્યું જ નહોતું. તેમનું ઘર અમારું ઘર હતું. ત્યાં અમારાં માબાપ, વડીલ જે કહીએ તે તેઓ જ હતા. અમને તે કદી 'મિસ્ટર' કહીને બોલાવતા નહિ. 'સોની' (બેટા) એવા પ્રેમાળ શબ્દથી તેમની હાંક પડતી. ૬૦૦૦ માઇલ દૂર એ શબ્દો અમારું મોટું આશ્વાસન થતા. 'બેટા, જો આ લેખ; આટલું ટાઇપ કરી નાખ બાપુ!' તેઓ કહેતા. મારા દેશ માટે લખાએલું લખાણ ટાઇપ કરતાં મને કેટલો આનંદ થતો? પણ તે આનંદ ક્ષણવાર રહેતો કારણકે તેમના અક્ષર ઉકેલતા મને વાર લાગતી. તે વખતે તેઓ પ્રેમથી હસીને કહેતાઃ 'આ લેખ હિંદી સ્વતંત્રતાનો છે.

અક્ષરની અડચણ વટાવી નથી શકતો તો પછી બીજી અડચણો ઓળંગી સ્વતંત્રતા કેવી રીતે મેળવવાનો હતો?' તેમના એ શબ્દોનું જાદુ એવું લાગતું કે હું ઉત્સાહી બની ટાઇપ કરવું શરૂ કરતો પણ ફરી અટકતો. ત્યારે મારી ધાંધલ જોઇ તેઓ પોતે જ લેખ વાંચી સંભળાવતા. પોતાના વિચિત્ર અક્ષરો માટે તેમને ઘણીવાર ખોટું લાગતું પણ તેથી કંઇ તેમની લાગણી ઓછી ન ગણાય.

તે યુનીટેરિયન ચર્ચના પાદરી હતા. ધર્મગુરુ તરીકે પોતાના અંતની સખતાઇ બીજા પર તેઓ ન લાદતા. તેમને પોતાના કામનો મુસારો તદ્દન થોડો મળતો પણ તેમાં યે કરકસર કરીને હિંદુસ્તાનનાં સાત દૈનિકો લવાજમ ભરીને મંગાવતા. એ દૈનિકો હાથમાં આવતા જ પહેલા પાનાથી આખર સુધી અક્ષરેઅક્ષર વાંચી કાઢતા, મહત્વની બાબતો પર લાલ પેન્સિલથી લીટા મારી દેતા અને સાંજે તેની કાપલીઓ ઉતારી સંગ્રહની ફાઇલમાં ચોઢી દેતા. તે દૈનિકો ઉપરાંત બીજાં આશરે વીસ માસિકો ખર્ચ કરીને મંગાવતા. તેમનો આવો પ્રેમ જોઇને અનેક હિંદી પત્રકારો તરફથી મફત કે સસ્તા દરે કેટલાંક પત્રો મોકલાતા પણ સંડરલૅંડને તે પસંદ ન પડતું. 'હું હિંદુસ્તાનના પૈસા માટે કામ નથી કરતો. આત્મત્યાગ અર્થે કરૂં છું. ગરીબ હિંદુસ્તાનની પ્રેમભરી બક્ષિસ સ્વીકારવા જેટલો મારો એ દેશ માટે એવડો મોટો આત્મત્યાગ કયાં થયો છે?' સંડરલૅંડની વિચારસરણી હિમાલયની ઉચ્ચતાથી પણ વધી જાય એવી છે.

હિંદ પ્રત્યેનો તેમનો પ્રેમ એટલો અગાધ હતો કે ક્ષણવાર કોઇ તેને આંધળો પ્રેમ કહે. હિંદુસ્તાનની આદર્શ સંસ્કૃતિએ મને ખરો માર્ગ બતાવ્યો છે એમ તે કહેતા અને એ સંસ્કૃતિપ્રેમને લઇને જ એ આજન્મ શાકાહારી બન્યા હતા. હિંદુ પદ્ધતિનું જમણ તેમને બહુ ગમતું. અમેરિકાની હિંદી કલબમાં તે વારંવાર જમવા આવતા. તે વખતે એવો આનંદ બતાવતા કે પરદેશમાં પડેલા મારા જેવા ઘણાને આશ્વાસન મળતું. તેમને શું ભાવતું! હિંદી રીતે કરેલો ઘીભર્યો સત્યનારાયણી શીરો, ગુલાબજાંબુ, રસગુલ્લા એ પદાર્થો તેમને ખૂબ ગમતા. દાળ, શાક, પાપડ, વડી ખાના પણ તેમને બહુ મજા પડતી.

લાલા લજપતરાયની સોબતમાં તેમણે ખરો વખત વીતાવ્યો હતો. લાલાજીની હિંદુસ્તાનમાંથી હદપારી થઇ તે વખતે અમેરિકામાં તેમના પર તૂટી પડેલા વાદળને સંડરલૅંડે જ થંભાવ્યું હતું. લાલાજીના 'તરુણ ભારત' વગેરે પુસ્તકો તેમણે તપાસી જઇ પછી જ છપાવા દીધાં હતા. વખતોવખત તે લાલાજીને સલાહ-સૂચનો આપ્યા કરતા ને લાલાજી તે માન્ય રાખતા. એ બે જણ વચ્ચે એટલો ગાઢ સ્નેહ બંધાયો હતો કે તેમાં ભેદ જેવું રહ્યું જ નહોતું. અમેરિકામાં અનેક કર્તવ્ય-પરાયણ હિંદી નરો હતા. પણ તેમાંના કોઇને પોતાનું 'યંગ ઇન્ડિયા' માસિક ન સોંપતાં લાલાજીએ સંડરલૅંડને જ તે સોંપ્યું. હિંદના સૌથી 'વિશ્વસનીય મિત્ર' તરીકે લાલાજી તેમને ગણતા. સાત વર્ષમાં લજપતરાયે સંડરલૅંડની ઉજ્જ્વલ ભારતભક્તિ પૂર્ણપણે નિહાળી. ઘણીવાર તેઓ એમને કહેતા કે, 'હિંદીલોકોને આપની ભક્તિનો પાસ લાગશે ખરો?'

તે જ પ્રમાણે એમના માટે સંડરલૅંડને પણ એટલો જ ઉગ્ર પ્રેમ હતો. સડક પર પોલીસોએ લાલાજીને છાતીમાં લાઠીનો માર માર્યો એ જાણતા તેમનો સાત્વિક સંતાપ ઊભરાઇ ઊઠયો. તે દિવસે કોઇ જોડે તે બોલ્યા નહિ કે કંઇ જમ્યા નહિ. આખરે આ દુઃખવાર્તાનું છેવટ આવ્યું. લાલાજી મૃત્યુ પામ્યા. પડેલા મારથી જ એ બન્યું એવી હકીકત જાણતા સંડરલૅંડ ચક્કર ખાઇ બેસી ગયા. ક્ષણ પછી કપાળ કૂટયું અને તેમની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેમના પ્રત્યેક વિચારવમળમાં લાલાજી દેખાવા લાગ્યા. એટલા બધા શોકમગ્ન દેખાવમાં અમે સંડરલૅંડને કદી જોયા નહોતા. પોતાનો સગો ભાઇ મરી ગયો હોય એટલું એમને લાલાજી માટે દુઃખ થયું.

અમેરિકામાં લાલાજીના અવસાન નિમિત્ત અમે સર્વ હિંદવાસીઓએ એક સભા ભરી હતી. ૫૦૦ જેટલા માણસો હતાં. એ સભાના મુખ્ય હોતા સંડરલૅંડ હતા. સભાની શરૂઆત થઇ. લાલાજી માટે બે શબ્દ કહેવાનો સંડરલૅંડ પર પ્રસંગ આવ્યો. પણ એવડો મોટો ધીર વીર પુરુષ ઊભો થતાં જ તેનો કંઠ ભરાઇ ગયો. 'લાલાજી' એટલું બોલ્યા પછી આગળ જવાય જ નહિ. ફરી બળ કરી 'લાલાજી' એટલો જ ગદ્‌ગદ્ સ્વર બહાર પડયો. બસ, તેમનું ધૈર્ય ખૂટી પડયું. મોટી સભામાં યે તેમને ભાન રહ્યું નહિ. ફરી 'લાલાજી' બોલી નીચે

ભેગી ગયા. આંખમાંથી અશ્રુગંગા ચાલી. સર્વને આશ્ચર્ય થયું કે હિંદી માણસો માટે અશ્રુપ્રવાહ વહેવડાવનારા એકાદ પણ પરદેશી માણસ છે ખરા.

તે વારંવાર ઉપદેશ કરતા કે, 'દેશ માટે જીવો અને દેશ માટે મરો. પરદેશમાં તમે તમારા પંથો કે સંપ્રદાયનું પ્રદર્શન કરવા આવ્યા નથી. હિંદુસ્તાન એક જ છે. એ ભાવના જગમાં પ્રસારવાને તમે અહીં આવ્યા છો.'

**શ્રી**મતી પ્રાણઉજ્જમ ઠાકોર અમેરિકામાં અભ્યાસ માટે આવ્યાં હતાં ત્યાંથી ભણીને તે લંડન ગયાં. તે અરસામાં તેમનો પરિચય શ્રીયુત મગન દવે સાથે થએલો અને તેમણે અમેરિકામાં જ વિવાહબદ્ધ થવાનો વિચાર કરેલો, પણ લગ્નના પુરોહિત કોણ? તેમણે મને પૂછ્યું હું પણ વિચારમાં પડ્યો. તરત મને સંડરલૅંડ સ્મરણે ચડ્યા. મેં તેમને પત્ર લખ્યો. તેમણે તો તરતજ જવાબ આપ્યો કે આ કામ બદલ એમને પોતાને ધન્યતા મળે છે અને પોતે તે પાર પાડવા એકી પગે તૈયાર છે.

વરવહુ પોતાને ઘેર આવીને લગ્ન કરે એવો તેમનો ખાસ આગ્રહ હતો તે સૌએ કબૂલ રાખ્યો. લગ્ન વખતે બસો હિંદી માણસો હતા. આ બધાની વ્યવસ્થા બુઢ્ઢાજી કેમ કરી શકશે તેની મને શંકા થઇ. પણ અમે તેમને ઘેર ગયા ત્યારે તો આશ્ચર્ય પામી ગયા કે તેમણે સર્વત્ર મંગળ બનાવી દીધું હતું. પાંદડાં ફૂલોથી ઘર, દિવાનખાનું, બાગ બધુ શણગાર્યું હતું. મુખ્ય ખંડમાં હિંદી રીતે બેસવાની સગવડ કરી દીધી હતી અને પોતે પાંચદસ ગ્રન્થ લઇ બેઠા હતા.

એ ગ્રન્થ વેદ હતા, લગ્નસૂત્રોનાં શબ્દશઃ અંગ્રેજી ભાષાંતર હતાં. પ્રથમ તેમણે વૈદિક પદ્ધતિએ બોલવાનો મંત્ર અંગ્રેજીમાં વાંચી બતાવ્યો અને બોલ્યાઃ 'હે વરવધૂ! મારો આ મંત્ર તમને કબૂલ છે કે?' સંમતિ મળતાં તેમણે આગળ ચલાવ્યું અને બ્રાહ્મણ ભટજીની પેઠે કામ સાંગોપાંગ પાર ઉતાર્યું

અમે તો મોંમાં આંગળી નાખી ગયા. હિંદી સંસ્કૃતિ માટે કેટલું અભિમાન! આ ગ્રન્થ ક્યાંથી મેળવ્યા હશે? અમને સમજ ન પડી એટલે પૂછ્યું ત્યારે બીજા રૂમમાંનાં કબાટો બતાવ્યાં. ત્યાં કમીમાં કમી ૫૦૦૦ ગ્રન્થો હશે. મગે ને ગ્રન્થ જુઓ તો હિંદુસ્તાનને જ લગતા. હિંદી સમાજ, રાજકારણ, ધર્મસંપ્રદાય જે જે અંગ્રેજીમાં લખાયુ તે દરેકનું પુસ્તક તેમની પાસે હતું. અમને હિંદુસ્તાનની જેટલી માહિતી નહોતી એટલી એમને હતી.

એમના જીવનનો બીજો આનંદનો પ્રસંગ એ હિંદી લોકોએ તેમને માનપત્ર આપ્યું તે હતો. આઠેક વર્ષ પહેલાં અમેરિકાના હિંદીઓએ તેમને માનપત્ર આપવાનું ઠરાવ્યું તે સાથે કંઇ ચિરસ્મરણીય ભેટ પણ આપવાનું ઠરાવ્યું એ દિવસ ખૂબ ઉજવ્યો. સંડરલૅંડના ગુણવર્ણન પર અનેક ભાષણો થયાં. માનપત્ર વાંચીને અર્પણ કર્યું અને થાળમાં મૂકેલું નજરાણું તેમણે જોયું ત્યારે ખૂબ ખુશી થઇ ગયા. તે હાથે કાંતીને તૈયાર કરેલું જરીનું શુદ્ધ ઉપરણું હતું. આજે ખરેખર હું સર્વસ્વી હિંદી બન્યો એવા ઉદ્ગાર તેમણે કાઢયા. કપાળમાં શુભ મંગળ તિલક કર્યું. ગળામાં ઉપરણું નાખી હાથમાં ટાગોરનો ભવ્ય ફોટો રાખી તે બોલ્યા, 'માનપત્રનો શું ઉત્તર આપું? હું હિંદુસ્તાનનો છું અને હિંદુસ્તાન મારો છે.' એ વખતે તેમનો કંઠ આનંદ અને દુઃખના સંમિશ્ર ભાવથી ભરપૂર બની ગયો. અશ્રુપૂર્ણ નયને તેમણે તે વખતે આપેલો ઉપદેશ અને સંદેશ આજે પણ યાદ આવે છે.

તેમને હિંદુસ્તાનની ગુલામગીરી બદલ દુઃખ થતું નહિ એટલું તેમને એક જ અભાવ માટે દુઃખ થતું. એ બાબત એ હતી કે 'મને હિંદમાં જન્મ કેમ નથી મળ્યો?' સંડરલૅંડનો પુનર્જન્મ ઉપર વિશ્વાસ હતો. મરતાં તેમની આખરી પ્રાર્થના એ જ હતી કે 'પરમેશ્વર! મારી નજર સામે હિંદુસ્તાન સ્વતંત્ર થયો નહિ પણ બીજા ભવે હિંદુસ્તાનમાં જ જન્મ આપજે.'

**પો**તાની અંતિમ ક્ષણો તક આમ હિંદુસ્તાનને ન ભૂલનાર આ ઇસાઇ પાદરી હિંદુસ્તાનના રહનુમા તરીકે પોતાનું નામ અમર કરી ગયા છે. અંતિમ પળે એમનાં પુત્રીએ એમની આખરી આકાંક્ષા પૂછી ત્યારે યે તેમણે જવાબ આપેલો, 'As my last message to India I send my love.'

પોતાના પ્રોજ્જવલ આકાશમાંથી આવા એક પછી એક અસ્ત થતા સિતારાઓથી હિંદ વ્યાકુળ તો થાય જ, પણ સાથે એવાઓને ભૂલી જવાના નગુણાપણાથી તે અસ્પૃષ્ટ રહે એ પણ ખાસ જોવાનું છે

બેસી ગયા. આંખમાંથી અશ્રુગંગા ચાલી. સર્વને આશ્ચર્ય થયું કે હિંદી માણસો માટે અશ્રુપ્રવાહ વહેવડાવનારા એકાદ પણ પરદેશી માણસ છે ખરા.

તે વારંવાર ઉપદેશ કરતા કે, 'દેશ માટે જીવો અને દેશ માટે મરો. પરદેશમાં નમે તમારા પંથો કે સંપ્રદાયનું પ્રદર્શન કરવા આવ્યા નથી. હિંદુસ્તાન એક જ છે. એ ભાવના જગમાં પ્રસારવાને તમે અહીં આવ્યા છો.'

**શ્રી**મતી પ્રાણકુંજન ઠાકોર અમેરિકામાં અભ્યાસ માટે આવ્યાં હતાં ત્યાંથી ભણીને તે લંડન ગયાં. તે અરસામાં તેમનો પરિચય શ્રીયુત ગગન દવે સાથે થએલો અને તેમણે અમેરિકામાં જ વિવાહબદ્ધ થવાનો વિચાર કરેલો, પણ લગ્નના પુરોહિત કોણ? તેમણે મને પૂછ્યું હું પણ વિચારમાં પડ્યો. તરત મને સંડરલૅંડ સ્મરણે ચડ્યા. મેં તેમને પત્ર લખ્યો. તેમણે તો તરતજ જવાબ આપ્યો કે આ કામ બદલ એમને પોતાને ધન્યતા મળે છે અને પોતે તે પાર પાડવા એકી પગે તૈયાર છે.

વરવહુ પોતાને ઘેર આવીને લગ્ન કરે એવો તેમનો ખાસ આગ્રહ હતો તે સૌએ કબૂલ રાખ્યો. લગ્ન વખતે બસો હિંદી માણસો હતા. આ બધાની વ્યવસ્થા વૃદ્ધાજી કેમ કરી શકશે તેની મને શંકા થઇ.પણ અમે તેમને ઘેર ગયા ત્યારે તો આશ્ચર્ય પામી ગયા કે તેમણે સર્વત્ર મંગળ બનાવી દીધું હતું. પાંદડાં ફૂલોથી ઘર, દિવાનખાનું, બાગ બધું શણગાર્યું હતું. મુખ્ય ખંડમાં હિંદી રીતે બેસવાની સગવડ કરી દીધી હતી અને પોતે પાંચદસ ગ્રન્થ લઇ બેઠા હતા.

એ ગ્રન્થ વેદ હતા. લગ્નસૂત્રોના શબ્દશઃ અંગ્રેજી ભાષાંતર હતાં. પ્રથમ તેમણે વૈદિક પદ્ધતિએ બોલવાનો મંત્ર અંગ્રેજીમાં વાંચી બતાવ્યો અને બોલ્યા: 'હે વરવધૂ! મારો આ મંત્ર તમને કબૂલ છે કે?' સંમતિ મળતાં તેમણે આગળ ચલાવ્યું અને બ્રાહ્મણ ભટજીની પેઠે કામ સાંગોપાંગ પાર ઉતાર્યું

અમે તો મોંમાં આંગળી નાખી ગયા. હિંદી સંસ્કૃતિ માટે કેટલું અભિમાન! આ ગ્રન્થ ક્યાંથી મેળવ્યા હશે? અમને સમજ ન પડી એટલે પૂછ્યું ત્યારે બીજા રૂમમાંનાં કબાટો બતાવ્યાં.ત્યાં કમીમાં કમી ૫૦૦૦ ગ્રન્થો હશે. ગમે તે ગ્રન્થ જુઓ તો હિંદુસ્તાનને જ લગતો. હિંદી સમાજ, રાજકારણ, ધર્મસંપ્રદાય જે જે અંગ્રેજીમાં લખાયું તે દરેકનું પુસ્તક તેમની પાસે હતું. અમને હિંદુસ્તાનની જેટલી માહિતી નહોતી એટલી એમને હતી.

એમના જીવનનો બીજો આનંદનો પ્રસંગ અમે હિંદી લોકોએ તેમને માનપત્ર આપ્યું તે હતો. આઠેક વર્ષ પહેલાં અમેરિકાના હિંદીઓએ તેમને માનપત્ર આપવાનું ઠરાવ્યું તે સાથે કંઇ ચિરસ્મરણીય ભેટ પણ આપવાનું ઠરાવ્યું. એ દિવસ ખૂબ ઉજવ્યો. સંડરલૅંડના ગુણવર્ણન પર અનેક ભાષણો થયાં. માનપત્ર વાંચીને અર્પણ કર્યું અને થાળમાં મૂકેલું નજરાણું તેમણે જોયું ત્યારે ખૂબ ખુશી થઇ ગયા. તે હાથે કાંતીને તૈયાર કરેલું જરીનું શુદ્ધ ઉપરણું હતું. આજે ખરેખર હું સર્વસ્વી હિંદી બન્યો એવા ઉદ્‌ગાર તેમણે કાઢયા. કપાળમાં શુભ મંગળ તિલક કર્યું. ગળામાં ઉપરણું નાખી હાથમાં ટાગોરનો ભવ્ય ફોટો રાખી તે બોલ્યા, 'માનપત્રનો શું ઉત્તર આપું? હું હિંદુસ્તાનનો છું અને હિંદુસ્તાન મારો છે.' એ વખતે તેમનો કંઠ આનંદ અને દુઃખના સંમિશ્ર ભાવથી ભરપૂર બની ગયો. અશ્રુપૂર્ણ નયને તેમણે તે વખતે આપેલો ઉપદેશ અને સંદેશ આજે પણ યાદ આવે છે.

તેમને હિંદુસ્તાનની ગુલામગીરી બદલ દુઃખ થતું નહિ એટલું તેમને એક જ અભાવ માટે દુઃખ થતુ એ બાબત એ હતી કે 'મને હિંદમાં જન્મ કેમ નથી મળ્યો?' સંડરલૅંડનો પુનર્જન્મ ઉપર વિશ્વાસ હતો. મરતાં તેમની આખરી પ્રાર્થના એ જ હતી કે 'પરમેશ્વર! મારી નજર સામે હિંદુસ્તાન સ્વતંત્ર થશે નહિ પણ બીજા ભવે હિંદુસ્તાનમાં જ જન્મ આપજે.'

**પો**તાની અંતિમ ક્ષણો તક આમ હિંદુસ્તાનને ન ભૂલનાર આ ઈસાઇ પાદરી હિંદુસ્તાનના રહનુમા તરીકે પોતાનું નામ અમર કરી ગયા છે. અંતિમ પળે એમનાં પુત્રીએ એમની આખરી આકાંક્ષા પૂછી ત્યારે યે તેમણે જવાબ આપેલો, 'As my last message to *India* I send my love.'

પોતાના પ્રોજ્જ્વલ આકાશમાંથી આવા એક પછી એક અસ્ત થતા સિતારાઓથી હિંદ વ્યાકુળ તો થાય જ, પણ સાથે એવાઓને ભૂલી જવાના નગુણ‌ાપણાથી તે અસ્પૃષ્ટ રહે એ પણ ખાસ જોવાનું છે

જૂના ને નવાનું, કલા ને શાસ્ત્રનું, સંસ્કાર ને મોજશોખનું અજબ સંમિશ્રણ હોવા છતાં પૂર્વ ને પશ્ચિમમાં એક જ મનુષ્યત્વ ધબકી રહ્યું છે એની પ્રતીતિ તો થાય છે...

# ઉત્તર યુરોપના દેશોમાં



જર્મનીમાં અંગ્રેજ યુવાનો સાથે ફર્યો પછી તો કેટલે કેટલે સ્થળે એકલો રખડયો. કેટલા કેટલા દેશો જોયા. જર્મનીની ટ્રૅમ્પિંગ ટૂર તો જાણે વર્ષોજૂની વાત લાગે છે. આજકાલમાં ઊભાં થએલાં નવાં શહેરોને નવા દેશોમાં એ પ્રાચીન શહેરોની કહાણી કેટલી જૂની લાગે છે! કંઈ કંઇ સુંદર અનુભવોનાં સ્મરણો નજર આગળ રમી રહ્યાં છે. પૂર્વમાં કે પશ્ચિમમાં, મોટા દેશોમાં કે નાનાં ગામોમાં, જુદી જુદી ભાષાઓ અને જુદી જુદી ચામડી વચ્ચે એ જ મનુષ્ય હૃદય ધબકી રહ્યું છે, એ જ પ્રેમ અને એ જ માયા, એ જ સુખ અને એ જ દુઃખ બધે દેખાય છે એનો અનુભવ ઠેકઠેકાણે કરતો હું જર્મની અને ઉત્તર યુરોપના દેશોમાં ખૂબ રખડયો છું. અહીં હોસ્ટેલમાં બેઠોબેઠો હવે મનોભૂમિમાં જ ફિન્લૅન્ડમાંથી સ્ટૉકહોમ થઇ, આવ્યો તે રસ્તે કૉપનહેગન થઈ બર્લિન અને ડ્રેસ્ડનમાં વિહરી રહ્યો છું.

જાણે હિંદુસ્તાનમાં જ કોઇ હિંદી મિત્રોની વિદાય નહિ લેતો હોઉં તેમ મારા જર્મન અને ચાઇનીઝ સાથીની વિદાય લઇ હું મોડી રાત્રે ડ્રેસ્ડન જવા ઊપડયો ત્યારે ગાડીમાં પણ એવા જ અનુભવો થયા. સામે એક જર્મન છોકરો બેઠો હતો, એણે કોથળીમાંથી નાસ્તો કાઢયો અને મને પણ એમાંથી આગ્રહ કરી ખવરાવ્યું. બાજુ બે હંગેરિયન સ્ત્રીઓ બેઠી હતી તેમને પણ કાંઇ આપ્યું. બેઠાં બેઠાં જ ઝોકાં ખાતાં અમે સવારે લાઇપઝીગ (Leipsieg)ને મોટે સ્ટેશને પહોંચ્યા ત્યારે ત્યાંથી બદલવાની બીજી ગાડીને થોડો વખત હોવાથી ગાડીમાં લખેલા થોડાક ઉતાવળના પત્રો ટપાલમાં નાખવા હું બહાર ગયો. પાછો આવ્યો ત્યારે મારો બધો સામાન નવી ગાડીમાં મૂકેલો જોયો. બધું કામ આ બાળનું જ હતું. હું તો આ જોઇ આભો જ બની ગયો. 'ડાન્કે શૅાઇન' (બહુ ઉપકાર) સિવાય બીજું કંઇ કહી શકયો નહિ. પ્રાગ શહેરની આ સ્ત્રીઓ સાથે ટાગોર વિષે વાતો થઇ. એમણે રવિબાબુને પ્રાગમાં જોયા હતા અને એમના કાવ્યો વાંચ્યા હતાં. મને એમને દેશ જવાનું નોતરું દઇ એમણે ડ્રેસ્ડન આગળ વિદાય લીધી.

ડ્રેસ્ડન ગયો, ત્યાં પણ રખડી રઝળી મારી D. P. H. Guideની મદદથી એક યુવકગૃહ શોધી કાઢયું. ઝાડોની ઘટામાં છૂપાએલું એ મોટું આધુનિક 'Hans der Tugend' જોઇ 'હાશ' કરી તેમાં પ્રવેશ કર્યો.

ડ્રેસ્ડનના સૌન્દર્યનો સાચો ખ્યાલ તો નદીકિનારે કિલ્લા અને જૂના દેવળો પાસે ફરતાં, ઑપેરા હાઉસ આગળના ચોરામાં ભવ્ય પૂતળા નીચે કબૂતરોને દાણા ખવરાવતા કે એની પ્રસિદ્ધ ગૅલેરીમાં રાફેલનું સિસ્ટાઇન મૅડોના અને બીજાં સુંદર ઇટાલિયન ચિત્રો જોતાં અગર ત્સિવગર (zwinger) બગીચાના ફુવારામાં જલબિંદુઓની અને સૂર્યકિરણોની કૂદકી નિહાળતાં કંઇક અંશે આવી શકે. એની ભભકદાર મોટી દુકાનોમાં 'ડ્રેસ્ડન ચાઇના' તરીકે જાણીતી થએલી એની નિકટના જ માઇશન (Meissen) ગામની માટીનાં જૂનાં અને અર્વાચીન ઢબનાં પૂતળાઓ જોતાં કલાકોના કલાકો વિતાડી શકાય. મને ડ્રેસ્ડનમાં વધારે વખત રોકાવાનું ન મળ્યું. રવિવારે, ચૂંટણીને દિવસે, પાંચ વાગે ચૂંટણી ખલાસ થાય તે પહેલાં બર્લિન પહોંચવાનું મને મન હતું. ડ્રેસ્ડનમાં પણ કૉલનમાં જોએલો તેવો wool-worth store જોઇ આશ્ચર્ય થયું. વિલાયતમાં ઠેકઠેકાણે કર્યું છે તેમ જર્મનીમાં પણ આ અમેરિકન ફર્મે પગપેસારો કર્યો છે એ, નવજર્મનીની રાષ્ટ્રીયનીતિ જોઇ, સહેજ વિચિત્ર લાગે છે.




રવિવારે બપોરે બર્લિન પહોંચ્યો. મેં મુકામ મારા સ્ટેશન પાસેની એક સસ્તી હોટેલમા જ રાખ્યો ત્યા ઑક્સફર્ડના એક અમેરિકન અને હૅમ્બુર્ગના એક જર્મન વિદ્યાર્થીનો મને ભેટો થયો અમે બીજે દિવસે શહેરમા સાથે ફર્યા. ઍડોલ્ફ હિટલરનું સાચું વ્યક્તિત્વ તો નમને અહીં જ સમજાય. લગભગ નેવુ ટકા જર્મન પ્રજા તેના પક્ષમા છે. તેની સામે ઊભા થવાની કોઇ હિંમત કરે તો એનું શું થાય એ તો નાઝીઓ જ કહી શકે પણ એમ બનવું બહુ શકય નથી લાગતું.

ઇટલિમા સિનૉર મુસૉલિનીને જોવાની અને સાભળવાની મને તક મળી હતી તેમ જર્મનીમા ઍડોલ્ફ હિટલરને જોવાની તક મળી હોય એમ લાગ્યું. રાઇકસ પ્રેસિડેન્ટ તરીકે ચૂંટાએલા એને જોવાને લોકોના ટોળેટોળા એમની ઑફિસ આગળ ભેગાં થયા હતા. અમે ગયા તેની પાચ મિનિટ પહેલાં જ રાષ્ટ્રના એ નેતાને જોઇ લોકો પાછા ફરતા હતા. પછી ભેગું થએલું ટોળું બે કલાક સુધી ત્યા ઊભું. વરસાદ પડવા છતાં 'વીર વૉસેન ઉન્સેર ફ્યૂરર ઝેહ્ન' ગાતું ઊભુંજ રહ્યું. પણ હિટલર બહાર નહિ આવ્યા એટલે નાસીપાસ થઇ બધા પાછાં વળ્યાં. બીજે દિવસે સાભળ્યું કે હિટલર મ્યુનીચમાં છે ત્યારે એક જર્મન પત્રમાં વાંચેલું વાકય મને યાદ આવ્યું: 'Hither is the most energetic man in Germany to-day; and he is just the *man we need.*'

દિવસે અને રાત્રે ફરીને બર્લિનનું સૌન્દર્ય નિહાળ્યું. સ્લોસ (Schloss) વિભાગમાં નદીને કિનારે દેવળ અને મ્યૂઝિયમોનાં સુંદર મકાનો આગળ તો કલાકો વીતાવ્યા. પર્ગૅમૉન મ્યૂઝિયમમાં તો ગ્રીસ, ઇટલી, ઇજિપ્ત, બાબિલોન અને પ્રસ્લાગી દેશોનું શિલ્પકામ એટલું સરસ રીતે ગોઠવ્યું છે કે ઘડીકમા ગ્રીસમા હોઇએ એમ લાગે, ઘડીકમાં રોમમાં અને ઘડીકમાં ઇરાની ગાલીચાઓમા મહાલતા, મોગલ સ્કૂલના ચિત્રો નિહાળતા કોઇ શાહીમહેલમા ફરતા હોઇએ એમ જ ભાસે.

રાત્રે Planeta um જોવા ગયા. અદ્ભુત યંત્રાની મદદથી એક નાના ઓરડામાં અસંખ્ય તારાઓથી ઝગઝગતું અનંતનીલ આકાશ ઊભું કરી, વર્ષો અને યુગોની મુસાફરી પાચ દસ મિનિટમાં કરાવી. પાછા એ નાના ઓરડામાં લાવનાર જર્મન વિજ્ઞાનીના વર્ગે અમને આશ્ચર્યમાં ગરકાવ કર્યા અને સામાન્યલોકને પણ જ્યોતિ શાસ્ત્રમાં રસ લેતા કરવાની જર્મન વિજ્ઞાનીઓની ખંત માટે માન ઉત્પન્ન થયું. એજ સ્થળે પછી હિમાલય વિષેની એક સુંદર ફિલ્મ જોઇ. કાંચનજંઘાની ૧૯ની જર્મન ચડાઇનાં સુંદર દશ્યો અને હિમાલયનું અદ્ભુત ગૌરવ કૅમેરાની મદદથી મેં ને મારા જર્મન મિત્રોએ ભાળ્યું. જર્મનીની રાજધાનીમાં જર્મનો વચ્ચે બેસી હિમાલયના પહાડીઓનું ભાગ્યું તૂટ્યું પણ ખરેખરું હિંદી સાભળી શી લાગણીઓ થઇ હશે તે તમે કલ્પી શકો.

જૂના અને નવાનું, કલા અને શાસ્ત્રનું, સંસાર અને મોજશોખનું સંમિશ્રણ કરતું આ સુંદર બંધુભાવી શહેર જોઇ, મિત્રોની વિદાય લઇ ડેન્માર્ક તરફ જવા હું ઊપડયો. ડેન્માર્કની ફેરી બોટમાં આથે અંતરમાં ધીરે ધીરે અદૃશ્ય થતો જર્મનીનો કિનારો જોતાં મારી નજર આગળ મારી જર્મન બેનોની મૂર્તિ તરી આવી. કલાકેકમા તો ડેન્માર્ક પહોંચી ગયા.

ડેન્માર્કને કિનારેથી કૉપેનહેગન જતાં એક નોંધવા જેવી વસ્તુ દીઠી. ત્રીજા વર્ગમાં પણ મુસાફરો માટે પીવાનું પાણી સ્વચ્છ બાટલીમા, ગ્લાસ સાથે મૂકેલું હતું. બહુ નાપગા દરિયો ઓળગ્યા પછી મને ખૂબ તરસ લાગી એટલે સહેજ અચકાતાં ગાર્ડને પૂછ્યું, 'આ અમારે માટે છે?' એણે હસીને જવાબ આપ્યો, 'હા. જોઇએ એટલું પીઓ.' મેં ગાર્ડને જ 'ડાન્કે શૅાઇન' કહ્યું. પણ મારૂં ચાલત તો આખી ડેનીશ રેલવે કંપનીને મારો આભાર એ વખતે દર્શાવત!

કૉપેનહેગનમાં ઉતારો વાય. એમ સી. એ. તરફથી

ચલાવવામાં આવતા એક યુવકગૃહમાં રાખ્યો. ડેન્માર્કમા સુંદર યુવકગૃહો ઘણાં છે અને જર્મન યુવકગૃહો જેમ ડેનીશ યુવકગૃહોની ખ્યાતિ પણ ઇગ્લંડ સુધી પ્રસરી છે. આ સ્થળે મને ઘણા જ અંગ્રેજ અને જર્મન યુવકો ગળ્યા. બધા પગરસ્તે, સાઇકલ પર કે ગાડીમાં ડેન્માર્કની સફર કરવા આવ્યા હતા. નાઝીરાજ્યમાં વ્યક્તિસ્વાતંત્ર્ય પર મુકાતા દાબથી કંટાળેલા ઘણા જર્મનો અહીં આવીં વસ્યા છે. ઇગ્લંડમાં પણ એવા જર્મનો–ખાસ કરી યુવાનો–ઘણા જોવામાં આવે છે.

કૉપનહેગનના 'ટિવોલી' વિષે ઘણું સાંભળ્યું હતું એટલે પહેલી જ સાંજે એક અંગ્રેજ સાથે તે જોવા ગયો. જોઇને થયું કે કૉપનહેગન ઉત્તર યુરોપનું પૅરિસ કહેવાય છે એમાં જરા યે ખોટું નથી. ઉત્તર યુરોપના સૌથી સુંદર શહેર તરીકે તેને ગણાવતાં કદાચ અચકાઇએ, પણ સૌથી શૉખીન (gay) તો એને નિઃશંકપણે કહી શકાય. ટિવોલીમાં ફરતા તો જાણે કોઇ અદ્દભુત સ્વપ્નભૂમિમાં વિહરતાં હોઇએ એમ જ લાગે. અસલ આગ્રાદિલ્હીની મસ્જિદ જેવું, પણ રોશનીથી ઝગમગતું એનું કોઇ રેસ્ટૉરાં જુઓ કે કળા કરતા મોરના પડદાવાળી એની રંગભૂમિ જુઓ; નાના સરોવરમાં રંગબેરંગી દીપકોથી શણગારેલાં એનાં જૂનાં વહાણોમાં સફર કરો કે બગીચામાં ઠેકઠેકાણે પળે પળે બદલાતા રંગોવાળા ઝળહળતા ફુવારા જુઓ; આમતેમ એક બીજી સાથે અથડાતી ખૂબ ઝડપે જતી મોટરોમા બેસી કૃત્રિમ thrill અનુભવો કે Automat-Roomમાં જઇ ઑટોમૅટિક મશીનો પર જાતજાતના પ્રયોગો અજમાવો . . . આ સ્વપ્નભૂમિમા ફાવે ત્યાં ફરો અને ફાવે તેમ અનુભવ કરો. બધે શૉખીન ડેનીશ ને પરદેશી લોકો તમને મળશે.

કૉપનહેગન શૉખીન છે એટલું જ સુંદર છે. એના રસ્તાઓમાં જૂના અને નવા સરસ મકાનો જોઇ શકો. એની નહેરોમા હૉલૅન્ડનું સ્મરણ કરાવતાં વહાણો. અને કિનારે નૉર્ડિક સ્થાપત્યના નમૂના તમને દેખાશે આખા બારાનું જાણે રક્ષણ કરતી હોય, અથવા દૂરદૂર કંઇ અવર્ણનીય બાબતથી જોઇ રહી હોય એવી નાની જલકુમારી (Little Havefru)નું પૂતળું તો ઘણું સુંદર છે. ને એનાં મ્યૂઝિયમો તો ખાસ જોવા જેવાં છે. ત્યાં જ ગોગા (Gauguin)નાં બાળીનાં



એલ્સિનૉર

તાહિતી ટાપુના ચિત્રો તમને દેખાશે. અને ફ્રેંચ શિલ્પકાર રોદાં (Rodin)ના શિલ્પકામો ઉપરાંત 'સંગીત,' 'શરદ' 'વિજળી' વગેરેના ભાવોને શિલ્પમાં ઉતારતાં સુંદર ડેનીશ સર્જનો પણ તમને દેખાશે.

સાંજે ડેન્માર્ક છોડી ઍલ્સિનૉર ગયો ને ત્યાંના Students' Homeમાં ઉતારો રાખ્યો. રાત્રે નૃત્ય, ગીત, રમતગમતની મજલીસ થઇ. ડેનીશ લોકગીતો પણ ત્યાં સાંભળવા મળ્યા. મને એના તાલ અને 'ટેકનીક' આપણા ગરબા કે રાસ જેવા જ લાગ્યા. ચાયનીઝ વિદ્યાર્થીઓએ પણ જ રમુજી ચાયનીઝ ગીતો ગાયાં ને મારે પણ એક ગુજરાતી ગીત ગાવું પડ્યું.

બીજે દિવસે ઍલ્સિનૉરના નાના ગામમાં થઇ સમુદ્રકિનારે આવેલો કિલ્લો જોવા ગયો. ટૂરિસ્ટ ગાઇડસ આને હૅમ્લેટનો કિલ્લો કહે છે અને શેક્સપીઅરનો હૅમ્લેટ ડેન્માર્કના ઍલ્સિનોરનો હતો એ પણ ખરૂં, પરંતુ આ જ કિલ્લો હૅમ્લેટનો કિલ્લો કે નહિ તે તો શેક્સપીઅર જાણે અને પેલા ટૂરિસ્ટ ગાઇડનો લેખક જાણે! એ ગમે તેમ હોય; પણ ટેકરી પર આવેલો અને સ્વીડનના કિનારા તરફ મીટ માંડી ઊભેલો આ કિલ્લો સુંદર તો ખરો જ. સ્વીડન અહીંથી એટલું પાસે છે કે સ્વીડીશ હેલ્સિંગબૉરના શૉખીનો હવા ખાવા દરિયો ઓળંગી ડેન્માર્કના હેલ્સિંગોરમાં આવી વસે છે. અગર તો બપોરે આવી સાંજે પાછા જાય છે.

હું તો કૉપનહેગન પાછો ફરી ત્યાંથી સ્વીડન ગયો. તડકામા ઝળકતો સમુદ્ર ઓળંગી બપોરે સ્વીડનને કિનારે માલ્મો ઉતર્યો. ભૂખ લાગી હતી એટલે એક ગૃહસ્થને પૂછી Ujolk–Baren (Milk–Bar) નામના રેસ્ટૉરાંમાં ગયો. ઇગ્લંડમાં તો Milk–Bar



સ્ટૉક હોમ



હેલ્સિન્કી સ્ટેશન

જેવી વસ્તુને દરી જ કાઢે, પણ સ્કૅન્ડિનેવિયન દેશોમાં તો દૂધનો વપરાશ ઘણો જ થાય છે. ગમે તેવા ફૅશને બલ રેસ્ટૉરામા જઈ ગરમ કે ઠંડું દૂધ તમે માગી શકો. દારૂનો વપરાશ આ દેશોમાં બહુ જ થોડો થાય છે. સ્વીડનમા તો દારૂ પર પ્રતિબંધ મૂકવામા આવ્યો છે. સોલ્જરો ને નાવિકો દૂધ પીતા હોય એ દૃશ્ય ઇંગ્લંડમા તમને ભાગ્યે જ દેખાય.

ખોરાક પણ આ દેશોમા સરસ મળે છે. કૉપન-હેગનમા રસ્તા પર ફક્ત ૨૫ ઑર (Ore) એટલે લગભગ ત્રણ પેન્સમા જુદી જુદી જાતનાં સૅન્ડવીચનું પડીકું વેચાય છે. માલ્મોમા સરસ શાકાહારનું જમણ મને મળ્યુ જેના ફક્ત સાત આઠ પેન્સ જ આપવા પડ્યા.

માલ્મોમા થોડાક કલાક ગાળી મારી મિત્રને મળી હું રાત્રે સ્ટૉકહોમ જવા ઊપડ્યો. બીજે દિવસે શહેર સારી રીતે જોઇ શકાય એટલે રાતે ઊંઘ મેળવવા સારી એમ મારી પાસેક શિલીંગ આપી Sleeping Car લીધી હતી સવાર પડતા જ સ્ટૉકહોમ પહોચ્યો. સૂર્યના કિરણોમા ઝગહળતા જલના વિસ્તારો, સુંદર સરોવરો અને નહેરો તથા કિનારે વસેલા જૂના અને નવા મકાનોથી શહેરનુ પ્રથમ દર્શન ગાડીમાથી જ કર્યું.

સ્ટૉકહોમ એટલે ઉત્તર યુરોપનું સૌથી સુંદર શહેર. સારી દુનિયાના સુંદર શહેરોમાં એની ગણતરી કરી શકાય. એના Skycraper ને Town Hall જેવા સુંદર મકાનો તો મેં ઘણાં થોડાં જોયાં છે. ટાઉન હૉલના વિશાળ નીલખંડ (Blue-Room) કે સુવર્ણ-ખંડ (Golden Chamber)માં ભીંતો પર દોરેલાં ચિત્રો તમે જોતાં ધરાઓ નહિ. સૌથી સુંદર ખંડની ભીંતમા મધ્યમાં 'સ્ટૉકહોમની નગરદેવી'નું ચિત્ર છે. એના એક પડખે યુરોપના દેશો ઊભા છે અને બીજા પડખે એશિયાના અહીંની ગૅલરીમાં અર્વાચીન શિલ્પ-કળાના યે કેટલાક સુંદર નમૂના જોયા

સ્ટૉકહોમના બાગમાં નવી સ્ટીમરો અને જૂનાં વહાણો જોતાં હું થાક્યો નહિ. એના અનેક બગી-ચાઓમાં ફરતા અને અનેક પૂતળાંઓ જોતાં હું ધરાતો નહિ એક નહેરને કિનારે એક સુંદર પૂતળું આવેલું છે. શીઆળામાં પ્રાણહીન થએલું સ્કૅન્ડિનેવિયા ઊના-ળામાં સૂર્યકિરણોના પ્રથમ ચુંબને જાગૃત થઇ સૂર્ય-દેવને ગીતોથી વધાવતું હોય એવો ભાવ દર્શાવતું, હાથ વિસ્તારી ગીતો ગાતુ 'sunsinger'નું પૂતળું ઋગ્વેદની સૂર્યસ્તુતિની ઋચાઓનું સ્મરણ કરાવે છે.

હૉલૅંડમાં આર્નહામમાં જોયું હતુ તેવું Open-air Museum અહીં પણ દીઠું સ્વીડીશ ખેડૂતજીવનને પ્રત્યક્ષ કરતું સ્કાન્સેનના બગીચામા આવેલું આ મ્યૂઝિયમ યુરોપનું પહેલું Open air Museum છે એમ મને કહેવામાં આવ્યુ મેં આખું શહેર એક જર્મન ગૃહસ્થ અને એમની સ્ત્રી સાથે ફરીને જોયુ આ ગૃહસ્થ ત્રણ માસથી અહીં આવી રહ્યા હતા ને ત્યાંની જાહેર લાયબ્રેરી (Bibliothek)નો ઉપયોગ કરી કંઇક રીસર્ચ કામ કરી રહ્યા હતા. ગણિતશાસ્ત્રના ડિગ્રીધારી, આફ્રિકાની કાળી પ્રજાની ભાષાઓનો અભ્યાસ કરતા અને હિંદુ ફિલસૂફીમાં રસ લેતા આ પંડિતની વાતોમા મને ખૂબ રસ પડ્યો. એક દિવસ અમે બહુ આનંદમાં ગાળ્યો અને એ દિવસને આખરે મારી પાસેની થોડુંક ગુજરાતી અને હિંદી પણ એ

નાખ્યા. બીજે દિવસે સાંજે જ ટાપુઓ પર વસાએલું આ શહેર છોડી મેં હેલ્સિન્કી જવા માટે સ્ટીમર પકડી.

હેલ્સિન્કી એ ફિન્લૅંડનું પ્રખ્યાત સ્ટેશન છે. ત્યાંની વાય. એમ. સી. એ. ની હોસ્ટેલમાં જ મેં ઉતારો રાખ્યો છે ને આ પત્ર ત્યાંથી જ લખી રહ્યો છું. સ્ટેશન તદ્દન અર્વાચીન ઢબે ગુલાબી પત્થરોમાં બંધાએલું છે. છેલ્લા પાંચ છ દસકામાં જ બંધાએલા આ શહેરમાં ફરનારને કંઈક વિચિત્ર લાગણી થાય છે. એના મ્યુઝિયમમાં ચરખો કાંતતી ઓરતના ચિત્ર સાથે તદ્દન અર્વાચીન પદ્ધતિનું શિલ્પકામ તમે જોઈ શકો. એની દુકાનોમાં ભોજપત્રમાંથી બનાવેલી સુંદર વસ્તુઓ કે રંગબેરંગી ગૂંથણકામ સાથે તદ્દન આધુનિક ઇલેક્ટ્રિક ઓજારો તમને દેખાય. બધે જ તદ્દન પ્રાચીન અને તદ્દન અર્વાચીનનું અજબ મિશ્રણ જણાય છે.

આ નાનકડો દેશ ફિન્લૅંડ અથવા 'સુઓમી' હિંદી હૃદયને કંઇકંઇ પાઠો શીખવે છે. સાતઆઠ સૈકાઓ સુધી પરતંત્રતા સેવતાં, આખરે સ્વતંત્રતાની લડતો લડીલડી તે સ્વીડન ને રશિયાની ધૂંસરીમાંથી છૂટો થયો. સૈકાઓ સુધી સ્વીડીશ સંસ્કૃતિની અસર ભોગવી, સ્વીડીશ ભાષાને બીજી માતૃભાષા બનાવી અને છતાં યે પોતાની સંસ્કૃતિ તેણે નથી વિસારી દીધી. હજુ યે પોતાના પ્રાચીન ઉપાસ્ય તત્ત્વોને કાયમ રાખી એ અર્વાચીનતાને અપનાવતું જાય છે.

ટાપુઓથી ઘેરાએલા આ દેશની ભૂમિ પર પગ મૂકતાં એક પ્રસંગ બની ગયો. ઉતરતી એ વખતે 'વીઝા ક્યાં છે?' કહી મને અટકાવવામાં આવ્યો. મેં પાસપોર્ટ બતાવ્યો પણ મારી પાસે ફિન્લૅંડનો પાસપોર્ટ ન હતો. ફ્રાન્સમાં મને પાસપોર્ટ ઑફિસ તરફથી કે મારી ટુરિસ્ટ એજન્સી તરફથી કહેવામાં આવ્યું હતું કે ફિન્લૅંડ માટે વીઝાની જરૂર પડતી નથી. અહીં સાંભળ્યું છે કે જર્મની, સ્વીડન વગેરે દેશોના માણસોને વીઝા નહિ જોઈએ પણ બ્રિટિશ, અમેરિકન અને ફ્રેન્ચ પ્રજાને વીઝાની જરૂર પડે છે. દુનિયાના જાડેભાઓ(strong powers) ગણાતા આ રાજ્યો તરફે બતાતા પક્ષપાત થતો જોઈ હું ખુશાલ થયો હતો, એટલે અહીં એ લોકો સામે આ પ્રતિબંધ જોઈ આનંદ થયો. સારે નસીબે એના ઑફિસરે પાસપોર્ટ રાખી બીજે દિવસે ફોરીન ઑફિસમાં જઈ વીઝા મેળવી લેવાનું કહ્યું ને હું ફિન્લૅંડમાં પ્રવેશ કરવા પામ્યો.

હેલ્સિન્કી શહેર ઘણું નાનું છે—જોકે આ નાનકડા દેશના લોકોનો ત્રીજો કે ચોથો ભાગ આ શહેરમાં વસે છે—છતાં એ નાનું નાનું શહેર પણ મને ઘણું ગમે છે. ૧૯મી સદીમાં વસવા માંડેલું આ શહેર છેલ્લા થોડા દસકામાં જ ઊભું થયું કહીએ તો ચાલે. અને આધુનિક સ્થાપત્યના [illegible] તેમાં મળી આવે છે. એના સ્ટેશનની ખ્યાતિ તો અમેરિકા સુધી પહોંચી છે. બેત્રણ વર્ષ પર જ બાંધેલું ભવ્ય મકાન Diet House (પાર્લામેન્ટનું મકાન) પણ ઘણું સુંદર લાગે છે. એનાં પગથિયાં પર ઊભા ઊભા આખા શહેરનું દૃશ્ય નિહાળીએ ત્યારે એક પાસે સ્ટેશનનો મિનારો અને બીજી પાસ નવા બંધાતા ભવ્ય દેવળનો મિનારો ધ્યાન ખેંચે છે.

અર્વાચીન શિલ્પકામના નમૂનાઓ, સુંદર રંગબેરંગી લાકડકામ અને નાની કટારીઓ, એનું સસ્તું જીવન ને લોકોની મીઠી પરોણાગત એ સિવાય આ દેશમાં પ્રવાસીઓને આકર્ષનાર બીજી શી ચીજો હશે તે હું નથી જાણી શકતો. એનું સૌન્દર્ય જોતા કોઇ સૌન્દર્ય-પ્રેમી ન્યાય એ જાણવાજોગ છે; પણ ઘણો ખરો દેશ વસતી વિનાનો હોય એમ લાગે છે.

મારી ફિનિશ મિત્રને ત્યાં પહેલી જ સાંજે હું ગયો. જર્મનીના પ્રવાસ પછી ત્રણ મહિને એ પાછી ફરેલી એટલે અપાર આનંદ થઇ રહ્યો હતો. એ જોઈ મને પણ ઘર યાદ આવ્યું. પછી તો એની બહેનપણીઓ સાથે એની કોફી પીધી ને ગીતો ગાયાં.

છેલ્લે દિવસે યે હું આ મિત્રોને મળવા ગયો. ત્યારે પણ અમે સાથે બેસીને ગીતો ગાયા. માબાપ વિનાની એક યુવતી પણ આ ઘરમાં ઉછરી હતી. એના શરમાળ વદન પર હંમેશાં રમતું મીઠું હાસ્ય તો હજી મારી દૃષ્ટિ સમક્ષ રમી રહ્યું છે. મજલીસમાં મેં ગીતગાયનું 'મને ચાકર રાખોજી' ઉપાડ્યું એટલે તરત એનો શાલ ઉતારી લઇ એક યુવતીએ નૃત્ય શરૂ કર્યું અને હિંદી ગીત ને ફિનિશ નૃત્યનો અજબ મેળ મળેલો મેં ત્યાં દીઠો. પૂર્વપશ્ચિમના હૃદયો એમાં મળ્યા કહીએ તો ચાલે.

આખરે અમે છૂટા પડ્યા. મારાં મિત્રની માએ મને એમના દેશના સ્મરણરૂપ એ દેશમાં બનાવેલી એક લાકડી આપી અને મેં એમની વિદાય લીધી.

હીરાલાલ ગોદીવાળા



# એક કદમ

પૃથ્વીને પેદા થયે અબજ ઉપરાંત વર્ષો વીત્યાં ને માણસની હસ્તીને લાખો વર્ષો એળગી જમાનાજૂની થઇ. પોતાના ઉગમકાળથી આજ સુધીમાં માણસે પોતાની માનવતાને પરાકાષ્ટાએ પહોંચાડવા અનેકગણો વિકાસ સાધ્યો છે. સંસ્કૃતિની સ્થાપના પછી એનો એ વિકાસ કંઇક ઝડપી બન્યો ને વિજ્ઞાન તેની મદદે આવતાં છેલ્લા સૈકાથી તો એ ચીલઝડપી બન્યો લેખી શકાય.

ત્યારે આટલી કક્ષાએ વિકસિત બનેલા માણસનો વિજ્ઞાનના એક પછી એક સાધનો હસ્તગત કર્યે જતા ને પ્રકૃતિને વશ કરતા રહેતા હવે પછીનો વિકાસ કેવોક હશે એ સવાલ સહેજે ઊઠે.

એ વાતનો તો કોઇ ઇન્કાર નહિ કરી શકે કે આજનું આપણું માનસ ને જ્ઞાનની પરિસીમા એ સવાલનો ઉકેલ સ્વયં મેળવવા જેટલી કક્ષાએ પહોંચ્યા છે. આપણે એક સદી પછીના જ માણસનો વિચાર કરીએ. બેશક, માનવવિકાસની આજસુધીની મજલમાં એટલો ગાળો એક કદમ જ ગણી શકાય. પણ એ એક કદમ જ પૂર્વજ્ઞાન માટે આપણને પૂરતું થશે.

સૌ પહેલું તો આપણે વિજ્ઞાનને નજરમાં લેવું પડશે. કારણ આવતી સદીના વિકાસનો સૌથી મોટો મદાર તેના પર જ છે. પચાસ વર્ષ પહેલાંની દુનિયા પણ આજે આપણને યુગજૂની લાગે છે તેનું કારણ એ વિજ્ઞાન જ. ત્યારે આજની ઝડપે એક આખી સદીમાં એ શું પરિવર્તન નહિ કરે?

જગતનો ખંડેખંડનો વ્યવહાર માર્ગે તો ત્યારે હથેળી જેવો બની જશે એની નકાર ભણવાની મૂર્ખાઇ કોઇ નહિ જ કરે. મુંબાઇથી એડન કે સિંગાપોર તો આપણે અઠવાડિયાની સહેલ સફરે ઊપડતા હોઇશું. નજીક ને દૂરનો આપણો ખ્યાલ તો એ કાળે આથમી જ જશે.

જીવનનું આખું ધોરણ પલટાઇ જશે. ઘરની પણ આજે આપણી છે એવી વ્યાખ્યા નહિ રહે મિલકત કે ચાકર નોકરની યે જરૂરિયાત નહિ રહે. ને આજે કદાચ ઘણાંને નવાઇ લાગશે, પણ સૈકા પછી યાંત્રિક જગતમાં રહેતો માણસ કોઇ ચીજને 'આ મારી છે' એમ નહિ ગણાવે ખાનગી ઉદ્યોગો પણ નિર્મૂળ જશે.

ને માણસ આંતરરાષ્ટ્રીય બનશે. ચોપડીઓ ને છાપાં વાંચીને નહિ, પણ જુદાજુદા દેશોની મુલાકાત લઇ, એમના સુખદુઃખ પ્રત્યે હમદર્દી દેખાડીને. એક જ વ્યક્તિ હોય તેમ અમુક વસ્તીવાળા અમુક દેશ તરીકેના સંબોધનો ત્યારે ક્યાં યે નહિ સંભળાય. વિગ્રહનો એક પ્રકાર કદાચ સંભવશે ને તે ફાશીઝમ, કૉમ્યુનિઝમ વગેરે રાજસિદ્ધાંતો વચ્ચે. આપણી ગુજરેલી પેઢીઓ કરતાં આપણી જીવનસરણીમાં જે તફાવત છે તેથી અનેકગણો તફાવત ત્યારે હશે. પણ તેથી કંઇ જાતિગત લાગણીઓમાં ફેર નહિ પડી જાય. ત્યારના માણસની આંખો યે વિયોગે આંસુભીની થશે જ. એવી રીતે પ્રેમ અને ઇર્ષા પણ રહેશે જ. વ્યક્તિગત લાગણીઓ આજ કરતાં વધુ અંકુશમાં રહે એ સંભવિત છે.

આવો એ માણસ અત્યારે આપણે છીએ તે કરતાં વધુ સુખી હશે? બેશક. યંત્રો એનો પુષ્કળ સમય બચાવી આપશે ને આપણા કરતાં તેના જીવનમાં ફુરસદને વધુ સ્થાન હશે. યંત્રોની સરળતા થતાં કામ કરવાના કલાકો યે ઘટાડી દેવાવાં હશે. ખરૂં કહીએ તો આગલી સદીમાં ન જન્મતાં એ સદીમાં પોતે જન્મ્યો એ માટે ૨૦૩૬નો માણસ મગરૂર બનતો હશે.

('નૅશ' મૅગૅઝિનમાં આવેલા ઍલેક વાૅ ના એક લેખ ઉપરથી)

# એ દિવસ



ધુમ્મસમાંથી દેખાતા જલાશય જેવું આકાશ જોતો વિનોદ ઊઠ્યો. ને એ સાથે જ મિ. મહેતાએ 'ડેઝર્ટેડ વિલેજ'ની મોઢે કરવા કહેલી ત્રણસો લીટી તેને યાદ આવી. આજ સાડા અગ્યારે તો એમને એ તૈયાર જ જોઇએ, એ કેમ બને? ને હજુ તો કેટલાં યે કામ પતાવવાનાં બાકી હતાં? વિનોદને એ બધાંનો વિચાર આવતાં જ ટૂંટિયું વાળી ગોદડું પાછું ઓઢી લીધું.

પણ ત્યાં તો બોર્ડિંગના પટાવાળાએ જોરથી ઘંટ વગાડ્યો ને બીજી ઓરડીઓમાંથી યે અવાજો વધવા લાગ્યા. વિનોદને લાગ્યું કે હવે ઊંઘી શકાશે નહિ, એટલે તે ઊઠ્યો ને તેની સાથે જ ચમકી ઊઠેલા ઘુવડ જેમ આંખો ચોળતા કાન્તિ ને રમેશ પણ ઊઠ્યા.

પાંચ મિનિટમાં તો ત્રણે યે પરવારી લીધું. અરધા જાગતા, અરધા ઊંઘતા, કંઈક ગાતા તેઓ વર્ગના ઘંટની રાહ જોવા લાગ્યા. ઘંટ થયો કે ત્રિપુટી વર્ગમાં જઇ પોતાને નિયત બાંકડે ગોઠવાઇ ગઇ.

પહેલો જ પીરિયડ મિ. મહેતાનો હતો. ઘંટ પછી પાંચ જ મિનિટમાં એ પધાર્યા. હજુ વર્ગના બારણામાં પૂરા પેઠા યે ન હતા ત્યાં તો વિનોદ ઊભો થયો: 'સાહેબ, તમે સાચ્ચેજ ત્રણસો લીટી મોઢે કરવાની કહી હતી?'

'હા. તેને તો ત્રણ દિવસ થઇ ગયા!' કહેતા મિ. મહેતા ખુરશી પર ગોઠવાયા. 'ચાલ તું જ શરૂ કર.' તેમણે વિનોદને ઝડપ્યો.

જાણે પોતાને કહ્યું જ ન હોય, એમ વિનોદ તો મિ.' મહેતાના ચહેરા પરના ખાડાટેકરા નિરખતો ઊભો જ રહ્યો. કાન્તિ ને રમેશને પણ તેની આ સ્થિતપ્રજ્ઞ વૃત્તિએ અચંબામાં નાખી દીધા. મિ. મહેતાનો પિત્તો યે ખસવા લાગ્યો. ઢોલ જેવું તેમનું શરીર તપી જતાં ખૂબ તીણા અવાજે તે બરાડી ઊઠ્યા; 'કેમ, કવિતા બોલવી છે કે નહિ?'

જાણે નવી જ દુનિયામાંથી આવી લાગ્યો હોય તેમ એ તીણો ઘાંટો સ્વસ્થ ચિત્તે સાંભળી લઇ, વિનોદે પૂર્ણ શાંતિપૂર્વક પૂછ્યું, 'સાહેબ, મને કહો છો?'

'હા, હા તને!' ગરમી લાગતાં ઊડવાની તૈયારી કરતા શીશીના બૂચ પેઠે કેટલાક શબ્દો મિ. મહેતાની જીભમાંથી સરી પડવાની અણી પર આવ્યા હતા, પણ તેમણે પ્રયત્નપૂર્વક તે દબાવી રાખ્યા.

'તો મને તો એક લીટી પણ યાદ નથી!' વિનોદે સ્પષ્ટ ખુલાસો કરી દીધો.

પોતાના પોણા કલાક પર આ રીતે પાણી ફેરવી દેનાર એ છોકરા પર પછી મિ. મહેતાનો ગુસ્સો કેટલો ઊતર્યો એ તો શબ્દોમાં જણાવી પણ ન શકાય. બાકીનો આખો પા કલાક તેમણે વિનોદને, તે ગધેડો હતો અને તેની જિંદગીનો કંઇ અર્થ ન હતો એવું ભાન કરાવવામાં જ વીતાવ્યો. એમ તો મિ. મહેતા અવારનવાર પોતાનું એ કર્તવ્ય બજાવતા. પણ વિનોદે આજ સુધી એમની એકે વાતને મગજમાં ઊતરવા દીધી ન હતી.

સાડાબારે વર્ગ છૂટ્યો. વિનોદ એ જ રાહ જોઇ રહ્યો હતો. ને તેનું કારણ હતું. આલ્ફ્રેડ ટીમ સાથે આજે થનારી આ વખતની ફૂટબૉલની મૅચમાં રમેશે તેનું નામ પણ રખાવ્યું હતું. વહેલા પરવારી મેદાનમાં પહોંચી જવાની બંનેને ઉતાવળ હતી એટલે પહેલી સીટી થતા વેંત તો પરવારી લઇ બંને ગ્રાઉન્ડ ઉપર હાજર થઇ ગયા હતા.

આજ પહેલી જ વાર વિનોદ, ને તે યે રમેશની લાગવગથી મૅચમાં ઊતર્યો હતો. ઉશ્કેરાટ, ભય, આનંદ બધાનું સમિશ્રણ તેના ચહેરા પર અત્યારે તરી આવતું હતું તે સહેજ ધ્રૂજતો પણ હતો. આલ્ફ્રેડ ટીમનાં પડછંદ શરીરો જોઇને જ તેને થઇ આવ્યું હતું કે તેનાથી બરાબર નહિ રમાય તેને ગળું સુકાતું લાગ્યું માથું દુખતું લાગ્યું. હરીફ ટોળીના કદાવર શરીરો ને નાળવાળા બૂટ તેની નજરમાં રમવા લાગ્યા.

ત્યાં તો એને જોઇ, પાછળથી કોઇકે હેડમાસ્તરને સવાલ કર્યો, 'મિ. પટેલ આવડા મોટા છોકરા વચ્ચે આને તમે ક્યાં મૂકો છો?'

'પણ એને વાગે તો ગે એ દરકાર કરે તેમ નથી.' મ. પટેલે જવાબ આપ્યો. વિનોદની રહીસહી આત્મશ્રદ્ધા ગે પેલા હિતેચ્છુના સવાલથી તો જતી બેઠી હતી, પણ હેડમાસ્તરની પ્રશંસાએ તે કૈંક ટકાવી રાખી.

તુરત વ્હીસલ થઇ ને રમત પણ શરૂ થઇ. પહેલી જ મિનિટે વિનોદે જોયું કે સામી ટીમનો હલ્લો ખાળવો અશક્ય નહિ તો મુશ્કેલ તો હતો જ. એ વિચારમાંથી મોકળો નહોતો થયો ત્યાં તો દડો તેની પાસે આવી પટ કાયો. પણ કમનસીબી એ થઇ કે તે લાત મારવા જાય તે પહેલા જ એ સરી ગયો ને તે સાથે જ સામી પાર્ટીના ફૉર્વર્ડ્ઝ તે ગોલ તરફ ધસી ગયા.

સારે નસીબે દડો ખૂંચવી જનાર જ લાત ચૂક્યો ને લાઇનઆઉટ જાહેર થયો છતાં વિનોદે મિ. મહેતાનો બડબડાટ તો સાંભળ્યો જ. 'હું ધારતો જ હતો કે એ કંઇ શુક્કરવાર નહિ કરે" એમણે મિ. અધિકારીને પોતાની ભવિષ્યવેત્તા નજરોની પ્રતીતિ કરાવી.

ફરીવાર વિનોદના પગ પાસે જ રમેશે દડો ફેંક્યો આ વખતે વિનોદે પણ કૈંક સફળતાની આશા રાખેલી પણ સામી ટીમનો એક ફૉર્વર્ડ વચ્ચે જ કૂદી પડ્યો ને તેના વાંકા ઘૂંટણની અડફેટમાં આવતા વિનોદ દૂર ઉછળી પડ્યો. દડો ફરી આગળ નીકળી ગયો

વિનોદ હવે સાવ લાચારી અનુભવવા લાગ્યો—જાણે પોતે રમી જ નહોતો જાણતો. તેને લાગ્યુ કે મેચની પોતાની કારકીર્દિ આટલેથી જ સમેટાઇ જાશે. તે ખૂબ ગુસ્સે થયો પણ નિરુપાય દડો જ તેનાથી દગો કરતો લાગ્યો. તે પોતાના સ્થાનથી ઘણીવાર આગળ નીકળી જતો, પણ ત્યા ગયા પછી લાગતું કે પોતે મૂર્ખાઇ કરી હતી; દડો એ ઊભો હતો ત્યા જ આવત!

એમ ને એમ ઇન્ટર્વલની વ્હીસલ વાગી ત્યાં સુધી ચાલ્યા કર્યું. ઇન્ટર્વલમાં વિનોદ બહાર જ ન નીકળ્યો. એક ખૂણે એ વિચારમાં ને વિચારમાં બેસી રહ્યો. સ્કૂલ ક્રિકેટમાંથી રજા મળશે! માંડ માંડ મેળવેલું સ્થાન ગુમાવાશે? આટલા રમનારાઓમાંથી માત્ર પોતે જ બેદરંગુ રમતો હતો એમ તેને લાગ્યું. જોકે રમત એટલી કસાકસીવાળી રમાઇ હતી કે હજુ કોઇ સ્કોર કરી શક્યું ન હતુ.

'રમતનો સાચો જુસ્સો તો એના ઉત્તરાર્ધમાં જ પ્રગટે છે.' દૂરને ખૂણેથી મિ. પટેલના મોમાંથી સરતા શબ્દો ઓચિંતા વિનોદના કાને અથડાયા.

પોતામા એ જુસ્સો કેમ નહોતો આવતો એના વિચારોમાં હવે વિનોદ ગરક થયો. રમતની વ્હીસલ વાગી ને તે ઊઠ્યો ત્યારે તેના ચહેરા પર સ્પષ્ટ ફેરફાર જણાઇ આવતો હતો. ખરૂ હતુ, કે તેણે આખરીનાં કરવાનો નિશ્ચય કરી લીધો હતો.

ને નિશ્ચયાત્મક વૃત્તિવાળાને બધું આવી મળે છે તેની વિનોદને તરત પ્રતીતિ થઇ. 'હું તારો જ છું' એવી કબુલાત જાણે ન આપી દીધી હોય તેમ દડો તેનાથી દૂર ખસતો જ નહિ. આખી રમતમાં પહેલી જ વાર તેણે પ્રેક્ષકોને દડો પહોંચાડ્યો. એને જવાબ પણ જોઇએ તેવો સરસ મળ્યો વિનોદે હવે દડા સાથે સામા ગોલ પર જ દોટ મૂકી દીધી

એ સાથે તો પ્રતિકાર કરવા આસકે ફૉર્વર્ડ્ઝ પણ તીડો જેમ તેના પર ધસી આવ્યા. પરંતુ હવે બધો પ્રયાસ બેકાર હતો. દડો જાણે વિનોદના બૂટનો જ એક ભાગ બની ગયો હતો. એકમાગડી બધા લાતો અત્યારે વિનોદ પાછળ ઉછળતી રહી.

(અનુસંધાન પાન ૪૮૫મે)

**દુનિયાની મહત્ત્વભરી બાર તિથિઓ**

જે વડે દુનિયાના ઇતિહાસ–પરિવર્તનો થયાં

| | | | |
|---|---|---|---|
| ઇ.સ. | પહેલા | ૪૨૪૧ | મિસરી પચાંગની શરૂઆત |
| ,, | ,, | ૫૪૩ | બુદ્ધનિર્વાણ |
| ,, | ,, | ૪૭૮ | કન્ફ્યુશિયસનું અવસાન |
| ,, | ,, | ૩૯૯ | સૉક્રેટિસનું અવસાન |
| ,, | ,, | ૪૪ | સીઝરનું મૃત્યુ |
| | | | ઇસુની જન્મતિથિ |
| ઇ.સ. | પછી | ૬૩૨ | મહમદ પયગંબરનું અવસાન |
| ,, | ,, | ૧૨૯૪ | રૉજરબેકનનું મૃત્યુ |
| ,, | ,, | ૧૪૫૪ | છાપખાનાની શોધ |
| ,, | ,, | ૧૪૯૨ | અમેરિકાની પ્રાપ્તિ |
| ,, | ,, | ૧૭૫૯ | વરાળયંત્રની શોધ |
| ,, | ,, | ૧૭૮૯ | ફ્રેંચ વિપ્લવ |

ડૉ. લીલડ્યુરાંટ



ધડાક દઈને બારણું દેવાઈ ગયા

# કરામતી કાનાનો અંત

તિહરીથી ૭ માઇલ દૂર તિહરી મસૂરીની સડકની બંને બાજુ કેટલા યે માઈલ સુધી કાનાનું સામ્રાજ્ય હતું. દિવસ હોય કે રાત, સવાર હોય કે સાંજ, ગમે તે સમયે કોઇ પણ એ જંગલમાં (જંગલ તો શું પણ ઝાડીઓ અને પથ્થરોના ઢગલા અને નાની નાની ગુફાઓ જે ચિત્તાને સંતાવા માટે આદર્શ સ્થાન હતાં ત્યાં) જવાનું સાહસ કરી શકતું નહોતું. પરંતુ જીવન-ની સામગ્રી એકઠી કરવા અને પેટને સંતોષવા મનુષ્ય મુશ્કેલમાં મુશ્કેલ કામ કરવા તત્પર થાય છે. મોત માથે પણ ગાય બીડવા તૈયાર થઇ જાય છે. વિકટ સાહસ અને નીચનમ કાયરતા બંને કરે છે. અને એ જ રીતે આ સંસારચક્ર અનાદિ કાળથી ચાલતું આવે છે.

લોકો જંગલમાં પણ જતા. ઘાસ વાઢનારીઓ પણ ત્યાં જતી. અને કાનો ચિત્તો તક જોઇને ગમે તે એક ઘાસ વાઢનારીને પકડી જઇને ફેંસી ખાતો. આ કાના ચિત્તાને કોણ જાણે કેમ પણ સ્ત્રીઓનું જ ખૂન પીવાની ચડ પડી હતી. કારણો અનેક બતાવાતાં, પણ એ સર્વ અનુમાનો હતા. કદાચિત્ કાના ચિત્તાને સ્ત્રી-ઓની કમજોરીનો આભાસ મળી ગયો હશે. પણ એમાં સંદેહ નહોતો કે એ સ્ત્રીઓને જ મારતો હતો.

ત્રીજેચોથે દિવસે પહાડના એક શિખરથી બીજા શિખર સુધી આ શબ્દો સંભળાતા: 'લઇ ગયો! લઇ ગયો!! અમુકની સ્ત્રી, અમુકની બહેન અથવા અમુકની દીકરીને લઇ ગયો!' લોકો હેરાન હતા. એમને સમ-જાતું જ નહોતું કે આ રાક્ષસ કાના ચિત્તાથી શી રીતે મુક્ત થઇ શકાય. શું મંત્રતંત્ર કરવા? કયા દેવદેવીની

તો કશી વાતની ચિંતા નથી. પછી શા માટે સુકાતા જાઓ છો?' મિર્ઝા બોલ્યાઃ

'કબાબે સીખ હૈ હમ કરવટેં હરસૂ બદલતે હૈં
જો જલ ઉઠતા હૈ યહ પહલૂ તો વહ પહલૂ બદલતે હૈં.'

આવી રીતે આમોદપ્રમોદમાં ડાવરી નામના ગામમાં પહોંચ્યા. થાકથી મિર્ઝાના બુરા હાલ થયા હતા. તરત જ ખાટલાનું શરણ લીધું. અમે લોકોએ ગામની આસપાસ જગ્યા જોઈ. છ સાત દિવસ પહેલાં કાનાએ આ ગામ પર છાપો માર્યો હતો. ફરી પાછો એની માનીચોથ વસૂલ કરવા ક્યાંક હુમલો ન કરે એથી લોકો સાવધાન હતા. એ લોકો અમારા આવવાથી એટલા બધા પ્રસન્ન થઈ ગયા કે જાણે ડૂબતાને મદદ મળી ગઈ. કાકલૂદીભરેલી એમની વાણીમાંથી અને દયા માગની મુખાકૃતિમાંથી, પ્રત્યેક અંગમાંથી ધન્યવાદનો ભાવ ટપકતો હતો.

અંધારું થવા માંડ્યું એટલે અમે રાતવાસો રહેવાને સ્થળે પાછા આવ્યા. જમવા અને મિર્ઝાને સૂતા મૂકી અમે ત્રણે જણા ગામની ત્રણે બાજુએ સંતાઈને બેઠા. ગામલોકોને લાગ્યું કે આજની રાત તો સુખની ઊંઘ લઈએ. એઓનો ખ્યાલ હતો કે આજે તો એઓ બેધડક ઊંઘ લઈ શકશે. એક રીતે અંતરથી ઇચ્છતી પણ હતી કે કાનો આજે આવે તો સારું. ત્રણ શિકારી આજે એમના ગામનું રખોપું કરે છે. એ મોરચામાંથી તે કાનો ક્યાંથી આવવાનો છે? ચક્રવ્યૂહમાં પડીને પછી નીકળવાનું કેવું! અભિમન્યુને પણ પોતાના પ્રાણથી હાથ ધોવા પડ્યા હતા. આશા—અસત્ની આશા—અને ભયનો અભાવ માણસને કોણ જાણે કેવાં કેવાં સુખસપનાં લાવે છે.

ડાવરીના ગામલોકો પણ આવા જ વિશ્વાસે ઊંઘતા હતા. ત્રણ શિકારી અને ત્રણ બંદૂકો, જેની છ તો નળીઓ. આ છ નળી—છ કારતૂસો વટાવીને કાનો શી રીતે આવવાનો છે! આજે આવ્યો આવે તો એને ખબર પડે કે માણસનો શિકાર કેમ થાય છે.

અમે ખોળો ઉપાડી અને અમારી જગ્યાએથી શિકારની રાહ જોઈ રહ્યા. ગાયબળદના વાગોળવાનો અવાજ અને એમના ગળામાં બાંધેલી ઘંટડીઓના રણકાર સંભળાતા હતા. જંગલમાં શિયાળ અને શીટકોનો ભયાનક ધ્વનિ હતો. ક્યારેક મોગરીનો અવાજ આવતો. બાકી બધે શાંતિ હતી. ઘોર રાત્રિ હતી. ઉપર આકાશમાં ઝળકતા તારાઓ જાણે માનવીની નિર્બળતા પર મૂક હાસ્ય હસતા હતા. એ ઘોર નીરવતામાં હું સંકોચાઈને કાનાની પ્રતીક્ષામાં બેઠો હતો. પ્રતીક્ષા કરતાં કરતાં આંખો થાકી ગઈ. મળસકું થવા આવ્યું. વિરહી ચન્દ્રમાએ પણ રસ્તો માપ્યો. ઉષા જાગી. કૂકડાએ બાંગ પોકારી. લોકોએ પોતાના પશુઓને ઘરમાંથી બહાર લાવીને બાંધવા માંડ્યા. ઘંટીનો ઘરઘરાટ અને વલોણાંના ધ્વનિથી કાન ભરાઈ ગયા. અત્યારે ઉતારે હોત તો મિર્ઝા પાસેથી ભૈરવીની ગીતિ તાનો સાંભળત. પરંતુ વલોણાના ઘમ્મર અવાજ ભૈરવીથી ઓછા સુખદ નહોતા.

નિત્યકર્મથી પરવારીને અમે ચહા પીતા હતા અને ગામની વાતો કરતા હતા. એક બુઢ્ઢો બોલ્યો, 'આ કાનો ભારે તરકટ છે. એ તો ભૂત છે. એ ઓછો મરવાનો છે?'

બીજો આદમીઃ અરે એનો બાપ પણ મરી જાય. પણ આવે ત્યારે ને? આવે નહિ તેનું શું થાય?

ત્રીજોઃ (ગામ હરખે) આવશે કેમ નહિ? ચાર-પાંચ દિવસ રોકાશો તો જરૂર હાથ આવશે.

મેં કહ્યુંઃ હા, દસબાર દિવસ જો એની પાછળ પડીએ તો એને મારવાની સંભાવના ખરી. જંગલના એક ઊંચા ભાગમાં લાકડાના માળામાં સ્ત્રીનાં કપડાં પહેરીને કોઈ શિકારીએ બેસવું જોઈએ. એ માળો બે ભાગમાં વહેંચાયેલો હોય. એકમાં માણસો સુરક્ષિત હોય અને બીજો ભાગ ખુલ્લો હોય, એટલે ચિત્તો અંદર આવે કે તરત જ દરવાજો બંધ થઈ જાય.

*મિર્ઝાઃ અને શિકારી સાથેસાથ પોતાના શરીર* સાથે એક કફન પણ બાંધી જાય કે વખતે ચિત્તાને જોઈને જો....થાય તો કપડાં ખરાબ ન થાય.'

મિર્ઝાની વાત સાંભળીને સૌ ખડખડાટ હસી પડ્યા.

છેવટે સર્વાનુમતે એવો નિશ્ચય થયો કે જમ્યા પછી બપોરે જંગલમાં કાનાને ઘેરવાની કંઈક ગોઠવણ કરીશું. તાપણીની પાસે અમે શિકારનો વિચાર કરતા હતા. બેચાર જણા તો ઊભા થઈ ગયા હતા ત્યાં ગામના એક ખૂણામાં શોરબકોર સંભળાયો. શોરબકોર નિરાશાજનક હતો. સૌ એ બાજુ દોડી ગયા. જઈને જોયું તો ત્રણ કે ચાર વર્ષની ઉંમરના નાના નાનાં બાળકો ક્યારનાંય આર્દ્ર વિલાપ કરી રહ્યાં હતાં:

'મા તું ક્યાં ગઈ? મા, સાંભળતી કેમ નથી? મા, ભૂખ લાગી છે. મા, દૂધ આપને! મા, આવતી કેમ નથી, મા!'

જોઈને મગજ ચકરી ગયું! કરુણ રમે–બચ્ચાંઓની નિર્દોષ કકળાટ બોલીઓ–હૃદય ચીરી નાખ્યું. આગળ જઈને જોયું તો રોમ ઊભા થઈ ગયા! લોહીની ધાર અને કમરો સ્પષ્ટ દેખાયાં. ઉફ! કાનો રાત્રે આવીને એ બે બાળકોની માતા જે બિચારી રાત્રે લઘુશંકા કરવા નીકળી હશે તેને પકડી ગયો. ગામની જે બાજુથી અમને જરાયે ભય નહોતો તે જ બાજુથી એ આવ્યો હતો.

તે દિવસથી ગામના લોકોને સંપૂર્ણ વિશ્વાસ થઈ ગયો કે કાનો પશુયોનિમાં કોઈ ભયંકર પ્રેત છે. મેં એમને ઘણી યે ધીરજ આપી, પણ એ તો જેને વીતે તેને ખબર પડે. આ ગામમાંથી એક જ મહિનામાં ચાર સ્ત્રીઓને કાનો લઈ ગયો હતો. હિંદુસ્તાની કિસાનો શોક અને વિપત્તિને ચતુર સાહસથી સહન કરે છે. શોક, રોગ અને અત્યાચાર એમને માટે સાધારણ બનાવો થઈ રહ્યા છે. એ તો રોજનો ક્રમ છે, જે આવે જ છે.

અમે ઘણો પ્રયત્ન કર્યો કે લોકો અમારી સાથે જંગલમાં આવે અને કાનાની શોધ કરે, પરંતુ એકે ય માણસ આવવા તૈયાર ન થયો. 'શું થશે મહારાજ? એ ચિત્તાને કોઈ નહિ મારી શકે. અમારા ભાગ્યમાં હશે તે થશે.'

આ મૂઢતાની પણ કંઈક સીમા હતી. મનુષ્ય અને પશુમાં અંતર કરાવનાર બુદ્ધિ છે. આ જડતાના લાભ અનેક છે; પરંતુ એનો દંડ પણ વિકટ છે.

અમે ગામલોકોને મૂર્ખ માનતા હતા; ગામવાળા અમને પાગલ સમજતા હતા. અને અમે કોઈની પણ સહાય વિના નિહરીગઢરીની સડક ભણી ચાલી નીકળ્યા. ગિર્ઝાજી પણ પૂંછડીની જેમ સાથે હતા. જો ગામવાળા સાથ દેત તો એ જંગલની આસપાસ થોડી શોધ કરી શકાત; અને કદાચિત કાનો મળાત.

અમે લોકો ચિત્તાની શોધમાં ચાલ્યા. એક માઈલ દૂર પેલી સ્ત્રીની ખાધેલી લાશ મળી. ચિત્તો આસપાસ એક માઈલના વિસ્તારમાં જ હશે. પણ સંખ્યાબંધ માણસો વિના એનો પત્તો લાગવો મુશ્કેલ હતો. લાશ પર રાત્રે બેસવું પણ નકામું હતું કારણ કે મનુષ્યભક્ષી ચિત્તા લાશ પર બીજી વાર નથી આવતા.

ખાડાટેકરાવાળો રસ્તો કાપીને અમે બૈસંગી ગામમાં પહોંચ્યા. ત્યાંથી સડક તરફ ઉતાર શરૂ થાય છે. રસ્તામાં ચકોર અને તેતર મળવાની સંભાવના હતી. ચિત્તાનો તો કોઈ મોકો નહોતો. એટલે લક્ષ્મીદત્ત અને ભૂપાલસિંહ જુદા પડી ગયા, કે વખત છે ને થોડા ચકોર–તેતર હાથ લાગી જાય. ગિર્ઝાએ અને મેં રસ્તે રસ્તે ચાલવા માંડ્યું. મેં ચકલીઓને મારવું છોડી દીધું હતું. પણ રસ્તામાં મારી બંદૂક અનાયાસે ચાલી ગઈ. બંદૂક ઘોડા વિનાની હતી; એનો સેફ્ટીકેચ ઢીલો થઈ ગયો હતો. આંગળી પરથી એ હટી ગયો અને નીચેનો ઘોડો દબાઈ ગયો. 'ધાંય' શબ્દ થયો અને મારો પગ એક ઇંચથી બચી ગયો બ ચવાનું કારણ એ હતું કે હું બંદૂક પકડવાના નિયમને ચિવટથી પાળું છું. બંદૂક ભરેલી હોય કે ખાલી, એની નળી ચાલતી વખતે હંમેશ ઉપર આકાશ તરફ અથવા નીચે જમીન તરફ રાખવી જોઈએ.

સડક પર આવીને અમે એક પીપળા આગળ બેઠા અને લક્ષ્મીદત્તે ચકોરની પાંખો જુદી કરીને સાફ કરી ઝોળીમાં મૂક્યું. ખાવાની ચીજ મળી જાય એટલે ઉદરંભરિ શિકારીઓની શિકારયાત્રા સફળ થઈ મનાય છે.

સમીસાંજે પડેલું મોઢું લઈને અમે પાછા ફર્યા. શિકારીને સર્વદા સફળતા નથી મળતી. વાઘ અને વરુ રસ્તામાં નથી પડ્યા. એ અનાયાસે હાથ નથી લાગતા અને ક્યારેક શિકારીના મનોરથ ફળી જાય તો તો પછી વાત જ શી?

કાનાની શોધના પાંચછ દિવસ પછી એક દહાડો ઘેરથી નિશાળે જતી વખતે તિહરીની એકમાત્ર સુંદરતા એના ટાવર પાસે સડકોની બીજી બાજુ દીવાલને અડકીને ચીંથરાંથી ઢંકાએલી કંઈક વસ્તુ માલૂમ પડી. આગળ જઈ જોયું તો એક બુઢ્ઢી ભિખારણ નીકળી' આખી રાત ટાઢમાં ઠરી જઈને અત્યારે દિવસ ચઢ્યે સૂર્યના સુખદ કિરણોની ગરમીમાંથી આરામ મેળવીને નીકળતે ઊંઘતી હતી. એની પાસે એકતારો પડ્યો હતો. બીજી પણ કોઈ વસ્તુ હશે, પણ મેં જોવા રોકાવાનો પ્રયત્ન ન કર્યો. પ્રયત્ન શા માટે કરું? ભારત ભરમાં તો જ્યાં જુઓ ત્યાં સેંકડો ભિખારી દેખાય છે. હવે ચીંથરાંના ઢગલામાં કંઈ ખાસ વસ્તુ નહોતી કે આકર્ષણ કરે. ભૂખ્યા લોકો અનાથ બાળકો અને પીડિત કિસાનોનાં દશ્યો જોઈ જોઈને હૃદયમાં એક પ્રકારની કઠોરતા આવી ગઈ હતી;

એટલે એ દગલાની નીચે ઢંકાએલી વ્યક્તિને સાધારણ પરતુ માનીને હું ઝડપથી નિશાળે પહોંચ્યો. સ્કૂલમાં રાજેના મુજબ કોલાહલ હતો. હાઇસ્કૂલના ભણતરની કસોટી એ યુનિવર્સિટીની પરીક્ષાના પરિણામ પર આધાર રાખે છે. છોકરાનું ચારિત્ર્ય અને સંસારસાગર પાર કરવાની એની શક્તિ ભલે ગાડીમાં મળી જાય; વિદ્યાર્થીનું શરીર ભલે કથળી જાય, આંખો અંદર ચાલી જાય, ગાલ સુકાઇને નેત્રો તેજહીન બનીને ભલે એનું ખૂન સફેદ બનાવી દે પરંતુ પરીક્ષામાં એણે પહેલા અથવા બીજા નંબરે જરૂર રહેવું જોઇએ.

નિશાળેથી વળતી વખતે ફરી પાછા એ જ વિચારો ઊઠવા લાગ્યા કે આ વિદ્યાર્થીઓ પોતાની રોજી શી રીતે કમાશે? એમ ને એમ ટાવર આવી ગયું. અને ત્યાં જે દૃશ્ય જોયું તેનું શું કહેવું! માણસોની ઠઠ જામી હતી. એમાં વધારે તો વિદ્યાર્થીઓ જ હતા. મને જોઇને એ લોકો તરત જ દૂર હટી ગયા અને રસ્તો કરી આપ્યો. હું ત્યાં ઊભો રહીને જોવા તથા સાંભળવા લાગ્યો. સવારવાળાં ચીંથરાંઓમાંથી ઊઠીને પેલી બુઢ્ઢી એકતારા પર તલ્લીન થઇને હાથ ચલાવતી ગાતી હતી. એને પોતાની ચારે બાજુ જામેલી ભીડનું ભાન નહોતું.

આ બુઢ્ઢી આખા ગામમાં પોતાની ઇચ્છાનુસાર ભજનો ગાતી હતી પણ કોઈની સાથે બોલતી નહોતી. કોઇએ એને જમતાં જોઇ નહોતી અને એના આ પ્રકારના વર્તનથી લોકોને સંદેહ થવા લાગ્યો હતો. મનની શંકાભરી અવસ્થામાં રાઇનો પહાડ બનાવવામાં આવે છે અને માણસ પોતાની રૂચિ પ્રમાણે વિચિત્ર ચિત્રો ખેંચે છે. લોકોને આ બુઢ્ઢીમાં કોઇ પ્રલયકારી પ્રેત દેખાવા માંડ્યું.–'ગમે તેમ હોય પણ આ કાળકા ડાકણ અથવા ચુડેલ છે. એ જ ચિત્તાનું રૂપ ધારણ કરીને સ્ત્રીઓ ખાઇ જાય છે. રાત્રે બરાબર બાર વાગતાં મેં એને ચિત્તો બનતાં જોઇ છે. અને જો હું બારણાં બંધ ન કરી દેત તો મને જ ખાઇ જાત.' આવી વાતો લોકોમાં ગુપચુપ થવા માંડી. પણ એ બુઢ્ઢી તો પોતાની ધૂનમાં મસ્ત હતી. જનતાનો મત ઝંઝાવાત જેવો હોય છે અને એનો તિરસ્કાર નરકથી પણ વધારે ભયાનક હોય છે. હજી પાંચ ૭ દિવસ પહેલાં તો લોકો એને સાંભળવા તૂટી પડતા. હવે લોકો ઇચ્છતા કે આ બલા શી રીતે ટળે. પણ એને કાઢી શી રીતે મૂકવી! બીજો કોઇ ઇલાજ નહોતો એટલે એના પર શાપ વરસાવીને પોતાનું હૃદય હલકું કરી લેતા.

**આ** દસ દિવસ પછી ગામમાં સમાચાર ફેલાયા કે પેલી કાળી ડોસી ક્યાંક ચાલી ગઇ. પણ અમે તો આગલી રાત્રે જ સાંભળ્યું હતું કે બુઢ્ઢી તિલકી–મસૂરી વાળી સડક પર ચાલી જતી હતી ત્યાં કાનાનો શિકાર બની ગઇ. બુઢ્ઢીના મોતથી લોકોને હવે ખાત્રી થઇ ગઇ કે એ ચુડેલ અથવા ડાકણ નહોતી, પણ ખરી વિરક્તા હતી અને એનું તો સન્માન કરવું જોઇતું હતું!

પરંતુ, મોત–જીવનની એક આવશ્યક અવસ્થા –ક્યારેક કોઇ વ્યક્તિવિશેષને ખાસ કાર્યનું કારણ બનાવે છે. બુઢ્ઢીના મૃત્યુથી એક ગામડિયા યુવક પર વજ્રપાત થયો. એ આ ડોશીનો ભક્ત હતો. એણે તો એ કાળકામાં કૃષ્ણ ભગવાન નીરખ્યા હતા અને સર્વ ધર્મો ત્યજીને એને શરણે ગયો હતો. એ તો એ બુઢ્ઢીના મૃત્યુનો બદલો લેવા તૈયાર થઇ ગયો. એનાં લોહિયાળ નેત્રો, દીર્ઘકાય શરીર અને ક્રોધિત આકૃતિથી લાગતું હતું કે એ કોઇનો પ્રાણ લેવા અથવા પોતાનો પ્રાણ આપવા તૈયાર છે. સવારથી રાતના આઠનવ વાગતાં સુધી એ જુવાન ચિત્તાના સામ્રાજ્યમાં ગાડાની જેમ રખડતો. એની પાસે બંદૂક અથવા તલવાર નહોતી. માત્ર એક ખુખરી હતી. એ પોતાની લોહતરસી ખુખરીને ચિત્તાના તાજા ખૂનથી તૃપ્ત કરવા માગતો હતો. એ ખૂબ રખડ્યો પણ એને કાનાનો સામનો ન થયો. અને કદાચ થયો હોત તો પણ એ ખુખરીથી કાનો મરત! ટીટોડી સમુદ્રને શી રીતે ઉલેચી શકત! અંતે હારીને ખુલ્લા મેદાનમાં ચિત્તાનો મુકાબલો અસંભવિત લાગ્યો એટલે એને છળકપટથી કામ લેવું પડ્યું. એ જુવાનને સમજાયું કે કપટમાં શ્રદ્ધા રાખનાર કપટથી જ જિતાય છે. મોગલોનો મુકાબલો રાજપૂતો પોતાની શુદ્ધ ક્ષત્રિયનીતિથી ન કરી શક્યા. પણ મોગલોનું માનમર્દન તો મરાઠાઓએ કર્યું શિવાજીએ અફઝલખાંનું ખૂન કર્યું—કોઈ રાજપૂત એવું ન કરી શકત. એ જુવાનને વિશ્વાસ બેસી ગયો કે સત્યની રક્ષાને માટે, સિદ્ધાંતની પુષ્ટિને માટે, અહિંસાને ખાતર અને આત્મબળની સ્થાપનાને માટે ક્યારેક હિંસા કરવી પડે છે, છળકપટનો સહારો લેવો પડે છે. એટલે એણે કાના ઉપર છળથી વાર કરવાનો નિશ્ચય કર્યો.

હવે એ ખુલ્લા જંગલમાં ચિત્તાની પાછળ રખડતો ન હતો, પણ આસ પાસની ઝાડીઓમાં છુપાઈ રહેતો અને બકરો બાંધતો. પરંતુ તો યે કાનો ન આવ્યો. એક દિવસ એ એક કૂતરાને બાંધીને બેઠો. કાનો આવ્યો અને વીજળીની જેમ લપકીને કૂતરો લઈ ગયો. જુવાન જોઈ જ રહ્યો. એ તો ખસિયાણો પડી ગયો. આખરે એને બંદૂકની શોધ કરવી પડી. કારતુસી બંદૂક મેળવવી એને માટે મુશ્કેલ હતું, એટલે ટોપીદાર બંદૂકથી એણે સંતોષ માન્યો. એણે માન્યુ કે એની મનોકામના પૂર્ણ થઈ. પણ બંદૂક બાંધવાથી જ માત્ર શિકારી થઈ જવાતુ નથી, જેમ પુસ્તકો સંઘરવાથી કંઈ પંડિત થઈ જવાતુ નથી. એ જુવાનને અનુભવી શિકારીઓની સલાહ લેવી પડી. ઘણા વિચારને અંતે એમ નક્કી થયુ કે કાનાને દગાથી મારવો જોઈએ. હવે પ્રપંચ કર્યા વિના કામ નહિ ચાલે. એટલે ઉત્કોટ જહીના નૈઋ ગામથી લગભગ એક માઈલ દૂર નાળાની પેલ પાર એક જંગલ-વાળા મકાનની નજીક કરવામાં આવી. કાના ચિત્તાના ડરથી આ મકાન ખાલી કરવામાં આવ્યુ હતું. મકાન માલિક એ મકાનના કમાડ સુદ્ધાં ઉતારી લઈ ગયો હતો. ફરીથી એમાં કમાડ લગાડ્યા. એક બારણું બંધ કરીને એની પાછળ, કમાડને અડકીને જમીનમાં એક મોટી મેખ એવી ઠોકી કે ધક્કા મારવાથી પણ કમાડ હાલે નહિ. બીજા સાંકળવાળા કમાડમાં એક મજબૂત અને લાંબી સાંકળ લગાવવામાં આવી— એટલી લાંબી કે દસ ગજ દૂરથી લગારથી પણ એ ખેંચી શકાય, અને એને લોખંડની એક ભારે મેખ સાથે જડવાની ગોઠવણ કરી. એક નાની સાંકળ પહે-લાથી જ કમાડમાં હતી. આ ડબલ તાળાની વ્યવસ્થા હતી. મોટી સાંકળનો છેડો ઘાસ અને ઝાંખરાંથી આચ્છાદિત કરીને દેખાવના ઢગલામાં મૂકવામાં આવ્યો અને એ ઢગલામાં બે માણસોને બેસવાની ગોઠવણ કરવામાં આવી. મકાનની અંદર સ્ત્રીની એક પ્રતિમા બેસાડવામાં આવી. એને પહાડી ઢબનો એક લેંઘો અને સ્વચ્છ ચાદર પહેરાવ્યાં. પ્રતિમાનો એક હાથ ઘંટી પર મૂકવામાં આવ્યો અને બીજો હાથ અનાજથી ભરેલી ટોપલીમાં. બહારથી જોનારને એમ લાગે કે કોઈ રૂપગર્વિતા પોતાના પતિને માટે પ્રેમથી લોટ દળવા બેઠી છે! મકાનમાં બેચાર બકરીઓ પણ બાંધી દીધી, એટલે વાઘ ધોખો ન સમજે. એને લાગે કે મકાનમાં માણસો અને એમનાં જાનવરો પણ રહે છે.

કેટલાયે દિવસની આવી તૈયારીઓ પછી એક રાત્રે પેલો ખૂનતરસ્યો જુવાન અનુભવી શિકારીની સાથે નક્કી કરેલી જગ્યાએ બેઠો. ચાંદની રાત હતી એટલે દરેક વસ્તુ સ્પષ્ટ દેખાતી. બકરીઓએ તો સમીસાંજથી બેં બેં કરવાનું શરૂ કરી દીધું હતું. ગમે તે હિંસક પશુને માટે આ લોભાવનારૂં નિમંત્રણ હતું. પરંતુ આદમખોર ચિત્તો માણસના મીઠા માંસનો પારખુ હોય છે. યુવક અને એનો સાથી સાવધાન થઈને બેઠા હતા અને ઈશ્વરને માગી રહ્યા હતા કે હે ભગવન્! ઘણી તપશ્ચર્યા કરી; હવે તો કૃપા કરીને શત્રુથી બદલો લેવાનો અવસર આપો. એ લોકોની પ્રાર્થના જાણે બહેરા ભગવાને તે દિવસે સાંભળી. પોતાની કરામત અજમાવવા કાના મહારાજ પેલા મકાન પાસેથી થઈ મધરાતે નીકળ્યા. આવીને વાડા વળી, મકાનની અંદર દૃષ્ટિપાત કર્યો. જોતાં જ મોઢામાં પાણી આવી ગયું. આમતેમ જોઈને માત્ર પંજા પર ચાલતો કાનો ચુપચુપ દરવાજા સુધી પહોંચ્યો અને લપકીને અંદર ઘુસ્યો. ત્યાં તો ધડાક દઈને બારણાં બંધ થઈ ગયાં! મોટી સાંકળ ત્યાં જ વસાઈ ગઈ અને તરત જ પેલા બંને સ્થાનમાંથી યુવક ખુખરી લઈને બહાર નીકળ્યો અને બીજી નાની સાંકળ પણ વાસી દીધી. સાથેસાથે એમાં તાળું યે દઈ દીધું. કાનો અંદર ઘુરકી રહ્યો હતો અને બહાર બે માણસો એને ગાળો દેતા હતા. તાળું વાસીને બંને જણ આખી રાત જાગતા બેસી રહ્યા. ખુખરી અને ટોપીદાર બંદૂક તૈયાર હતી. પણ થોડી વાર પછી કાનો જાણે ચુપચુપ થઈ ગયો. સવાર પડતા જ ગામમાં કાનો કેદ પકડાયાની વાત ફેલાઈ ગઈ. આખું ગામ ઉલટ્યું. મોટા અને વૃદ્ધો, જુવાનો ને બાળકો, બુઢ્ઢીઓ, યુવતીઓ ને બાળા-ઓ સૌ આવ્યાં. પેલી નાની છોકરીઓ પણ આવી, જેમની જનેતાને કાનો ખાઈ ગયો હતો. મકાનમાં એક કાણું પાડવામાં આવ્યું અને તેમાંથી લોકોએ કાનાનાં દર્શન કર્યાં. ખૂણામાં સંકોચાઈને પડેલો એ કેટલો નાનો લાગતો! ચાર દિવસ સુધી કાનો પ્રદર્શનની ચીજ બની ગયો અને પાંચમે દિવસે એ જ કાણામાંથી એ જ જુવાને પેલી ટોપીદાર બંદૂકથી એને વીંધી નાખ્યો. આમ એ કરામતી કાનો અંતે કૂતરાને મોતે મર્યો.

શ્રીરામ શર્માના હિંદી પરથી અનુવાદક કિસનસિંહ ચાવડા




શરીરની જૂ (મોટું કદ)

ગત મહાયુદ્ધમાં પોતાનો પરચો બતાવનાર, કેટલાયે તાવોની જ નહિ, પણ જેનાં મોટાં નામ આપણે વાંચીને પણ ભડકી જઇએ એવા અનેક રોગોની જનેતા

# . . . . . . જૂ

બીજા કોઇ પણ જંતુ કરતાં માણસનો વધુ નિકટનો પરિચય સેવની જૂથી તો કોઇ અજાણ નહિ જ હોય. જંતુશાસ્ત્રમાં તે Anoplura વર્ગમાં મુકાય છે, જેના પાછા બે ભાગો છે. Siphunculata અથવા લોહીસૂસણી: ને Mallophaga અથવા કરકકણી. આમાંથી પહેલા વિભાગની બધી મળી દોઢસો જાતો છે ને બીજાની સત્તરસો. આપણે જે જૂથી પરિચિત છીએ તે પહેલા વિભાગમાં આવે છે અને તે Pediculus Humanus કહેવાય છે. એની પાછી બે જાતો છે. એક વાળમાં થાય છે તે (P. Capitis) અને બીજી શરીર પર થનારી (P. Corporis). સાધારણ નજરે આપણને એ બંને પ્રકારોમાં ફરક ન જણાય, છતાં બારીકાઇથી જોતાં એ ફરક નજરે ચડ્યા સિવાય નથી રહેતો. માથામાં થતી જૂ નાની હોય છે, તેનું માથું ટૂંકું ને બુઠ્ઠું હોય છે ને પગ ટૂંકા છતાં મજબૂત હોય છે. ઉપરાંત મોટામાં મોટો ફરક તો એ હોય છે કે શરીર પરની જૂ કરતાં માથાની જૂનો રંગ વધુ કાળો હોય છે. આ રંગના ફરકનું ખાસ કારણ હજી જાણવામાં નથી આવ્યું.

ત્યારે પહેલાં આપણે માથાની જૂની જ આલોચના આદરીએ. જો કે માથું જ તેની પિતૃભૂમિ ગણાય, છતાં ઘણી વખત દાઢી કે બાવાંમાં પણ તે પોતાનું સંસ્થાન જમાવે છે. પોષણ માટે જુવાનો કરતા તે બાળકો ને ઘરડાંઓનાં માથાં વધુ પસંદ કરે છે ને સ્ત્રીઓ તરફ તો તેને ખાસ પક્ષપાત હોય છે. માથાનો કાન ઉપરનો ભાગ એ તેનું પ્રિય રહેઠાણ છે.

વળી વતનપ્રેમ જેવું એને કશું છે જ નહિ. 'સબ ભૂમિ ગોપાલકી વામેં અટક કહાં' એ સાધૂક્તિનો જાણે પ્રત્યક્ષ નમૂનો. અને તેની ખાતરી કરવી હોય તો જૂથી ભરેલા માથાવાળા એકાદ જણની બાજુમાં એક રાત સુઇ જોજો. એક વખત તમારા માથા પર તેનું સંસ્થાન જામ્યું કે પછી બચ્ચાંકચ્ચાંથી તે સમૃદ્ધ થતું જ જશે. એક મહિનાની વય થતાં જ તે ઇંડાં મૂકવા માંડે છે. ઘણાયે માથામાં તે મોતીની જેમ પરોવાઇ રહેલાં આપણે જોઇએ છીએ જેને લીખ કહીએ છીએ. કારેગ થતાં સુધીમાં એક જૂ પોણાત્રણસોથી ત્રણસો ઇંડાં મૂકે છે.

ઇંડાં જણીને જૂ તરત જ એક ચીકણા રસથી તે વાળ સાથે ચોંટાડી દે છે. એ રસ પછી સુકાઇ જતાં ઇંડાં વાળ સાથે બરાબર જડાઇ જાય છે લગભગ એક અઠવાડિયામાં એ સેવાઇ રહે છે ને સત્તર દિવસે તો અંદરથી નીકળેલી જૂ પ્રૌઢ પણ બની જાય છે.

આ જૂ કેટલાયે તાવોની જનની ગણાય છે. જેમનાં મોટાં નામ આપણે વાંચીને પણ ભડકી જઇએ એવા બીજા પણ રોગો તે ઉપજાવે છે. ચામડીનાં દર્દો ને મેનિન્જાઇટિસનું તે આદ્યકારણ મનાય છે. કુટુંબ-પરિવાર સાથે જેના માથામાં તે રહેતી હોય તેને ઉપર લખ્યા રોગો ન હોય તો અનિદ્રાનું દુઃખ તો હોય જ; સાથોસાથ ક્યાંય ખુલ્લે માથે બેસતાં તેને લાગતી શરમ જરૂર કોઇને દિલસોજી પેદા કરે.

માથામાં જામી ગયેલી લીખોને તો તમે દરરોજ સાબુથી માથું ધૂઓ ને તેલથી ચોળો તો પણ દૂર ન કરી શકો. તેના માટે સારામાં સારો ઉપાય સરકાનો છે. જો બહુ જ લીખો પડેલી હોય ને માથું ખાતું હોય તો સરકા ને ઘાસતેલના સરખા મિશ્રણથી માથું ધોઇ નાખવું ને પછી અમુક કલાક રૂમાલમાં વીંટી રાખવું.




ઘાસતેલ તથા જૂ ને લીંખો મારી નાખશે અને સરકો તેમને વાળથી છૂટી પાડી નાખશે ત્યારબાદ ફક્ત સારી દાંતાદાર કાંસકીથી તેમના મડદાના ઉકરડાને માથા પરથી સાફ કરવાનુ જ રહેશે તેમ કર્યા બાદ ફરીવાર સાબુથી માથુ ધોઈને જ તમે છૂટકારાનો દમ ખેંચી શકો.

**અને** હવે શરીર પર થતી જૂ વિષે આ જૂઓએ તો ઇતિહાસમા જબરો ભાગ ભજવ્યો છે ગત મહા-યુદ્ધમા ૧૯૧૪ને '૧૫ના શીઆળામા સર્વિયાના રણ-ક્ષેત્રમા તેમણે ભયંકર રોગ (typhus) ફેલાવી મૂક્યો હતો; પરિણામે દોઢસો ઉપરાંત માણસો મૃત્યુ પામેલા ને આસ્ટ્રિયનોને આઠ મહિના સુધી હલ્લા માટે રાહ જોવી પડેલી.

આ જૂ હમણા તો પાંખ વગરની છે, પણ વિજ્ઞાન-શાસ્ત્રીઓના કહેવા મુજબ તેના દૂરના પૂર્વજો પાંખાળાં હતા. એમા માદા કદે ૩·૩ મિલિમીટરની હોય છે જ્યારે નર તેના કરતા નાનો ને નબળો માત્ર ૩ મિલિમીટર (૧/૮ ઇંચ) જ. જુદાજુદા દેશોમા તે જુદાજુદા રંગે હોય છે. પશ્ચિમ આફ્રિકા ને ઑસ્ટ્રેલિયાવાસીઓના શરીર પર થતી જૂ કાળી હોય છે, પીળા દેશોની પીળી ને સફેદ દેશોની કંઇક ભુખરા રંગની.

માદા મરતાં સુધીમાં પોતાના પરિવારની સંખ્યા લગભગ ચાર હજાર સુધી પહોંચાડી દે છે. તેનું ઈંડું સાતથી દસ દિવસમા સેવાઇ જાય છે ને બહાર નીકળતાં જ લોહી ચૂસવું શરૂ કરી દે છે. પંદર દિવસમાં તો તેનું જિન્સી જીવન શરૂ થઇ જાય છે. તેના માથામાં એક પોલી ને અણીદાર સૂંઢ (proboscis) હોય છે જે વડે લોહી ચૂસવા તે ચામડીમા છેદ પાડી લે છે. તેને ૭ પગ હોય છે ને દરેક પગને છેડે એકેક નહોર હોય છે. આને લઇને શરીર પરનાં કપડાના અંદરના ભાગમા તે સહેલાઇથી વળગી રહે છે.

સુતરાઉ કપડાં કરતાં યે ખરબચડાં, ઊન કે ફલા-લાલનાં કપડાં તેને વધુ પસંદ આવે છે. તાંતણાઓના ખરબચડાપણાના અભાવને લઇ તે રેશમમા જલદી નથી ભરાઇ શકતી. જ્યારે ઇંડા મૂકવાં હોય ત્યારે શરીર પરનાં રૂંવાં કે કપડાંના તાંતણાને તે વળગી પડે છે. પ્રવાહી સીમેન્ટ જેવું એક ટીપું પહેલાં એ મૂકે છે ને પછી તે પર ઇંડું મૂકે છે જે બધું માત્ર સત્તર સેકન્ડમા જ બની જાય છે. પાછળથી એ પ્રવાહી સૂકાતાં ઈંડું કપડાં કે રૂંવાં પર સજ્જડ ચોંટી જાય છે.

લોહી પીવાનું મન થાય ત્યારે આ જૂ પોતાનું માથું ચામડી પર દબાવી આખું શરીર અદ્ધર કરી લે છે ને પછી સૂંઢ અંદર ભોંકી લોહી પીવાનું ચાલુ કરે છે. એક જણે તો વળગેલી જૂનું માથું કાપી નાખ્યું છતા એ છૂટા થએલા માથામાંથી પણ સૂંઢ શરીરમાં ભોંકાઈ રહી હતી! જૂ ખાસ કરીને પરસેવાગ્રન્થિ (sweat gland) પસંદ કરે છે કે કેમ તે હજી નથી જણાયું, છતાં જ્યાં સુધી મનપસંદ ઠેકાણું ન મળે ત્યાં સુધી તે શરીર પર આમથી તેમ ફરતી જ રહે છે.

તેના અકરાંતિયાપણાને તો કોઇ ન પહોંચી શકે. હમણાં જ લોહી પીધેલું હોય છતાં મન થાય તો ફરી પીવા મંડી પડે છે ને ન પચેલા લોહીને ઉત્સર્ગદ્વારે બહાર કાઢતી આવે છે. આ તેની ખાસ રીત છે. મચ્છર જેવાં બીજાં જંતુઓ જ્યારે રોગના જંતુઓ મોં દ્વારા દાખલ કરે છે ત્યારે જૂ ઉત્સર્ગદ્વારથી તેમ કરે છે. તેના ડંખેલા ભાગ પર ચળ કરતા તેનો મળોત્સર્ગ આપોઆપ ડંખમાં દાખલ થઇ જાય છે.

મધ્ય એશિયામાં તો જૂ પડેલાં કપડાંને કીડી-ઓના રાફડા પર મૂકી આવે છે. થોડી જ વારમાં કીડીઓ બધી જૂ સફાચટ કરી મૂકે છે. પણ બધે સ્થળે કીડીઓનાં દર ન મળે ને બધાને પોતાના કપડાં ત્યાં મૂકવાં યે ન પોષાય. જૂ વાળાં કપડાં ઉકળતી તડકામાં મૂકવાં ને પછી ગૅસોલીન, પૅરફિન કે ટર્પેન્ટાઇનથી તે ધોઇ નાખવા એ ઇલાજ અસરકારક છે, છતા તે માટે સારામાં સારો ઉપાય એ જ છે કે દિવસ ને રાતનાં કપડાં જુદાંજુદાં રાખવાં ને તે યે લાંબો વખત સુધી પહેરી રાખવા નહિ, કારણ કે જંતુનાશક કોઇ દવા તો આપણી આ ચિર સહવાસિની પર કશી અસર જ નથી કરી શકતી. (સંકલિત)

# વ ન વ ગ ડા નાં વા સી

**અભ્યાસ અને અનુભવ ઉપરથી લખાતી જંગલવાસી જીવસૃષ્ટિની પરિચયમાળાનો આગળ હપતો**

# ફૂદાં અને પતંગિયાં

બાપા; આનું નામ શું?

પુપલીઆ કેરે.

અને આનું?

ડેનેઇસ ક્રીસીપ્પસ.

અને પેલાનું? . . . . . .

અમારા ઘર આગળ નાનો બાગ છે વગર વરસાદે કરમાતા ઝેખરાથી ભરેલા સૂકા અવેડ ખેતરથી દાઝતી આંખોને ઠારનારો. મરુભૂમિમાં શીતળ વાવડી જેવો. સ્વચ્છંદ ઊગતી ઊંચી વિશાળકાય મેંદીની વાડ, બેચાર ગુલાબ મોગરાના છોડ, એક પીળી કરેણ, બંગલા ફરતી વાડને ઢાંકી દેતી મઘમઘતાં ફૂલથી છવાએલી કંથેરની ગીચ ઝાડી. આ અમારા બાગની વૃક્ષસંપત્તિ. એની આછી પુષ્પસમૃદ્ધિથી ખેંચાઇને વિવિધરંગી અનેક જાતનાં પતંગિયાં ત્યાં આવતાં. સવારે કે સાંજે, રજા હોય ત્યારે તો આખો દિવસ હું આ વાડીમાં ભમતો, પતંગિયાં જોતો મારા વિહ્વળ ચિત્તને શાંત કરવાનો પ્રયત્ન કરતો. મારી પડખે મારી નાની પુત્રી હોય જ. જાતજાતનાં પતંગિયાં જોઇ, એમનાં નામ એ મને પૂછતી. હું કહેતો. એ જરાય સમજતી ન હતીઃ સમજવાની એને પડી પણ ન હતી. એને તો પતંગિયાંના નામ પૂછવા જોઇએ. તમે પણ એ નામ નહિ સમજો. હરકત નહિ. હું પોતે હજુ ય એવાં નામથી કંટાળું છું. છતાં એથી, પ્રાણિસૃષ્ટિમાં સૌથી સુન્દર, અદ્‌ભુત શોભાવાળાં સદૈવ સ્વૈરચારી આ પતંગિયાંને ઊડતાં જોઇ આનંદ પામવામાં અડચણ નથી આવતી. એનો પ્રત્યક્ષ પરિચય હોય તો તો એ આનંદ શતગુણ વધી જાય. આપણા દુર્ભાગ્યે આવો આનંદ મેળવવામાં આપણું પ્રાચીન (કે અર્વાચીન) સાહિત્ય આપણને મદદ નથી કરતું. કોણ જાણે શાથી પણ આપણા કાવ્યકારો, શિલ્પીઓ, રૂપ અને રેખાકુંનથી એની શોભા હુબહુ રજુ કરી શકે એવા ચિત્રકારો યે રૂપરાશિ પતંગિયાંને ભૂલી જ ગયા છે. ભારતવર્ષ પતંગિયાંની વિવિધતામાં સૃષ્ટિમાં અજોડ દેશ છે, છતાં આપણાં સાહિત્ય અને કળામાં એને સ્થાન નથી મળ્યું એ આપણા પર લાંછન છે. એ લાંછન, પતંગિયાંને દીપશિખામાં દેહ બાળતાં ચીતરવાના ક્ષુલ્લક ઉલ્લેખથી નથી ભુસાવાનું. જ્યારે ઇતર દેશોમાં? શીઆળો જાય. વનસ્પતિમાં નવચેતન આવે ત્યારે ફૂલ પર ફેરફૂદડી ફરતાં પતંગિયાં જોવાં એ ધન્યપળ ગણાય છે. ઋતુના આરંભે પ્રથમ આવનાર પતંગિયાનું દર્શન ઉત્સવતુલ્ય મનાય છે. જાપાનમાં તો ભાગ્યે જ એવી ચિત્રસામગ્રી હશે કે જેમા એકાદ પણ પતંગિયાને સ્થાન નહિ હોય. એની શોભાથી અંજાઇને, આદિ કાળથી વણકરોએ એનાં રૂપરંગ વિવિધ દશામાં વસ્ત્રમાં ઉતારવાના અધૂરા અફળ પ્રયત્ન કર્યા છે. એ સુન્દરતમ ચપળ કોમળ જંતુવિશેષનો આજે હું તમને અલ્પ પરિચય કરાવું છું. નવાઇની વાત એ છે કે પ્રાણિજીવનનો અભ્યાસ કરવા હું પતંગિયાના પરિચયથી જ પ્રેરાયો હતો.

આપણે જેને પતંગિયાં કહીએ છીએ એનું અંગ્રેજી નામ Butterfly.[1] દીવામાં દેહ બાળતા આપણા ફૂદાં આ પતંગિયાનાં સાવકાં ભાઇબ્હેન. એમનું નામ Moths એમની પાંખો પર મેંદા જેવાં બારીક રજકણ ચોટેલા હોય છે, જે બીજા કોઇ પણ જંતુમા નથી દેખાતા. આ વિશેષતાના આધારે વૈજ્ઞાનિકોએ પતંગિયાં અને ફૂદાંને સ્વતંત્ર વર્ગ[1]માં મુક્યાં છે.

પતંગિયા જંતુ[2]સૃષ્ટિનો એક વિભાગ. આજે પૃથ્વીપર અરધો લાખ જેટલી પતંગિયાં–ફૂદાંની જાતો વસતી જાણવામા આવી છે. એમાં પણ પતંગિયાં તો કેવળ બાર હજાર જાતનાં જઃ બાકીનાં બધાં ફૂદાં જ. હિંદુસ્તાનમાં ૧૪૦૦ જાતનાં પતંગિયાં થાય છે. આપણા ગુજરાતમા હજુ આ વિષય અણખેડ્યો છે. છતાં મારા એક અંગ્રેજ મિત્રે થોડાંક વર્ષ પર આવો પ્રયત્ન કરેલો ત્યારે સાદરાથી ભાવનગર વચલા પ્રદેશમાં, ૭૮ જાતનાં પતંગિયાં જોવામાં આવ્યાં હતાં. ફૂદાંને તો કોઇ જાણતું જ નથી. મેં પણ પતંગિયા ફૂદા સંગ્રહવા

---

૧ Lepidoptera પાંખો પર રજકણ વાળાં.

૨ Insects 'ષટ્‌પદ' છ પગ વાળાં હોય તે 'જંતુ' કરોળિયો, વીંછી, કાનખજુરો, ઇન્દ્રગોપ–આ બધા 'જંતુ' ન કહેવાય.



આરંભ　　　અરધે રસ્તે　　　પૈયામણિકા

**કોશેટાની રચના**

યત્ન કર્યો છે. પતંગિયા અલ્પશ્રમે પકડાય. ફૂદાં માટે તો ઊજાગરા જ કરવા પડે. ગામ બહાર જવું પડે એથી જ આ લેખમાં ફૂદાંનો બહુ પરિચય આપ્યો નથી

વિવિધરંગી, બારીક રજકણથી છવાએલી ચાર પાંખો; મોમાંથી લટકતી, મોટી, હાથીની સૂંઢ પેઠે વાળી શકાય એવી, લાંબી જીભ,[3] આંખ આગળ ઊગતી બે મૂછો,[4] છ પગ, તેર સાંધાવાળું, ખારેકના ઠળિયા જેવા આકારનું શરીર—પતંગિયા અને ફૂદાંના દેહની આ રચના. આવી સમાનતા છતાં પતંગિયા અને ફૂદાંનો ભેદ પારખવાનું અઘરું નથી.

૧ પતંગિયાં દિવસે જ ફરનારાં; રાતે ઊડનારા હશે તો તે કોઇ જાણતું નથી. ફૂદાં બધાં રાતનાં રાજા; દિવસે કોઇક જ ઊડે છે.

૨ પતંગિયાં ફૂલ પર બેસે ત્યારે પાંખો, પીઠ પર ઊભી કરી, ભેગી સંકેલી લે છે. એ સ્થિતિમાં પાંખોની નીચેની સપાટી જ આપણી નજરે પડે છે. એથી ઊલટું, ફૂદાં બેઠાં હોય ત્યારે પાંખો પસારીને, શરીરની બંને તરફ પહોળી કરીને. એ રીતેથી પાંખોની ઉપરની સપાટી જ દેખાય.

૩ પતંગિયાંની મૂછો માથાની આગળ સીધી ટટાર રહેતી, પાતળી અક્કડ સળી જેવી, છેડેથી સહેજ જાડી ફૂદાંની વિવિધ જાતની, અત્યંત મુલાયમ.

૪ પતંગિયા બેઠાં હોય ત્યારે પણ મૂછો તો સીધી ટટાર રાખે છે. ફૂદાં બેસે ત્યારે મૂછો વાળી દઇ પાંખો નીચે સંતાડી દે છે.

૫ પતંગિયાંની આંખો મોટી, માથામાંથી બહાર પડતી હોય છે. ફૂદાંની આંખો ઝીણી.

૬ માથું અને ધડ—પતંગિયાંમાં જુદાં જુદાં, વચ્ચેથી સંધાએલાં લાગે. ફૂદાંમાં સળંગ, વચ્ચેથી અખંડ જેવાં: રાયણના ઠળિયાને હુબહુ મળતાં.

શરીરમાં આવો ભેદ છતાં બંને જંતુઓની જીવનચર્યા એક જ જાતની છે. માણસનાં સંતાન માતાના ગર્ભાશયમાં જ ઘડાઇને, સંપૂર્ણ અંગવાળા જન્મે છે. પંખી, મગર, ઘણાખરા સાપ, ઘો, વગેરે મોટા ભાગનાં પ્રથમ ઇંડાં મૂકે: પછી એમાંથી બચ્ચાં જન્મે. માણસનો એક જન્મ, આ બધાંના બે જન્મ; ત્યારે (જંતુ સૃષ્ટિની વિચિત્રતા!) પતંગિયાં અને ફૂદાંના તો ચાર અવતાર થાય છે! પહેલાં ઈંડું. પછી કીડો. ત્રીજો કોશેટો. ચોથો સંપૂર્ણ પતંગિયું કે ફૂદું. આ અવતાર લીલા[5] પણ જોવા જેવી છે.

3 Proboscis　　૪ Antennae

૫ metamorphosis



કોશેટો ફાડી નીકળતું પતંગિયું — સંપૂર્ણ બહાર આવેલું પણ શિથિલ અંગોવાળું અસહાય પતંગિયું — સર્વાંગસુંદર દૃઢકાય રૂપેરંગે ઉજ્જ્વલ પતગ હવે ઊડશે: જીવનસાથીની શોધમાં

૧ પતંગિયાંનાં ઈંડાં સ્વાભાવિક રીતે જ એમના આહારોપાદાનને અનુકૂળ વૃક્ષ વેલા કે છોડ પર મૂકેલા હોય છે. કોઈનાં પાદડાંની હેઠળ કે ઉપર, કોઈના ડાળી કે થડની છાલ પર ખુલ્લાં; કોઇ કોઇ તો ઝાડનાં થડ ડાળાને કોરી અંદર કાણામાં મૂકે છે. ઘણી વખત ઝાડના મૂળમાં, જમીનમાં દર કરીને પણ ઈંડાં મૂકતાં પતંગિયા જોવામાં આવે છે. ઈંડાં હોય છે છૂટાછવાયાં અગર ઝૂમખાંમાં. એમના સંરક્ષણ અર્થે ઘણીવાર માદા ઈંડા ફરતી જાળા જેવી ચીકણી આવરણ કરી રાખે છે. ઘણાં ઈંડાં ખસખસથી યે નાનાં હોય છે. રૂપમાં એ બહુરંગી અને સપાટ કોટલાવાળાં હોય છે.

૨ ઈંડાના રસમાંથી ઇયળ[૬] નિષ્પન્ન થઇ કે તરત ઈંડાને ભેદીને બહાર નીકળે છે. નીકળતાવેંત કોટલું ખાઇ જાય છે. પછી માંડે ચરવા. એનો એક જ ધંધો: આખો દિવસ ખાણા કરવાનુ અને શરીર વધારવાનું. એમના દેહનો આકાર ગોળ, લાંબી નળી જેવો. કોઇ નાના, ધનેરા જેવડા. કેટલાક જહોન કેમરની લાલ ઑફિસ પેન્સિલને યે આંટે એવા સ્થૂલકાય, ત્રણ ચાર આંગળ લાંબા, રંગે લાલ, લીલા, પીળા, કોઇ કાળા. એમના ૧૩ સાંધાવાળાં શરીર સુંવાળાં, કવચિત ખરબચડા, કોઇકોઇના ડીલે જાડા ખરછટ વાળનાં ઝૂમખાં.[૭] કેટલાક, પક્ષીની અઘાર જેવા લાગે.[૮] સુંવાળાં શરીરવાળાને જીવનનો ભારે ભય: પક્ષી, વગેરે ચટ કરી જાય, એટલે એ લપાઇ છુપાઇને ચરતા હોય છે: ઘણે ભાગે તો પાદડાંની તળે ચોંટેલા હોય છે. વાળવાળા પૂરા નિર્ભય: કોઇ એમના સામુ યે ન જૂએ. માત્ર થોડા અપવાદ સિવાય બધેયે તે એવા જ વીણી વીણીને ખાનારો. કોઇ સીધા ચાલે. કેટલાક શરીર વચ્ચેથી અદ્ધર ઊંચકી ઊંટના ઢેકા જેવી કમાન કરીને ચાલનારા.[૯] એમને પગ હોય છે. મોંનાં જડબા પાદડાં, છાલ વગેરે કાતરી શકાય તથા ખોરાક ચાવી શકાય એવા[૧૦] હોય છે પણ કેટલાક શોખીન (ખાસ કરીને ફૂદાના) કીડાને તો બધુંય ખપે: માખણ, ચામડાં, શીંગડા, સૂકાં ફળ, અનાજ, વાળ, કપડા, વગેરે. કોઇ અનેક ઝાડનાં ફળ, ફૂલ, પાન, રસથી શરીર

૬ કીડો: caterpillar કે larva

૭ 'કાતરા'. એ પણ એક જાતના ફૂદાંના જ સંતાન છે.

૮ ચોમાસામાં વડગુંદાના થડે કાળા ચીકણા લપકા દેખાય છે, તે આવા કીડા જ.

૯ ગેરંડાનાં પાંદડાં નીચે દેખાય છે તેવા એમાંથી ફૂદાનો અવતાર થાય છે.

૧૦ પતંગિયું સ્વભાવે જ ફૂલનો રસ પીનારૂં haustelate છે, છતાં એના કીડા ખોરાક કાતરી ચાવી ખાનારા mandibulate છે.

પોષે છે, જ્યારે બીજા કેટલાક માત્ર એક જ ઝાડને અવલંબીને જ જીવે છે. ખાતાં ખાતાં જેમ દિવસ જાય એમ શરીર વધતું જાય. એથી શરીરની-ચામડી ટાટ થઈને તણાતી જાય. આખરે ફાટે એટલે કીડો નવી ચામડી ધારણ કરી જૂનીને શરીર પરથી અળગી કરે: સાપની કાંચળી પેઠે. ચામડીની આવી ફેરબદલી પાંચથી સાત વખત કરે છે. જેમ જેમ એ વધતો જાય તેમ ચામડીના પારદર્શક પડ હેઠે ભવિષ્યના પતંગિયાના અવયવો—પાંખ વગેરે સ્પષ્ટ દેખાય છે. આખરે એના દેહની વૃદ્ધિનો અંત આવે કે એનો સુન્દર વરણ બદલાઈને ફિક્કો પડે એટલે જાણવું કે હવે કોશેટો થવાનો વખત આવ્યો છે.

૩ કોશેટાનો વિધિ એ આખી પ્રાણિસૃષ્ટિમાં અદ્ભુત વસ્તુ છે. ઈંડાની વાત સમજાય. કીડાની જીવનપ્રણાલિકાનું સ્પષ્ટીકરણ પણ થઈ શકે. પરંતુ કોશેટાનો વ્યવસાય તથા તેના ગર્ભમાં લેવાતી યોગનિદ્રાની સમસ્યા ન ઉકલનારી છે. વૈજ્ઞાનિકોએ એના ઉકેલ અર્થે અનેક પ્રયત્ન કર્યા છે પણ હજુ એ કોયડો અગમ્ય જ રહ્યો છે.

આહારની વિપુલતાથી હૃષ્ટપુષ્ટ થએલો કીડો વધી રહે કે તરત અગર થોડા દિવસ પછી કોશેટો બનાવી સઘળા વ્યવસાય છોડી ગાત્ર સંકેલી લઈ અંદર ભરાઈ બેસે છે. એના મોં પરની વિશિષ્ટ ગ્રન્થિઓમાંથી એક પ્રકારના રસનો સ્રાવ થાય છે. આ રસને હવા લાગતાં સુકાઈને રેશમનો તાર બને છે. એ તારને શરીર-ફરતા આડાઅવળા વીંટાળી એ ઘર[11] બનાવે છે.[12] કેટલાક કીડા આવા તાર ન વણતા માત્ર રસને શરીર પર ચોપડીને જ, ચળકતા કાચ જેવું પારદર્શક સોનેરી રૂપેરી રંગનું ઘર[13] બનાવે છે. કોઈ વળી સળીઓ, તરણાં, સૂકાં પાન, વગેરેને આવા રસથી શરીર ફરતા ચોંટાડી અંદર ભરાઈ બેસે[14] છે. કોઈનાં ઘર ઘેરા લીલા રંગનાં, ઝાડનાં પાનને મળતાં. તો કોઈનાં વળી શરીર પરના વાળને ગૂંથીને જ બનાવેલાં: કોઈનાં પાંદડાં, ડાળી કે થડથી લટકતાં, તો બીજાં માત્ર જમીન પર કહોવાતાં સૂકાં પાંદડાંની વચ્ચે કે માટી અંદર દાટીને મૂકેલ. આમ વિવિધ દશામાં કોશેટા અંદર પોઢેલો[15] કીડો ખાધાપીધા સિવાય શરીરના રસો પર જ જીવતો થોડા દિવસથી કેટલાય મહિનાનો સમય ગાઢ સુષુપ્તિમાં ગાળે છે.

૪ વિધિ પૂરી થઈ. ઘર ફાડીને[16] અંદરથી કીડામાંથી બનેલું, સર્વ અવયવ સંપૂર્ણ,[17] રૂપેરંગે નિખાલસ, એના સ્વરૂપ જીવનની અવર્ણનીય શોભાવાળું પતંગિયું બહાર નીકળે છે. નીકળે એ વખતે એની પાંખો ખૂબ મુલાયમ, રેશમ જેવી નરમ હોય છે. પણ પવન લાગતાં જ એ સપાટ પથરાઈ જાય છે. એકાદ બે મિનિટમાં મુલાયમતા જતી રહી કઠણ બરડ બને છે. એનો ઉત્સાહ ઊભરાય છે અને એકાદ ક્ષણમાં તો એ હવામાં પાંખે ફફડાવતું ઊડી જાય છે: એના જીવનસાગરની ઊર્મિ કારણ, એના જીવનનો પરિપાક એની વંશવૃદ્ધિમાં જ છે. નરમાદા મળ્યાં. સંવનન થયું. ગર્ભ પરિપક્વ થતાં ઈંડાં મૂક્યાં. ખલાસ. ખાધાંપીધાં. નાચ્યાં કૂદ્યાં ખેલ્યાં ફેરકૂદડી ફર્યાં. ફરતાંફરતાં પંચરંગી વર્ણોથી વાતાવરણને મેઘધનુષ્યના રંગે રંગી નાખ્યું. મૃત્યુ આવ્યું. આંખો અને પાંખો બંધ થઈ ગઈ. કેટલું કરુણ દૃશ્ય!

પતંગિયાં અને ફૂદાંની દેહરચના પણ ચમત્કારી છે.

પતંગિયાને ચાર પાંખ[18] હોય છે. પાતળી આડી-અવળી નસોથી ગૂંથેલી. ટેનીસના રૅકેટ જેવી જાળી. એ

[11] Cocoon

[12] હનાળામાં બોરડીની ડાળેથી ખારેક જેવી ધોળા રંગની જે દડીઓ લટકી રહે છે, તે Tussar નામનાં ફૂદાંના આવા કોશેટા જ છે

[13] Chrysalis દા. ત. પુષ્પીઆ કોરેનો.

[14] ખાવળીઆ હેઠે પણી વખત સળીઓની બેઝ નાની ભારીઓ દેખાય છે તે psychidae નામનાં ફૂદાનાં જ ઘર છે

[15] Pupa

[16] આડાઅવળા તારથી બનાવ્યો હોય તેવો કોશેટો ફાડીને એ અંદરનું ફૂદું બહાર નીકળે તો ઔદ્યોગિક દૃષ્ટિએ એ તારની કીમત નથી રહેતી તેથી આખો સળંગ તાર ઉકેલી લેવા માટે, રેશમના ફૂદાને બહાર નીકળવા દેવામાં આવતું નથી પણ અંદર જ ગુંગળાવી મારી નાખવામાં આવે છે

[17] Imago

[18] નાનામાં નાની ચોખા જેવડી મોટામાં મોટી ૮"-૧૦"ની આટલાં મોટાં પતંગિયાં તો આફ્રિકા અને મલાયામાં જ. પણ એની પાંખની જાળીની આડાઅવળી નસોની ગોઠવણી તથા એના પગની વિશિષ્ટ દશા–કુળ વગેરે આ બે સાધનોને આધારે પતંગિયાં (અને ફૂદાં) ની જાતોના વિભાગ પાડવામાં આવે છે પતંગિયાં—બટરફ્લાઈઝના એકંદર નવ વિભાગ છે તેના વિભાગ-માં અનેક જાતો હોય છે.

જાળી પર પારદર્શક પાતળું પડ અને એ પડ પર ઝીણાં બારીક રજકણ જેવાં scales (બારીક પીછાં કે વાળ). આ સ્કેલ છાપરા પર નળિયાં પેઠે એક પર બીજું, એમ ચડઊતર ગોઠવેલાં હોય છે. એના રંગ જુદાજુદા. પાંખ પર આંગળી ફેરવીએ તો ચોંટી આવે. આ સ્કેલ કપડાથી ઘસી નાખીએ કે પાંખોને પેટ્રોલથી ધોઇ નાખીએ તો નીચેની જાળી ચોખ્ખી દેખાય છે. એ દશામાં એની પાંખો બીજાં જીવડાંના જેવી જ લાગે છે.

એને છ પગ હોય છે. કેટલાંકના આગલા અને કેટલાંકના પાછલા પગ અધૂરા વિકાસવાળા અશક્ત હોય છે. પગ પર ઝીણી રૂંવાંટી ઊગે છે. પતંગિયું ફૂલ પર બેસે ત્યારે તેમાંના પરાગરજકણ આ રૂંવાંટી પર ચોંટી જાય છે. ફરી બીજા ફૂલ પર બેસે એટલે પગ પરનાં રજકણ એ ફૂલમાંના પરાગ સાથે ભળી જવાથી, ફૂલમાં ગર્ભાધાન થાય છે. આ દૃષ્ટિએ પતંગિયાં વનસ્પતિને ઘણાં જ ઉપકારક છે.

એમની રસ પીવાની સૂંઢ કે ઝભ પોલી લાંબી નળી જેવી, પણ વચ્ચેથી બે ચીરામાં સળંગ સંધાએલી હોય છે. એમાં કંઇ ભરાય અને નળી બંધ થઇ જાય છે તો એ બે ચીરા પહોળા કરી સાફ થઇ શકે છે. આ ઝભને કોકડું વાળી એ મોં આગળ રાખી મૂકે છે. એની લંબાઇ ઘણાંમાં બે અઢી ઇંચ જેટલી હોય છે. પતંગીઆં 'બોલે' છે પણ ઝભથી નહિ; બીજાં સાધનોથીઃ બહુ જ મન્દ અને ક્વચિત જ.

એનું માથું ગોળ. આંખો મોટી. એની મૂછો આંખ આગળથી ઊગે છે. એ વડે એને સ્પર્શ, શ્રવણ અને ગંધનું જ્ઞાન થાય છે.

પતંગિયાનો મુખ્ય આહાર ફૂલનું મધ છે. વળી ઝાડનો કે પાકાં ફળનો રસ પણ એમને ભાવે છે. ડેથ્સ હેડ નામનું મોટું ફૂદું તો મધપુડામાં પણ પેસી જાય છે. કેટલાંક સ્વાદલોભી ફૂદાંને દારૂ અને ખાંડની ચાસણીની ભારે લાલચ હોય છે. કેટલાંક અઘોરી જેવાં તો કહોવાતા માંસના રસને પણ પીએ છે. કોઇકોઇને ઉકરડાનાં કહોવાતાં છાણમૂતરના રસનો પણ શોખ હોય છે.

પતંગિયાં ક્યાં નથી દેખાતાં ? બાગબગીચા, વાડી, વાડ, વેલા કે મારવાડ જેવા વેરાન રણમાં પણ એ ઓછાવત્તા પ્રમાણમાં દેખાય છે. સ્વભાવે જ પ્રકાશનાં ઉપભોગી અને ઉષ્માપ્રિય હોવાથી ગરમ પ્રદેશોમાં એમની વિશેષ વસતી છે. જ્યાં વનસ્પતિ ગીચ અને વિપુલ તથા વિવિધ હોય ત્યાં એ વ્યાપકરૂપે દેખાય છે. કોઇ જમીન પર રહેનારાં તો કેટલાંક ઊંચે ઝાડની ટોચે જ ફરનારાંઃ નીચે નથી ઊતરતાં. કોઇ અત્યંત ધીમી ગતિએ ઊડે, જ્યારે બીજાં કોઇકોઇને કલાકના વીસપચીસ માઇલ તો હિસાબમાં યે ન હોય. રૂપેરંગે વળી સહસ્ર ભાતના. એમની અનુકરણ શક્તિ પણ અજબ છે. શત્રુઓથી બચવા કે અન્ય કોઇ અજ્ઞેય હેતુથી પતંગિયાંની વિશિષ્ટ જાતો અન્ય જાતોના રૂપ-રંગનું આબાદ અનુકરણ[19] કરે છે. એક જાતનું પતંગિયું તો ઝાડના પાંદડાંનું જ રૂપ લે છે. ડાળી પર પાંખ સમારીને બેઠું હોય ત્યારે છેક પાસે જઇને જુઓ તો પણ પાંદડા જેવું જ લાગે. વળી એક જાતનું તો ઊનાળાનું રૂપે જુદું અને ચોમાસાનું યે જુદું.

વિકાસવાદના અનુયાયીઓ કહે છે કે પતંગિયાંની પાંખ પર વિશ્વનો સમગ્ર ઇતિહાસ લખાએલો છે. એ વાત બાજુ રાખીએ તોપણ ભારતવર્ષને બાદ કરતા સર્વ દેશોના પતંગિયા પ્રાચીન કાળથી મનુષ્ય જાતિનું ધ્યાન ખેંચતા આવ્યાં છે. આબાલવૃદ્ધને એનું અવલોકન, એનો સંગ્રહ અને અભ્યાસ પ્રિય છે. અનેક ઉપાયે અત્યંત દુર્ગમ સ્થળોમા ભમીને પણ કષ્ટપૂર્વક એનો સંગ્રહ કરનાર વ્યક્તિઓ પતંગિયાના અવલોકનથી અપાર આનંદ મેળવે છે. એના ઈંડાં અને કીડાને શોધી શોધી સંભાળપૂર્વક ઉછેરી પતંગિયાંનું સંવર્ધન કરે છે. જેને વિવિધ જાતનાં પતંગિયાના ભક્ષ્ય વૃક્ષાદિનું જ્ઞાન હોય છે તેને આ અઘરૂં નથી લાગતું.

ભારતવર્ષમાં પણ પતંગિયાંનો સંપૂર્ણ અભ્યાસ કરાયો છે. હવે તો ભાગ્યે જ એવી કોઇ જાત હશે કે જે અજ્ઞાત રહી હશે.

પણ ફૂદા વિષે આવું ન કહી શકાય. એમનો અભ્યાસ હજુ અધૂરો છે. એક તો એમની અસંખ્ય જાતો. વળી સ્વભાવે જ નિશાચર એટલે શોધવાં અત્યંત મુશ્કેલ. ઉપરાંત સામાન્યરીતે એમનું કદ પણ નાનું. અને એમના, થોડી જાતો બાદ[20] કરીએ તો પતંગિયા જેવાં આકર્ષક વાન પણ નહિ. એટલે અભ્યાસીઓ

---

૧૯ mimicry

૨૦ આમાંની Peacock mothની રંગછટા તો પતંગિયાંને પણ ઢાંકી દે એવી અદ્ભુત છે.

એમના પ્રતિ ઝાઝા આકર્ષાતા નથી.

દુનિયાનાં પતંગિયાંનો સર્વોત્કૃષ્ટ સંગ્રહ બર્લિનમાં અને લંડનના બ્રિટિશ મ્યૂઝિયમમાં છે. એશિયા ખંડમાં સમૃદ્ધ સંગ્રહ તો કલકત્તાના ઇન્ડિયન મ્યૂઝિયમનો છે. ભારતવર્ષમાં એનાથી બીજે નંબરે મુંબાઇની નૅચરલ હિસ્ટરી સોસાઇટીનો સંગ્રહ આવે. એ હાલ પ્રિન્સ ઑવ વેલ્સ મ્યૂઝિયમમાં અવલોકન અર્થે મૂકયો છે. આપણા ગુજરાતમા નાનોસરખો એક સંગ્રહ વડોદરાના કામાટી બાગવાળા મ્યૂઝિયમમા છે આ ઉપરાત બે ત્રણ ખાનગી સંગ્રહો પણ મેં જોયા છે

પતંગિયાંનો પરિચય કર્યો. એમના રૂપરંગ જોયાં. હવે આપણા કેટલાક પડોશીની ઓળખાણ કરી લઇએ. ઝાઝા નહિ થોડાક, અત્યંત નિકટના. અને આપણી પાસે છે ય કેટલા? આપણી ભૂમિ રસાળ ખરી. પણ પતંગિયાના જીવન પૂરતી ગાઢ ઝાડી કે વિપુલ પુષ્પ સમૃદ્ધિવાળી તો નહિ જ એટલે આપણે ત્યા ઝાઝા પતંગિયા જોવામા નથી આવતા કોઇ કોઇ સ્થળે એકાદ જાત ભારે પ્રમાણમા નજરે પડે ખરી.

એક વખત હું આબુરોડથી ચાલતો ચદ્રાવતી આવતો હતો. ચોમાસાના દિવસ. સડકની બન્ને બાજુ માથાપૂર ઘાસથી છવાએલી હતી. એમા કીડીઆરા પેઠે પતંગિયા ઊભરાતાં હતા ચાલતા ચાલતા મારા હાથમાનો વરસાદનો કોટ હું ઘાસ પર પાથરૂં ને નીચે પાચ પદર પતંગિયા આવી જાય આવી જ વ્યાપક્તા મેં ચદ્રાવતીમા જોઇ કર્નલ ટૉડથી શરૂ કરી આજ સુધી જેણે જેણે ચંદ્રાવતીના ખંડીએરની મુલાકાત લીધી છે, તે બધાને ત્યાંની બે વસ્તુઓ ખાસ આકર્ષે છેઃ એક સુવર્ણપુષ્પ લક્કડફોડ અને બીજાં અસંખ્ય પતંગિયાં. આપણા ગુજરાતમા તો આ બંનેમાંની એક પણ, આનાથી અર્ધા અંશે પણ નથી દેખાતી.

ચંદ્રાવતી છોડી બાલારામ આવીએ કે પતંગિયાં ઓછા થતા દેખાય છે. પાલણપુર થઇ અમદાવાદ આવ્યા કે એ, બાગબગીચા સિવાય ખેતર પાધરમા જૂજ જ નજરે પડે છે. છતા સને ૧૯૩૦ના ઑગસ્ટમાં બે વખત મેં શાહીબાગને રસ્તે પીળા પતંગિયાંનાં પૂરનાં પૂર ઊલટતાં જોયાં છે (તમે નહિ જાણતા હો: પણ તીડની પેઠે પતંગિયાં પણ ટોળે વળીને સ્થાનાંતર કરે છે. ઋતુપરત્વે એમની આ યાયાવરવૃત્તિ કયા પ્રકારના સંવેદન જનિત છે તે કોઇ નથી જાણતું.) એ પ્રસંગે એકાદ માઇલ જેટલા ગાળામાં ઊભે રસ્તે શહેર વચ્ચે થઇને એમના ટોળા અવિરત ગતિએ ઉત્તરમાંથી દક્ષિણમાં જતા હતા. ક્યાંથી આવતાં અને કયા જતાં, એનો મને પત્તો લાગ્યો નહતો. ઘણું જ રમણીય દશ્ય હતું.

એક દીવાળીમાં હું રવિશંકર જોડે ભાવનગર ગયો હતો. ત્યા લીલો મહેલ છે, એ રસ્તે મેં સ્વૉલો ટેઇલ જાતનાં પતંગિયાં ઊડતા જોએલાં, એટલાં બધાં સ્વૉલો ટેઇલ અન્ય કોઇ પણ સ્થળે જોયા નથી.

આ તો દેશની વાત થઇ હવે ઘરની વાત કરીએ.

ચોમાસું આવે અને ઠેરઠેર તમને એક મોટા કદનું પતંગિયું આસ્તેઆસ્તે ઊડતું નજરે પડશે. એનો રંગ તેલીઆ ધુમાડા જેવો મેલો કાળો. અંદર સફેદ રંગનાં ટપકાં. એનું નામ સુપ્લીઆ કોરેઃ 'કાગડો'. એના કોશેટા ચળકતા સોનેરીરૂપેરી રંગના, નાના લંબગોળ મોતી જેવા કરેણના પાનની નીચે લટકતા સહેજે મળે છે. એ કોશેટા ઘેર લાવી એકાદ ડબામાં મૂકી રાખશો તો અંદરથી થોડા દિવસમાં આ સુંદર પતંગિયું નીકળશે

ઘણી વખત આપણે એક મોટા કદનું ઘેરા બદામી કે વાઘના જેવા રંગની ચટાપટાવાળી પાંખોવાળું પતંગિયુ ઊડતુ જોઇએ છીએ. ફૂલઝાડ કે ઝાળાંઝાંખરાં ગમે ત્યા એ દેખાય છે. એની પાંખો ફરતી કાળા રંગની કિનારી. આગળની પાંખ વચ્ચે ચાર ધોળાં ધાબા પાછળની પાંખ વચ્ચે કાળા ડાઘા. ધીમે ઊડનારૂં. દેખાવે ખૂબ સુંદર. એને હાથમાં પકડો નહિ તોપણ દૂરથી જોતા યે ઓળખાય. રૂપરંગની વિશેષતાને લીધે એને 'વાઘ'નું ઉપનામ[૨૧] આપવામા આવ્યું છે.

આપણે ત્યાં સૌથી વધારે તો પીળા રંગનાં જ પતંગિયા નજરે પડે છે. નાના કદનાં રમતિયાળ સ્વભાવના આ પતંગિયાં વિના ભાગ્યે જ કોઇ સ્થળ સૂનું હશે. આ વર્ગનાં પતંગિયામા એક જાત બહુરૂપી જેવી છેઃ એનું ચોમાસાનું[૨૨] જુદું રૂપ અને શીઆળા ઊનાળાનુ[૨૩] પણ જુદું રૂપ. એની પાંખો ઉપર નીચે ખુલતા પીળા રંગની. પાંખની કિનારી પર કાળી પટી; આસ્તેઆસ્તે ઊડનારૂં. ફૂલ પર બેસવાનો એને ભારે શોખ.

---

૨૧ Plain Tiger. શાસ્ત્રીય સંજ્ઞા Danais Crysippus
૨૨ શાસ્ત્રીય નામ Terias venata
૨૩ „ „ „ laeta

'વાઘ'ને મળતું એક બીજું મોટું પતંગિયું પણ જોવામાં આવે છે. એની પાંખો નીચેનો રંગ રતુમડો ઘેરો બદામી, પણ ઉપરનો તદ્દન જુદો: ઘેરો જાંબુડી, મખમલ જેવો ચળકતો. વચ્ચોવચ્ચ મોટું ધોળું ધાબું—આગળની પાંખમાં લંબગોળ, પાછળનીમાં ગોળ.[૨૫]

આપણે ત્યાં સૌથી ઝડપથી ઊડનારી એક જાત[૨૬] થાય છે. તેની મોટી, લીલાપીળા ચટાપટાવાળી પાંખોથી એ છેટેથી તરત ઓળખાય છે. પાંખોનો રંગ કાળો અને લીલાના મિશ્રણવાળો. અંદર લંબગોળ નાનાંમોટાં પુષ્કળ ટપકાં. પાછલી પાંખમાં એક ગોળ લાલ ટપકું લીંબુડી તથા મેંદીનાં ફૂલ પર ભમતી નજરે પડે છે.

આ બધી જેની આગળ વામનજી ગણાય એવી આપણી મોટામાં મોટી પતંગિયાની જાત[૨૭] 'શકુન્તલા' એવા રૂપાળા નામે ઓળખાય છે. અને છે પણ ખરેખર સુંદર. આસ્તેઆસ્તે આંખો પટપટાવતી, આ ફૂલથી પેલે ફૂલ ફરતી તમે એને જોતા ધરાઓ જ નહિ. ભાવનગરમાં લીલા મહેલને રસ્તે જેને મેં જોએલી તે આ જ. એની પાંખો ખૂબ મોટી. આગલી લંબગોળ, કાળા અને મેલા નારંગી રંગના ધૂપછાંવ મિશ્રણવાળી. પણ એની ખરી શોભા તો એની પાછલી પાંખોની છે. એનો દેખાવ વિચિત્ર: જૂના જમાનાના હસ્તમની હાથ આરસી જેવો. આગળથી, દર્પણ પેઠે લંબગોળ; નીચે દર્પણના હાથા જેવી ગોળ પૂંછડી![૨૮] અંદર મોટાં લાલ ટપકાં. આ પૂંછડીને લીધે એનો પરિચય સરળ બને છે.

બીજી એક પૂંછડીવાળી જાત પણ આપણે ત્યાં થાય છે. 'શકુન્તલા'ની પીતરાઈ; રૂપેરંગે પણ એવી જ. એની આગળની પાંખ કાળા અને લાલ રંગના મિશ્રણવાળી. પાછલીને છેડે પૂંછડી. અંદર લંબગોળ લાલ ધોળાં ટપકાં.[૨૯]

—આટલી આપણી ઠેરઠેર જોવામાં આવતી જાતો નાનામાં નાના બગીચામાં પણ હોય છે. બાકી હજુ કડવો અને મીઠો લીમડો, બાવળ, ખાખરો, આકડો, તલ, વગેરે અનેક ઝાડછોડ પર ફરનારી જાતો ઘણી છે. પણ એ બધાનો પરિચય અહીં કરાવવો સરળ નથી. માર્ગદર્શન પૂરતો જ આ પ્રયત્ન છે.

પતંગિયાંના રૂપરંગ ગતિ અત્યંત આકર્ષક છે. એના ભણી નજર ન કરનારું કોઈક જ હશે. એનાં નામ ન આવડે એમાં શું? એથી એના અવલોકનમાં થોડી કંઈ ઉણપ આવવાની છે? સૌંદર્યપ્રેમી ગણાવાનો ફાંકો રાખનાર આપણા ડાહ્યા ગણાતા પૂર્વજોએ તો એની ધરાર ઉપેક્ષા કરી છે. પણ આપણે એના અલૌકિક લાવણ્યનો ઉપભોગ કરીએ તો એ પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું ગણાય. બાકી આપણે ઉવેખીશું એથી પતંગિયાંના પ્રકાશમય જીવન થોડાં જ ખંડિત થવાનાં છે!

૨૫ Hyplomina misippus
૨૬ Papilio demoleus
૨૭ Papilio polytes
૨૮ એને લીધે એ જાત Swallowtails—'અબાબીલપુચ્છ' એવા સૂચક નામે ઓળખાય છે
૨૯ Byasa aristolochiae

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

આ માસે પહેલું ઇનામ મેળવનાર ભાઈ નવીન ગાંધી (મહૈસુર)ના ફોટો-ચિત્ર 'ગેરસપ્પાનો ધોધ'માં સૃષ્ટિસૌન્દર્ય અને કુદરતજન્ય કલા સ્પષ્ટ દેખાઈ આવે છે. આવાં ફોટો-ચિત્રો તે તે સ્થળનો પરિચય આપવા ઉપરાંત વાચકના મનમાં મુસાફરી પ્રત્યે પ્રેમ ઉપજાવે છે અને ઐતિહાસિક અને બીજાં જોવા લાયક સ્થળોની મુલાકાત લેવા પ્રેરે છે. એ રીતે ફોટોગ્રાફી જનતાની કેળવણીનું એક જરૂરી અંગ બની રહે છે.

કુદરતી દૃશ્યથી આકર્ષાઈ, આનંદ ખાતર અગર અભ્યાસ અર્થે શીખાઉ ફોટોગ્રાફર વિષયનું એક્સ્પોઝર કરવા તત્પર થાય તે વખતે વિષયની આજુબાજુ ફરી સૌથી સારો દૃષ્ટિકોણ કયો છે તેનો વિચાર કરવો જોઈએ. એક જ વિષયની માત્ર થોડાક ડગલાં ને અન્તરેથી જુદી જુદી છબીઓ ઉતારીએ તો પરિણામે ચિત્રમાં ફેર પડી જાય છે. આ જ ફોટો-ચિત્ર લેતી વેળા જરા ડાબી તરફ જઈ કૅમેરાને જમણી તરફ અને નીચે નમતો રાખી ફોટોગ્રાફ લીધો હોત તો, ચિત્રમાં દેખાતો ડાબી તરફનો પાણીનો ધોધ ચિત્રમાંથી કમી થાત, જમણી તરફનું વહેણ ચિત્રનું મુખ્ય લક્ષ્ય બનત અને ચિત્રના આકર્ષણમાં અવશ્ય વધારો થાત. વળી જમણા ખૂણે પડેલી વ્યક્તિ ચિત્રનું જરૂરી અંગ બનત. સૃષ્ટિસૌન્દર્યનાં ફોટો ચિત્રો ઉપજાવતાં આકાશની ગણતરી પણ કરી લેવી જોઈએ. અને ચિત્રના મુખ્ય વસ્તુની સરખામણીમાં તેનું આકર્ષણ વધી ન જાય તે ધ્યાનમાં રાખવું જોઈએ. ઉપલા ફોટો-ચિત્રમાં

આકાશ નકામું છે. તે થોડું કમી કરવાની જરૂર છે. ભાઈ જસવંત ઠક્કર (ભાવનગર)ને ફોટો-ચિત્ર 'પ્રમુખ મહાશય' માટે બીજું ઇનામ મળે છે. ચિત્રનું વસ્તુ આહ્લાદક છે, પણ ટેકનીક નબળી છે. ચિત્ર વધારે નજીકથી લેવાએલું હોવાથી જગ્યાની તંગાશ લાગે છે, એટલું જ નહિ પરંતુ ચિત્રની રચના અરૂચિકર બની છે. પરસ્પેક્ટિવમાં સૌથી આગળના પક્ષીની પાછળ દેખાતાં પક્ષીઓ પ્રમાણમાં ઘણા નાનાં લાગવાથી જોનારને બેડોળતા જણાય છે. પ્રીન્ટ કૉન્ટ્રાસ્ટી કાગળ પર ઉતારવો જોઇએ. ભાઈ એમ. એસ. પથરાવાલા (અમદાવાદ) પોતાના 'પ્રતિબિંબ' ફોટોચિત્ર માટે ત્રીજું ઇનામ જીતે છે. નદી ઓળંગતા, પાણી પાર પહોંચતાં કાંઠા નજીક પાણી પીતાં તરસ્યા બળદ અને ગાડામાં બેઠેલાનું ચિત્ર ભાઇ પથરાવાળાએ ઠીક ઉતાર્યું છે. ગામડાના જીવનના આકર્ષક અને વિસરાતા અંગો અને પ્રસંગોના ફોટો-ચિત્રો ઉતારવાની એક પણ તક રખે ચૂકતા. જમાનાના ઘસારામાં એક વખત એવો પણ આવે કે ગામડાંનું ગાડું કેવળ મ્યૂઝિયમની જ કીમતી વસ્તુ બની રહે.

ભાઇ સી. કુમાર પટેલ (ખાનપુર)નું ફોટો-ચિત્ર 'એકાકી', ભાઇ વલ્લભદાસ ખટાઉ (મુંબાઇ)નું ફોટો-ચિત્ર' 'પવાઇ સરોવર' અને ભાઇ શાંતિલાલ ત્રિવેદી (અમદાવાદ)નું ફોટો-ચિત્ર 'સરસ્વતીના મૂળ ઉપર' નોંધપાત્ર ઠર્યાં છે.

'એકાકી'મા પક્ષીનું (પ્રમાણ) કદ ચિત્રમાં બેહદ નાનું હોવાથી ચિત્ર-વસ્તુના સ્વરૂપ અને આશય બદલાઇ જાય છે (સરગવા)ના ઝાડની પાન વગરની ડાળીઓમાં કુદરતના અમુક ભાવનો ખ્યાલ આવે છે ખરો, પરંતુ પક્ષીનું સ્થાન ગૌણ રહે છે પક્ષી-ફોટોગ્રફી માટે ટેલીફોટો લેન્સ અનિવાર્ય છે 'પવાઈ સરોવર'માં વાદળ વિનાનું આકાશ લૂખું લાગે છે. સવાર-સાંજના દશ્યોમાં વાદળાંનાં ક્ષણેક્ષણે બદલાતાં સ્વરૂપો કંઇ સ્વપ્નેરી વિવિધતા ઉપજાવે છે

'સરસ્વતીના મૂળ ઉપર'માં વગડાની નિર્જનતામાં શહેરી મનુષ્યનું આક્રમણ કુદરતી સૌન્દર્યમાં ક્ષતિ આણે છે અને કુદરતી આકર્ષણ હણાય છે.

બલવન્ત ભટ્ટ

## સંસારના  સમાચાર


હિંદ અને યુરોપ વચ્ચે દોડતી સ્ટીમરોમાં આજસુધી હિંદી કંપનીની કોઇ ન હતી, પણ હવેથી 'ધી સિંધીયા સ્ટીમ નેવીગેશન કંપની'એ તેમાં પણ આગળ પડવાનું ઠરાવ્યું છે.

卐

૧૯૩૮ની સાલ માટે કૃષ્ણાકુમારી ગણેશપ્રસાદ પુરસ્કાર અને સોનાનો ચાંદ ઇનાયત કરવા માટે કલકત્તાની મૅથેમૅટિકલ સોસાઇટીએ હિંદના નીચેના દશ ગણિતિઓના જીવન અને કાર્ય પર સંશોધનાત્મક નિબંધો મગાવ્યા છે આર્યભટ્ટ, વરાહમિહિર, ભાસ્કર પહેલો, લલ્લ, બ્રહ્મગુપ્ત, શ્રીધર, મહાવીર, શ્રીપતિ, ભાસ્કર બીજો અને નારાયણ

ભાગ લેવા ઇચ્છનારે પોતાના નિબંધની ટાઇપ કરેલી ત્રણ નકલો સેક્રેટરી, કલકત્તા મૅથેમૅટિકલ સોસાયટી, ૯૨, અપર સર્ક્યુલર રોડ કલકત્તા એ સરનામે ૧૯૩૮ના માર્ચની ૩૧ પહેલાં મોકલી આપવી.

卐

બ્રિટને સોનાનું ચલણ છોડયું ત્યારથી આજસુધીમાં ૨,૮૪,૧૧,૫૯,૧૪૯ રૂપિયાનું સોનું હિંદથી પરદેશ ચઢયું છે.

卐

મોહેં જો ડેરોના અવશેષોની વર્ગણી કરવા હિંદી સરકાર તરફથી ડૉ. ફૅસી નામના હંગેરિયન સ્થપતિ નીમવામાં આવ્યા છે તેમનું એ કામ પૂરૂં થતાં હિંદના જુદાં જુદાં સંગ્રહસ્થાનોને એ અવશેષો વેચવામાં આવશે. સિંધ વિકટોરિયા મ્યૂઝિયમે તે માટે ૩૦,૦૦૦ રૂપિયાની રકમ જુદી કાઢી રાખી છે.

ગ્રીનિચમાંથી ફૂટતી મુખ્ય મેરીડિયન પર રવ શહેનશાહ પાંચમા જ્યૉર્જનું બાવલું ખુલ્લું મૂકવામાં આવ્યું છે, જે એ પ્રકારનું દુનિયાભરમાં પહેલું જ છે.

卐

ક્રિકેટમાં ગૂગલી બોલિંગ સ્થાપનાર મિ. બર્નાર્ડ બોઝાંકેટનું લંડન ખાતે અવસાન થયું છે.

卐

ફૈઝપુરની આગામી કૉંગ્રેસ બેઠક વખતે અખિલ હિંદ કિસાન પરિષદ ભરવાની વિચારણા શ્રીયુત ડાંગે, ખાદીવાર અને ઇંદુલાલ યાજ્ઞિક કરી રહ્યા છે.

卐

અખિલ હિંદ બાળસંમેલનમાં પ્રમુખતરીકે શ્રીયુત ગિજુભાઈ બધેકાની વરણી થઇ છે.

卐

મુંબાઈના પ્રખ્યાત ગુજરાતી વેપારી અને રાજનીતિજ્ઞ સર લલ્લુભાઇ શામળદાસનું તા. ૧૪મી ઑક્ટોબરને રોજ અવસાન થયું છે

卐

લંડન અને જોહાનિસબર્ગ વચ્ચેની આ સાલની વિમાની શરત, લંડન-મેલબોર્ન વચ્ચેની પ્રખ્યાત શરત જીતનાર નામીચા વિમાની સી. ડબલ્યુ એ. સ્કૉટે જીતી છે.

卐

પ્રખ્યાત રસાયણશાસ્ત્રી શ્રી પ્રફુલ્લચંદ્ર રાયે વિજ્ઞાનના પ્રચારાર્થે અગિયાર લાખ રૂપિયાની રકમ જુદી કાઢી છે

શ્રી હરિકૃષ્ણ વ્યાસ સંયોજિત

# ગુજરાતી લઘુલિપિ



[અનુસંધાન આગલા અંકના પૃ. ૪૧૬થી]

## નવમો દિવસ : નામ-સર્વનામનાં રૂપાખ્યાન

### નિયમો

[૫૦] નકશામાં વિભક્તિના પ્રત્યયો આપેલા છે તે નામ, સર્વનામ કે કૃદંતની સાથે જોડીને લખાય છે.

[૫૧] લઘુલિપિમાં છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય જાતિ વચન પરત્વે અવિકારી રહે છે.

[૫૨] વિભક્તિના પ્રત્યયોમાંના એ, 'ને' અને 'થી', માટે અનુક્રમે 'એ' અને 'ઇ' ખૂણો પાડી લખાય છે.

[૫૩] વ્યંજનની સાથે સળંગ ગતિએ લખવાને બદલે, સ્વર એવી રીતે લખાય કે એ લખતાં કલમને પાછું ફરવું પડે, ત્યારે તે ખૂણો પાડી લખાયો કહેવાય છે.

[૫૪] સ્વર ખૂણો પાડી લખવાનો પ્રસંગ આવે ત્યારે, સામાન્ય રીતે વ્યંજનની જે બાજુ પર તે લખાવો જોઇએ તે બાજુ પર તે લખાય એ સ્થિતિને 'સવળો ખૂણો' કહેવામાં આવે છે. એથી વિરુદ્ધ બાજુ પર સ્વર ખૂણો પાડી લખાય ત્યારે તે 'અવળો ખૂણો' પાડી લખાયો કહેવાય છે.

[૫૫] વિભક્તિના પ્રત્યયો 'એ' અને 'ઇ' ખૂણો પાડી લખવાના હોય ત્યારે, સરલાકૃતિ વ્યંજનો સાથે સવળે ખૂણે અને વર્તુલાકૃતિ વ્યંજનો સાથે અવળે ખૂણે લખાય છે.

[૫૬] જે નામ કે સર્વનામને વિભક્તિના પ્રત્યયો લગાડવાના હોય તે નામ કે સર્વનામ બહુવચનમાં હોય ત્યારે, એને લાગેલો બહુવચનનો પ્રત્યય લોપી, વિભક્તિનો પ્રત્યય ભારે લખાય છે.

[૫૭] અગાઉ આવી ગએલા સંકેતોને પણ વિભક્તિના પ્રત્યયો લાગી શકે છે.

[૫૮] સર્વનામોનાં રૂપાખ્યાન કરતી વખતે બની શકે એટલો તેને માટેના સંકેતોનો પ્રયોગ થાય છે.

[૫૯] સંકેતોમાં ન સમાઇ શકનારાં સર્વનામનાં રૂપ લખતી વખતે તે તે રૂપને મળતાં આવતાં બીજાં જાણીતાં રૂપોની માફક તે ટુંકાવાય છે; અને તેમ બનવું શકય ન હોય ત્યારે એ રૂપ આખાં લખાય છે.

[૬૦] શબ્દના અંગથી જુદા લખાતા તદ્ધિત પ્રત્યય પછી વિભક્તિનો પ્રત્યય આવે ત્યારે તે જુદા લખાએલા તદ્ધિત પ્રત્યયને જોડીને લખાય છે.

### સૂચનાઓ

(૫૦) આ પ્રકરણની શરૂઆતમાં આપેલા નકશા ઉપરથી જોઇ શકાશે કે 'કૃત' પ્રત્યયોમાં વિભક્તિના તેમ જ કૃદંતના એમ બંને પ્રકારના પ્રત્યયો સમાઈ જાય છે. તેમાંના પહેલા જ આ પાઠમાં આવ્યા છે. આ બધા કૃત્ પ્રત્યયો, કોઇ પણ જાતના અપવાદ વિના, શબ્દના અંગને જોડીને જ લખાય છે. જ્યાં તદ્ધિત

અને, કૃત્ પ્રત્યયો માટે એક સરખી સંજ્ઞા આવે છે ત્યાં, એટલા તદ્ધિત પ્રત્યયોને શબ્દના અંગથી જુદા લખવા માટેનો નિયમ ૪૮ અગાઉ આવી ગએલ છે. એટલે એક જ સંજ્ઞાવાળા બે જુદા જુદા પ્રત્યયોને ઓળખવામાં મુશ્કેલી રહેતી નથી.

આ વિભક્તિના પ્રત્યયોમાંના 'એ' અને 'માં' માટે-ના બે પ્રત્યયો શબ્દને લગાડવા સહેલા છે. એટલે આ નિયમનાં ઉદાહરણ તરીકે એ બે પ્રત્યયો જ આપેલા છે. બાકીના બધા પ્રત્યયો વ્યવહારમાં યોજવા માટે વધુ નિયમોની જરૂર હોઇ તેની ચર્ચા આ પછીના નિયમોમાં કરી છે. કૃદંતોને વિભક્તિના પ્રત્યયો લાગી થતા વિવિધ રૂપોની ચર્ચા કૃદંતોના પાઠ માટે બાકી રાખી છે.

નિયમમાં જણાવ્યા મુજબ આ બધા પ્રત્યયો શબ્દના અંગને જોડીને જ લખાય છે. અને એ જોડા-ણમાં આવતા બે પ્રસંગો માટે લઘુલેખકે અગાઉથી તૈયાર રહેવું પડશેઃ (૧) પ્રત્યયની પૂર્વે સ્વર આવતા હોય, અને (૨) શબ્દના સ્થાયી રૂપમાં પ્રત્યય લાગતા કાંઇ ફેરફાર થતો હોય. હવે, સ્વરસંયોજનના સામાન્ય નિયમોનો પ્રયોગ આ પ્રત્યયો લગાડતી વખતે પણ કરવાનો છે; એટલે એ સંબંધે વધુ ચર્ચા અનાવશ્યક છે. અને શબ્દના અંગમાં થતા રૂપાંતર, જો પાછળના પ્રત્યયથી સીધી રીતે સૂચવાતા ન હોય તો, તે પણ લખાવાના રહે છે જ. આવા બધા ઉપસ્થિત થતા પ્રસંગો 'ઉદાહરણો'માં આપી નથી શકાયા. પણ હવે પછીના 'ગદ્યપાઠો'માં જોતા રહેવાથી એવા અણ-ધાર્યા પ્રસંગોને કેમ પહોંચી વળવું તે સમજાશે. પણ તેમ છતાં કોઇ વખતે નિયમ સંબંધે શંકા ઉત્પન્ન થાય, ત્યારે શબ્દ બોલાતો હોય તેમ બને એટલો સંપૂર્ણ લખવાનો નિયમ રાખવો.

(૫૧) પ્રત્યય ઉપરથી જાતિનું સૂચન મેળવવા આપણે સામાન્યતઃ ટેવાએલા હોઇએ છીએ, એટલે આમ અપવાદરૂપ રહેતા જાતિવચનથી શરૂઆતમાં અર્થ અસ્પષ્ટ રહેતો લાગશે. પણ અંગ્રેજીમાં જેમ 'of' શબ્દ જાતિ કે વચન કાંઇ નથી સૂચવતો, અને છતાં વાચનમાં મુશ્કેલી નથી પડતી; તેમ જ આ પ્રત્યયનું ભાષામાંનું સ્થાન આ નવીન દૃષ્ટિએ સમજી ગયા પછી વાચન તદ્દન સરળ થઇ જશે. વાંચતી વખતે આ પ્રત્યયને 'નો, ની, નું, નાં'ના સંદિગ્ધ ઉચ્ચારથી વાંચવા-નો અભ્યાસ રાખવાથી એ વાંચવા માટે જરૂરી દૃષ્ટિ કેળવાઇ જશે.

(૫૨) સ્વરો લખવાની 'સ્વાભાવિક' ગતિની ચર્ચા અગાઉ નિયમ ૯ થી ૧૬ સુધીમાં કરી છે. અને એ સ્વાભાવિકથી 'વિરૂદ્ધ' ગતિએ સ્વરો લખવા માટે અગાઉ નિયમ ૨૨-૨૩ આવી ગયા છે. અને હવે આ નિયમમાં સ્વરો લખવાની ત્રીજી જાતની ગતિ આવે છે. જો કે હાલ તો આ ત્રીજી ગતિ માત્ર બે જ સ્વર 'એ' અને 'ઇ'ને જ (વસ્તુતઃ એક જ વર્ગને), લાગુ પડે છે. એટલે અત્યારે તો એ બે સ્વર પૂરતો જ આ નિયમ સમજવાની જરૂર છે. સ્વર ખૂણો પાડી લખવાની આખી ક્રિયા આ પછીના બે નિયમમાં વિગતવાર સમજાવી છે.

પણ તે પહેલાં એક સાદી સૂચનાની જરૂર છે. હવે પછીનાં પ્રકરણોમાં શબ્દના આદ્ય સ્વરને ખૂણો પાડી લખવાથી તેને વિશિષ્ટ અર્થ આપી શકાય તેની ચર્ચા આવશે. પણ શબ્દના અંત્ય 'ઇ' કે 'એ'ને ખૂણો પાડી લખવાની ક્રિયાનો વિભક્તિના પ્રત્યય બનાવવા સિવાય બીજો કાંઇ જ ઉપયોગ આપણી પદ્ધતિમાં કર્યો નથી. અને જો કે નિયમોની સ્પષ્ટતા માટે, તેમજ આ લઘુલેખન પદ્ધતિના ભાવિ વિકાસનો અવકાશ રાખવા માટે, નિયમ ૫૪માં વિભક્તિ માટેના સ્વરના ખૂણા-ની દિશા મર્યાદિત કરી છે; તેમ છતાં ખૂણો પાડી લખાયા પછી સ્વર 'અવળી' કે 'સવળી' ગમે તે બાજુ પર લખાયો હશે તો પણ અર્થમાં ફેર નહિ પડે. એટલે હાલ તુરત શીખનાર કદાચ આ અને આ પછીના બન્ને નિયમોને સંપૂર્ણ રીતે ન સમજી શકે તો પણ તે સાચું લખી તો શકશે જ. એટલે તે સહી-સલામતીથી આ નિયમો વટાવી જઇ શકશે. માત્ર ઉદાહરણો બરાબર સમજી શકાય તો બસ છે.

તેમ છતાં સમજવા ઇચ્છનારને માટે હવે પછીના બન્ને નિયમો સહિત સ્વરો લખવાની કુલ ગતિઓનું નીચે મુજબ વર્ગીકરણ કરી શકાય.

(૧) સ્વર પોતાની સ્વાભાવિક ગતિએ (નિ. ૯-૧૬)

(૨) સ્વર સ્વાભાવિક ગતિએ પણ અવળી બાજુ પર, એટલે કે વિરૂદ્ધ ગતિએ. (નિ. ૨૨-૨૩)

(૩) સ્વર ખૂણો પાડીને પણ નં. ૧ વાળી બાજુ પર, એટલે કે સવળે ખૂણે. (નિ. ૫૩-૫૫)

(૪) સ્વર ખૂણો પાડીને પણ નં. ૨ વાળી બાજુ પર, એટલે કે અવળે ખૂણે. (નિ. ૫૩-૫૫)

(૫૩–૫૪) સ્વર સ્વાભાવિક કે વિરુદ્ધ ગતિએ (ઉપરના નં. ૧–૨) લખાય ત્યારે વ્યંજનની કઈ બાજુ પર તેને લખવો એ એક જ પ્રશ્ન હોય છે. બાકી એ બંને વખતે ગમે તે જાતનો વ્યંજન હોય અને ગમે તે જાતનો સ્વર હોય પણ બંને એકધારી રેખાથી જ લખાય છે; એટલે કે વ્યંજન અને તેના અનુગામી સ્વરથી થતી સંયુક્ત રેખા સરળ રીતે આગળ વધતી હોય છે. પણ આ ખૂણો પાડી લખવાની ક્રિયા વખતે (ઉપરના નં ૩–૪) તો રેખાંકનની એ સરળતાને સ્થાને તીક્ષ્ણ ખૂણો થાય છે. અને એમ ખૂણો પાડીને પણ સ્વર વ્યંજનની બંને બાજુ પર લખી શકાતો હોવાથી ખૂણાના એ પ્રકાર નિયમ ૫૪માં ગણાવ્યા છે.

(૫૫) નિયમનો પૂર્વાર્ધ સહજગમ્ય છે. સામાન્ય રીતે વ્યંજનની જે બાજુ પર સ્વર લખાતો હોય, તે બાજુ પર જ સ્વરને ખૂણો પાડી લખવાથી વિભક્તિનો પ્રત્યય સૂચવાય, એટલી વાત સમજવી સહેલી પડે એવી છે. પણ વર્તુલાકૃતિ વ્યંજનોને લાગુ પડેલી એક વધુ શરતનું કારણ સમજવા જરા વધુ ઊંડા ઊતરવું પડશે. વર્તુલાકૃતિ વ્યંજનો પછી આવનારા સ્વરો એની સ્વાભાવિક ગતિમાં વર્તુલની અંદર લખાય છે. પણ ખૂણો પાડેલા 'ઘ' કે 'એ'ને એવી રીતે લખવા જતાં લખાણના પ્રવાહને જાણે એટલો વખત પીછેહઠ કરવી પડે છે. અને તેથી હાથની એકધારી આગળ વધતી ગતિમાં ખલેલ પડે છે. એને બદલે ખૂણો પાડી લખતી વખતે સ્વરને વ્યંજનના વર્તુલની બહાર રાખવાની ગતિ વધુ સ્વાભાવિક છે; અને તે એટલે સુધી કે આ નિયમ ન યોજાએલો હોત તો પણ લઘુલેખકનું વલણ આ નિયમનું પાલન થાય એવી રીતે જ લખવાનું રહેત. માટે જ આ નિયમ.

(૫૬) બહુવચનનો લોપાતો પ્રત્યય 'ઓ' અથવા તો તેનું કોઈ વિકૃત રૂપ પણ હોઇ શકે. વળી વિભક્તિના પ્રત્યયોની નકશામાં આપેલી યાદી જોતાં જણાશે કે બધાય પ્રત્યયો એવી રીતના છે કે તેમાં બહુવચન સમાવી દેવા તેને ભારે લખતાં જરા પણ અસ્પષ્ટતા ઉત્પન્ન થવાનો ભય નથી. જેમકે 'એ' પ્રત્યય ભારે લખતાં, 'એં' જેવો ઉચ્ચાર ગુજરાતી શબ્દોને અંતે ભાગ્યે જ આવે છે, એટલે તે આપોઆપ વિભક્તિ અને વચનનું સંયુક્ત સૂચન કરે છે. 'ને' અને 'થી' પ્રત્યયો પોતે જ વિશિષ્ટ સ્વરૂપના હોવાથી બધાથી જુદા તરી આવે છે. અને 'નું' અને 'માં' પ્રત્યયો માટેના વ્યંજનો ભારે લખાય ત્યારે જો કે પરિચિત જોડાક્ષરો બની જાય છે, પણ વિભક્તિનો વપરાશ છે એટલો આવા જોડાક્ષરો અંતે આવતા હોય એવા સંસ્કૃતમય શબ્દોનો નથી; તેથી ત્યાં પણ લેખનની સ્પષ્ટતા સુરક્ષિત છે.

આ નિયમમાં કૃદંતોનો સમાવેશ નથી કર્યો. કેમકે કૃદંતોમાં બહુવચનનો પ્રત્યય ક્યારેક જ ધ્વનિત હોય છે: બાકી મોટે ભાગે તો તે વિભક્તિના પ્રત્યયમાં જ લય પામી જતો હોય છે તેમ છતાં યોગ્ય પ્રસંગે તેમાં પણ આ નિયમનો પ્રયોગ કરવામાં હરકત નથી.

આ નિયમની રીતે લખાતાં સર્વનામ માટે જુઓ 'સૂચના' ૫૮.

(૫૭) સંકેતોને વિભક્તિના પ્રત્યયો લગાડતી વખતે ઘણી વખત સંકેતના ઉચ્ચારમાં થોડો એવો ફેરફાર થાય છે. જેમકે 'ત્યારે–ત્યારથી', 'આટલું–આટલામાં' વગેરે. આવા નજીવા ફેરફારો તરફ દુર્લક્ષ કરી પ્રત્યયો લગાડી શકાય. વિભક્તિના પ્રત્યયો લઇ શકતા હોય એવા બધા સંકેતો આ નિયમનાં ઉદાહરણોમાં આપેલા છે. પણ એ દરેક સંકેતને લાગી શકતા હોય એવા બધા પ્રત્યયો માટે જુદાં જુદાં ઉદાહરણો નથી આપ્યાં. જેમકે 'દિવસ' એ શબ્દના 'દિવસનું' 'દિવસથી' વગેરે બાકીની બધી વિભક્તિ પ્રમાણે રૂપ થઇ શકે. તેમાંથી ઉદાહરણોમાં તો 'દિવસનું' એ એક જ રૂપ આપ્યું છે. અને એથી ઊલટું કેટલાક સંકેતો અમુક એકાદ બે વિભક્તિ જ લેતા હોય છે. જેમકે 'ક્યારે' એ શબ્દનાં 'ક્યારથી' અને 'ક્યારનો' એ બે જ રૂપો ઉપયોગમાં આવે એવાં છે. આ બધો ખ્યાલ એ રૂપો વાંચતી વખતે રાખવાનો છે.

(૫૮) સંકેત તરીકે વપરાતાં સર્વનામ આટલાં છે: 'આપણે, કોઇ-કોણ, કશું, જે, જેઓ, તે, તેઓ, તમે, પોતે, પેલું, મારૂં, શો, હું.' આ સર્વનામોનાં, તેમજ સંકેત ન હોય એવાં થોડાંક સર્વનામોનાં (તું, આપ, અમે) સીધેસીધા વિભક્તિના પ્રત્યયો લાગવાથી થતાં બધાં નિયમિત રૂપો આ નિયમનાં ઉદાહરણોમાં

આપ્યાં છે. માત્ર 'જેઓ' અને 'તેઓ' ઉપર આવી ગએલા નિયમ ૫૬માં સમાઇ જતાં હોવાથી, વિભક્તિના પ્રત્યય લગાડતી વખતે તેને અનુક્રમે 'જે' અને 'તે'નાં બહુવચન તરીકે ગણી એ રીતે રૂપાખ્યાન કરેલ છે. વળી 'મારૂં', 'અમારૂં', 'તમારૂં' એવા બધા શબ્દોમા 'મારૂં' શબ્દ માટેનો સંકેત કામમાં કેમ લઇ શકાય તે પણ બતાવ્યું છે.

(૫૯) સર્વનામના જે રૂપો ઉપરના નિયમનાં ઉદાહરણોમા નથી આપી શકાયા તે બધાં આ નિયમના ઉદાહરણોમા આપ્યા છે એટલે આ બે નિયમોમા મળી સર્વનામનાં સંપૂર્ણ રૂપાખ્યાન આવી જાય છે. એ અત્યંત ઉપયોગી હોઇ એના પર સંપૂર્ણ કાબૂ જમાવી લેવાની જરૂર છે. 'કોણે' તથા 'તારૂં' વગેરે રૂપોમાં આ નિયમ કાંઇક છૂટ નહિત લાગુ પડે છે, એ જોઇ શકાશે.

(૬૦) આ નિયમ તદ્દન સાદી સમજથી સમજી શકાય એવો છે. વિભક્તિનો પ્રત્યય શબ્દને છેડે લખાવો જોઇએ, એ મુખ્ય હેતુ છે. પછી શબ્દનો એ છેડો કેવી રીતે આવે છે એ વાત સાથે વિભક્તિના પ્રત્યયને સંબંધ નથી હોતો. ઉદાહરણો આ વાત વધુ સ્પષ્ટ કરશે.

## ઉદાહરણો

(૧) [નિ. ૫૦: વિભક્તિના પ્રત્યયો] આકાશમાં, આપણામાં, છોકરાએ, તેનામાં, દૂધમાં, મારામાં, મૂળમાં.

(૨) [નિ. ૫૧: છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય અવિકારી] ખપનું, ધાતુનો, પોતાની, ફરજનું, મનનાં, વતનનું

(૩) [નિ. ૫૨-૫૫ 'ને' અને 'થી'—સરલ. વ્યં. પછી] આજ્ઞાથી, આત્માને, આનંદથી, દુઃખને, મગજથી, મમતને, બીજાને, માતાથી, યુરોપથી, લગ્નથી.

(૪) [નિ. ૫૨-૫૫: ચાલુ 'ને' અને 'થી'—વર્તુલ. વ્યં. પછી] આગ્રહથી, કુત્તાથી, જીવનને, યુક્તિઓ, સંતોષથી, સમાજથી.

(૫) [નિ. ૫૬: વિભક્તિના પ્રત્યયથી સૂચવાતું બહુવચન] ચીનાઓએ, છોકરાઓના, ધર્મોથી, જ્ઞાતિઓનું, નિશાળોમા, નેતાઓએ, નોકરીઆતોએ, ભાઇઓથી, મજૂરોનું, સૂચનાઓનો.

(૬) [નિ. ૫૭: સંકેતોને લાગતા વિભક્તિના પ્રત્યયો] અહિંથી-આજથી, અહિંનો-આજનો, આખાનું, આગળથી, આટલામાં, અત્યારથી, અનેકને, આવામાં, એકલાનું, એટલેથી, એવામાં, વખતને, ક્યાંથી, ક્યારથી વગેરેને, નીચેથી, ઉપરનું, વચ્ચેથી, જેટલેથી——જલદીથી, જ્યાંથી, જ્યારથી, તેટલામાં, તરફનું, ત્યાંથી, ત્યારથી, અંદરનું, દરેકને, દિવસનું, દરમ્યાનમા, પાસેનું, પહેલાનું, પ્રકારે, પ્રત્યેનું, ફરીથી——બરાબરનો, બધેથી, બીજેથી, બાજુએ, બાબતમાં, બહારની, રીતે, રૂપે, તરીકેનું જરૂરનું લીધેથી, આગળથી, મોટેથી, મોટાનું, માનવને, સમયમાં, સામેથી——સાથેનું, સુધીનું, સઘળાંમાં, સ્થિતિને, હમેશનું, હવેથી, વસ્તુઓમાં

(૭) [નિ. ૫૮: સર્વનામ નિયમિત રૂપો] અમોએ, અમને, અમારાથી, અમારૂં, અમારામાં; આને, આથી-આનાથી, આનું, આમા-આનામા, આપે, આપણને-આપને, આપણાથી-આપનાથી, આપણામાં-આપનામા; એને, એથી-એનાથી, એનું, એનામા; કશાથી, કશામા· ——કોઇએ, કોઇને-કોને, કોઈથી-કોઈનાથી-કોનાથી, કોઈનું-કોનું, કોઇમાં-કોઈનામા -કોનામાં; જેને, જેથી-જેનાથી, જેનું, જેનામાં; જેઓએ, જેઓને, જેઓથી-જેઓનાથી, જેઓનું, જેઓમાં-જે[illegible] તમને, તમારાથી, તમારૂં, તમારામા; તેને-તને, તેથી-તેનાથી, તેનું, તેમાં-તેનામાં——તેઓએ, તેઓને, તેઓ થી-[illegible] તેઓનું, તેઓમાં; પેલાએ, પેલાને, પેલાથી, પેલાનું, પેલામાં; પોતાને, પોતાથી-પોતાનાથી [illegible]

(૮) [નિ. ૫૯: સર્વનામ-અનિયમિત રૂપો] અમે; આપનું-[illegible] તારૂં, તારામાં; મને, મેં

(૯) [નિ. ૬૦: જુદા લખાતા તદ્ધિત પ્રત્યય પછી વિ[illegible] માનસશાસ્ત્રમાં

### ઉદાહરણોનું લઘુલેખન

[૧] [૨]

[૩]

[૪]

[૫]

[૬]

[૭]

[૮] [૯]

(ચાલુ)

## એ દિવસ

[અનુસંધાન પાછળ પાન ૪૭૨]

ગયો, ગયો, હમણાં બધા એકસામટો કડૂસલો કરી તેને દાબી દેશે એમ જોનારા તર્કો કરતા જ રહ્યા, ત્યાં તો વિનોદે લાત મારી દીધી 'આબાદ!' 'ગોલ!!' વાતાવરણ ગાજી ઊઠ્યું.

વ્હીસલ થઈ ને ગોલ પણ જાહેર થયો; પરંતુ વિનોદ ક્યાં! એક પછી એક બધા વિખેરાઈ ગયા, ત્યારે ગોલ પાસે જામેલા ઢગલા નીચેથી તે પાધરો થયો પણ એ ઊભો ન થઈ શક્યો. તેને પગમાં અસહ્ય કળતર થતી હતી. રમેશે દૂરથી એ જોયું ને તરત ત્યાં પહોંચી ગયો. 'એ તો એકાદ લાત વાગી હશે. બી ના દોસ્ત, હાડકું બાડકું કંઈ ભાંગ્યું નથી! તું ચાલ તો ખરો, મિ. મહેતા તો પૂણી જેવા બની જશે.'

વિનોદને તેણે ઊભો કર્યો. અસહ્ય વેદના દબાવતો, લાકડીને ટેકે ચાલતા કોઈ જરઠ જેમ વિનોદ રમેશને ટેકે તંબૂમાં આવ્યો. પ્રેક્ષકોએ તાળીઓના ગગડાટે તેને વધાવી લીધો. તેની છેલ્લી સફળતાએ પહેલાંની બધી નિષ્ફળતા ભુલાવી દીધી હતી. મિ. મહેતા તંબૂને દરવાજે જ ઊભેલા હતા. વિનોદે આવતાં વેંત તેમને સવાલ કર્યો, 'સાહેબ, આજની મારી જિંદગીનો કંઈ અર્થ ખરો કે નહિ?'

બધા વચ્ચે એ સવાલ પૂછાયો હોય એથી કે બીજા કોઈ કારણથી, 'નાલાયક!' એટલા શબ્દોચ્ચાર સાથે મિ. મહેતા ત્યાંથી ચાલતા થયા. સામેથી જ મિ. પટેલ આવી રહ્યા હતા. પસાર થતાં થતાં તેઓ બોલતા ગયા: 'મિ. મહેતા હું તો પહેલેથી જ એ છોકરા તરફ આશાની નજરે જોઉં છું. જરાક બટકબોલો જરૂર છે, પણ એ તો ક્ષંતવ્ય છે!'

મિ. મહેતાએ કશો જવાબ ન વાળ્યો. સોડાલેમનની ગાડી તરફ પગલાં વાળતાં એમને થયું કે એ દિવસ જ સારો ઊગ્યો ન હતો.

આ બાજુ રમેશ ને કાન્તિથી વાતોએ વળગેલા વિનોદને લાગ્યું કે એ દિવસ જેવો દિવસ જ તેની જિંદગીમાં ઊગ્યો ન હતો. બંનેમાંથી કોણ સાચું હશે!

(હુ વૉલ્પોલની એક વાર્તા પરથી) અશોક હર્ષ

# જીવનનું પરોઢ

## ૯ ઝાંખાં સ્મરણો

આ પણે ત્યાં સનાતન નિયમ ચાલતો આવ્યો છે કે દરેક કાર્ય, શાસ્ત્ર કે કળામાં પ્રવેશ કરતાં પહેલાં તે તે વસ્તુના ઋષિઓનું અને આદિ પુરુષોનું સ્મરણ કરવું અને પછી જ એ વિષય હાથ ધરવો. આપણે પણ ફીનિક્સ વસાહતની વાતમાં આગળ વધતાં પહેલાં વસાહતોના આપણા મહર્ષિ અગસ્ત્ય મુનિનું થોડુંઘણું ધ્યાન ધરી લેવું જોઈએ. કહેવાય છે કે વિંધ્ય ઓળંગી ભયાનક અરણ્યોની વચ્ચે આશ્રમ જમાવી તેમણે વન્યસમાજને કૃષિસમાજની સંસ્કૃતિ સાથે સાંકળ્યો, જેને પરિણામે ઉત્તર ભારત અને દક્ષિણ ભારત એકરૂપ બની મહાન ભરતખંડ ઘડાયો. સૈકે સૈકે ને દાયકે દાયકે કારમો કચ્ચરઘાણ અને અસંખ્ય ઝંઝાવાત વેઠતો છતો આ દેશ પોતાની કરોડ વણતૂટી રાખી શક્યો છે એનો યશ જેમ બીજા ઋષિઓને છે તેમ આ અગસ્ત્ય ઋષિને પણ ઓછો નથી. આપણા પૂર્વજોએ એ મહા સાહસી વસાહતી અગસ્ત્ય મુનિને અમર કરવા દક્ષિણાકાશના સૌથી ચળકતા તારાનું નામ અગસ્ત્ય પાડ્યું છે. અતિશુભ્ર, ધેરો લાલ અને તેવો જ ચળકતો લીલો રંગ પોતાને ઝળકારે ઝળકારે પલટતો એ તારો આકાશમાં ચડે છે ત્યારે વસાહતી દુનિયાના જૂનાં ને નવાં, લોહીતરસ્યાં ને બલિદાનભર્યાં તથા ઊજળાં ને કાળાં સાહસોનાં મૂગાં ગીતો સંભળાવતો હોય એવું લાગે છે. એક તરફ ધર્માનુષ્ઠાન, જ્ઞાનપ્રચાર અને તપત્યાગ તથા સેવા દ્વારા લંગોટીધારી અગસ્ત્યમંડળે આરણ્યક સમાજને કૃષિક સમાજમાં એકરસ કરી દીધો તે વસાહતની પ્રાચીન રીત; અને બીજી તરફ, કાળો કેર વર્તાવી મોટામોટા ભૂખંડો તાબે કરી તેને ફાડીને ફોલી ખાવાની આધુનિક રીતના ભરખાઈ જતા વસાહતીઓને પશુબળ સામે આત્મબળના મોરચા માંડવાની રીત. એની સાક્ષી પણ એ તેજસ્વી નક્ષત્ર એકાદ મહાપ્રલય સુધી પૂરશે ને કહેશે કે ભારતવર્ષે પોતાનાં બે સંતાનો દ્વારા જુદાજુદા જમાનામાં બે વસાહતી આશ્રમો વસાવી પોતાને ઉજાળ્યું છે.

એ બે સંતાનો તે અગસ્ત્ય ને ગાંધી. અગસ્ત્ય ભારતની દક્ષિણે જઈ જંગલમાં વસ્યા અને ગાંધી દુનિયાને દક્ષિણ છેડે આવેલા બીડમાં જઈ વસ્યા. અગસ્ત્યે ઋષિમુનિઓના આશ્રમ વસાવી આર્ય સંસ્કૃતિ ફેલાવી અને ગાંધીએ પ્રાકૃત માણસોને ધનના ઉકરડાઓ જમાવવામાંથી પાછા વાળી નાશ પામતી આર્ય સંસ્કૃતિને પુનર્જીવિત કરી. અગસ્ત્યે જાહોજલાલીની ટોચે પહોંચેલા આર્યાવર્તની પ્રસાદી અર્પવા સાહસ ખેડ્યું અને ગાંધીએ ભયાનક ગુલામીવૃત્તિના ભોગ થઈ પડેલા આર્યાવર્તને આત્મઘાતમાંથી બચાવવા જીવસટોસટની બાજી માંડી. અગસ્ત્યે વનવાસીઓને ખેતી શીખવી દેશને ઉન્નત કરવા મથામણ કરી અને ગાંધીએ ખેડુતના સંતોષી, સાદા અને મહેનતુ જીવનની પુનઃસ્થાપના કરી ને પાતાળભક્ષી લોભની જ્વાળાઓ, કારમો અને ઘાતક સ્વાર્થ તથા રાક્ષસી યંત્રોની ચુડમાંથી દુનિયાને ઉગારવાનું બીડું ઝડપ્યું. જ્ઞાન-સમુદ્રનું પાન કરી સિદ્ધ ગુરુ તરીકે અગસ્ત્ય મુનિએ દક્ષિણાપથનો વસવાટ સફળ કર્યો, અને અપમાન તથા જુલમના સમુદ્રને પી જઈ પામરમાંથી મહાન બની ગાંધીએ ભારતવાસીઓનો દક્ષિણ આફ્રિકાનો વસવાટ અમર બનાવ્યો. એકે વસાહત જમાવવાની રીત શોધી બીજાએ વસાહત સુધારવાની કળા પ્રગટ કરી. ભારતના બંને વસાહતી વીરોએ ભરતખંડને સદાકાળ માટે ઉજ્જવળ અને પ્રાણવાન બનાવ્યો.

સંસ્કારના ઇતિહાસની દૃષ્ટિએ અગસ્ત્યાશ્રમ જેટલા જ મહત્ત્વના એ ફીનિક્સ આશ્રમનાં ગીત ગાવાની તથા અમે બાળકોએ ત્યાં કરેલા કિલકિલાટનું તતૂડું સંભળાવવાની અહીં મેં હિંમત બાંધી છે, પણ વારેવારે મનમાં ફાળકો પડે છે કે રખેને મારું આ અટકચાળું ભવિષ્યના ઇતિહાસમાં ફીનિક્સના ઊંચા સ્થાનને ઉતારી પાડે! એટલું સારું છે કે પૂ. બાપુજીની કલમે જ ત્યાંનો ઇતિહાસ આલેખાયો છે એટલે નકામો અને નિરુપયોગી જણાતાંની સાથે આ ભાગને કચરા-

ભેગો કરવામાં કોઇને આંચકો નહિ ખાવો પડે.

સામાન્ય રીતે દરિયો ખેડી પરદેશમાં રળવા ગએલા લોકો પોતાનાં સ્રીબાળકોને સાથે નથી લઇ જતા. આફ્રિકા જનારા પણ મોટે ભાગે એ જ પ્રથાને અનુસરે છે. ત્રીજેચોથે વરસે દેશ આવી થોડાક મહિના કુટુંબ વચ્ચે રહી ફરી પાછા તેઓ કમાવા ચાલ્યા જાય છે અને એ રીતે આખી જુવાની પૈસા પાછળ ખૂએ છે. કૌટુંબિક કે વ્યક્તિગત વિકાસને નામે તેમના જીવનમાં મોટું મીંડું હોય છે. ફીનિક્સની સ્થાપના એ પરંપરામાં મોટી ક્રાંતિરૂપ ગણાય. અને એટલા સોનાના સિક્કા એકઠા કરવામાં કાયા અને જીવન ખપાવી દેવાને બદલે સંતોષભર્યું સાત્ત્વિક ખેડૂતજીવન જીવવાનો આદર્શ બાપુજીએ ફીનિક્સવાસીઓ પાસે રજુ કર્યો. એ આદર્શ રાખ્યા પછી સ્વાભાવિક રીતે જ સંસ્થાને ફક્ત એકલમુંડાઓથી જ વસાવવી પાલવે એમ ન હતું. એમ કરવામાં નિશ્ચિતતા, સંતોષ અને એકધારા જીવનને ઓછો અવકાશ હતો. એટલે એ બિહામણા જંગલમાં મે બાપુજીએ પરણેલાઓને પોતાના બાળબચ્ચાંને લાવવાની આજ્ઞા આપી અને ન પરણેલાઓને પરણવાનું ઉત્તેજન આપ્યું. એક તરફ તેઓ પોતે બ્રહ્મચર્ય પાળવાને વધુ ને વધુ કાળજી લેતા હતા ને બીજી તરફ કૌટુંબિક જીવનની ભવ્યતા જતી કરવી તેમને સાલતી હતી. બંને બાજુનો વિચાર કરી તેમણે આકરા સંયમનો કૌટુંબિક જીવન સાથે મેળ સાધ્યો. એ જીવનરસાયણ વડે ફીનિક્સના વાતાવરણને ઉત્સાહથી ભરી દેવાનું પગલું ભર્યું. એમના એ પગલાએ મારા જેવાં કેટલાં યે બાળકોનાં સદ્‌ભાગ્ય ખોલી નાખ્યાં.

એથી ઉલટું, જો ફીનિક્સ આશ્રમ કોરા એકલવાયા સૈનિકો અને સાધકોનો જ વસ્યો હોત, પ્રથમથી જ સૌ ચતજડ બની લૂખા અને જીવન વિષે ઉદાસ રહ્યા હોત અને બાપુજી જેટલા પોતા પ્રત્યે કઠોર છે એટલા જ પોતાના નાના મોટા સહાયકો પ્રત્યે કઠોર રહી શિરનમૂનિ બન્યા હોત તો મારે નસીબે પોરબંદર–રાજકોટની ગલીઓમાં પિનાકાકાવિહોણું ધૂળિયું બાળજીવન અને નિશાળોનું નિર્જીવ ભણતર ચોટ્યું હોત, એટલું જ નહિ પણ ફીનિક્સ સંસ્થા જ થોડા દિવસનો ભડકો રહી લોનજોતાંમાં રાખ બની ગઇ હોત અને તેને લીધે વિદુરતાને જે યશ અને સદ્‌ભાગ્ય અનુભવ્યાં



પુરાણકાળના આર્ય વસાહતી ઋષિ અગસ્ત્ય

તે અનુભવવાનો વારો કદાચ ન આવત. ઉત્તરરામચરિતનો પેલો શ્લોક બાપુજીને પૂરેપૂરો લાગુ પડે છેઃ

વજ્રથી યે ધણાં કઠણ, પુષ્પથી પણ કોમળાં;
અહો એવાં મહાત્માનાં કો જાણે ચિત્તને ખરાં.

કારમામાં કારમી ઘડીએ પણ બાપુજીએ પોતાનું કોમળ હૃદય બાળગોપો માટે સદા મોકળું રાખ્યું છે. એ મોકળા હૃદયની પ્રસાદીનો લાભ મેળવનારાં બાળકોમાં ફીનિક્સનાં બાળકો પહેલાં ભાગ્યશાળી બન્યા અને

તેમાં યે પ્રથમનાં બાળકોમાંના એક હોવાનું અહોભાગ્ય ઈશ્વરે મને આપ્યું તેથી જ આજે પોતાના બાલજીવનની આ કથા લખવાની હોંશ મને થઇ આવી છે.

મારો જન્મ ઇ.સ. ૧૯૦૧ની આખરમાં થએલો. બાપુજીનો જન્મ પણ પોરબંદરમા થયો ને મારો પણ પોરબંદરમા થયો એ વાતનું ભાન મને એમને પંથે ચાલવામા જેટલું મદદરૂપ થઇ શકે એટલું થયું છે. હવે તો મારી એ ભાવના મોળી પડી ગઇ, પણ નાનો હતો ત્યારે સુદામાજીની સુદામાપુરીનો અને શાતિથી તોપના ગોળા ઝીલનાર ઓતાબાપાનો તથા પરમ સત્યાગ્રહી બાપુજીના પોરબંદરનો હું બાળક છું એ ભાવનાએ અનેકવાર મને ગભીર બનાવ્યો છે—મારી આડે રસ્તે જવાની ઇચ્છાને વારી છે. પોરબંદરમા મારા નાનાને ત્યા હું કેટલી ઉમર સુધી રહ્યો તેની મને ખબર નથી, પણ ત્યારના બેચાર વિચિત્ર સ્મરણો મનમા કોતરાઇ રહ્યા છે.

પહેલું સ્મરણ ધોઢીઆનું છે. ઘરનાં બધાં માણસો મને ઊંઘતો મૂકીને ચાલ્યા જાય, હું જાગુ ને કલાકેક સુધી કોઇને ન જોઉં તેથી પોતાને અસહાય અને એકાકી અનુભવું. અટૂલાપણું સમજવા છતા જાતે કંઇ કરવાની અશક્તિ અને કંઇક ભય એ બધાનો સંમિશ્રિત ભાવ એ વેળા મનમા એવો ઘર કરી ગયો છે કે ગીતાના છઠ્ઠા અધ્યાયની શિખામણને અનુસરી એકાંત ખૂણે બેસી બહારની દુનિયા સાથેનો સંબંધ તોડી નાખવાનો અને અંતરમા ઊંડે ઊતરવાનો કોઇકોઇ વાર મેં પ્રયત્ન કર્યો છે ત્યારે ઘરના ખૂણામા આવેલા ધોઢીઆમા મારૂં નિરાધાર અને અકર્મણ્ય પડી રહ્યો હોવાનું એ દૃશ્ય મનમાં ખડું થયું છે, ગભરાટ છૂટ્યો છે ને એ પ્રયાસ મારે છોડી દેવો પડ્યો છે.

મને એ વાતની નવાઇ લાગે છે કે સાવ બચપણના આનંદ અને સુખના અનુભવો કરતાં ભય અને ત્રાસના અનુભવો મને વધારે યાદ કેમ રહી ગયા હશે? મારા જન્મનુ ઘર–આંગણું–વાડી સંભારૂં છું તેમાં વધુમાં વધુ સ્પષ્ટ સ્મૃતિ મારા મામાની છે. તેઓ પોતાની આંખનાં પોપચાં ચડાવી બિહામણો ચહેરો કરી મને ડરાવતા, મારી પાછળ દોડતા અને હું આંગણામાંની ફૂલવેલ પાછળ ભરાઇ જતો એમની એ રમત હતી પણ મારે માટે એ ભયનો પહેલો પાઠ થઇ પડ્યો. ઉમર વધતાં અંધારાનો અને એવો બીજો ડર લાગવા માંડ્યો તથા ભૂતાદિની વાતો સાંભળતો થયો ત્યારે એવી જાતના લાલ આંખ ને લંબાવેલી જીભવાળા અનેકગણા મોટા અને વિકરાળ ચહેરા મારાં કલ્પનાચક્ષુ આગળથી પસાર થઇ જતા. ખરૂં જોતાં એ કલ્પનાનું મૂળ મારા નાના મામાની આ રમત ગણી શકાય.

મરચાંનો પ્રથમ ત્રાસદાયક અનુભવ ન ભુલાય એવો હતો. મોઢું ઝાળઝાળ થવાથી મેં એકવાર હઠ પકડેલી. એ દિવસોમાં નાતનું જમણ ઘરનાં નાનાં-મોટા સૌને મન જિંદગીનો મોટો લહાવો લેખાતો. આજે સભાઓ, મેળાવડા, શાળાઓ ને અખાડાના વાર્ષિકોત્સવોથી તથા સીનેમા આદિ અનેક રીતે મનોરંજન કરવાનું કુલીન ઘરનાં સ્ત્રી બાળકોને મળે છે. ત્રીસ-પાંત્રીસ વરસ પહેલાં એ બધું મનોરંજન નાત દ્વારા પ્રાપ્ત થતું. મારી બા, માશી, કાકી વગેરે બધાં બહુ હોંશથી નાતમાં જમવા જતાં. લાગલાગટ ચાર ચાર ને છ છ ટંક ભોજન ચાલતાં. આવા એક ભોજનમા પોતાને હાથે આરોગવા જતાં મારી જીભ સળગી ઊઠી. પોરબંદરી અને સુરતી રસોઇ સર્વોત્તમ ગણાય. અને મરચાંના ધમધમાટ વિના રસોઇ તે વળી સર્વોત્તમ શા રીતે થઇ શકે? એક વાર જીભ ને મોઢું સળગી ઊઠ્યાં એટલે અનેક વાનગીઓમાંથી જે કંઇ મોંમાં મૂકું તેનાથી બળતરા વધે. જેમતેમ કરી મારી બાએ મો બળતું મટાડ્યું, પણ નાતનો ભય મારા મનમા પેસી ગયો. સાંજે ફરી સૌ જમવા ચાલ્યાં. ઘરમાં રહ્યા એક મારા બુઢ્ઢા નાના. હું તેમના ખોળામાં જઇ બેસી ગયો. એક પછી એક જણુ મને સાથે લઇ જવા આવ્યું, પણ માથું ધુણાવી હું કોઇની સાથે ન ગયો. છેવટે મારા નાનાએ મને મોકલવાની મહેનત કરવા માંડી. એમના પ્રેમ આગળ મારી જીભ ખુલી અને જે સંવાદ થયો એ કંઇક નીચે મુજબ હતો:

'કેમ નથી જતો?' 'મોં બળે છે.' 'જા, હવે મો નહિ બળે; શાક નહિ ખાતો જા.' 'પણ બધાયમાં મરચું હતું.' 'જા, ભાતમાં મરચું નહિ હોય.' 'ભાતમાં પણ.' 'ત્યારે દૂધપાક ખાઇને આવતો રહેજે, જા.' 'દૂધપાકમાં પણ મરચું હતુ.' મારી આ વાત સાંભળી નાના અને ઘરનાં બીજાં માણસો એટલાં બધાં હસી

પડ્યાં કે હું લજવાઈ ગયો. બધાંની વચ્ચે હું મને ગુનેગાર જેવો લાગ્યો. પછી શું થયું, હું નાતમાં ગયો કે નહિ એ આજે યાદ નથી.

મગનકાકા ફીનિક્સથી અમને લેવા આવ્યા ત્યારે અમે રાજકોટ હતાં. એ વખતે મારી ઉમર પૂરાં ચાર વરસની નહોતી થઇ. ઉપર કહ્યાં તે સ્મરણો એ પહેલાંનાં છે. મગનકાકા અમને લઇ આફ્રિકા ઊપડ્યા તે પહેલાંનો રાજકોટમાં ખાધેલો એક તમાચો અહીં નોંધવા જેવો છે. એ તમાચો મગનકાકાનો નહિ પણ એમનાથી નાના મારા નારણદાસ કાકાનો હતો. છતાં એક રીતે આગળ ઉપર મગનકાકાને હાથે ખાવા પડેલા અનેક તમાચાઓના પ્રસ્તાવરૂપ એ હતો. રાજકોટના ઘરમાં એક ઓરડામાં ખાળની પાળ ઉપર દીવાસળીની પેટી પડી રહેતી. એનાથી રમવામાં મને બહુ મઝા પડતી. એકવાર રમતાંરમતાં મેં એ સળગાવી પણ ખરી. નારણદાસ કાકાએ મારું એ અટકચાળું જોયું અને છાનામાના પાછળથી આવી જોરથી તમાચો ચોડી કાઢ્યો અને હાથમાંથી પેટી આંચકી લીધી. દીવાસળીથી બીજી વાર રમવાનું મન ન કરું તે માટે આ વિકટ સજા હતી. કહે છે કે ત્યાર પછી હું એ રમત ભૂલી પણ ગયો. મને એટલું સાંભરે છે કે હું રડ્યો તેથી તમાચો મારીને મને ઘરબહાર સડક ઉપર મૂકી દેવામા આવેલો. અપમાનિત થએલો હું ચમચમતા ગાલને પંપાળતો રસ્તા પર ઊભો હતો અને મારી આસપાસ એકબે કૂતરાં આવી જવાથી ડરતો છતાં ઘરમાં ન જઈ શકવાથી કેટલીયે વાર સુધી ડુસકાં ભરતો હતો. પોતાનું એ આબેહૂબ ચિત્ર આજે પણ મારી નજર સામે તરે છે અને એટલું ચોક્કસ કહી શકું છું કે દીવાસળીની રમત ભૂલવાની સાથેસાથે કાકા એટલે કોઇ કારગી વ્યક્તિ એવું સમજતાં મને એ તમાચાએ શીખવ્યું.

પહેલી સમુદ્રયાત્રાની મનમાં રહેલી તાજી છાપ વિષે મેં આ લેખમાળાના પહેલા પ્રકરણના આરંભમાં લખ્યું જ છે. અમારા એ સંઘમાં મગનકાકા, મારી-બા, મણિકાકી અને હું એટલે સાડાત્રણ જણ ઉપરાંત દોઢ જણ બીજા પણ હતા. ઝવેરકાકી અને તેની દીકરી વિજયા. વિજયા મારાથી વરસેક નાની હતી. એ આણંદલાલ કાકાની દીકરી. આણંદલાલ કાકા ટોંગાટની દુકાનથી મગનકાકાની સાથે આવી વસેલા એ વાત હું આ પહેલાં જણાવી ગયો છું. સ્ટીમરમાં બે ઘોલકાંઓ હતી. દિવસના ભાગમાં મગનકાકા ઘોલકીમાંથી બહાર નીકળી જતા અને અમે—મારી બા બંને કાકી અને અમે બે બાળકો—ઘોલકીની અભરાઇઓ ઉપર બેસી રહેતાં. મહાસાગરનાં આભને અડવા જનારાં મોજાંઓમાં સ્ટીમર બહુ જ ડોલતી. મારા ખ્યાલ પ્રમાણે આજની વિશાળ સ્ટીમરો જેટલી ધીર ગંભીર ચાલે છે એટલી એ કાળની, પ્રમાણમાં નાની હલકી સ્ટીમરો સ્થિર થઇ નહોતી ચાલી શકતી. અમારી ઘોલકીની બારીના કાચ ઉપર પ્રચંડ મોજાં અફળાતાં ત્યારે એકજ અભરાઇ ઉપર બેસી રહેલાં અમે વધુ સંકોચાઇ એકબીજામાં ભરાઇ જતાં. અમારો આ ગભરાટ અને મોજાંનો ભય ભાંગવા મગનકાકા કોઇકોઇ વાર અમને ઉપર તુતક પર લઇ જતા. તુતકને લોઢાના કઠેડાને બદલે દોરડું જ બાંધેલું હતું. તેથી ડોલતી આગબોટ જ્યારે પાણીની સપાટીને મળવા જતી ત્યારે ગબડી પડવાનો મને ભારે ડર લાગતો. છતાં વિકટ સમુદ્રનું દર્શન કરતાં ધરવ નહોતો થતો. એકવાર છતે વરસાદે અમને મગનકાકા તુતક પર લઈ ગયા. એટલામા એક મોજું તુતક પર તુટ્યુ ને બધે પાણી પાણી થઇ રહ્યું. મગનકાકાએ મારો હાથ પકડ્યો, પણ એ નાસભાગમા મેં મારી બાનો મજબૂત રીતે પકડી રાખેલો છેડો છોડી બીજે જવાનું પસંદ ન કર્યું. મગનકાકા જેમજેમ મને પોતા તરફ લેવા કરે તેમતેમ હું બાને જોરથી વળગતો જતો. છેવટે અમે કઇ રીતે તુતક પરથી ઘોલકામાં પહોંચ્યાં તેનો મને ખ્યાલ નથી રહ્યો. એ જ પ્રમાણે મુંબઇથી કેવી રીતે ઊપડ્યા કે ડરબન ઊતરી ફીનિક્સ કેવી રીતે પહોંચ્યા તેનો આબેહૂબ ખ્યાલ અત્યારે નથી આવતો. ફીનિક્સ પહોંચીને એક પતરાના ઓરડામાં રહેવા માંડ્યું એટલું જ યાદ છે. રાત પડ્યે એ ઓરડામાં ભીડ આડે આઘાપાછા થવાની જગ્યા પણ ન રહેતી. મારે એક ખૂણે બેસી રહેવું પડતું. સાંજે રસોઇ પણ ન થતી. એક વાટકામા દૂધરોટી ભીંજવી મારી બા મને ખાવા આપતી અને બીજાં સૌ ખાધાપીધા વિના પથારી કરવા-કરાવવામાં રોકાઇ જતાં. એ ઉપરાંત ફીનિક્સના પ્રારંભિક દિવસોની કંઇ વિશેષ સ્મૃતિ મને નથી.

થોડાક દિવસ પછી અમારા ઘરનું છાપરૂં ઉકેલ-

યામાં આવ્યું ને તેને નવી રીતે ઢાળ પડતું બનાવવામાં આવ્યું અગાશી પર સૂવાની અમારી મજા ચાલી ગઇ; સાથે વરસાદમાં ચોમેર ટપકી મોટો ઓરડો પાણી પાણી થઇ જતો એ પણ અટક્યું. ઓરડાની પાછલી બાજુ—પશ્ચિમ તરફ—નીચે બાંધવાળો એક ઓરડો અને વરંડો કરવામાં આવ્યો. એ ઓરડો અમારો બન્યો. મોટા ઓરડાના બે ભાગ કરી નાના ભાગમાં મગનકાકાનો ઓરડો કરવામાં આવ્યો. રસોડામાં પણ સુધારો થયો. ધુમાડીઆમાથી સારીપેઠે ધુમાડો નીકળી જવા લાગ્યો અને રસોઇ ચાલતી હોય તો પણ ત્યાં મારી બા પાસે બેસવામાં આંખ લાલચોળ કરવાની મને જરૂર ન રહી. આણંદલાલકાકાનું ઘર અમારા ઘરથી ખસોએક ડગલાં દૂર જુદું થએલું અને વિજયા ત્યાં રહેતી, એટલે ઘરમાં હું જ એકલો બાળક હતો. આસપાસ જંગલમાં એકલા ફરવા કે રખડવાની મારી હિંમત ન હતી કે મને મારી બા જતાં રોકી રાખતી એનો ખ્યાલ નથી, પણ લાંબાલાંબા કંટાળાભરેલા દિવસો મારી બા પાસે જ બેસી રહી મારે વીતાડવા પડતા.

આ કંટાળામાં વધારો, ઘરમાં પાટી–પેન આવતાં થયો. હવે તો હું પાંચ વરસનો 'દાદો' થયો હતો, છતાં મને ભણતાં નહોતું આવડતું! આથી આખા ઘરનો હું ગુનેગાર થઇ પડ્યો જેને જોઉં તેનો ચહેરો ચડેલો અને મને ધમકાવતો જણાય. દિવસમાં ત્રણત્રણ કે ચારચાર વાર મારે રસોડાના ઉંબરા પર કે પગથીઆ પર સ્થિર બેસી, પેટમાં ગોઠણ ઘાલી, તે પર પાટી ટેકવી એકડો ઘૂંટવો પડતો. મારી બાએ માંડી દીધેલા એકડા ઉપર ચીચુકડી પેન વડે એકડાની એ પાતળી લીટીને ઘૂંટતાં ઘૂંટતાં પોણોએક ઇંચ જાડી કરવી પડતી. જરા પાતળી રાખી બાને પાટી બતાવવા જતો તો બા ખૂબ ચીડાતી, ધમકાવતી અને પાછો બેવડા વખત સુધી પરાણે મારી પાસે એકડો ઘુંટાવતી. છેવટે જ્યારે તે મને બહુ ગમગીન અને ઢીલો થઈ ગએલો ભાળતી ત્યારે પાટી લઇ લઇ મને રમવા જવાનું કહેતી. પરંતુ આવી રીતે છુટ્ટી મળવા છતાં હું હોંસભેર કૂદવા-રમવાને બદલે ઘરની બાજુમાં સહેજમાજ ટહેલતો રહેતો. સાંજ પડવા આવ્યે આણંદલાલકાકાને ઘેરથી વિજયા આવતી ત્યારે તે રમે તેમ રમતો.

રોજ આકાશમાંથી અંધારૂં ઊતરતું જતું તેમતેમ મારા ઉપર કંટાળો અને ત્રાસ પણ ઊતરતાં જતાં. એકડે એકથી પાઠ લેવી પડતી. વિજયા તો કડકડ પાઠ બોલી જતી અને મારી ખૂબ ભૂલો પડતી. એક તો હું મોટો અને વળી છોકરો! આથી મારી ભૂલો પાઠ લેવડાવનારને અસહ્ય થઇ પડતી. મારે ડગલે ને પગલે 'શરમાતો નથી, શરમાતો? તારા કરતાં તો આ છોકરી હોશિયાર છે!' 'સાવ ઘોઘો છે ઘોઘો; આ કરતાં તો છોકરી થવું'તું!' 'જો મોટો ભાઇ થયો છે તે? નાની બેનનું પાણી ભર, પાણી!' ઇત્યાદિ વાગ્બાણો સાંભળવાં પડતાં. કોઇવાર વિજયા પાઠ વખતે હાજર ન હોય ત્યારે તો વળી મારે બમણું અપમાન અનુભવવું પડતું. મારા ઠોઠપણા વિષે વડીલો નિસાસો નાખી વિજયાની હોશિયારીની ખૂબ ચર્ચા ચલાવતાં. 'એ છોકરી છે છતાં એની બુદ્ધિ કેટલી બધી તેજ છે!' 'વિજયા કેટલી બધી ચંચળ છે! ને આ છોકરો તો સાવ જડ છે.' 'એ તો વિજળી છે, અને આ સાવ હડો રહ્યો છે!' ઇત્યાદિ વાક્યો મારા હૃદયમાં બહુ ઊંડે ઉતરી જતાં અને હું મનમ મનમાં ચીમળાઇ જતો. રોજ ઊઠીને મારા ઉપર આ ઠપકા ચાલુ રહ્યા તેને પરિણામે મને આંક આવડવાને બદલે એ બહુ અળખામણા થઇ પડ્યા અને જાતે હોશિયાર થવાની આકાંક્ષાને બદલે વિજયાની હોશિયા રીનો ધ કરવા લાગ્યો,—તે એટલે સુધી કે તે વચ્ચેવચ્ચે પોતાના મોટા કાકાને ઘેર ટીંગાટ જતી ત્યારે તે પાછી ન આવે એમ હું ઇચ્છતો.

મારૂં ભણતર સમ ખાવા જેટલું માંડ વધ્યું, પણ મારી કફોડી હાલત તો ખૂબ વધી પડી. ભણાવે ત્યારે મારી બા તો મને કડવી લાગતી જ; પણ પછી મગનકાકાએ મને પોતાના હાથમાં લીધો ત્યારે તેઓ કાકા નહિ પણ કારમા દુશ્મન સમા લાગવા માંડ્યા. ઘરમાં રહેવું મને ભારે થઇ પડ્યું. તેમના ધાકને લીધે ઘરના બધાં મોટેરાંઓની નજરે પડવાનું જેટલું બને તેટલું હું ટાળવા લાગ્યો. મારની બીકે મને ચોવીસે કલાક બાવરો કરી મૂક્યો.

ઉત્તર વયમાં મગનકાકાને પોતાનો એ ધાતકી ક્રોધ યાદ આવતો ત્યારે તેઓ અત્યંત દુઃખી થઇ જતા. તેમનું હૃદય જ નહિ, રૂંવેરૂંવું ઊંડા પસ્તાવાથી રડી ઊઠતું. હું એમનો ભત્રીજો છતાં તેઓ પોતાની ભૂતકાળની એ ભૂલોની માફી માગતાંમાગતાં એટલા તો

વિનમ્ર અને ગદ્ગદ્ થઇ જતા કે મને હાથ જોડવાનું જ ફક્ત બાકી રાખતા. એવા પ્રસંગો એકબે વાર જ નહિ પણ કોચરબ આશ્રમની સ્થાપનાથી માંડી તેમના અંતકાળ સુધીમાં અનેકવાર બન્યા છે કે જ્યારે હું એમની પાસે શીખામણ લેવા ગયો હોઉં ત્યારે તેઓ પોતાને જ ગુનેગાર અનુભવી મને કશું ન કહી શકતા. મને ભય રહે છે કે આજે ફીનિક્સમાં તેમણે અમ બાળકો પર વર્તાવેલા કેરની કહાણી હું છપાવવા બેઠો છું તેથી એમનો આત્મા સ્વર્ગમાં રહ્યોરહ્યો કકળી તો નહિ ઊઠે? પણ સાથે એ યે આશા રાખું છું કે હું આ ફરિયાદ રૂપે નહિ ઇતિહાસ રૂપે લખું છું;—ડંખથી નહિ ભક્તિથી લખું છું. અને પૂજ્ય બાપુજીના હાથ નીચે અમારા સૌના સંસ્કાર કેવી જાદુઇ રીતે બદલાતા ગયા તેની સાચી નોંધ અધૂરી ન રાખવા માટે જ એ ભૂતકાળને સજીવન કરું છું એમ જોઇ તેમનો ઉદાર આત્મા મને આ પાનાં ચીતરવા માટે ક્ષમા આપશે.

હું ઉપર જણાવી ગયો કે જેમ જેમ આકાશમાંથી અંધારું ઊતરતું જતું તેમતેમ મારા પરની હાડમારી વધતી જતી. એકડે એકથી સો સુધી પાઠ લેવી એ મારે માટે પાંચ વીસું સો નહિ, હજાર વીસું સો થઈ પડતી. દિવસ આખો છાપખાનામાં તથા ખેતરમાં કામ કરી મગનકાકા ઘેર આવ્યા હોય અને ઘરમા તેમની સુઘડતા અને વ્યવસ્થાને અરૂચિકર ચીજો આડીઅવળી પડી હોય એટલે તેમનો પિત્તો ઉછળે; તેમા વળી મને ઠોઠને પોતાની નજર સામે ભૂલભરેલી પાઠ લેતો સાંભળે એટલે તો તેમનો ગુસ્સો ક્રોધમા ઊભરાઇ નીકળતો. તેઓ મારા પર ધસી આવતા અને પોતાના બધા બળથી મારો કાન પકડી એવો સખત આમળો ચડાવતા કે હું જમીનથી અધર ઉંચકાઇ જતો. થોડી મિનિટમાં ક્રોધનું પૂર વધતું ને ઘણના ઘા જેવા ચારપાંચ તમાચા મારા ગાલ પર આવી પડતા. ગાલ પર જાણે બળતા અંગારા પથરાયા હોય અને કાન તેજાબ રેડી મૂળમાંથી કાપી નાખ્યો હોય એટલી બળતરા થતી ત્યાર છતાં મારાથી એ પંપાળવા માટે હાથની અદબ ન છોડાતી. આંખમાંથી પાણી વહી એ બળતરા શાંત કરી શકે તેટલી ભલે કરે, પણ મૂર્તિ સમ ઊભા રહી મોઢેથી મારે પાઠ લેવાનો પ્રયાસ ચાલુ રાખવો જ પડતો. પણ આવી દશામાં તો સાચી પાઠ આવડતી હોય તો યે ભુલાઇ જતી. પરિણામે કાકાનો ક્રોધ દાવાનળ જેટલો પ્રજ્વળી ઊઠતો અને તેમને હાથ ચડે તે દંડુકો કે લાકડી મારા હાથની ને વાંસાની ચામડી ચીરી નાખતી. પણ આટલી મારઝૂડ તો સાધારણ હતી. ઘણીવાર આટલો માર માર્યા પછી કાકાના ક્રોધના ઉગ્ર ભડકા શમી એમનો ગુસ્સો ઊંડો અને ગંભીર બનતો. તેઓ વરંડામાં પડેલી લાકડાની પેટી ખાલી કરતા ને મને અંદર ઠોસી દઇ ઉપરથી ઢાંકણું વાસી તે પર પોતે ચડી બેસતા. ગડદાપાટુ ને થપાટથી મને જે ત્રાસ ન થતો તે પેટીમાં પુરાતાં થતો. મારો જીવ કકળી ઊઠતો. અંદરથી હું મારું બધું બળ વાપરી ઢાંકણાને પાટુ મારી ઉઘાડી નાખવા મથતો, પણ મારું પાંચ વરસના બાળકનું બળ કેટલું કે જુવાન-જોધ કાકાનું વજન ઉથલાવી નાખી શકે! પાટુઓની ઝડી સાથે હું છાતીફાટ ચીસો પણ પાડતો કે 'કાકા, ઉઘાડો, હવે નહિ કરું. માફ કરો હવે નહિ કરું, ઉઘાડો.' પણ મારી ચીસને તેમના હૃદયમા પહોંચતાં એમનો પ્રચંડ ક્રોધ વારતો. મારી ચીસો મારી બાને ને કાકીને મૂગાં આંસું સરાવે અને આસપાસના ખેતરોને પણ હાયથી ભરી મૂકે.

અંતે પોતાનું બધું બળ ખુટાડી હું પા અરધો કલાકે ચૂપ થઈ પેટીમાં ટૂંટિયું વાળી પડું ત્યારે કાકાનો ક્રોધ ઓસરે. ઘરના મોટા માણસોની પણ પછી તેમની સામે ઊભવાની હિંમત થાય અને તેઓના કહેવાથી કે પોતાની મેળે જ મગનકાકાને વધારાપડતો માર માર્યાનું ભાન થાય એટલે તેઓ પેટી પરથી ઊઠે અને મને બહાર કાઢે. આવી રીતે રાતના નવ નવ વાગ્યે પેટીમાથી નીકળ્યાનું મને સ્મરણ છે. પેટીમાથી નીકળતી વખતે મારું ગોઠણ સુધીનું પાટલૂન પેશાબથી નીતરતું અને પાટલૂનમાંથી પાયખાનાનો રેલો પણ બંને સાથળ ઉપરથી ઊતરી કેટલીક વાર નીચે ભોંય સુધી પથરાઇ જતો. પાયખાના-પેશાબમાં આવી રીતે તરબોળ હોવા છતાં મારે એ ને એ હાલતમાં, થરથર ધ્રૂજતા શરીરે અને ક્ષીણ સ્વરે ફરી એકવાર પાઠ લઇ જવી પડતી અને પછી મને માતાને હવાલે કરવામા આવતો. તે મને સાફ કરીને નવાં કપડાં પહેરાવતી ને પછી પોતાના પડખામાં સુવાડી મને ગાઢ નિદ્રામાં પહોંચાડી દેતી. પિતા ઘણુંખરું ઘરમાં રહેતા જ નહિ. તેઓ મોડી રાત

સુધી છાપખાનામાં બેસી લખતા વાંચતા રહેતા અને હાજર હોય તો યે વચ્ચે ન આવતા.

કોઇ વાચક એમ ન માને કે આ કલ્પનાભર્યું છે અથવા એમાં અતિશયોક્તિ છે. આ સાચી બીના છે. અને તે એકાદ અપવાદ રૂપે મેં અનુભવી છે એમ નથી. કોઇએ ડાયરી નથી રાખી, છતા આવી રીતે પેટીમાં ચાર-પાંચ વારથી વધુ વાર પુરાવાનું મને સ્પષ્ટ યાદ છે. જોકે મન પર એ આતંકની છાપ એવી પડી ગઇ છે કે જાણે વરસ સુધી લાગલાગટ દર બીજે ને ત્રીજે દિવસે મેં આ ત્રાસ અનુભવ્યો હોય. પણ હું જાણું છું કે મન પર પડેલી એ છાપ વધારાપડતી છે. એમ થયું હોત તો આજે આ લખવાને હું ઉગ્યો જ ન હોત છતા એ છાપ ઉપરથી સહેજે અટકળ કરી શકાશે કે મારા બાળ-કોમળ મન પર આવા નૃશંસ તાડનની કેટલી ભયાનક અસર થઇ છે, અને એવા એ તાડનનું ને પેટીમાં પુરાવાનું નિમિત્ત ઘણીવાર એટલું જ થતું કે હું ચોપનનો કે ચોરાણુંનો ઉચ્ચાર બરાબર રીતે ન કરી શકતો!

પણ ફરી કહું કે મને, માર ખાનારને એ વાતનું દુ:ખ રહ્યું તે કરતા મારનારને સેંકડોગણું વધારે રહ્યું એ પ્રસંગ યાદ આવતા મગનકાકા કહેતા કે 'હું એ વખતે નરરાક્ષસ જ હતો મારો એ જંગલી સ્વભાવ જો બાપુજી-એ ન ફેરવ્યો હોત તો એ આપણા ક્રોધે મારી પાસે અત્યાર સુધીમાં કોણ જાણે કેટલા યે પાપ કરાવ્યા હોત

મારા પર વરસતી એ કઠોરતાએ મારા મગજના બારણા નામ માત્ર પણ ખોલ્યાં નહિ; ઊલટું મારે માટે ઘરના દરવાજા પણ બંધ કરી દીધા. બા કાકી પિતા કાકા કોઈની પાસે બેસવું, તેમની સાથે વાતો કરવી, તેમની વાતો સાંભળવી,—કશું યે મને ગમતું નહિ. ભાણામાં પીરસાય તે ચૂપચાપ ખાઇ લઇ પાટી-પેનની ગુલામી સિવાયનો વખત ઘર બહાર બીજા માણસો પાસે વીતાવવા હું તલસતો. વધારામાં મોટું દુ:ખ તો એ હતું કે વિજયાને બાદ કરતાં ફીનિક્સમાં કોઇ બાળક પણ ન હતું જેની સાથે રમવાનું મળે. વિજયાની સાથે રમવામાં પણ મુશ્કેલી હતી. તે પોતાનું ઘર છોડી અમારે ઘેર રમવા આવતી તો તેની બા વઢી નાખતી અને કંઇક ને કંઇક કામ ચીંધતી એ ન કરે તો તેને માથે વેલણનો માર કે નાનીમોટી ગાળનો છુટ્ટો ઘા પડતો. હું એને ઘેર રમવા જાઉં તો મશ્કરી થતી, તેમાં છોકરો થઇ છોકરીને ઘેર રમવા જવું એ મારે માટે પહેલાં ભાવતી અને રહેતે-રહેતે શરમની વાત થઈ પડતી. એટલે સહેજે ઘર સિવાયના બીજા મોટા માણસોનો મારે આશરો લેવો પડતો. ઘરમાં બહારગામથી મહેમાન આવે એ દિવસ મને તહેવારનો થઇ પડતો. કારણકે તે દિવસે ઘરમાં પ્રસન્નતા રહેતી. કાકી મહેમાન સાથે હસીહસીને વાતો કરતાં. રાત પડયે ભજન ગાન ચાલતાં અને મને પાઠ લેવામાંથી મુક્તિ મળતી. વળી, આવેલા મહેમાન મારી પણ કદર કરતા. બહારગામના મહેમાનો ઉપરાંત ફીનિક્સમાં વસતા બીજા મોટા માણસોને ઓથે ભરાવું પણ મને બહુ ગમતું. તેમાં યે ગોકળદાસકાકા અને હરિલાલકાકા પાસે તો લાગ આવે કે તરત પહોંચી જતો. ગોકળદાસકાકા બાપુજીના સગા ભાણેજ હતા. તેઓ બહુ જ વહેલા ન ગુજરી ગયા હોત તો કદાચ આજે બાપુજીના અનુયાયીઓમાં ઠીક ઠીક મોખરે હોત. તેમની પાસે સાઇકલ હતી તે પર ઓશીકાં બાંધી મને બેસાડી તેઓ ફીનિક્સ સ્ટેશન સુધી મને ફરવા લઇ જતા અને પોતાની પાસેની જાતજાતની ચીજો બતાવતા. હરિલાલકાકા અને તેમની જોડી હતી. જ્યાં જાય ત્યાં તેઓ સાથે જાય. જે કંઇ કરે તે હસતાંરમતા કરે. એથી મને એમના મંડળમાં આનંદ પડતો. પણ મને સ્મરણ છે ત્યાં સુધી તેઓ ફીનિક્સમાં બહુ ઓછું રહેતા એટલે મારા પાંચમા વરસનો ઘણોખરો વખત નીરસ એકાંતમાં અને કઠોર બંધનમાં જ વીતતો.

આ બધી નીરસતામાં એક રસ હતો ખરો, જે વડે મારા કાળા શબ્દનરમાં વિજળી ભાત પડતી. દર શનિ-રવિવારે ફીનિક્સના બધાં માણસો ભેગાં મળી ફરવા જતા. પુરુષો અને સ્ત્રીઓ સૌ સાથે નીકળતાં. દૂર ખુલી જગ્યામાં પહોંચી મારીબા વગેરે સ્તરતો દોડતાં. કાકા વગેરે પુરુષો જંગલનાં ફળો તોડી લાવી ખાતા. કાચાં જમરૂખ તો શું હાથલા થોરના ડોડાયે ન છોડતા. એ રાતા સુંદર ફળને લેવા હું હાથ લંબાવતો ત્યાં હાથ પર ને આખા શરીર પર કાંટા વળગી ખુબ ચળ ઉપડતી. તે ઘેર આવી તેલ ચોપડયા પછી કંઇક શાંત પડતી. આવી રીતે કેટલીક વાર આવતાંજતાં ચાર પાંચ માઇલ ચાલવાનું થતું. એટલું લાંબું હું ન ચાલી શકતો તેથી મને મગનકાકા અને પિતાજીને ખભે

વારાફરતી સવાર થવાનું મળતું. ખભા પર ચડ્યા પછી ડગલાં ભરવાની ચિંતા હોય જ શાની? ઉપર બેઠો બેઠો હું પવનથી લહેરાતા ઘાસનો, રસ્તે આવતી જાતજાતની ગીચ ઝાડીનો, ક્ષિતિજમાં આકાશ સાથે મળી જતી ટેકરીઓની ઊંચીનીચી થતી ધારોનો અને જાતજાતનાં પંખીઓ જોવાનો આનંદ લૂટતો. એ પ્રસન્ન વાતાવરણમાં મારી જીભ પણ ઉઘડતી અને અનેક સવાલો કરતો. 'આ જમરૂખી અહીં કોણે વાવી?' 'સૌ પહેલું બી કોણે બનાવ્યું?' 'અંધારું ક્યાંથી આવ્યું?' વગેરે જવાબ દઈ ન શકાય એવા સવાલનો જવાબ પણ પિતાજી અને મગનકાકા અકળાયા વિના આપતા, એટલું જ નહિ પણ નવું નવું બતાવી મારી નિરીક્ષણ કરવા ને પ્રશ્નો પૂછવાની હોંસ વધારતા. સૂર્યાસ્ત વખતે આકાશમાં સુરખી પથરાય, સૂર્યનો ઉપલો ભાગ વાદળમાં દબાયો હોય, નીચલી કિનાર જમીનમાં ઊતરવા લાગી હોય અને વાદળાંની કિનાર સોનેરી ઝાલર જેવી થઈ હોય ત્યારે પશ્ચિમાભિમુખ થઈ તેઓ ઊભા રહી બદલાતા રંગો તરફ મારું ધ્યાન ખેંચી મને સૌંદર્યનો પિપાસુ બનાવતા. તેમાંયે મગનકાકા ઝાડ ને ફૂલની ઓળખ કરાવી મારા મગજમાં રોજ નવી માહિતીભરતા.

પવન આંધી ને વાવાઝોડાનું ઉગ્ર રૂપ ધારણ કરે ત્યારે તે આખાં જંગલોના જંગલને સમૂળાં ઉખેડી નાખશે ને પ્રાણીમાત્રને કચરી નાખશે કે શું એમ લાગે છે પણ એ જોશ શમ્યા પછી એ જ પવન જંગલ અને જીવમાત્રને પ્રાણદાતા અને જીવનપોષક બને છે, એવો જ જાતનો સ્વભાવ મગનકાકાનો હતો. ગુસ્સામાં તેઓ જેટલા વિકરાળ હતા તેટલા જ પ્રસન્ન હોય ત્યારે પ્રેમાળ હતા. મને ઘણુંઘણું શીખવી ખૂબ સારો બનાવવાના તેમને કોડ હતા. એ જ કારણે માઈલો સુધી તેઓ મને કાંધે ચડાવી કુદરતનું દર્શન કરાવતા. ઘેર પણ ઝીણીઝીણી વાતની તાલીમ એટલી જ કાળજીથી આપતા. દાતણનો કૂચો કેમ કરવો, દાંત પર દાતણ કેમ ઘસવું, ચાકુ કેમ પકડવું, જોડા કેમ પહેરવા એ બધું ચીવટથી શીખવતા. મારા મનમા એમનો ભય તો સદા ભર્યો જ હોય, એટલે એમની દરેક સૂચના પૂરા ધ્યાનથી હું સાંભળતો ને અમલ કરતો. આવી નાનીનાની ક્રિયાઓના અનુકરણમાં હું ઓછો ઊતરું તેથી મગનકાકા અકળાતા નહિ પણ ધીરજથી ફરી શીખવતા અને એવાં કારણે મને માર ન પડતો એટલું વળી ઈશ્વરે મારા સામું જોયું હતું.

ફીનિક્સ પહોંચ્યા પછી અઠવાડિયાં પર અઠવાડિયાં અને કેટલાક મહિના આવી રીતે વીતી ગયા પછી વાતાવરણ બદલાયું. ફીનિક્સમાં રહેવા પૂજ્ય બા અને મણિલાલકાકા, રામદાસકાકા તથા દેવદાસકાકા આવ્યા. બધા મોટેરાઓના ચહેરા પર દિવસના ચાર પાંચ વાર ભય ફેલાઈ જતો હું ભાળતો. પૂજ્ય બા મારી બા તથા કાકી સાથે રોજું વળી બહુ જ ધીમી વાતો દુઃખભર્યે અવાજે કરતાં, તેનો રણકો અત્યારે પણ મારા કાનમાં ગુંજે છે. હું એ વખતે વધુ તો ન સમજતો, પણ ત્યારે યે એટલો ખ્યાલ મને આવેલો કે સૌ મોટેરાંઓ મોહનદાસકાકાની ભારે ફિકરમાં હતાં. દિવસમાં કેટલીયે વાર આવીઆવીને મારા પિતાજી પૂજ્ય બાને એમના ખબર સંભળાવતા. આ ઉપરાંત ઝૂલુઓનું નામ પણ વારેવારે સંભળાતું. હવે ઝૂલુઓ આટલે આવી પહોંચ્યા, હવે અમુક દિશાએ ગયા, ફરી ત્યાં પહોંચ્યા વગેરે ચર્ચાઓ ચાલ્યા કરતી. એ આખી વાતનું બહુ ઝાંખું સ્મરણ મને રહ્યું છે; કેવળ વાતાવરણમાં ભરેલા એ ભયનો અનુભવ યાદ રહ્યો છે. દ૦ આ૦ના ઇતિહાસમા અને આત્મકથામાં જ્યારે ઝૂલુ બળવાનાં પ્રકરણો વાંચું છું ત્યારે એ ઝાંખાં સ્મરણો વિશદ બને છે અને ખ્યાલ આવે છે કે ઝૂલુ બળવામાં બાપુજી ઘાયલોના સેવક બનીને ગયા હતા એ કેટલું ભારે સાહસ હતું. ફીનિક્સ ઝૂલુ વસ્તીની વચ્ચોવચ હતું. તેઓ ફીનિક્સવાસીઓને પોતાની વિરુદ્ધ ગોરાઓને મદદ કરતા જુએ ને ચીડાય તો પળવારમાં ફીનિક્સ પર ચડી આવી તેને બેહાનબેહાન કરી નાખી શકે એમ હતું. પરંતુ બાપુજીએ ગોરાઓની મદદમાં જઈને પણ ઝૂલુના દુશ્મનને બદલે ઝૂલુના સેવક તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરીને ઝૂલુઓ સદાને માટે ફીનિક્સના મિત્ર બન્યા.

લગભગ એ જ દિવસોમાં અમારા ઘરમાં પણ એક બીજી નવી વાત બની. મારી કાકી થોડાં માંદાં રહ્યાં -ખાટલા પર પડી રહ્યાં-અને તેમને એક નાનો ભાઈ આવ્યો. એનું નામ કેશવલાલ રાખવામાં આવ્યું. એ કાકીનો ભાઈ નહિ પણ દીકરો થાય અને ભાઈ તો મારો થાય એ સમજણ મને ત્યાર પછી ઘણે લાગે વરસેક દહાડે આવી. એને ખોળામાં લઈ રમવાની મને

ઠીક મજા પડતી. ઘરમાં દિવસ ગાળવો ભારે પડતો તે હવે ઓછો ભારે લાગવા માંડ્યો. વળી જ્યારે રોજ બેસવાને કાકી બા (પૂજ્ય કસ્તુરબાને એ સમયે હું એ રીતે સંબોધતો) આવનાં તે કારણે પણ પાટીપેન લઇ મારી બાની સામે બેસી રહેવાની મારી સજાનો કાળ ટૂંકો થતો. દેવદાસકાકા ને રામદાસકાકા પણ અમારે ત્યાં આવતા, પણ જરા વાર રોકાઇ તુરત પોતાને ત્યાં કે પ્રેસમાં ચાલ્યા જતા. તેઓ મારાથી ઉંમરમા અનુક્રમે લગભગ દોઢ ને સાડા ત્રણ વરસ મોટા હોવાથી હું ઝટઝટ તેમનો બરોબરીઓ નહોતો થઇ શક્યો.

બાના આવ્યા પછી કેટલેક દિવસે બાપુજી પણ થોડાક દિવસ સારુ ફીનિક્સમાં રહી ગયા. તેઓ આવ્યા ત્યારે રોજ સાંજે બાપુજીને ઘેર 'મીટિંગ' થતી. આ 'મીટિંગમાં મારી બા સરસ સરસ ભજન ગાતી હું તો 'મીટિંગ' પૂરી થયા પહેલા જ ઊંઘી જતો એટલે ઘણી-વાર મને 'મીટિંગમા' લઇ જવામાં ન આવતો. આ-શ્રમની આજકાલની સાયંપ્રાર્થનાનું પૂર્વરૂપ તે આ 'મીટિંગ'. એમા ફીનિક્સના બધા માણસો—ગોરાઓ અને બીજાઓ બાપુજીને ત્યા ભેગા મળતા અને ખુરશી-ટેબલ પર બેસી વાતો કરતા, ભજન કરતા. બાપુજી સૌની વચ્ચે બેસતા ને બધાને કંઇક કહેતા ત્યારે સૌ ચૂપ થઇ તેમની સામે જ જોઇ રહી તેમની વાતો સાંભળ્યા કરતા. બાપુજી આવીને ફીનિક્સથી ચાલ્યા ગયા પછી રોજ રાત્રે અમારે ઘેર રામાયણ ગાવાનું શરૂ થયું. વચ્ચે ફાનસ સામે મોટી ચોપડી મૂકી મારી બા, કાકી, પિતા અને કાકા ચારે જણા કુંડાળું વળી બેસતા અને રામાયણ ગાતા. ગાવામા મારી બાનો ને મગન-કાકાનો સ્વર ખૂબ ભળતો ને દૂર દૂર સુધી સંભળાતો. રામાયણ શરૂ થતુ ત્યારે હું મારા ખાટલામા જઇ પડતો અને સૂરીલું મધુર સંગીત સાંભળતોસાંભળતો ગાઢ ઊંઘમાં પડી જતો. રાતની રામાયણની કથા શરૂ થયા પછી મગનકાકાનો આતંક પણ ઠીકઠીક હળવો થવા લાગ્યો હતો. કદાચ રામાયણ કરતાં બાપુજીના તાજા સંસર્ગની એ વધુ અસર હતી એમ કહી શકાય.

**પ્રભુદાસ છગનલાલ ગાંધી**

(ચાલુ)

## બાળ વિભાગ



હાથમાં છે લાકડી ને પગમાં છે ચાખડી
ચાલ્યો વાંદર જોષ જોવા જી રે,
"જનમ્યું તે મરશે ને મૂઉં જનમશે"
જોષી જુઓ જોષ એવા જી રે.

કેડે જમૈયો ને ખભે બંદૂક લઇ
ચાલ્યાં મીની ગઢ જીતવા જી રે,
'વાગ્યું તો તીર, બાકી તુક્કો તો છે જ ને'
એલે મીની જંગ એવા જી રે.

હાથમાં છે પોથો, ને નાકે છે ચશમાં
ચાલ્યા ઘૂવડ થઇ માસ્તર જી રે
'પઢો પોપટ ભાઇ! પોથીનાં રીંગણાં'
બોલ્યા ઘૂવડભાઇ શાસ્તર જી રે.

ખિસ્સામાં લૂંગળી, ને દવાગાં ડુંગળી
ચાલ્યુ શિયાળ નાડ જોવા જી રે
'બગડે જો કેસ તો તું ને હું છૂટા'
બોલ્યું શિયાળ વેણ એવાં જી રે.

**રમણલાલ સોની**



# હા-નાઉ-જીઆ

[૧]

લી વંશના રાજા થાઇ-નાઉના વખતમાં હા-નાઉ જિયા કરીને એક વિદ્યાર્થી રહેતો હતો. પોતાનું વતન માફક ન આવતાં અભ્યાસ માટે તે અનામ ઊપડ્યો ને ત્યાંની એક શાળામાં દાખલ થયો.

એક વખત એ નિશાળેથી વળ્યો ત્યારે એક ઘર પાસેથી પસાર થતાં તેના બગીચામાં તેણે ફૂલે રમતી બે છોકરીઓ જોઇ. હા-નાઉને જોતાં તેમણે તેને પણ રમવા માટે આગ્રહ કર્યો ને એ બગીચામાં ઘૂસ્યો. પેલી છોકરીઓનાં નામ પૂછતાં એકે પોતાનું નામ 'માલતી' અને બીજીએ 'સેવતી' કહ્યું અને શાળાના અગાઉના એક હેડમાસ્તરની છોકરીઓ તરીકે પોતાને ઓળખાવી. 'અમારા પિતાના મરણ પછી અમે તદ્દન એકલી થઇ ગઇ છીએ પણ હવે સાથ મળતાં અમને એકાંત નહિ લાગે.' તેમણે હા-નાઉને કહ્યું.

હા-નાઉ ત્યારથી દરરોજ સવારમાં એમની પાસે પહોંચી જતો અને જાતજાતની રમતગમતમાં જોડાતો. પૂનમની રાતે એમણે હા-નાઉને એક ઉજાણી આપી. આ વખતે પરાળની સાદડીઓ પર વિવિધ વાનીઓ પીરસતી બીજી પણ કેટલીક છોકરીઓ નજરે પડી. તેમનાં નામ 'ગુલાબ', 'ચમેલી', 'જાઇ' વગેરે હતાં.



આવા આનંદ-કલ્લોલ વચ્ચે અચાનક એક દિવસ હા-નાઉને તેના બાપનો કાગળ આવ્યો. તે પોતાને ગામ પાછો ફર્યો, પણ ત્યાં જઇ જોયું તો પોતાને પરણાવવાની પેરવીઓ ચાલી રહી હતી. હા-નાઉને પોતાનાં મિત્રોને છોડી એ ગામમાં પુરાઇ રહેવું ન ગમ્યું. લગ્નબંધનમાં ન જોડાતા તે પરણ્યા વગર જ ત્યાંથી નાસી આવ્યો.

એક દિવસ બગીચામાં જતા જ તેણે બધાંને રડતાં જોયાં. કારણ પૂછતાં તેની પ્રિય મિત્ર માલતીએ કહ્યું: 'અમે આજની રાત જ જીવતા છીએ. કાલે ભયંકર વાવાઝોડું નીકળશે ને અમે બધાં મરી જઇશું. આજે અમારો આખર દિવસ છે.'

હા-નાઉનો ચહેરો તદ્દન ફીકો પડી ગયો. પેલી બંને છોકરીઓ તેને દિલાસો આપતાં કહેવા લાગી, 'તું દિલગીર ન થા; આ મોજડી લઇ જા. તેના પર જે મોતી દેખાય છે એ મોતી નથી પણ અમારાં આંસુ છે. એ જોઇ તું તારું દુઃખ ઓછું કરજે.'

મોજડી લઇ તે ઘેર પાછો ફર્યો. રાત્રે વીજગાજ સાથે સખત વરસાદ પડવો શરૂ થયો. પવન તો કહે કે મારું કામ. હા-નાઉને થયું કે પોતના મિત્રોના જીવનનો અંત આવી ગયો હશે. મારી 'માલતી, મારી સેવતી, ચમેલી . . .' તેનું હૃદય ભરાઇ આવ્યું. પડોશના એક વૃદ્ધ પાસે તે આ બાબતનો ખુલાસો પૂછવા ગયો. વૃદ્ધ તો આ વાત સાંભળી સફાળો ચોંકી જ ઊઠ્યો: 'હેડ-માસ્તરને મરી ગયે તો વીસ વર્ષ વીતી ગયાં. એ બાગમાં તેં જોએલી છોકરીઓ તો કોઇ બીજા જ લોકની. ગામનું તો કોઇ માણસ ત્યાં ઢૂંકતું પણ નથી ને તને ત્યાં જવાનું મન ક્યાંથી થયું?'

બીજે દિવસે હા-નાઉને લઈ એ વૃદ્ધ પેલા બગીચામાં પહોંચ્યો. ત્યાં જે જે ફૂલોનાં નામ પેલી છોકરીઓએ આપેલા એ બધાંના છોડ જમીનદોસ્ત થઇ ચીમળાએલા પડ્યા હતા. 'આ તારી માલતી, આ તારી સેવતી; આ તારાં બીજાં સોબતી!' બધાં તરફ આંગળી ચીંધતાં વૃદ્ધે કહ્યું.

હા-નાઉ તરત જ ઘેર દોડ્યો ને પહોંચતાં જ પેલી પેટી ઉઘાડી; પણ એમાંથી મોજડીને બદલે માલતી, સેવતી, ગુલાબ, ચમેલી વગેરેનાં લીલાં પાન જ તેના હાથમાં આવ્યાં.

# તુ-થુકનું કમલદર્શન

[૨]

તુ-થુક ચીનના શહેનશાહ એરાનનો એક અમલદાર હતો. ત્યાંના બૌદ્ધ પેગોડામાં બહુ સરસ છોડવા હતા ને તેનાં ફૂલોને આખું ગામ વખાણતું. એક વખત બુદ્ધ ભગવાનના દર્શને આવેલી એક સુંદર છોકરીએ તેમાંનું એક ફૂલ તોડયું. મંદિરના કાયદાનો આથી ભંગ થતાં તેના બોંઝ ધર્મગુરુએ તેને કેદ કરી. તુ-થુકને આ વાતની ખબર પડી ને એ સુંદર છોકરી પર બહુ દયા આવતા તેને બોંઝના પંજામાથી છોડાવી.

છોકરી તો પાછી ચાલી ગઇ, પણ ત્યારથી તુ-થુકના બધા આચારવિચાર પણ બદલાઇ ગયા. તે રંગરાગમાં પડી ગયો. સંગીતની મહેફિલો તે ભરતો ને કવિતાઓ રચતો. તે એટલે સુધી કે છેવટે કામ તરફની તેની બેદરકારીને લીધે ઉપરીઓએ તેને રજા આપી ને તે ઘેર પાછો ફર્યો.

એક વખત સવારના પહોરમા દરિયાકિનારે તે લટાર મારવા નીકળ્યો, ત્યાં સામેના ડુંગરોને પડખે તેને કમળ જેવો આભાસ થયો. કુતૂહલને વશ થઇ, ખાતરી કરવા એક નાવમા બેસી તે પેલા ડુંગરો તરફ ઊપડયો.

સામે કિનારે પહોચી, તુ-થુક સીધો જ્યા પોતાને કમલ દેખાયું હતું એ ડુંગર પાસે પહોંચ્યો. પણ ત્યા તેને કમલ જેવું તો કશું ન જણાયુ એક ચપટી કરાડ માત્ર હતી. ત્યાં જતાં જ એ ખુલી ગઇ. તુ-થુકને વધુ કુતૂહલ થયું ને એ અંદર પેઠો. તરત કરાડ પાછી દેવાઇ ગઇ ને અંધારૂં છવાઇ ગયું. આમતેમ અથડાતો કુટાતો માડમાડ તેને સામે છેડે તે પહોચ્યો. ત્યા બે સ્ત્રીઓ ઊભેલી હતી. તુ-થુકને સલામ કરતી તેઓ તેને મહેલમા લઇ ગઇ. મહેલમાં નજર ફેરવતાં તો કિનખાબ, હાથીદાંત ને ઝવેરાતથી જ જાણે એ મઢેલો હોય એમ તુ-થુકને લાગ્યું.

પેલી બન્ને સ્ત્રીઓ તો પાછી બહાર ચાલી ગઇ. થોડીવારે એક ડોસો અને એક છોકરી ત્યા આવી પહોંચ્યાં. તુ-થુકને લાગ્યું કે એ છોકરીને પોતે ઓળખતો હતો. ત્યાં પેલા ડોસાએ જ પાસેની ચંદનની ખુરસી પર તેને સાડતાં કહ્યું, 'આ મારી છોકરી જિઆંગ-હુઓંગ મૃત્યુલોકમાં પેલા પેગોડામાંનાં ફૂલ જોવા એ આવે ત્યારે તેં એનું રક્ષણ કરેલું. તેના ઇનામમાં હું ત એ પરણાવી દઉં છું.'

તુ-થુકે તો લગ્ન કર્યાં ને આનંદમાં દિવસો વીતાવ લાગ્યો. એક દિવસ જેમ એક વર્ષ આનંદમાં પસા થઇ ગયું. એમ એક પછી એક અનેક વર્ષો વીતી ગય કોણ તેની ગણત્રી રાખે એમ હતું?

એક દિવસે અચાનક તુ-થુકે જિઆંગને કહ્યું 'મારે મારાં માબાપને મળી આવવું છે. હું તરત પાછો ફરીશ.'

જિઆંગ આ સાંભળી રડી પડી. તે બોલી, ' તને ના નથી પાડી શકતી. પણ હવે તો ત્યાંના લોકો બદલાઇ ગયાં હશે' તેના સાસુ-સસરાએ પણ તે ન જવા વિનવ્યો પણ તુ-થુક તો જીદ લઇને જ બેઠો છેવટે તેના સસરાએ એક સુંદર હોડીમાં બેસાડી વિદાય આપી.

ગામ પહોંચતાં તેને તો બધુ અવનવું જ લાગ્યું જાણે નવી દુનિયા! ત્યાંના લોકોને પૂછતાં કોઇએ કહ્યું કે 'અમે સાભળેલું કે એરાનના વખતમાં એક છોકરો પેલા ડુંગર પર ગએલો ને ત્યાં જ ગુમ થઇ ગએલો પણ તેને તો આજે વર્ષો વીતી ગયાં. હવે તો અહીં રાજાઓ રાજ કરે છે.'

હતાશ બનેલા તુ-થુકે હવે જિઆંગ પાસે પાછ ફરવાનો વિચાર કર્યો, પણ ત્યાં તો પોતે જેમાં આ બેઠો તે હોડી જ અદૃશ્ય!! બીજી હોડી લઇ એ પાછો ફર્યો. પણ આ શું! તેની નજર કરાડ પર ચોંટી રહી. ત્યા લખેલું હતુ કે 'હવે તું પાછો આવ શકીશ નહિ.' બસ, હવે કોઇ ઉપાય રહ્યો નહિ. પશ્ચાત્તાપથી બળતો તુ-થુક ત્યાં બેસી ગયો ને બાકી પોતાનું જીવન એ કરાડ પર જ પૂરું કર્યું

(અંગ્રેજી ઉપરથી)



એક નાવમાં બેસી તુ-થુક પેલા ડુંગરો તરફ ઊપડયો



# મધુકરી

સંતોના બે પ્રકારો: તરુવર સરખા કો ઠરી એક ઠામે,
ફાલે ફૂલે ફળે ને સહ્ય સકળ સંતાપ આગંતુકોને
શીળી છાયા, સુગંધી કુસુમિત કરતાં ને ફળો સિદ્ધ મીઠાં
આપે નિષ્કામભાવે અચલ પદ રહી ધારતી ભૂમિકાએ.

બીજા તે મેઘ જેવા ફરીફરી દઈને ડૂબકી સિંધુગર્ભે
આણે ત્યાં સંઘરેલાં અમૃતરસ અને આસમાને ચઢીને
નાદે આશ્વાસનો દે અવનિહૃદયને તાવનારાં રણોને
ઠારી પીયૂષધારે મુકુલિત કરતા ઘૂમતા દિગ્દિગંતે. (કૌમુદી)

## સ્વ. પ્રોફેસર ભાતખંડે

* * * 'ભારતીય સંગીતના મહાત્મા ગાંધી'ના અભિધાનથી જે વ્યક્તિને હિંદી સંગીતના જગપ્રખ્યાત તજ્જ્ઞ શ્રી દિલીપકુમાર રૉયે ઓળખાવી છે એ, ટિળક, ગોખલે, ભાંડારકર ને રાજવાડેની હારોહાર બેસે એવી મહારાષ્ટ્રે ભેટ ધરેલી દિવ્યવિભૂતિ પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડેનું ગયા મારામાં અવસાન થયું. 'ચતુર પંડિત' તરીકે બિરદાવેલા એ તેજસ્વી મૌક્તિકની આછી જીવનરેખા આ નીચે આપી છે.

રત્નાગિરિ જિલ્લાના વેળણેશ્વર મુકામે ૧૮૬૦ના ઑગસ્ટની ૧૦મીએ એક ચિત્તપાવન બ્રાહ્મણકુળમાં એમનો જન્મ થયેલો. બાળપણથી જ સંગીતનું તેમને વ્યસન લાગેલું. કંઠ પણ સારો હતો, પરંતુ એ માટે વ્યવસ્થિત શિક્ષણ મેળવવાની જોગવાઈ એ વખતે ન મળી શકી. છતાં સંગીત પ્રત્યેનો એમનો અનુરાગ તો ઉત્તરોત્તર વધતો જ ગયો. મૅટ્રિક પસાર કરી કૉલેજમાં જોડાવા મુંબાઈ આવવાનું થયું એટલે એ છંદને ખીલવવાની એમને ઉત્તમ તક મળી. મુંબાઈમાં એ વખતે શેઠ વલ્લભદાસ સિતારના બીનધંધાદારી નિષ્ણાત ગણાતા ભાતખંડે તરત તેમની પાસે પહોંચ્યા ને થોડા વખતમાં તો પોતાની યોગ્યતાએ કરીને શેઠના અંતેવાસી બની ગયા. પરિણામે બીજાને ન બતાવેલી એવી વાદનની ખૂબીઓ શેઠે ભાતખંડેને શીખવી અને કૉલેજના શિક્ષણ સાથે ભાતખંડેએ સિતારવાદનમાં યે અસાધારણ નિપુણતા પ્રાપ્ત કરી.

પછી વીણા હાથમાં લીધી ને સાથોસાથ સંગીત પરનાં સંસ્કૃત પુસ્તકો યે વાંચવાં શરૂ કર્યાં. પણ વડીલોને એ છંદ પોષાય એમ ન હતું. કુટુંબની આર્થિક સ્થિતિ તો મૂળથી જ નબળી હતી. કૉલેજનો અભ્યાસ પણ ખાનગી શિક્ષણ આપીને ચાલુ રાખવો પડતો એટલે આ વ્યસનપરાયણતા માટે વારંવાર એમને વડીલો તરફથી ઠપકા મળતા રહેતા. વડીલોમાં સંગીતની એટલી પ્રતિષ્ઠા યે ન હતી. પણ ભાતખંડે એ છોડે એમ ન હતું. વડીલોથી છૂપી રીતે પણ તેમણે પોતાનો શોખ ચાલુ રાખ્યો.

આમ ને આમ ૧૮૯૦માં એમણે એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કરી. પહેલાં કરાંચી અને પછી મુંબાઈ મુકામે એમણે વકીલાત આદરી. વ્યવસાય જામતાં આર્થિક સરળતા તો થઈ, ત્યાં કુદરતના ઘરનો એક જબરો પ્રહાર તેમના પર આવી પડ્યો.



સ્વ. પ્રોફેસર ભાતખંડે

# ❁ નથી દીઠી માતા જગતમહીં જેનાં અમી ખૂટયાં ❁

સંત કબીર એક વખત ગંગા નદીને કિનારે પોતાનું પાત્ર ધોઈ રહ્યા હતા, ત્યાં કેટલાક બ્રાહ્મણો આવી ખોબે ખોબે પાણી પીવા લાગ્યા. આથી કબીરે પોતાનું પાત્ર તેમને આપવા હાથ લંબાવ્યો ત્યાં તો બ્રાહ્મણો બોલી ઊઠયા, 'અરે તું તો મુસલમાન! અમને બધાને ભ્રષ્ટ કરવા ધાર્યું છે કે શું?' કબીરે જવાબ આપ્યો, 'ભાઇઓ, જો ગંગાજીના પવિત્ર પાણીથી આ મારૂં પાત્ર પણ પવિત્ર થઇ શકતું ન હોય તો તમારાં પાપ એ પાણીથી ધોવાય છે એ કેમ મનાય?' ખુલાસો આપવાને અશક્ત બ્રાહ્મણો આ સાંભળી રોષના ઉભરા કાઢતા ચાલતા થયા

અનેકાર્થી શબ્દ: સાલ=એક વૃક્ષ; વર્ષ; પાકની મોસમ; વર્ષાસન; વીંધમાં બેસે તેવો છેડો, બંધ બેસતો સાંધો; નડતર; ગિલ્લીદંડાની એક રમત

કહેવતોના અર્થ: ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ. એકની મહેનત ને લાભ બીજો લઈ જાય ત્યારે આ કહેવત વપરાય છે કાઠિયાવાડમાં એને લગતી એક બીજી કહેવત પ્રચલિત છે, 'રળે રાણપરું ને ખાય ખોડુ' આ રાણપરું ને ખોડુ બન્ને વઢવાણ રાજ્યના ગામ છે ખોડુમાં પહેલાં મોટું થાણું રખાતું હતું તેના પછી રાણપરાની બધી ઊપજ ખર્ચાઇ જતી હોવાથી એ કહેવત બની છે. એને મળતી બીજી કહેવતો 'કીડી સંચે ને તીતર ખાય,' 'રામનું સપનું ભરતને ફળ્યું,' વગેરે

હાથ પરની ચિકાશ ધોવા સાબુ સાથે થોડી ખાંડ વાપરી જોજો; બધી ચિકાશ એકદમ જતી રહેશે ને હાથ મુલાયમ બનશે.

હિંદમાં પહેલું પ્રથમ છપાઇને બહાર પડેલું પુસ્તક કાલિદાસનું ઋતુસંહાર હતું.

સૃષ્ટિનાં મજબૂતમાં મજબૂત અને મોટાંમાં મોટાં બધાં પ્રાણીઓ ફલાહારી છે-માંસાહારી નથી: હાથી, ગેંડો, શિયાળ, જિરાફ, હીપોપોટેમસ, ગેંડો, જળઘોડા વગેરે



ગયા માસમાં પ્રથમ બહાર પડેલી શહેનશાહ આઠમા એડવર્ડની છાપવાળી ઇંગ્લૅંડની ટિકિટ. એની ખાસ વિશેષતા તો એ છે કે દેશનું નામ એના પર છપાયેલું નથી.

હિંદી મજૂરોની સરેરાશ રોજીમાં સુથાર રૂ ૧, કડિયો ૧) સવાનો કારીગર ૦॥≡ મજુર ૦॥− શિક્ષક ૦॥ અને કારકુન ૦। મેળવે છે. અને છતાં આપણા 'ભણેલા' યુવકો ધંધાદારી કે કારીગર થવા કરતાં શિક્ષક કે કારકુન બનવા ઇચ્છે છે!

૧૯૩૪-૩૫ની સાલમાં બિસ્કુટ, કેક ને બીજા પેટંટ ભોજનો મળી રૂપિયા ૨,૮૯,૨૦,૦૦૦ના ખાદ્ય પદાર્થો આપણે વિદેશોથી મગાવેલા, પણ તે ઓછા પડયા હોય તેમ આ સાલ એથી યે સાડા અઢાર લાખના અધિક ખાદ્યો આપણે આયાત કર્યા છે!

ડુંગરાળ પ્રદેશોના વાસીઓનાં નાક સાંકડાં હોય છે, જ્યારે નીચાણવાળા પ્રદેશમાં રહેનારાઓનાં પહોળાં હોય છે.

એક જ છલંગે કાંગારૂ સીતેર ફૂટની ફાળ ભરી શકે છે!

દાંત સાફ કરવાના બ્રશને દરરોજ થોડો વખત મીઠાના પાણીમાં રાખવું ન ભૂલવું.




પવન, તાપ કે વરસાદથી બચવા સારૂ આવું આશ્રયસ્થાન તમે સહેલાઇથી બનાવી શકો. ઘણોખરો ખર્ચ માત્ર કાપડનો જ થશે બાકી લાકડના સળીઆ અને સ્ક્રૂઓથી કામ પતી શકે

જર્મનીનો એક હુન્નર આખી જિંદગી સુધી વરરાજાઓની હજામત મફત કરી આપતો હતો

રોગાસાની હવાથી ફૂલી જઇને સજ્જડ ચોંટી જતાં બારીબારણાંને એવી જગ્યાએ મીણબત્તી ઘસજો; ફેર માલૂમ પડશે

મુદ્દલ ન તરી શકતું હોય એવું જનાવર માત્ર ઊંટ જ છે.

ઘોડા કરતાં ગાયની યાદદાસ્ત વધુ હોય છે.

વિમાનીઓ ભડકે નહિ માટે મથકાઈમાં પતંગ ઉડાડવાની મનાઇ કરવામાં આવી છે

ગમે તેવા જૂના લાખાબુ પર એમોનિયમ સલ્ફાઇડ લગાડતાં તે સહેલાઇથી ઉકેલી શકાય છે.

ફ્રાન્સમાંના ગાદામ જોસફ મોતીને ૧૩૦૦ જમીન ને બત્રીસઓ છે.

મોમાંથી છૂટતી બદબો દૂર કરવા કોગળા કરતી વખતે પાણીમાં એક લીંબુ નિચોવવાથી ફાયદો થશે.

## જુદાંજુદાં દૂધનું રસાયણ

| દૂધ | પાણી | પ્રોટીન | ચરબી | કાર્બોહાઇડ્રેટ્સ | ક્ષાર |
|---|---|---|---|---|---|
| સ્ત્રીનું | ૮૯·૫૫ | ૧·૩૦ | ૩·૫૦ | ૬ ૦૦ | ૦·૨૫ |
| ગાયનું | ૮૭·૩૦ | ૩ ૨૦ | ૩·૫૦ | ૫·૨૦ | ૦·૮૦ |
| બકરીનું | ૮૭ ૮૦ | ૪·૦૦ | ૪·૫૦ | ૪·૦૦ | ૦·૫૦ |




# Speedex Clack

## Folding Cameras for Everyone!

આગફા સ્પીડેક્સ ક્લૅક્સ
સૌ માટેનો ફોલ્ડિંગ કૅમેરા




ચિત્રનું કદ ૨¼′ ×૧⅝″ સાચા રંગભેદ પાડી શકાય તેવા નવીન પ્રકારના પીળા ફિલ્ટર જડેલા F 8.8. આગ્નેનાર લેન્સ સાથે; ૨¼″ × ૩¼″ ફિલ્મ ઉપર ૧૬ એક્સપોઝરો લઈ શકાય તેવો, રૂા ૧૯/-




ચિત્રનું કદ ૨¼″ × ૩¼″ (૮ એક્સપોઝરો). લેન્સ અગ્નિનાર F.11; કૅમેરા સાથે ખાસ જડેલા ક્લોઝ અપ લેન્સ સાથે; રૂા ૨૧/૮

**આ ફોલ્ડિંગ કૅમેરાઓ એ કીમતે મળી શકતા કૅમેરાઓમાં સર્વોત્તમ છે. તેમની રચના બેહદ સાદી છે અને ફોટોગ્રાફીના કશા પણ અનુભવ વગરના શિખાઉ પણ તે બેધડકપણે વાપરી શકે છે.**

**તમારે ત્યાંના વેચનારને કહેશો તો તે તમને બતાવશે.**

આગફા ફોટો કંપનીના અમદાવાદનો વેચનારાઓ
અમદાવાદ ફોટો ડીપો, રીચીરોડ; એસ.ડી.છત્રપતિ, રીટ રોડ
એન્જિનિયર બ્રધર્સ, રીટ રોડ    પિકટોરકોપ, ગાંધી રોડ

સંપૂર્ણ પરિણામો લાવવા માટે **આગફા આઈસોક્રોમ** અથવા **આગફા સુપરપૅન** એ સંપૂર્ણ ફિલ્મો જ વાપરો.







મુદ્રક · મધુભાઇ રાવત; તંત્રી અને પ્રકાશક · રવિશંકર રાવળ: કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ; વાર્ષિક લવાજમ રૂ. ૬, પરદેશના ૧૨ શિ.; છ માસિક લવાજમ રૂા. ૩; છુટક નકલના ૧૦ આના; મુંબઇના એજન્ટો · આર.આર. શેઠની કંપની, અને સી જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ; બાહેર ખબરના સોલ એજન્ટ રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ

# તમે કદી




# ની ફિલ્મો વાપરી છે? ના!

તો આજે જ એક વાપરી ખાતરી કરો, તેની ૨૮° શાઈનર (૪૪૦૦ H. & D.) અલ્ટ્રા-ફાસ્ટ અને પૅન્ક્રોમેટિક ફિલ્મની ઝાઇસ ના લેન્સની માફક એના પણ હરીફો નથી.







ઝાઇસના લેન્સ તો આજે જગવિખ્યાત થઈ પડ્યા છે. ગુણ, શક્તિ અને બનાવટમાં સર્વોત્તમ છતાં કીમતમાં કિફાયત એ એનું ખરું કારણ છે. એ જ રીતે ઝાઇસની ફિલ્મો આજે શિખાઉ, ધંધાદારી અને એમેચ્યુઅરોમાં દિનપ્રતિદિન પ્રશંસા પામતી જાય છે. એની ૨૮° શાઇનર (૪૪૦૦ H. & D.) ફાસ્ટ અલ્ટ્રા અને પૅન્ક્રોમેટિક ફિલ્મ તેના ગુણધર્મમાં સર્વોત્તમ છતાં ય પણ કીમતમાં બજારમાં મળતી બીજી ફિલ્મોના ભાવે જ મળે છે.

ફોટોગ્રાફીનો સામાન વેચનારા બધા વેપારીઓને ત્યાંથી મળશે અથવા નીચે બતાવેલ સ્થળેથી જાતે જ ખરીદ કરો




## ઍડેર દત્ત
### ઍન્ડ કંપની લિમિટેડ

| એમ્પાયર હાઉસ • ફીરોઝશાહ મહેતા રોડ, | ફોર્ટ ૫, સ્ટિફન હાઉસ, ડેલહાઉસી સ્ક્વેર; | કલેક્ટર મેન્શન • માઉન્ટ રોડ |
|---|---|---|
| મુંબઈ | કલકત્તા | મદ્રાસ |

કુમાર



## ગરવાં સપનાં

(ભજન)

એ . . . સપનાં ગરવાં જી,
અમને સપનાં ગરવાં જી.

ગરવાં સપનાં નિતનિત સરજી
ગીત નિરંતર ગાશું,
સપનાંનાં સૌ સત પારખવા
વ્યોમપાર પણ જાશું: અમને૦

દાવાનળની કૂદડી આળી
ઝાળ ધસી કર સ્હાશું,
ગરવાં સપનાં સાચાં કરવા
મરવાને પણ ધાશું: અમને૦

અગનભઠ્ઠીમાં જળીજળી જાતાં
મગનમગન થૈ ન્હાશું,
મરી જીવીને જીવી મરીને
સપનાં સરખા થાશું: અમને૦

ચન્દ્રવદન મહેતા

# મારી નજરે

## ક્યોતોના કલાકારોની મુલાકાત

● જાપાનના કલાજીવનનો ને કલાકારોનો સાક્ષાત પરિચય મેળવવો એ તો મારા જાપાનના પ્રવાસનું મુખ્ય ધ્યેય હતું: એટલે જતાંવેંત મેં એ જ તજવીજ માંડી કે ત્યાંના કલાકારોને જાણનારા કે પિછાનનારા કેટલા હિંદી ગૃહસ્થો છે. પહેલા બેચાર દિવસ તો મેં ગમે તે સંગ્રહમાં ગમે તે જોવામાં વીતાવ્યા. દરેક હિંદી મિત્રની ઑફિસમાં મારો એ જ પ્રશ્ન રહેતો કે જાપાનના કલાકારોનો સમાગમ કરાવે એવું કોઇ છે? મિ. સહાયે ટોકિયોમાં એવા સંજોગો મેળવી આપવા વચન આપેલું પણ તે તો ઘણો લાંબો વાયદો હતો. મિ ઓઝ બાબુ કરીને એક ગૃહસ્થ કોબેમા હતા. તેમને ચિત્રો કરવાનો શોખ છે એમ કોઇએ જણાવ્યું, એટલે મારા મિત્ર મિધુભાઇ દવેની સાથે તેમને ઘેર ગયો. તે ઓઝ પ્રખ્યાત ક્રાંતિવાદી નહિ, પણ વેપારી લાઇનના એક વિદ્યાકળાભ્યાસગી રંગીલા ગૃહસ્થ હતા. તેમણે જાપાની રીતે ખાખીમોનો કરવાની હથોટી મેળવેલી, પણ તેમા હિંદી ચિત્રોની નકલો અને લાઇટ-લાઇટ વાળા દીવાળી અંકોના ફોટાગ્રાફોની નકલોજ મુખ્ય હતી. તેમનો દાવો કલાકાર થવાનો જરા પણ નહોતો તો યે ધંધા સાથે પીંછી અને રંગનો આવો ઉપાસક પણ છે એ જાણી મને આનંદ થયો. જોકે તેથી મારું કામ કંઇ ન સર્યું.

## નાકામુરા સાન

જાપાનમા વસનારા હિંદીઓમાંથી કોઇ ત્યાંના કલાકારોની સૃષ્ટિમા રસ લેતા જણાયા નહિ ત્યારે હું લગભગ નિરાશ અને ઓશિયાળો થવા લાગ્યો. એવામાં એક મિત્રે આપેલા સરનામે લખેલા પત્રનો જવાબ જાપાની ભાષામાં શ્રીમતી યોશી મુરાએ આપ્યો કે પોતે ટોકિયોમાં મને મળશે અને કળાકારોના મંડળમા મને મેળવી આપશે. ટોકિયો જવાને હજુ દિવસોનું અંતર હતું, એવામા શ્રીમતી કાશીબેન કોટકના ચિત્ર શિક્ષક અને મિત્ર શ્રીમતી નાકામુરા સાન તેમના શનિવારના વારા પ્રમાણે તેમને ઘેર આવ્યાં. એમણે મારી પાસે જે ચિત્રસમૂહ હતો તે જોયો અને પોતાનો મત જણાવ્યો કે એ ચિત્રોનું પ્રદર્શન થવું જોઇએ અને તે દ્વારા ઘણા જાપાની ચિત્રકારોને સહેલાઇથી મળી શકાશે. આવી ગોઠવણ બની શકી હોત તો બેશક મને વધુ જાહેરાત અને ઓળખાણો મળી રહેત, પણ એ બધી વ્યવસ્થા રસપૂર્વક પાર ઉતારી આપનારનો અભાવ હતો; એટલે મેં વ્યક્તિગત પરિચયો મેળવવાનું જ યોગ્ય ધાર્યું જોકે પાછળથી તો એવું પ્રદર્શન પોતાની મહેનતે કરવા જાપાની કળાકાર મિત્રોએ તત્પરતા બતાવેલી પણ એ વખતે તો જાપાનમાંથી વિદાયની વેળા પાસે આવી ગઇ હતી.

શ્રીમતી નાકામુરા સાને બીજે દિવસે તેમના એક મિત્ર શિક્ષક મિ હયાશીને મારો સંગ્રહ જોવા આણ્યા. એમણે પણ કલાક સુધી ખૂબ રસપૂર્વક જોઇને અભિપ્રાય આપ્યો કે એ ચિત્રોની કળા ઘણી જૂદી ઢબની હોવા છતાં એ ચિત્રોમાં કેટલું યે પૌર્વાત્ય તત્ત્વ છે; ઉપરાંત કેટલીક નવી પ્રણાલી પણ છે અને જાપાનના મોટા ચિત્રકારો પણ તેમાં રસ લઇ શકશે. એ પછી તેઓ મને એક મોટા સ્ટોરમાં સૌથી ઉપલા મજલા પર એ જ શહેરની કૃતિઓનુ પ્રદર્શન હતુ તે જોવા લઇ ગયા. આવા પ્રદર્શનો ડિપાર્ટમેંટલ સ્ટોર ઉપર વખતો વખત કરવાનો જાપાનમાં રિવાજ છે. ખરીદી કરવા આવે તેઓ પ્રદર્શન પણ જુએ અને પ્રદર્શન જોવા આવે તેમાંના કેટલાક સ્ટોરમાંથી ખરીદી પણ કરતા જાય; છતાં પ્રદર્શનમાં તો ધંધાબુદ્ધિનું જરા પણ ભાન થવા ન દે. પ્રદર્શનના સંચાલક સાથે મિ હયાશીએ મારી મુલાકાત કરાવી એટલે તેણે તુરત પોતાના ખંડમાં લઇ જઇ બરફ નાખેલી ચા મંગાવી સ્વાગત કર્યું અને જણાવ્યું કે જરૂર પડે તો તેઓ મારાં ચિત્રોનું પણ, અહીં હતું તેવું પ્રદર્શન કરશે. મને ભય લાગ્યો કે ચિત્રો એમ સાત આઠ દિવસ રોકાય તો મારો પ્રવાસ થંભી જાય; એટલે મેં એ પસંદ ન કર્યું. બીજું અહીં હું એ શીખ્યો કે અંગ્રેજી નામ કે વર્ણનમાં કોઇ કંઇ સમજે નહિ. ચોક્કસ રીતે જાપાની ભાષામાં જ ચિત્રની વિગતો તૈયાર થવી જોઇએ, કેટલગ થવું જોઇએ; એવી ઘણી બાબતો હતી કે જેને માટે અગાઉથી યોજના કરી હોવી જોઇએ. એ બધાં માટે મને મારા સાધનો અને શક્તિની મર્યાદા ખ્યાલમાં હતી એટલે નિરુપાય બન્યો.

આ દરેક પ્રસંગમા મને વાર્તાલાપ માટે સાથ આપનાર એક હિંદી મિત્રની ગરજ રહેતી. રાજકોટવાળા મારા મિત્ર આર્ટિસ્ટ શ્રીયુત છોટાલાલ તેજપાળના તરુણ પુત્ર રોશનલાલે પહેલેથી જ આવા પ્રસંગોએ મદદ આપવા કબૂલ કરેલું અને તે વચન તેમણે એટલી નિખાલસતાથી ને હૃદયપૂર્વક પાળી બતાવ્યું કે હું તે કદી ભૂલીશ નહિ. તેણે થોડા જ વખતમાં જાપાની ભાષાનો અભ્યાસ કરી એવી તો તાલીમ મેળવી હતી કે જાપાની ચિત્રકારો તેની પ્રશંસા કરતા હતા. જાપાની કળા વિષે વખતોવખત નવાનવા શબ્દોની જરૂર પડતી તે તેઓ નિરાંતે નોંધી લેતા અને બીજી વખત એક બે પાનાં ભરી પોતાનો કળા વિષેનો કોષ તૈયાર કરી લાવતા. આ બાબત બહુ જરૂરની



જાપાનના વસવાટ દરમ્યાનના મારા ત્રણ તરુણ સાથીદારો
મિ બાબુ દવે   મિ રોશનલાલ   મિ વિનોદ શાહ

હતી. આથી કેટલાયે ચિત્રપ્રસંગો સમજવાનું તેમજ કળાના વિવિધ પ્રકારો વર્ણવવાનું સરળ થતું અને મને પણ એમની વાતચિત અને અનુવાદોમાંથી જોઈતું જાણવાનું મળી રહેતું.

સાતો સાન

● શ્રી નાકામુરા સાને મારી મુલાકાતને બહુ ગંભીર ગણી ક્યોતોના કલાકારો આગળ મારી વાત ચલાવી હશે તે પરથી બીજા રવિવારે ક્યોતો જવાનું ઠરાવ્યું. ભાઈ રોશનલાલ મારી સાથે આવ્યા. અમારો મોટો ચિત્ર પોથો ઉઠાવી અમે સવારે નવ વાગ્યે ક્યોતોના સ્ટેશનમાં ઊતર્યા કે દરવાજા ઉપર જ એ અતિથિપરાયણ કલાકાર બહેન ઊભી હતી. સાથેનો ચિત્ર-પોથો એટલો ભારે હતો કે ટેક્સી વગર જવાય જ નહિ; એટલે તુરત ટેક્સીમાં ચડી બેઠા અને નાકામુરા સાન જે લત્તામાં રહેતાં ત્યાં પહોંચ્યા તેમને અમારા વખતની ચિંતા હતી એટલે પહેલાં જ અમને પોતાના ગુરુ અને મિત્ર સમા મિ. સાતો અથવા સાતોસાનને ઘેર લઈ ગયા. ક્યોતો એટલે જાપાનનું પરંપરાની સંસ્કૃતિનું ધામ, અને તેમાંયે અમે ત્યાંના પ્રસિદ્ધ બુદ્ધ મંદિરની ટેકરી પર વસેલા અસલી રીતભાત-વાળા લત્તામાં પેઠા, એટલે જાપાનની ખરેખરી પ્રજા જોવાની તક મળી. મધ્યમ વર્ગના ગૃહસ્થોનાં ઘરો વચ્ચે ચિત્રકારોનાં ઘરો બહારથી પરખાય નહિ. નાકામુરા સાને કહ્યું કે એટલા ભાગમાં ઘણા ચિત્રકારો વસતા હતા. પણ દરેકને મળતા ઘણા દિવસો જોઈએ. સાતોસાનનું ઘર તો તેમને મન સગાનું જ ઘર હોય તેમ લાગ્યું. અમારે મન એ બેઠા ઘાટનાં ઘરોની હળવી જાળીઓ અને બારણાં પર લખેલા નામો કે નંબરો માત્ર ચીતરામણ જેવાં હતાં. સાતો સાનના ઘર આગળ પહોંચતાં નાકામુરા સાન પહેલા અમારા ખબર આપવા અંદર ગયાં એટલી વારમાં અમે બૂટ ઉતારી બારણા આગળના બાંકડા જેટલા ઊંચાઈના ઉંબરે અટક્યા ત્યાં તો સાતોસાનનાં પત્ની-એ અંદરથી આવી ગોઠણભર બેસી ઝૂકીઝૂકી પ્રણામો કરવા માંડયા. હું તો આ વિવેકના પહેલા મોજાથી ક્ષણભર સ્તબ્ધ બની ગયો; પણ તેના દરેક વાક્યનો અર્થ રોશનલાલે કરવા માંડયો ત્યારે સમજ્યો કે અમારું આગમન આજ ઘણા દિવસથી આતુરતાથી રાહ જોવડાવી રહ્યું છે અને તેમનું આંગણું પાવન થયું છે વગેરે મધુર વચનોથી તે સ્વાગત શબ્દો ઉચ્ચારી રહ્યાં છે, એટલે અમે પણ ભાવપૂર્વક તેમને નમનો કર્યાં અને ઉંબર ચડી અંદરની સાદડી પર જઈ ગોઠણ ઢાળી બેઠા. થોડી વારે ઉપરના મેડા પરથી ચ્હાન ચહેરાના એક સુકાઈ ગયા છતાં પ્રસન્ન હસતા જાપાની ગૃહસ્થ ઊતર્યા. તેને નાકા-મુરા સાને ખુદ સાતોસાન તરીકે ઓળખાવ્યા. આ શાંત મધુર ગૃહસ્થે એ સમયથી મારા પર જે સુજનતા અને સહૃદયતાની છાપ પાડી તે છેવટ સુધી સાચી ઠરી છે.

તે આવ્યા કે અમે પણ ઊભા થયા અને જેમજેમ તેમણે કેડથી વળી જાપાની રીતે નમનો કર્યાં તેમ અમે પણ ત્રણ ત્રણ વાર તેનો પ્રતિવાદ કર્યો અને બેસતાં બેસતાં ય માથાં નમાવ્યાં.

મારા મિત્ર રોશનલાલે મારી હકીકત ટૂંકમાં જણાવી. નાકામુરા સાને જણાવ્યું કે ચિત્રો પણ સાથે લાવ્યા છે, એટલે બધું ઉપાડી ઉપર તેમના ખાસ ચિત્રખંડ (સ્ટુડિયો)માં લઈ ચાલ્યા. સાંકડા દાદરે ચડી અમે ઉપર ગયા તો ચિત્રખંડની બાજુમાં એક નાનો મુલાકાત ખંડ હતો. આ બધા ખંડોની છત ભાગ્યે જ આઠ કે નવ ફૂટથી વધુ ઊંચી હશે બધે જ નીચે સાદડીની સપાટ ગાદીઓ પર બેસવાનું. એકએક ફૂટની લાંબી ઝરૂખડીઓવાળા આ ખંડો લાગતા જ ઘોલકી જેવા. તેમાં કોઈથી ધીંગામસ્તી તો શાની જ થાય? તેનાં બારણાં કાગળ મઢેલાં ચોકઠાનાં, પણ બહુ જ સ્વચ્છ અને સુંદર લાગતાં. તેમણે બધાં ચિત્રો એકધ્યાનથી અને ખૂબ રસથી જોયાં. એ દરમિયાન તેમનાં પત્ની ચા, નાસ્તો, ફળ વગેરે લાવતાં જ ગયાં. આટલી બધી આગતાસ્વાગતા માત્ર નાકામુરા સાનની વાત પર જ તેમણે આદરેલી. અમે ત્રણ કલાક તેમના ઘરમાં કેમ પૂરા કર્યા તેનો ખ્યાલ જ ન રહ્યો. તેમનાં ચિત્રો, સાધનો, રંગો વગેરે એકેએક ચીજ જોઈ સાતો સાન ક્યોતોના બહુ આગળપડતા ચિત્રકાર નહોતા, તોપણ તેમનો અભ્યાસ, કળા અને જીવન જોઈ મને બહુ માન ઉપજ્યું. તે પૂરેપૂરા બુદ્ધધર્મી હતા, અને તેમનાં ચિત્રો માટે કેટલાંક બુદ્ધ ધામો તરફથી તેમને વખતોવખત કામ મળ્યા કરતું. તેમના સ્ટુ-ડિયોમાં આઠ ફૂટ લાંબાં અને છ ફૂટ પહોળાં ચિત્રો, તૈયાર કરેલાં તેમજ અધૂરાં, જોયાં. શાળાઓ માટે તેમણે એક મોટો દરિયા પરનો ભાગ ચીતરેલો, તેમાં બાળકો રમતાં બતાવેલાં અને દરિયામાં સ્ટીમર ચાલી જતી બતાવેલી. કદાવર માપનું એ ચિત્ર છતાં પ્રસંગ બાલોચિત મનોહરતામય અને સ્વસ્થ હથોટીવાળો હતો બીજું એક ચિત્ર માત્ર નદીકાંઠાની વનસ્પતિ અને થોડો જ દેખાવ બતાવતું હતું તેમાં યે વનસ્પતિના સચ્ચાઈ અને સફાઈ મુગલ ચિતારા કરતાં વધુ ચોકસાઈભરી હતી ત્રીજું એક મોટું અધૂરું ચિત્ર એક કઠેરા પર બેઠેલાં પાંચ સાત કબૂતરોનું હતું. બહાર વરસાદ પડતો હતો, કબૂતરો લપાઈ ઠીક સંકોચાતાં જુદાજુદા ભાવ ધારણ કરી બેઠાં હતાં. દરેકની મુદ્રા અને ચિત્રકામ એટલી સૂક્ષ્મતાભર્યાં હતાં કે હું તાદ્રૂપ થઈ જોવા લાગ્યો; એટલે એમણે બારી તરફ આંગળી કરી એકબે પીંજરાં બતાવ્યાં તો તેમાં જીવતાં કબૂતરો પાળેલાં હતાં હવે હું સમજ્યો કે ચિત્ર માટે ખુદ મૂળ વસ્તુનો અભ્યાસ કરવા તેમણે કેવી કાળજી રાખી છે. આવા ચિત્રની કિંમત તેમને શું મળે એમ પૂછયું તો કહે, 'ધર્મસ્થાનનું કામ છે એટલે માત્ર ૮૦૦ યેન પોતે લેશે. કામ બેત્રણ માસ ચાલે. કામના પ્રમાણમાં મને કિંમત તદ્દન સાધારણ લાગી. પણ તેમણે કહ્યું કે કિંમત ભલે મોટી ન હોય પણ એવું કામ બારે માસ ચાલુ રહે છે એટલે જરાયે અસંતોષનું કારણ નહોતું.

તેમનો સ્ટુડિયો પંદર ફૂટ લાંબો પહોળો હતો. એક બાજુ

અને પછી તો દાયરો જામ્યો. રોશનલાલ પણ તક સાધી સાથે લાવેલો એક મઝદા બલ્બ તેમના ખંડમાં લગાવીને ફિલ્મો પાડવા લાગ્યા. એમણે છબીઓ લીધી. મેં બધાના સ્કેચ દોર્યા. તેમની નાનકડી પરી જેવી ૧૪ વર્ષની કન્યાનું હાસ્ય તો વચ્ચેવચ્ચે ફૂલ વેરતું. તેમનાં પત્ની ગંભીરમંતાજની છટાથી ગૌરવવંતી એકક જાળવતાં. ચિત્રો જોવામાં તેઓ ઘરની નોકરડીને પણ બોલાવવાનું ભૂલ્યા નહોતાં. મીકીસાનના ચિત્રો નો શાહી મહેલોમાં ટંગાયાં હતાં. તે મોટે ભાગે જાપાનનું નારીસૌન્દર્ય ચીતરવામાં એક્કા ગણાતા પણ તે અનુચિત રીતે જરાપણ નહિ. કવિઓ અને સૌંદર્યજ્ઞાતાઓના કસોટીએ ચડે એવી સુકુમાર હતાઇ રંગકળા અને પીંછીનું આલેખન તેમને સુસાધ્ય હતું. લગભગ અસલ માનવ માપનાં પાત્રો તે ખેંચતા. તેમનાં રંગ અને રેખાઓ ભળે એટલા નરમ લાગતાં. અમેરિકનો તથા યુરોપિયનોને એમનાં ચિત્રો મેળવવા તજવીજ કરવી પડતી અને બલમલા કોન્સલો અમે બેઠા હતા ત્યાં બેસીને ચિત્રો જોઇ ગએલા એવી તવારીખ તેમની ઑટોગ્રાફ બુકમાંથી મળી. પણ તે જોવાની કિંમત તરીકે મારે પણ તેમાં બે લીટીઓ લખવી પડી. મારી વાતો, મારા વિદ્યાર્થીઓની કળાઓ, મિત્રચિત્રકારોની કળા, ચિત્રપ્રસંગો તેમને બહુ જ ગમ્યા. વાતો કરતાં રાતના અગિયાર વાગ્યા એટલે અમે ચેત્યા કે કોબે જવાની છેલ્લી ટ્રેન પણ ગઇ. માંડ માંડ વિદાયના વિવેક ઝીલતા બહાર પડ્યા તે વખતે પોળ આખી ઊંઘમાં પડી હતી; પણ મિકી સાન, તેમનાં પત્ની અને બાળકી ઝાંપા સુધી આવી અમને ટૅક્સીમાં બેઠેલા જોયા ત્યારે જ પાછાં વળ્યા. અમારે તો પછી ટૅક્સીવાળા સાથે જ કોબે પહોંચવાની ગોઠવણ કરવી પડી.

### કોબેના કલાકાર મુરાકામી સાન

● કોબેમાં હિંદી ભાઇઓ સમસ્તની એક ઇન્ડિયા ક્લબ છે તેમાં ઇન્ડિયન લેડીઝ ક્લબનો પણ સમાવેશ થઇ જાય છે. બાનુઓની ક્લબનાં એક સેક્રેટરી મિસિસ અલીને મળવા નાનાભાઇ ગયા ત્યારે તેમની સાથે તેમને ઘેર જવાનો મને પ્રસંગ મળ્યો. મેં જોયું કે જાપાનના બધા હિંદી ભાઇઓનાં દિવાનખાનાં જ્યારે જાપાનના બજારુ ચિત્રોથી શણગારેલાં હતાં ત્યારે હસનભાઇના ઘરમાં જ મેં હિંદી સજાવટ અને ચિત્રો જોયાં. એ પરથી મને લાગ્યું કે કળા વિષે કંઇક સમજ-પૂર્વક લાગણી ધરાવતા એક ગૃહસ્થ છે ખરા. એટલે મેં તો મારી ઝંખના પ્રમાણે તેમને જ પૂછ્યું કે તેઓ કોઈ જાપાની કલાકારના સંપર્કમાં છે કે નહિ. મારી વાતમાં તેમને પણ કંઇક મજા પડી હોય તેમ લાગ્યું, એટલે જણાવ્યું કે મુરાકામી કરીને એક ચિત્રકારને તેઓ પિછાને છે. પણ તેની જાપાનમાં શી યોગ્યતા છે તે કહી શકાય નહિ. છતાં એટલું કહ્યું કે આ માણસ બહુશ્રુત અને સંસ્કારી છે: કળા વિષે લેખો પણ લખે છે; દમથી બિમાર રહે છે; જરા મનસ્વી પણ છે, એટલે એકદમ તેમને ઘેર જવા કરતાં અમને પોતાને ઘેર જ ભેગા કરી આપવાની ઇચ્છા દર્શાવી. મેં તે કબૂલ કર્યું. પછીના ત્રીજા દિવસે સાંજે અમારી મુલાકાત ઠરાવ્યાનું તેમણે કહેવડાવ્યું. તે વખતે હું તેમને ઘેર મારો ચિત્રોનો થોથો લઇને ગયો. એ વખતે આ મુસ્લીમ દંપતીની નિખાલસતા ને આતિથ્ય જોવાનો સુંદર અવસર મને પ્રાપ્ત થયો. શેઠ હસનભાઇએ તથા તેમનાં પત્નીએ ખૂબ કદરદાનીથી ચિત્રો જોયાં. એવામાં મુરાકામી સાન આવી પહોંચ્યા. જાપાની કલાકારો બહાર નીકળે છે ત્યારે પોતાનો વ્યવસાય સૂચવનારો એક કાળો કીમોનો પહેરે છે અને ઉપર સાટીનનો બીજો ખાસ આંધિયો જભ્ભો પહેરે છે. છાતી આગળથી તે ખુલ્લો રહે છે, પણ વચમાં ચાર છ ઇંચનો ગાળો રાખી તોરાવાળી દોરાની ગાંઠ લગાડે છે. મુરાકામીએ અત્યારે એવો પોશાક સજ્યો હતો, પણ જાપાન-વાસીમાં ઊંચાઇથી જુદા પડી આવતા; સામુરાઇ બાંધાના લાંબા હાડના આ કલાકારને જોઇ મને જાણે કોઇ હિંદીવાન લાગ્યા હતા. શેઠ હસનભાઇએ અમારું દુર્ભાષિયાપદ સ્વીકાર્યું.

જાપાની શિષ્ટાચારો થયા પછી વાર્તાલાપ ને ચિત્રો જોવાનું ચાલુ થયું. મુરાકામીનો ચહેરો માંદા જેવો, પણ વાતચીતમાં બહુ તાત્ત્વિક અને આદર્શપરાયણ લાગ્યા. તેમને જ્યારે ખબર પડી કે હું તો માંસ, દારૂ, ઇંડાં, સીગારેટ કંઈ જ લેતો નથી ત્યારે તો તેમને લાગ્યું કે હિંદુસ્તાનના બધા માણસો ગાંધી થઇ ગયા છે કે શું ?! તેમણે વાતમાં ખૂબ પ્રેમથી જણાવ્યું કે પોતે હિંદના પ્રેમી છે અને બૌદ્ધ આદર્શોની જ પ્રેરણા પર ચિત્રો કરે છે. તેમની સાથે એકબે કલાનાં માસિકો લાવ્યા હતા તેમાં પોતાના લેખો અને ચિત્રો બતાવ્યાં. લેખો તો હું શી રીતે ઉકેલું ? પણ તેમાં તેમનો અગ્ર ભાગ હતો એટલું તો હું સમજી શક્યો. છૂટા પડતાં તેમણે મને અને હસન-ભાઇને પોતાને ઘેર આવવા નિમંત્રણ આપ્યું. મારી પાસેથી મારી કુટુંબ સાથેની એક છબી માગી લીધી ને તે પર ગુજરાતીમાં નામ લખાવ્યું. સંસ્કૃત જેવી એ લિપિ છે એટલું તો તે પણ સમજ્યા.

### ધૂની ચિતારો

● બીજે દિવસે વખતસર હું હસનભાઇને મળ્યો. તેમણે બહાર નીકળીને પહેલાં તો એક ફૂલવાળાની દુકાનમાં જઇ ભેટ માટે ફૂલોનો એક ઝુમખો બંધાવી લીધો. જાપાનમાં ફૂલોનું મહત્ત્વ બહુ છે. તેના પર તો મોટા કલાગ્રન્થો રચાયા છે. લોકો એકબીજાને હળવામળવા જાય ત્યારે પણ ફૂલોની ભેટ બહુ ઊંચી ગણાય છે. હસનભાઇને જાપાની રીતરિવાજની બહુ સમજણ હતી અને જાપાની ગૃહસ્થો સાથે બહુ ઊંચી મિત્રાચારીના હક્કો ભોગવતા હતા એ હું જાણી શક્યો. મુરાકામીનું ઘર કોબેના અંસલી ખાનદાનોના લત્તામાં હતું એ લત્તામાં ફરતા પણ મને જાપાની જીવનની સ્વસ્થતા, સફાઇ અને વિવેકના નમૂના જોવાના મળ્યા. એકાદ જણને પણ ઘર પૂછીએ એટલે

ધીરજથી ઊભા રહી વિચાર કરી ક્રિયા બતાવે, અથવા બારણા સુધી આવી બતાવી જાય. પરદેશીને તો એ વિનય બહુ આશીર્વાદ સમાન જ લાગે.

મુરાકામીનું ઘર અસલી સામુરાઇ ઢબનું હતું. દાસીએ આવી બારણું ઉઘાડી નમન કરી જણાવ્યું કે શેઠ અતિથિઓની રાહ જુએ છે. તે પછી અંદર ગયા કે બાઇ પોતે લેવા આવ્યાં અને બેસવાના ખંડમાં લઇ ગયાં. ભલા માણસે અમને જમીન પર બેસવું નહિ ફાવે માની બેચાર ખુરશીઓ અને ટેબલ તત્કાળ માટે ગોઠવ્યાં લાગતાં હતાં. પણ એ નાચા ખંડમાં જરા યે ભળે નહિ. મુરાકામી અંદર આવતાં જ ખૂબ કવિતામય સ્વાગત બોલવા લાગ્યા. એ બહુ લખુ તો નાટકી લાગે, પણ તેમનો ભાવ સાચો હતો. ત્યાં બીજા એકબે ગૃહસ્થો હતા. મુરાકામીએ જણાવ્યું કે તેઓ અંગ્રેજી બોલશે, પણ જપાનીઓ બધા ફરટથી સારું અંગ્રેજી નથી બોલી શકતા તેમાંના એક તે હતા. એ જે સવાલ પૂછે તે પરથી એટલું જણાય કે તેઓ પોતાનો વિષય સારો સમજે છે તેઓ એક પ્રસિદ્ધ પત્રના રીપોર્ટરો હતા અને મુરાકામીએ ખબર આપ્યા તેથી હાજર રહ્યા હતા. પરદેશીનું વલણ નોંધવા કેટલી આતુરતા! ઠંડું પીણું, કૉફી, ખાવાનું જે થયું તે નામનું લઇ કલાની વાતચીત પર ઊતર્યા મુરાકામીનાં ચિત્રો જોયાં. જપાન આખામાં તેમનાં ચિત્રો બહુ માન પામે છે ને તેની કિંમત પણ મોટી અંકાય છે. જોકે મામૂલી કિંમતે કલાકાર ન વેચવા હઠ પકડે છે એ વેળા ઘણી વખત ઘરના ખર્ચમાં તંગી પડે છે એ હું તેમની શાંત અધીન પત્નીની વેદનાથી અટકળી શક્યો, પણ કલાકાર તો ઉલ્લાસમાં હતો. મેં બને તેટલી ઝીણવટથી તેનાં અગોચર અગમ્ય ભાવનાવાળાં ચિત્રોની લક્ષણા બાંધવા પ્રયત્નો કર્યા. આથી રીપોર્ટરો અને મારા મિત્ર હસનભાઇ તો નવાઇ પામ્યા; પણ મને અંતરમાં ચિતારાની ધૂન પર દયા આવી. બજારની રીતો તેને આંગળે ઊભી ન રહે એવો તે અણનમ હતો. હસનભાઇએ મિત્રભાવે તેનું એકાદ ચિત્ર ખરીદી લેવા ઇચ્છા કરી, પણ કિંમત બોલવા હિંમત ન થઇ શકી. ચિત્ર ગમ્યું છે એટલું બોલે તો ચિત્રકાર ભેટ ધરી દે એવો, પણ કિંમતની વાતમાં તેનું શિરણ નમે નહિ એટલે હસનભાઈ રાખી શકે નહિ એવી સ્થિતિ હતી. બહુ વખત વાતો કર્યા પછી મોડેથી રજા લઇ અમે નીકળ્યા, પણ હૃદયમાં મારા સહધર્મી આ ધૂની ચિતારાની યાદ મારા મનમાં અંકાઇ ગઇ (ચાલુ) ૨. મ. શા.






## ઉપયોગી સંસાર-સમાચાર

☞ અખિલ હિંદ વિદ્યાર્થી પરિષદના પ્રમુખ તરીકે શ્રી શરચ્ચંદ્ર બોઝ નીમાયા છે.

☞ સ્પેનમાં સ્થાપિત સમાજવાદી સરકાર સામે રાજાશાહી બળવાખોરોએ માથું ઉચકવાને અંગે જે ખૂનખાર યુદ્ધ ત્યાં ચાલે છે તેમાં સરકાર પક્ષે મોટે ભાગે રશિયા તથા ફ્રાન્સ અને બળવાખોરો પક્ષે ઇટલી, જર્મની અને પોર્ટુગાલ સહાનુભૂતિ ધરાવતાં હોઇ એ બાબતમાં તેમની વચ્ચે પણ ચકમક ઝરી છે અને યુરોપમાં બીજું મહાયુદ્ધ ફાટી નીકળવાનો ભય રહે છે. બળવાખોરોનો માડ્રિડ પરનો ધસારો બળવાન છે અને આજકાલમાં એ પાટનગર પડશે એમ લાગે છે.

☞ આવતા મહાયુદ્ધના ભયમાં ફ્રાન્સે પોતાનાં લશ્કરી વિમાનોમાં પચાસ ટકાનો વધારો કર્યો છે ને બ્રિટને પાસિફિકના પોતાના કેન્દ્ર હૉંગકૉંગને સલામત બનાવવાનું કાર્ય શરૂ કર્યું છે.

☞ ગઇ તા. ૧૫મી ઑક્ટોબરે મુંબાઈમાં મારુતિ મંડપના વિખવાદને લીધે હિંદુ-મુસ્લિમ રમખાણ ફાટી નીકળ્યું તે પાંચેક દિવસ જોરમાં રહી શાંત તો થયું, પણ તેના પડઘા હજી પૂરા શમ્યા નથી એમ છેલ્લા સમાચારો કહે છે.

☞ તા. ૩૧ ઑક્ટોબર અને ૧-૨ નવેમ્બરે ગુજરાતી સાહિત્ય સંમેલનનું બારમુ અધિવેશન અમદાવાદ મુકામે મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે ભરાયુ. તેમાં થએલા ઠરાવોમાં મુખ્ય ગુજરાતની અસ્મિતા પ્રકટાવવા સ્થળે સ્થળે સાહિત્ય સભાઓ સ્થાપવાનો, વિદ્યાપીઠ જોડણીને સર્વમાન્ય કરવા તથા કોશની ઉણપ પૂરવાનો, પરભાષાની ઉત્તમ સાહિત્ય કૃતિઓ ગુજરાતીમાં ઉતારવાનો, ગુજરાતી અભ્યાસક્રમનાં પુસ્તકોની તપાસ કરવાનો, વિજ્ઞાનસાહિત્ય માટે મંડળ નીમવાનો, રાષ્ટ્રભાષા હિંદીના પ્રચાર માટે સોકમત કેળવવાનો તથા પરિષદના ચાલુ બંધારણમાં ફેરફાર માટે તપાસ સમિતિ નીમવાનો, એટલા મુખ્ય હતા.

☞ અમેરિકાના પ્રમુખની ચૂંટણીમાં રૂઝવેલ્ટ ફરીવાર પ્રમુખપદે ચૂંટાય છે એ ઘણી ઇચ્છવાજોગ બીના છે.

☞ ફૈઝપુર ખાતે આ વરસે મળનારી મહાસભા એ ગ્રામસેવાના મોટા ધ્યેયથી અને ગામડામાં મળતી પહેલી મહાસભા છે એમ કહી શકાય તેની બેઠક માટે ડિસેમ્બરની તા. ૨૬, ૨૭ અને ૨૮ નક્કી થઇ છે.

☞ અમદાવાદના જૈન યુવક સંમેલનના ઉહાપોહ પછી, એ જ સંમેલનના પ્રમુખ શ્રી પરમાનંદ કુંવરજીના પ્રમુખપદે રાજકોટમાં જૈનોની સમસ્ત શાખાઓના યુવકોનું અધિવેશન ભરાયું એ સૂચક વસ્તુ છે

☞ રશિયાએ પોતાના ધ્રુવપ્રદેશની મોજણી પાર પાડી છે.



જાપાનના પ્રજાજીવનમાં
પંખો અસલથી જ કલા અને ઊર્મિ
પ્રકટ કરનારી વસ્તુ મનાતી આવી છે. ત્યાં પંખા
વાપરવાની વિવિધ છટાઓ સંસ્કાર રૂપે શીખવાય છે, પંખાનાં અનેક નૃત્યો છે, સુંદરીઓ પંખા દ્વારા વિવિધ સંકેતો પ્રકટ કરે છે
આથી પંખા ઉપરનું ચિત્રકામ પણ પાત્રોની રૂચિ અનુસાર હજારો રૂપાંતરો પામે છે. એવો એક નમૂનો ઉપર આપ્યો છે.

# જાપાનની ચિત્રકળા

જાપાનની પ્રજામા ચિત્રકળા અને ચિત્રો માટે જેવા આદર અને સમજ છે તેવાં દુનિયામા બીજે ક્યાયે નહિ જણાય જાપાનની ઘર બાંધવાની રૂઢિ જ એવી છે કે મુખ્ય ખંડમા એક મોટો ચોરસ ગોખ રાખવામાં આવે છે. તેની નીચલી ઊંચાઈ જ-મીનથી માત્ર છ સાત ઇંચ જેટલી જ હોય છે, પણ જાપાનમા બધાં ઘરોમાં જમીન પર જ બેસવાનો રિવાજ હોવાથી તેટલી ઊંચાઇ એ સ્થાન માટે બહુ જ અનુકૂળ જણાય છે. આ ગોલકમાં દરેક ગૃહસ્થ એકાદ ઊભા પટવાળું ચિત્ર લટકાવે છે અને નીચેના પાટ પર સુંદર રીતે ફૂલપાત્ર મૂકે છે. ઘણીવાર તેની આજુબાજુ રંગછટા વધારવા નાની મૂર્તિ કે નાના પૂતળા ગોઠવે છે. આ ત્રણે વસ્તુની રચના માટે જાપાને સૈંકડો વર્ષથી વિવિધ પ્રકારના કૌશલ્ય, ભાવના અને કદરદાની સેવ્યા કર્યાં છે અને તેને જ લીધે જાપાનની દરેક પ્રવૃત્તિમા કળા બહુ સંસ્કારિત અને ઉત્કૃષ્ટ રૂપે વ્યાપી રહેલી જણાય છે. તેમનો આ કલાપ્રેમ એટલો ઉગ્ર છે કે તેને પ્રજાનો શ્વાસ-પ્રાણ કહી શકાય. દરેક ગૃહસ્થ પોતાની સંપત્તિના પ્રમાણમાં કલાગોલકમાં મૂકવાનાં ચિત્રો સંઘરવાનો જ, અને ઘરેણાં જેટલું તેનું જતન કરવાનો. ગમે તેવો ગરીબ માણસ પણ આ હેતુ માટે હાથનું કરેલું જ ચિત્ર રાખશે જાપાનમાં છાપેલાં ચિત્રો તો કોઇ લટકાવતું જ નથી. ગોલકનાં ચિત્રોને જાપાનમાં 'ખાખીમોનો' કહીને ઓળખાવે છે. આ ખાખીમોનોની કળા એ જ જાપાનની પ્રધાન ચિત્રકળા પછી બીજી ઘણી રીતે તેનો પ્રયોગ થયો છે, તેમાં બંધ કરવાનાં કાગળ મઢેલાં બારણાં અથવા આડ કરવાના પડદા (screens), પંખા વગેરેનો સમાવેશ થઇ જાય છે. આવાં ચિત્રકામોની કિંમત જાપાનમાં એક આંકડાથી પાંચ આંકડા સુધીની હોય છે, એટલે હિંદુસ્તાન સુધી તેના સર્વોત્તમ નમૂના જોવાની આશા ભાગ્યે જ રાખી શકાય.

જાપાને ચિત્રકળાના પહેલા પાઠ અને ધોરણ ચીન પાસેથી લીધાં છે. ચીન બહુ પ્રાચીન કાળથી ચિત્રકામ ખીલવી રહ્યું હતું. ચીનમાં પણ દરેક માણસ કંઇ ને કંઇ ચિત્રકામ કરી જાણે છે અથવા પોતાના દેશનું ચિત્રકામ પિછાની જાણે છે તેનું કારણ એ દેશમાં લખવાની ક્રિયા પીંછીથી જ પ્રચારમાં આવી છે તે છે; અને આજે પણ ચીન જાપાનમાં દરેક બાળક તેના મૂળા-ક્ષરોથી માંડી હિસાબ, લેખન વગેરે પીંછીથી જ કરી શકે છે. તેમની અક્ષરમાળા પણ પીંછીમાંથી નિર્માણ થએલી હોવાથી બહુજ લટકાં-પૂંછડાવાળી અને સુંદર વળાંકોવાળી છે, અને પીંછીના લહેકાથી અનેક લીલા કરી બતાવવાની રૂઢિ એ દેશોમાં સ્વાભાવિક જણાય છે. ઘણા યે લહિયાઓ લખી જાણે તેની સાથે સુંદર ચિત્રકામ કરી જાણે છે તેનું પણ આ જ કારણ છે કે





જાપાનની લાક્ષણિક શૈલીનાં બે ચિત્રો. બગલાને જાપાનમાં બહુ પવિત્ર શુકન ગણવામાં આવે છે; અને સૂર્ય તો ત્યાંના રાજકુળનું મૂળસ્થાન હોવાથી તે જાપાનનું રાજ્યચિહ્ન બનવા ઉપરાંત કલાજીવનમાં અનેક પ્રતીકો દ્વારા ચિત્રોમાં પદાર્થોના ધાટમાં તથા રોજિંદી વસ્તુઓમાં સ્થાન પામ્યો છે.

પીંછી પરનો સ્વાભાવિક કાબૂ તેમની મનોગત આકૃતિઓને સહજ અને લાક્ષણિક રીતે આલેખવામાં કુદરતી મદદ કરે છે.

લખવાની પીંછીમાંથી જ ચિત્રકળા વિસ્તાર પામી, તેનું બીજું પરિણામ એ આવ્યું કે ચીન-જાપાનનાં ચિત્રો મોટે ભાગે કાળી શાહીમાં જ નિર્માયાં. કાળી શાહીના લીસોટાથી માંડી પાણીના પટમાં તેની અમ-વર્ણી મિલાવટો જાપાનની કળાને અનેકવિધ પ્રકારોમાં વહેંચી નાખે છે. લગભગ દરેક ચિત્રકાર પોતાની લાક્ષણિક હથોટી અને મિલાવટો માટે પ્રસિદ્ધ થયો છે. એમનું કૌશલ્ય એટલું બધું અદ્ભુત પ્રકારનું છે કે દુનિયાના બીજા દેશોમાં તેનું અનુકરણ થવું સર્વથા અશક્ય લાગે છે. જેમ બીન બજાવનાર પોતાની આંગળીઓથી તાર પર અનેક ઝીણવટો અને સુરાવટો ઉપજાવવા મીંડ વાળે છે તેમ જ જાપાની ચિત્રકાર પોતાની કળામાં નવીનવી ઊર્મિઓનો પ્રભાવ ઉતારવા પીંછીઓ અને રંગપાણીના અનેકવિધ પ્રયોગો કરી જાણે છે. પણ એ ચિત્રકારો પક્વપણાને આરે પહોંચ્યા હોવા છતાં બીજા આગળ જતા ચિત્રકારને આંગણે વિદ્યાર્થી બની કળાની આરાધના કરવામાં શરમ માનતા નથી.

ક્યોતો અને તોકિયો જાપાનના ચિત્રકારોનાં બે મોટાં મથકો છે. ક્યોતો સંપ્રદાય ખાસ કરી પરંપરાગત કલાની હથોટી સાચવીને કૃતિઓ ઉતારે છે ભાવનાઓ અને વિષયમાં પણ તેઓ ઘણે અંશે જૂની પદ્ધતિઓનો સ્વીકાર કરે છે. પણ તે સાથે તેમની અદ્ભુત ચિત્રણાનું સાંગોપાંગ રક્ષણ કરી રહ્યા છે. તોકિયોના ચિતારાઓ અવનવા ક્ષેત્રો ખેડવામાં પાવરધા છે. ચિત્રોમાં આધુનિકતા ઉતારવામાં તેઓ સફળ નીવડ્યા છે એટલી જ જાપાની પરંપરાનું તેમનાં કામમાં અધઃપતન પણ ઘણાને લાગે છે. આવા ભેદો હોવા છતાં જાપાનના પ્રસિદ્ધ ચિત્રકારો તેમના પૂર્વજોની કીર્તિ સાચવી રહ્યા છે અને આજે ત્યાં યુરોપની કળાઓનો જબરો સંપ્રદાય જાગ્યો હોવા છતાં અસલ જાપાની કળાની શ્રેષ્ઠતા એવી ને એવી ટકી રહી છે. યુરોપમાં જાપાનની કળા ઇ.સ. ૧૮૭૮માં પહેલી વાર રજૂ થઈ અને હવે ધીરેધીરે સર્વત્ર તેનો પ્રભાવ સ્વીકારવામાં આવ્યો છે. કોઈ પણ પ્રજાની કળામાં અમુક જાતની અગોચર ગોઠવણી અને સૌંદર્ય હોય જ છે જે સમજવાને ચાલુ પ્રેરણા નકામી નીવડે છે. એટલે માત્ર ચક્ષુગમ્ય આકૃતિને જ અનુકૂળ ઉતારવામાં સફળતા સમજનાર માણસોને જાપાની અનોખી નિરૂપણશક્તિ અને અટપટા પીંછીવિહાર તેમ જ સૂચક કલાવિધાન રુચિકર થતાં નથી. એવાઓ તો ચિત્રપટના ચારે ખૂણા ભરચક કરી મૂકેલા જોવા માગે



કલાકાર સાતો સાન અને તેમનાં પત્ની સાનો હારૂકો સાન. આ દંપતીએ જાપાનમાં મને સૌ પહેલું કલાસૃષ્ટિનું આતિથ્ય અર્પ્યું.
જમણી બાજુનું ચિત્ર 'ભક્તિ'. શ્રીમતી નાકામુગ સાને મને ભેટ આપેલું રેશમી પટ પર કરેલું ચિત્ર

છે એકેએક હકીકતની નોંધ માગે છે. અને દરેક આકૃતિમાં ઘનત્વ ઉપસાવેલું જોવા ઈંતેજારી બતાવે છે

પણ જાપાની ચિત્રકાર તો એવી ફોટોગ્રાફિક છબી-દરકાર પણ કરતો નથી. તે તો સ્વાનુભવ અને સંસ્કારથી પ્રેરિત થઈ પદાર્થ દશ્ય કે પ્રસંગનો કાવ્ય-ભાગ રજુ કરે છે. તે ચિત્ર માટે અવકાશનો બહુ જ સફળ ઉપયોગ કરી જાણે છે. મોટી ભીંત પર એકાદ ચન્દ્રને બરોબર હિસાબથી ચીતરી હવા બતાવવા પૂરતી રંગની છાટ આપી એક વાદળી તરતી બતાવે છે અને થોડા સફેદ પંખીઓની હાર ચીતરી કોઈ કલ્પના-વિહાર રજુ કરે છે. એટલું જ નહિ પણ કદીક તો એ પીછી વાપરવામાં યે અજબ કસર બતાવે છે. પીછીના બે લહેકાથી આકાર રજુ કરી શકાય તો ત્રીજી વાર પીછી લગાડે પણ નહિ. આથી પોતાની પીછીમાથી રેખાઓના હજારો આવિર્ભાવ કરવાની શક્તિ માત્ર જાપાનીઓમા જ જોવામા આવશે.

ખાલી રાખેલી જગ્યામા પણ હિસાબ અને હેતુ હોય છે. તેમાથી એક રજ ભાર જગા ઓછી ન કરી શકાય એવી ગણત્રીથી જ તેણે એક ખૂણે કે વચગાં મુખ્ય આકાર ખેંચ્યો હોય નકામી ચપચપ છોડી દઇ માત્ર આવશ્યક અંગો દોરી વસ્તુનો સાક્ષાત્કાર કરાવવામાં જાપાની કળાની સફળતા છે. પીછીથી એક કુડાળું એવી રીકતથી તે મારે છે કે કલ્પનાના ભાર માત્રથી પીછી મારફત સાચું સફુર-જન જ ઉપજાવે છે. એક બે વધારે ચપકા મારતાં ડાળી અને પાખડાં થઇ જાય છે.

આ કહેવું અને જોવું સહેલું લાગે છે, પણ તે અસર ઉપજાવનારે વર્ષો સુધી બહુ ચિંતન અને અજમાયશથી જ એ સિદ્ધિ મેળવી હોય છે. આવા ઝડપથી ઉપજાવેલાં ચિત્રો જાપાનમાં બહુ માન પામે છે તેમાં જીવન, ચેતન અને મોહિની હોવાં જોઇએ. કાગળ ઉપર જ્યારે ચિત્રકારની બુદ્ધિ અને જીગરનું સત્વ નીચોવાય ત્યારે જ એમા સંપૂર્ણ સફળતા પ્રકટે છે.

કાળા રંગની છીછરી પથ્થરપાટીમાં ચિત્રકાર પાણી ભરેલી અર્ધ નીચોવેલી પીછી બોળે છે, આકૃતિનો મનમાં હિસાબ કરી થોડા વાળ છૂટા પાડે છે અથવા રંગભર્યો બનાવી જમીન પર પાથરેલા કાગળ પર એવા અચૂક હાથે ફેરવે છે કે તેમાંથી ઝાડ પાન કે ડાળી, તેની સુકોમળતા કે કર્કશતા સાથે, નીકળતા દેખાય છે. પીછી ઉઠાવી લેતા તો એનો નાનો પ્રવાસ કર્તવ્ય કરી જ ચૂક્યો હોય. એ જાપાની કળાની અદ્ભુતતા છે. આખે જુઓ છતાં કઇ શક્તિ તે કરી શકી તેને જોવા ન પામો કળામા કંઇ નહિ સમજનારને પણ એ ઝડપ અને સરળતા મુગ્ધ કરી દે છે. પવનમાં ઝૂલતો વાસ, ગર્જન કરતા ધોધ, ઊડતાં પંખેરૂ, કા કા કરતા કાગડા અથવા વનસ્પતિ કે લીલ ઊગેલા પથરા ચીતરવાને લપેટા, વળાંકા ને રેખા, અક્ષર લખવા જેટલી સહેલાઇથી તેઓ ચીતરી આપે

છે ત્યારે લગભગ ચમત્કાર લાગે છે. અનેક ચિત્રકારો સભામાં પ્રેક્ષકોની હાજરીમાં સપાટાબંધ ચપોચપ હસ્તાર ચિત્રો તો દોરી નાખે છે અને એ દરેકમાં કંઇક ખાસ ખૂબી કે નવી ચાલાકી હોય જ. તોક્યોના ફુકુ ઓને નામના ચિત્રકારે હમણાં થોડાં જ વર્ષો પર એક દિવસમાં ૧૨૨૪ ચિત્રો પોતાના પરોણાઓ માટે ચીતરી દરેકને એક એક ભેટ આપ્યું હતું! સવારના પાંચ વાગે હાથમાં બે જ મોટા પીંછડા અને શાહીનું મોટું પાત્ર લઇને બેસી ગયા; સાંજે સાડા સાત વાગે કામ પાર ઉતાર્યું! આ દરેક ચિત્ર એકએક ખાખા-ગોનો જ માપનું હતું,—એટલે કે ૧ ફૂટ પહોળું ને ચાર ફૂટ ઊંચું! એ પૈકીનું એક ચિત્ર આ લેખ સાથે રજુ કર્યું છે.

ચિત્રકળાની ચમત્કૃતિઓ બતાવવાનો જાપાની ચિત્રકારોને ભારે શોખ થતો જણાય છે. એક વાર ટોકિયોના ઉવેનો પાર્કની સેયોકેન હોટેલમાં તાકાઝાકી કોગ્યો અને ફુકી કેતે, આજના બે હયાત ચિતારા, લહેરમાં બેઠા હતા. તેમણે એક સોનેરી પડદા પટ (સ્ક્રીન) ઉપર પોતાના હાથ અજમાવ્યા હતા. સામે આડો ગોઠવેલો ચકચકિત સોનેરી પડદો જોઇ કાતેએ ઊભા થઇને પોતાનો રૂમાલ સુમી (જાપાની શાહી)માં પલાળ્યો અને તે વડે જ એક પડદા પર કણો અને વાંસના મોટા થડિયાં ચીતરી માર્યાં. પછી આંગળીના ટેરવાથી પાન દોર્યાં. એ પછી કોગ્યોનો વારો આવ્યો. તેણે રૂમાલથી બીજા પડદા પર એક આખું વૃક્ષ ખડું કર્યું. તેનાં કેટલાક ફૂલો ચીતરવાને તેણે જ ખૂણામાંથી મીઠાની રકાબીનો ઉપયોગ કરી બતાવ્યો. આ ચીતરામણ રાખી મૂકવામાં આવ્યાં છે.

આ ચિતારાઓના હાથમાં પીંછીની રેખા કે લસરકા ઉપરના વિચારો બની જાય છે. જાપાનીઓમાં વાણી અને વર્તનમાં જે સંયમ, સભ્યતા અને સ્વચ્છતા જણાય છે તેનું આબેહૂબ પ્રતિબિંબ તેમની કલાકૃતિઓમાં ઊતરે છે. પ્રત્યેક જાપાનવાસીને બચપણથી જ પોતાના દેશની કથાઓ, વાર્તાઓ, ઇતિહાસ અને કવિતાનું સુંદર જ્ઞાન આપવામાં આવે છે. બહુ જૂના સુપ્રસિદ્ધ ૧૦૦ કવિતાનો સંગ્રહ લગભગ એકેએક જણને સુપરિચિત અને કંઠસ્થ હોય છે. પ્રખ્યાત સૌંદર્યસ્થાનો, ઝરો, દેવમંદિરો વગેરે સ્થળે ગરીબ કે શ્રીમંત દરેક



ટોકિયોના કલાકાર ફુકી કેતેએ એક દિવસમાં જે ૧૨૨૪ ખાખીમોનો આલેખ્યા હતા તેમાંનો એક

જણ એકવાર જઇ આવવાની મનોવૃત્તિ સેવે છે; અને જાપાનના વૃક્ષો, પહાડો કે દરેક બનાવટ ઉપર તે જાપાને લગતું સૂચન કે ચિહ્ન તો ચીતરાએલું હોય જ. વૃક્ષો પરથી જાય કે રંગ સુદ્ધાં જાપાનનું કવિત્વ ભર્યું હોય. જોયાર પથ્થરો પર કોતરેલા વાંસના ચિત્રમાં પરદેશીને કંઇ જ ન લાગે, પણ જાપાનીને મન તો તેમાં જાપાનની ઉત્પત્તિનો ઉદ્ગમકાળ દેખાય છે. ખૂંટાના પડ ઉપર દેવતાઓએ ભાલું મારી ને ઊંચું કર્યું ત્યારે કાદવના ચોસલાં લચકાં પડ્યાં તેમાંથી જાપાન સર્જાયું છે એ વાતનું તેમાં સૂચન હોય છે. એ જ પ્રમાણે

દરેક ફૂલ, પાન, રંગ વગેરે જાપાનની ઋતુઓ, ઉત્સવો કે જીવનની રસિકતા પ્રકટ કરવા દોરામાં હોય છે.

જાપાનમાં સૈંકડો વર્ષોથી ચિત્રકળાની પરંપરા જીવતી ચાલી આવે છે, એટલે ત્યાં કેટલા યે ચિત્રકારોના વંશવેલા આખા દેશ પર છવાઇ રહ્યા છે અને દરેક કલાકાર કોઇ મહાન સંપ્રદાયનું ગૌરવ સાચવવા ઉગ્ર ઉદ્યમ સેવી રહ્યો હોય છે. દરેક જણ કળાના સૂક્ષ્મતમ પ્રકારો સિદ્ધ કરવા જીવનભર ભગીરથ તપ કરતો લાગે છે. એમના ચિત્રવિષયો પણ અજબ લાગે. ટોકિયોના પ્રખ્યાત ચિત્રકાર ગ્રોકોયામા તેકાને એક ચિત્ર કર્યું. તેનું નામ 'નિહયાકુ તોકા' (બસો દસમી તિથિ). એ દિનનું માહાત્મ્ય જાપાની ગામડામાં બહુ ખેતરમા ડાંગર ભરી હોય પણ ને જ વેળા વાવાઝોડાનો બહુ ભય હોય વાદળા વગરનો દિવસ હોય તો ખેડૂત માને કે ઠીક પાક ઊતરશે. જો વાયરો નીકળે તો બધી ખરાબી થાય. ચિતારાએ એ ચિત્રમાં ખેડૂતને ચિંતા થાય એવું જ આકાશ માત્ર મનોરમૃતિથી ઉતાર્યું હતું. વિદ્યાખાતા તરફથી ભરાતા પ્રદર્શનમા તે રજુ થયેલું.

પંચોતેર વર્ષનો કાવાબાતા શાહી ચિતારો છે. એને તો પીછીની દેવતા વરી હોય એવી શક્તિ એ ધરાવે છે, છતા હજુ વિકાસ કર્યા જ કરે છે. તેની પીછી ચાલે એટલે રૂપ, રંગ અને ચેતન એકસરખાં જન્મ પામે. જાપાનમાં ચિત્રકારોની કૃતિઓ પ્રબળ જવાળામુખીની જેમ પ્રકટ્યા જ કરે છે, છતાં જાપાની ગૃહમાં જુઓ તો ટોકોનોમા (ચિત્રગોખ)માં તો એક યા બે જ ચિત્ર (ખાખીમોનો) હશે. વધારામાં બહુ તો ગોખના અગ્ર ભાગે છતને લાગીને 'ગાકુ' એટલે એકાદ આકાર અને લખેલી કવિતા કે નીતિસૂત્ર ચોડ્યું હશે. બાકીનો બધો કલાસંગ્રહ ભંડકમાં સાચવીને મૂક્યો હોય. તેનો વારો આવે ત્યારે જ તે બહાર નીકળે. ગીજી શોભાની એકબે ચીજો હોય, પણ તે ખસૂસ કરી કલામય હોવાની. પછી બેસવાની ગાદી હોય કે નારતાનું બાજઠ હોય. આ થોડી ચીજોમાં જાપાની 'બ્યોબૂ' એટલે આડપડદો (સ્ક્રીન) શોભાતેમજ કળાના વાહનતરીકે બહુ પ્રધાનપદ પામે છે.

'બ્યો' એટલે આડું ધરવું. 'ફૂ' અથવા 'બૂ' એટલે વાયરો. વાયરો કે પવન અટકાવવાનું સાધન તે 'બ્યોબૂ'. બેવડાઇ જાય તેવા હોય એવા પડદાને જ બ્યોબૂ કહે છે; પણ એક જ ચોકઠા પર મઢેલા, પાયાથી ટેકવેલા ધોડાપડદાને 'સૂઇ તાતે' કહીને ઓળખાવાય છે. સૂઇતાતે હાલ ઘણે ભાગે 'ગેન્કાન' એટલે જાપાની ગૃહની આગલી પ્રવેશ-પરસાળમાં રાખવામાં આવે છે. એ મૂળ ચીન અને કોરીયાનો રિવાજ આવા ઓથ પડદા ઘણી જાતના હોય છે પણ નવ ફૂટ જેટલા ઊંચા અને

## એક અંગત પત્રમાંથી

*** I was *indeed pleased to find an* artist like you, singing the praise of Japanese Life and Art The example of Japan should be an object—lesson to us Indians—who have divorced Art from Life, and divorced Life from Art. Unless our educationists can be persuaded to find a place for Art in our educational institutions, art will continue to be neglected by our educated friends; and unless our men of culture and education are qualified to appreciate and honour our artists, artists cannot live, beautify and elevate our Life.

*—O.C. Gangoly*

તમ સરખા કલાકારને જાપાની જીવન અને કલાના ગુણગાન કરતા જોઇને મને ખરેખર આનંદ થયો હતો. આપણે હિંદીઓએ, કલાના જીવનથી અને જીવનના કલાથી છુટાછેડા કરી દીધા છે; એમને માટે તો જાપાનનું ઉદાહરણ પ્રત્યક્ષ પાઠ રૂપ બનવું જોઇએ. આપણી શિક્ષણસંસ્થાઓમા કલાને યોગ્ય સ્થાન આપવાનું જ્યા લગી આપણા કેળવણીકારોને ગળે ન ઉતારી શકાય ત્યાં લગી આપણ શિક્ષિત મિત્રો તરફથી કલા અવગણના પામ્યા જ કરવાની છે; અને જ્યા લગી આપણો કેળવાએલો તથા સંસ્કારી વર્ગ કલાકારોની કદર બૂજતાં તથા તેનો સમાદર કરતાં નહિ શીખે ત્યાં લગી કલાકારો નથી જાતે ટકી શકવાના કે નથી તેઓ આપણાં જીવનને સુંદર ને ઉન્નત કરી શકવાના —અર્ધેન્દ્રકુમાર ગાંગુલી (તંત્રી.રૂપમ)

















જાપાનની ચિત્રકળા પીછીના લેખનમાંથી ઉપજી હોવાથી પીછીના થોડા જ લસરકા વડે આકૃતિઓ ઉતારવાની ત્વરિત ચિત્રણા ત્યાં અત્યંત વિકાસ પામી છે. તેના થોડા નમૂના.



ક્રેકો નગરના પાદરે આવેલી પોલૅંડના રાષ્ટ્રવીર કોશિયુસ્કોના સ્મરણમાં ઊભી કરેલી માટીની ટેકરી

પોલૅંડની સંસ્કૃતિનું કેન્દ્ર અને જૂની રાજધાનીનું શહેર ક્રેકો (Cracow) નગર છે. એ ક્રેકોના સીમાડા ઉપર ૧૫૦ ફૂટ ઊંચી માટીની એક ટેકરી આવેલી છે. એના મધ્ય ભાગમાં એક વાસણમાં રાક્લાવાઇસની યુદ્ધભૂમિની માટી ભરેલી છે,—એ યુદ્ધભૂમિ, જ્યાં પોલૅંડવાસીઓએ રશિયાના સૈન્યનો સૌથી પહેલો પરાજય કર્યો. એ સિવાય બીજી યુદ્ધભૂમિઓની માટી પણ ત્યાં આણેલી છે અને, પૂજ્ય અને ભાવથી જ્યાંએ રોપેલાં, ગામો અને કોઈના બાગબગીચાને પોતાના વતનથી માટી લાવી આ ટેકરી ઊભી કરી છે. પોલૅંડવાસીને પોતાની જન્મભૂમિની માટીથી અધિક પ્રિય કશું નથી. દેશવટો ભોગવતા પોલૅંડવાસીઓ પોતાના માદરે વતનની માટી હંમેશા સાથે ને સાથે જ રાખતા અને તેમનું મૃત્યુ થતાં તેમના દેહ ઉપર પહેલાં એ માટી છાંટવામાં આવતી.

# કોશિયુસ્કો

## પોલૅંડની આઝાદીનો આશક-જેણે મોતના લણનારાઓ સર્જ્યા

My name is Million, because I love millions and for millions suffer torment.

'પાન ટાડેઅસ' મહાકાવ્ય રચનાર આદમ મીકીએવિચે પોતાના પિતૃતર્પણ (Forefathers' Eve) નામે નાટકના એક પાત્રને મોંએ આ લેખને મથાળે આપેલા શબ્દો ઉચ્ચાર્યા છે. પણ એ વીરોક્તિનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ તો પોલૅંડનો એક જ જણ લઈ શકે એમ છે; અને તે, જેના નામ પરથી એ મહાકાવ્યનું નામકરણ થયું છે, વીરશ્રી ને જ્વલંત દેશપ્રેમથી પોલિશ હૃદયમાં આજ પણ જેનું નામ થનગનાટ ઉપજાવે છે ને પોલિશ સ્વાતંત્ર્યના જંગ સાથે જે વીરનું નામ ચિરકાળ જોડાએલું છે તે 'ટાડે અસ કોશિયુસ્કો.'

ઇસ્લામના આક્રમણ સામે જોન સોબિયસ્કીએ ૧૬૮૩માં વીએનાનું પરિત્રાણ કર્યું હતું. એ જૉન સોબિયસ્કી પોલિશ સલ્તનતના અંતિમ શાસક અને 'ખ્રિસ્તી ધર્મના-રક્ષક' તરીકે પ્રસિદ્ધ છે. તેના મૃત્યુ બાદ ગાદી પર એક પછી એક જર્મન રાજાઓ આવતા ગયા, ને અનાચારો વધતા ગયા. તેમાંના એકે તો પ્રુશિયા તથા ઑસ્ટ્રિયાને પોલૅંડ વહેંચી લેવાની સૂચના પણ કરેલી. અસંતોષ તથા આંતરકલહે પોલૅંડની શક્તિ છિન્નભિન્ન કરી નાખી અને એ જ વખતે, શીકારી નજરે તાકતાં રહેલાં પડોશી રાજ્યોનું તે શિકાર બની પડ્યું. પ્રુશિયા, રશિયા અને ઑસ્ટ્રિયા—સરહદ ઉપરની એ ત્રણે ધીંગી સત્તાઓ એ શિકારને ચાહે તેમ ચૂંથવા મંડી; ને તે એટલી હદ સુધી કે પોલૅંડની કશી નિશ્ચિત સીમાઓ પણ રહેવા ન પામી. છતાં પોલૅંડમાં એક વર્ગ એવો હતો કે જે સ્વાતંત્ર્યને જ જીવનની ઉચ્ચતમ સિદ્ધિ ગણતો; ને એણે દેશમાં સ્વાતંત્ર્યઝંખનાનો આતશપ્રવાહ વહેવડાવવા માંડ્યો.

આવી દેશસ્થિતિમાં જ્યારે ભવિષ્યના સ્વતંત્ર પોલૅંડનો ગર્ભ બંધાઈ રહ્યો (અનુસંધાન પાન ૫૩૩મે)





સામેના તેમજ આ, બંને પાના પર મથાળે પથરાએલું છે તે 'બ્યોબૂ' એટલે આડપડદા ઉપરનુ ડિઝાઇન જેની તકતીઓ એક ઉપર એક પાછીને ગોઠવી દઇ શકાય એવા પડદાને જ 'બ્યો બૂ' કહે છે. તેનાં ચિત્રોના આલેખનમાં ખુબી એ હોય છે કે તેની બધી તકતી-ઓ ઉપર એક મોટું સળંગ ચિત્ર આચ્છાદિત કરેલું હોવા છતાં તેની એક જ તકતી ઉઘાડો તોપણ એક સંપૂર્ણ ચિત્ર તે પર દેખાય; અને તે પછી બે ત્રણ કે એમ જેટલી તકતીઓ ઉઘાડો, અથવા કોઇપણ તકતીઓ સાથે લો તો તે પર પણ એ ચિત્રનો એટલો ભાગ એક અનૂટ અને સંપૂર્ણ ચિત્ર લાગે. આવા બ્યોબૂ-આડપડદા-શોભા તેમજ કળાના વાહન તરીકે જપાનમાં પ્રધાનપદ ભોગવે છે અને તે પરનાં ચિત્રોના પ્રકારો તો જપાનના ચિત્રકામની વિશિષ્ટતા છે. ઉપયોગના પદાર્થોને સુંદરતા અપવાનું એ પ્રજાનું લક્ષણ કુદરતી હોઈ, આવા પડદાઓ પર કલાનું વર્ણણ કરવામાં કોઈ મણા રાખતું નથી. આ પાના ઉપર બીજું ચિત્ર પણ એવા એક આડપડદાનું છે....... સામેના પાના પર ચિત્રની ઊભી ત્રણ તકતીઓ છે તે 'આપીમોનો' અથવા ચિત્રપટ. જપાનના પ્રત્યેક ઘરમાં મુખ્ય સ્થાને એક મોટો ગોખ હોય છે અને તેમાં એક ખાપીમોનો (એટલે ઊભો ચિત્રપટ) ટાંગેલો હોય છે મોટા અમીરથી માંડી અદનામાં અદના ગરીબના ઘરમાં પણ આ ખાપીમોનો ઘરનું મુખ્ય સુશોભન હોય છે. તે હાથનું જ ચીતરેલું હોવું જોઇએ એવી ધાર્મિક ચુસ્તતા જેવી પરંપરા જપાનમાં પ્રવર્તે છે અને તેને લીધે પ્રજાજીવનમાં કળાને અનેકરીતે ટકાવ અને વિકાસ મળે છે. અનેક ચિત્રકારોની તેની પાછળ આજીવિકા ચાલે છે.





**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

(૧) ઊઘડતા પ્રભાતે-જગન્નાથ યાદવ (કરાચી) પહેલું ઇનામ; (૨) વાંદરાને નીસરણી-ડી.બી. ખોપકર



# સનાતન ધર્મ

[વગર રંજાએ ભજવાય એવી નાટિકા]

## પારાયણ

આ નાટિકા વાંચી જ શકાય એવી છે: કદાચ ભજવવા જેવી ન લાગે તો પે વાંચી લેવી, એવો મારો આગ્રહ છે ફક્ત એક જ શરત પાળવાની છે; તે એ કે આ લેખકને સહ-અભિનય માટેનો મમત એટલો બધો છે કે આ વગર રજાએ ભજવાય એવી નાટિકામાં પણ સ્ત્રીનો પાઠ પુરુષ ભજવે એ અપવાદ ખાતર પણ કબૂલ રાખવા રાજી નથી વિદ્યાર્થીઓએ તો ખસૂસ ભજવવી. જો મુરબ્બીઓ આ ભજવવા માટે વિદ્યાર્થીઓને રજા ન આપે એમને ભજવનારાઓએ કહેવું કે આમાં સ્ત્રીનો પાઠ તો તદ્દન નિર્દોષ છે; ક્યાંય એમને સૂગ ચઢે એવી 'ભોળા પેગલી'ની વાત નથી, માટે વિદ્યાર્થીઓને ભજવવા દેવામાં વાંધો ન લેવો. એ સાથે આ લેખકની બીજી એક નાની શરત એ છે કે બાજુએ છાપેલો છાપાનો ફકરો ભજવનારાઓએ કાર્યક્રમમાં આખો ઉતારી છપાવવો; કારણ આ લેખક આટલી અમસ્થી નાટિકા ખાતર પોતાનાં હાડકાં સનાતનીઓને હાથે અથવા એમની ડાંગે ખોખરાં કરાવવા ઈચ્છા ધરાવતો નથી એ તારીખવાર છપાએલો ફકરો વાંચીને કેટલાક સનાતની ભાઈઓને ખાત્રી થશે કે આ નાટિકાની વસ્તુ કેવળ ગપગોળો નથી, પણ આપણી પુરાણ-પ્રાચીન, સુજલામ્ સુફલામ્ ધન્ય ભારતભોમમાં જાહેર રસ્તા ઉપર બનેલી વાત છે! ચં

હરિજન કન્યાને ઉગારવા કૂવે ગયા હતા ને મરણ પામ્યા છે.

### સનાતનીઓને સમર્પણ

નાગપુર, તા. ૮ મી મે—નાગપુરના જરીપટકા નામના પરામાં એક સનાતની બાઈની જીંદગી બચાવવામાં અસ્પૃશ્યતા ક્યાં કેવી રીતે આવી તેનો હૃદયદ્રાવક કિસ્સો બહાર આવ્યો છે. એમ જણાય છે કે એક સનાતની હિંદુ બાઈ કુવામાં પાણી ભરતાં અચાનક કુવામાંથી પડી ગઈ. તેણે કુવામાંથી મદદ માટે બુમો પાડવાથી બે હરીજનો (મહાર જુવાનો) કુવા તરફ દોડી ગયા અને પેલી બાઈની જીંદગી બચાવવા કુવામાં ઉતરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓને આમ કરતાં સવર્ણ હિંદુઓ તરફથી અટકાવવામાં આવ્યા હતા અને જણાવ્યું હતું કે તેમ કરવાથી કુવામાંનું પાણી અપવિત્ર થશે. આ અપશુકનના પરિણામે તે બાઈ ડુબીને મરણ પામી હતી.

## પાત્રો

ગંગા • રૂડકો    ગાવલો • ભુરો    તુલસીદાસ • રહેમતખાં    શિવશંકર • વિદ્યાર્થી • બે મુસાફરો

[આબુ કે મહાબળેશ્વર કે એવા કોઇ પહાડ ઉપર જવાનો પાકો મોટરનો રસ્તો એ રસ્તાનો લગભગ અધવચનો એક ભાગ આરામ લેવાનું મથક ઉપર હવા ખાવાનું સ્થળ છે, યાત્રાનું ધામ છે, જોવાલાયક ઇમારતો છે. રંગભૂમિ પર તો દેખાય છે કોઇ સખી દયાળુ ગૃહસ્થે બેસારેલી પાણીની પરબ. પાણીનાં બેચાર મોટાં માટલાં, પરબની નાની છાપરી, પાસે એક ગરીબ બાઇ, હાથમાં કળશિયો. . . બાઇનું નામ ગંગા પાસે એનો નાનો દીકરો રૂડો ફાટેલી ડગલી અને નહિ જેવી પહેરેલી પોતડીમાં સજ્જ બેઠો છે કે ઊભો છે બીજા ખૂણામાં ઝાડ નીચે જાણે આરામથી એક સુઘડ દેખાતા જુવાન ચોપડી વાંચતા બેઠા છે. પડદો ઊપડ્યા પછી બેત્રણ મિનિટમાં ગાવલો અને ભુરો ધીમેધીમે ગાતા આવે છે. ગાવલો શિખર ઉપરના બંગલામાંનો જાજરૂ સાફ કરનારો ભંગીઓ છે. ભુરો જરા વધારે સ્વચ્છ અને સારાં કપડાંમાં છે, તે શિખર ઉપરની એક વીશીમાં રસોઇઓ છે.]

**મા**વલો: કેમ ગંગાબેન, બહુ થાકયાં દેખાઓ છો ? લ્યો, જરા પાણી પાઓ.

ગંગા: (વાંસની અરધી ફાડી નળી લઇ તેમાં ઉપરથી પાણી રડે છે, તે ખોબે ઝીલી માવલો પીએ છે. ગંગા બોલતી જાય છે:) અરે ભાઈ, આજે તો બહુ થાકી ગઇ! કોઇ મોટા શેઠીઆ એકનાથ જાય છે—એ જ; પણે જુઓને પલટણ બેઠી છે. ખીચડી રાંધવાના છે, એનું પાણી ખેંચાખેંચાને તો હું આ થાકી.

ભુરો: તે એમના માણસોને ખેચતાં શું થાય છે?

ગંગા: અરે ભાઇ! મેલોને એ વાત. મેં અને રૂડાએ મળીને આવી પંદર ડોલ્યો ખેંચી.

માવલો: (પી રહી) બસ બેન, બસ; ભગવાન તમારૂં ભલું કરો. પાણી તો એવુ ટંકુ સે! લ્યો ભુરાભાઇ, ગટું ભીનું કરો.

ભુરો: લાવો, (પીએ છે).

માવલો: તે આ ભુરાભાઇને વાસિયું નહિ? પુણ્યશાળા'

ગંગા: અરે ભઇ, ભગવાનની આંખોમા તો બધા ય સરખા. પણ ઓલ્યા એ ધરમવાળા લઇ બેઠા છેને— એ તો હું જાણું છુ કે તમે બે માજણ્યા ભાઇ છો; પણ દનીઆ કંઇ ઓછી જ જાણવા ગઇ છે ?

ભુરો: (પી રહી) અરે અમારી વીશીમા કેક ધરમાત્મા મારી રસોઇ જમી ગયા. માવલો અહીં રહ્યો ઇમા, નહિ તો કને, એને પણ હું ભામણ બનાવી દેત. બહારગામ ગયા કે ધરમ સુધર્યો.

માવલો: એ ગંગાબેન, ખરૂં પૂછો તો મને એવું ના ગમે' એ ઠીક સે, બે રૂપીઆ વધારે રળી ખાય સે, બાકી એ છેતરવાનું મારાથી તો ના બને.

ભુરો: અરે મોટાભાઇ! દુનીઆ એમ જ હાલે. આ તમે હવાર પડે ને લોકોના મેલા ઢહડતા ઢહડતા ઘયડા થયા, અને ઉપરથી આ વાસિયું—હડધૂત; 'આઘા ખહો' એ કપાળે ચોટેલું તે જુદુ. આ હું પોસ વરહ મુબઇ કરી આવ્યો તે જુઓ હું જ ચોકખો રસોઇઓ.

ગંગા: હોવે ભાઇ હોવે! લોકને તો દેખ્યાનું ઝેર છે; બાકી ધરમની નિંદા આપણે કા કરીએ ?

માવલો: ખરૂં, ગંગાબા ખરૂં કાધું

ગંગા: તે આજે બે ભેગા નીચે ગયાં'તા?

ભુરો: આ શેઠને માટે રતો! કોઇ મોટા શેઠીઓ સે. આ જુઓને, થોડું શાકભાજી, સીધું સામાન વગેરે ગાંઠડો આપ્યો સે અને માવલાભાઇને હમાથે લીધો. એની આ ડગલી ફાડી ગઇ, તે નવી સીવવા આલી દીધી. એણની સાલ ઉપર બહુ લોક આવવું લાગે સે તો!

ગંગા: હોવે રે; દવા ખાવા યે આવે, અને ચપટીક ધરમ યે નાંખી જાય; બેઉ કામ.

ભુરો: પેલા ભાઇ કોણ બેઠા છે?

ગંગા: કોક મેંમઇ તરફના મોટા વદારથી છે. ખટારામાં નથી ગયા, પગે દેંડતા નીકળ્યા સે. અહીં જરા ગમી ગયું લાગે છે, તે બેઠા છે.

ભુરો: આમ તો હોંશીઆર લાગે સે.

ગંગા: અરે હા રે, હમણા મારી દીકરીને એક કાગળ લખવો હતો તે તડ દઇને લખી આલ્યો. વળી ઠીકઠીક વાતો પણ કરી. તો જ જણાયું જે એ તો વળી સુધારાવાળા છે.

ભુરો: ગાંધીવાળા?

ગંગા: ઇ તો કોણ જાણે, પણ આભડછેટમાં નીં માનતા. ભાઇ, ભણીને એટલું ના હમજે કંઇ?

[અંદર ભૂંગળું વાગે છે]

ભુરો: આ કોકની મોટર આવી.

ગંગા: એ જ હશે, શેઠીઆ. હમણાંક ને પાણીની...

ભુરો: તે જમી કરીને ઉપર જવાના ખરૂં ને!

રહેમતખાં મોટર ડ્રાઇવર: (આવીને) હા હા. લાવ પાણી. (પીએ છે).

[એટલામાં બીજા બે વટેમાર્ગુઓ આવીને પાણી પીએ છે; રહેમત પેટ્રોલનું પીપ લાવી પાણી લે છે.]

૧ મુસાફર: હાશ! જેણે આ પરબ બેસાડી તેનું કલ્યાણ થજો. કેવું સરસ પાણી!

૨ મુસાફર: જગ્યા પણ સરસ છે.

૧ મુસાફર: ઘણી સરસ! નીચે જતાં તો તાપ વધવાનો.

માવલો: (પડયો પડયો) હારે, ઘણો. અમે હમણાં જ આવ્યાને?

૧ મુસાફર: હં હં દીવાસળી છે?

માવલો: એ છે તો ખરી, પણ હું તો ભંગીઓ સું

૧ મુસાફર: અરે? આલને, અદ્ધરથી આલજે!

માવલો: (ખોળે છે) અરે! નીકળતાં લીધી હતી ને? પેટી કયા ગઇ—હેં—વાહ ભાઇ! અરે ત્તારી, નથી ભાઇ!

૨ મુસાફર: નસીબ જ ફૂટેલાંને?

માવલો: પણે જાઓ, પેલા બામણો રસોઇ કરે

ત્યાં; કોક હળગાવી આલશે.

ગંગા: હમણાં બૂમ પડશે: ચાલ જીવ! લાવ એક માટલું ભરી દઉં. (ઊભી થાય છે) તમે તો હીંડવા માંડવાના કે?

માવલો: ના રે, જરા થાક ખાવાના. બેઠા સીએ; થોડી વાર પસે જશું.

[શેઠ અને નૉકર પ્રવેશે છે.]

શેઠ તુલસીદાસ: અરે અમારા માણસો કંઇ જોયા કે?

ગંગા: હા રે, એ જુઓ પણે, ઢોળાવ પાસે—

તુલસીદાસ: એ જો, મારા નૉકરને ગાડીમાં નાખવા થોડું પાણી આપજે.—દેખો, રહેમતખાં, તુમ ઇધરસે પાની લો, ઔર ગાડી બરાબર રખ્ખો.

રહેમતખાં: અચ્છા સાહબ!

તુલસીદાસ: ઠીક હય; મૈં જાતા હું—ઉધર. હં, મુકામ તો અચ્છા હય. અજીવાલ, દેખો ઠંડક ભી હય.

[જાય છે.]

રહેમતખાં: પાની ઠંડા હય કયા?

ગંગા: હાં ભાઇ, પીવું છે? રૂડા, લે પાણી પા; હું બીજું ખેંચી લાવું. (જતાં જતાં) ઓ ભગવાન! આજ તો પગ ઠર્યો નથી રહેતા.

ભુરો: (પડચો પડચો) એ કોણ શેઠ સે?

રહેમતખાં: તુલસીદાસ શેઠ.

રજો મુસાફર: હવે.ત્યા કોણુ બીડી સળગાવવા જાય છે.ચાલને આપણેતો ગાડી પકડવાની–ચાલતા માંડીએ.

૧ મુસાફર: ચાલો, મળી જશે કોઇ રસ્તે, તો જોઇ લઇશું. કંઇ દીવાસળી નહિ મળે? [જાય છે.]

ભુરો: ખરી દુનિયા સે, માવા! ભાઇ, આપણે જો બેગા રહેવા માંડીએ તો આપણા બેના ચાર વાગી જાય.

માવલો: અરે ચાર તે કેવાકના લાગે? જોવા જેવા! એકે હાડકું પાંદડું ના રહેવા દે.

ભુરો: પેલા ભાઇ પણ ખરા વાંચવામાં ગરક સે તો! ડોકું યે ઉંચું નથી કરતા.

[દૂરથી ધબાકાનો અવાજ આવે છે.]

માવલો: અલ્યા એ શું?

ભુરો: કૂવા તરફ કંઇક થયું–ભારે ધબાકો હતો. અલ્યા રૂડકા જો તો? [રૂડો જાય છે.]

માવલો: ગંગાને બે વાર તો ઘણી થઇ, લાવને હું જ જાઉં.? [એ પણ જાય છે]

અંદરથી અવાજ: એ દોડો દોડો તો ભાઇ! (વિદ્યાર્થી ચોપડી ઊંચી મૂકી આગળ આવે છે) શું છે? આ ધમાલ શી છે?

ભુરો: દઇ જાણે, કોક કૂવામાં પડ્યું લાગે સે.

વિદ્યાર્થી: (એ તરફ જોતો એકલો) ખરેખર! કંઇ થયું લાગે છે; કોઇ પડ્યું જ લાગે છે.

[માવલો ઉતાવળે પાછો આવે છે.]

માવલો: ભુરા ગંગાબોન પડી સે. રૂડકો બસારો રડે સે; એને સાનો રાખો તો હું માણહો બોલાવી લાવું.

વિદ્યાર્થી: તે તમે જ ઊતરો ને?

માવલો: અરે ઊતરવા તો હું ગયો, પણ પેલા કોક શેઠે મને દેખ્યો, તે ના પાડી. પૂસ્યું કોણુ સે તું? તો કે ભંગીઓ; તે કાઢી મેલ્યાં.

ભુરો: અરે હેંડ, પેલા બામણા આવતા આવહે, આપણે બે જ ઊતરીએ.

[બંને જાય છે. શેઠ આવે છે]

તુલસીદાસ: (ઉતાવળે) અરે રહેમતખાં! ઓ રહેમતખાં! ઓ શિવશંકર! અહીં આવો અહીં, અહીં આવો! મૂઆ; સત્યાનાશ જાય પેલા ભંગીઆનું–એ કૂવો અભડાવે છે!

વિદ્યાર્થી: શું, છે શું શેઠ?

તુલસીદાસ: અરે પેલો ભંગીઓ કૂવે ઊતરે છે.

વિદ્યાર્થી: પણ પેલી બાઇનો જીવ બચાવવાને?

તુલસીદાસ: અરે શું કંઇ ધરમનું ભાન છે કે નહિ? તમે પણ કોઇ ભણેલ લાગો છો તો!

[બ્રાહ્મણ અને રહેમતખાં આવી પહોંચે છે તેમને]

જાઓ, જાઓ! શિવશંકર, અરે તમે નહિ અડકતા, રહેમતખાં જાઓ પેલા ભંગીઆને પકડો જુઓ, દોડો દોડો અટકાવો! (એ બંને પણ જાય છે.)

વિદ્યાર્થી: શેઠ! જીવ બચાવવો એ ધર્મ ખરો કે નહિ?

તુલસીદાસ: અરે પણ તેથી કંઇ આખો કૂવો અભડાવી મરાય? મારે જીભાજોડી નથી કરવી.

વિદ્યાર્થી: તો બાઇનો જીવ બચાવવા તમે ઊતરો.

તુલસીદાસ: તો તમે જ ઉતરોની! મોટા પરોપકારી જીવ નહિ જોયા હોય તો!

વિદ્યાર્થી: તો શેઠ, તમારી પાસે તો આટલા માણસો છે, તેમાંથી કોઇને ઉતારો.

તુલસીદાસ: (કૂવા તરફ જોઇને) મારો, મારો સાળાને; બધાને તરસ્યા મારવા છે કે શું? મારો, રહેમતખા!

વિદ્યાર્થીઃ પણ તેમાં માર શાનો મરાવો છો?

તુલસીદાસઃ અરે કંઇ વાત છે? સાલા બંને એક-બીજાને અડકી અંદર ઊતરવા જાય છે.

[શિવશંકર આવે છે.]

શિવશંકરઃ ઝીલ્યા ન રહે ને, શેઠ! જુઓને, એ તો આ રહેમતખાં મજબૂત તેમાં...

વિદ્યાર્થીઃ પણ તેમાં માર શાનો મરાવો છો? આ કંઇ જાતનો ન્યાય?

તુલસીદાસઃ અરે બસ, તમે પણ જબરા છો. હા શિવશંકર' જાઓ જાઓ' છે સાળાઓનું જોર? જુઓને, માર મારે છે છતાં દોડવા જાય છે! રહેમતખાં, મારો મારો એ ઢેડાઓને સાળાને.

[શિવશંકર જાય છે]

અંદરથી અવાજઃ અરે કોઈ આવો આવો—કૂવામાં બાઇ પડી ગઈ છે.

વિદ્યાર્થીઃ અરેરે બિચારી પરબવાળી બાઈ—મને તરતા આવડતું નથી, નહિ તો હમણાં હું ઊતરત

તુલસીદાસઃ એ બરાબર છે, પણ તેથી કંઇ પાણી અપવિત્ર કરાય?

વિદ્યાર્થીઃ પણ બાઇનો જીવ તો બચાવવો જોઇએને?

તુલસીદાસઃ અરે, એમ આખી દુનિયાના જીવ બચાવવા બેસીએ તો પાર કેમ આવે? એવા તો સાલાં રોજ કૈંક મરતા હશે.

વિદ્યાર્થીઃ (અંદર) એઇ, એમને ઊતરવા દો, છોડી દો, છોડી દો, છો ઊતરે.

તુલસીદાસઃ અરે કંઇ વાત છે? ધરમનું સત્યાનાશ કરવા બેઠા છો!

વિદ્યાર્થીઃ અરે શેઠ, જિંદગી મોટી કે ધરમ મોટો?

તુલસીદાસઃ ધરમ મોટો, ધરમ! સત્તર વાર ધરમ મોટો. (અંદર) એઇ! પકડી જ રાખજો—એને નહિ ઊતરવા દેતા.

વિદ્યાર્થીઃ તમે પણ ખરા છો શેઠ! આમાં પેલી બાઇનો જીવ જશે. લાવો હું જોઉં છું બને તો કંઇ કરૂં.

[જાય છે]

તુલસીદાસઃ હા, પણ પેલા ઢેડાઓને નહિ ઊતરવા દેતા. અરે શિવશંકર! ઓ શિવશંકર! એ લોકોને પકડી અહીં લાવો, અહીં ત્યારે જ ઠેકાણે આવશે.

[શિવશંકર અને રહેમતખાં બંને ઢેડાઓને પકડી લઇ આવે છે]

શિવશંકરઃ અરે શેઠ! આપણા રહેમતખાં, એટલે પહોંચી વળાયું; બંનેને દે પગમાં ધડાધડ! ઓ ભગવાન! અંત્યજો કૃપને ભ્રષ્ટ કરે એ તારાથી પણ કેમ દેખ્યુ જાય છે!

તુલસીદાસઃ કયાં રહેમત?

રહેમતખાંઃ અરે દોનોં પાજિયોંકી મિટ્ટી પલીદ કર ડાલી મૈંને તો!

માવલોઃ અરે, બાપજી! મારા પગ ભાંગી નાખ્યા.

[પડીને બેસી જાય છે]

તુલસીદાસઃ ચૂપ રે સાલા ઢેડા!

ભુરોઃ પણ મને શા માટે પકડ છ, હું કયાં ઢેડ છું?

તુલસીદાસઃ અરે ચૂપ! તું આ ભંગીને અડકેલો કેની—તું યે સાલા લાગે છે તો ઢેડો જ!

માવલોઃ અરે પણ બિચારી ગંગાને તો કોઇ બચાવો.

તુલસીદાસઃ હા, હા...હા, તે હવે એનું કંઇ કરીએ. શિવશંકર! તમે ઊતરશો!

શિવશંકરઃ દોરડું તો જોઇએને! હું કૃપાશંકરને મોકલું, એ હોશિયાર છે (જાય છે) પણ હું ઢેડાઓને અડયો છું; ન્હાયા વિના કેમ ઊતરૂં?

તુલસીદાસઃ હા, હા શિવશંકર! જોજો મને પણ નહિ અડકતા.

[વિદ્યાર્થી દોડતો પાછો આવે છે]

વિદ્યાર્થીઃ અરે શેઠ બાઇ બચે એવું નથી લાગતું. પેલો છોકરો બિચારો એકલો ઊભો ત્યાં રડે છે. કંઇ તો કરો?

તુલસીદાસઃ અરે, દોરડું હોય તો કોઇ ઊતરે; પણ દોરડું જ નથી ને?

ભુરોઃ અરે દોરડાની શી જરૂર સે? હમણાં હું ઊતરી પડું.

તુલસીદાસઃ (વિદ્યાર્થીને) તમે ઊતરો ને.

વિદ્યાર્થીઃ મને તરતાં નથી આવડતું, નહિ તો હમણાં જાત; પણ આ એને જવા દોને?

તુલસીદાસઃ અરે કંઇ વાત છે? તમે પણ શું ગમે તેમ બોલો છો? હિન્દુ છો કે કોણ છો?

વિદ્યાર્થીઃ છું તો હિન્દુ.

તુલસીદાસઃ આવા હિન્દુ? હં, આવા હિન્દુ? શરમ નથી આવતી? આખો કૂવો વટાળવા નીકળ્યા છો.

વિદ્યાર્થીઃ પણ પેલી બાઇ મરી જશે તેનું શું?

તુલસીદાસ: તે એનું કરીએ છીએ. લાવ જોઉં ?

[અંદર જાય છે.]

માવલો: ઓ ભગવાન! મારી નાખ્યો મને, પગ જરા વળતો નથી.

ભુરો: અરે હેવાનની માફક માર શાનો માર્યો તેમાં?

રહેમતખાં: ઇતનેસે હિ બસ કર; વર્ના જ્યાદા બર્ખા દરાઝીસે મામલા ઓર ભી બિગડ જાયગા.

[દરમિયાન શિવશંકર મટકામાં પાણી જુએ છે.]

શિવશંકર: અરે પાણી તો બે લોટા પણ પૂરું નથી.

તુલસીદાસ: (આવીને) અરર, બાઇને કાઢવી તો પડવાની.

વિદ્યાર્થી: મને લાગે છે કે બાઇ બિચારી મરી જ ગઈ હશે.

તુલસીદાસ: ખરેખર! ઓ ભગવાન!

શિવશંકર: ચાલો ચાલો હવે તો કાઢવી જ પડશે, નહિ તો નવાશે કેમ.

[રહેમતખાં, તુલસીદાસ અને શિવશંકર જાય છે]

વિદ્યાર્થી: આ તો જુલમ થાય છે.

માવલો: જુલમસ્તો બાપજી! આજે ગરીબનું કોઇ નથી.

ભુરો: અરે ખબર પડશે—ઉપર બંગલાગા જાજરા ભરાયા જશે ત્યારે. આ માવલાથી ઉપર કેમ કરી જવાવાનું હતું જે?

વિદ્યાર્થી: અરે એ તો બીજો માણસ લાવશે.

માવલો: અરે બીજો માણહે આવહે, પણ આ બિચારા રૂડકાની મા કંઇ પાસી આવવાની સે! એનું હવે કોણ?

વિદ્યાર્થી: કંઇ નહિ, કંઇ નહિ, ભાઈ! એને હું અનાથાશ્રમમાં મૂકવાની તજવીજ કરીશ.

ભુરો: એ તો મહેરબાની તમારી, પણ આ પરબ ભાંગી તેનું શું? કેટલા પંખીઓને શાહન હતી! તઇણ કલાકમાં કઇ મોટી ભૂખ લાગી જતી હતી, તે વળી અહીં પીસકું રંભાવવા બેહા?

વિદ્યાર્થી: ભાઇ! ધરમના અવતારો છે બધા.

ભુરો: (ધીમેથી) ભાઇ! તમે તો ભણેલા છો, બને તો આ છાપાંમાં આલજો.

વિદ્યાર્થી: પણ તેથીયે શું વળે? અને આજકાલ તો છાપાવાળા પણ આવું છાપતાં ગભરાય છે.

ભુરો: કેમ?

વિદ્યાર્થી: એમને પણ સનાતનીઓ માર મારવાની ધમકી આપે છે ને?

માવલો: ઓ ભગવાન મારા!

[નિસાસો નાખે છે.]

[શિવશંકર અને તુલસીદાસ પાછા આવે છે]

શિવશંકર: ત્યારે શેઠ' રસોઇ ટાઢી થઇ જશે તેનું શું?

તુલસીદાસ: તો જમી લઇએ, પહેલા. પણ તમારે નહાવાનું શું?

શિવશંકર: એ તો રહેમતખાને અડક્યાશ એટલે હું ચોકખો થઇ જઇશ.

તુલસીદાસ: હા, હા, ધરમમાં એ ટુચકો છે ખરો.

[રહેમતખાં આવે છે.]

રહેમતખાં: વહ ઓરત તો મર ગઇ દિખાતી, સાબ!

[રડતોરડતો આંખે હાથ દઈ રૂડકો આવે છે.]

ભુરો: આવ, બેટા! આવ!

વિદ્યાર્થી: શેઠ! આનું કોણ જવાબદાર!

તુલસીદાસ: આપણે શું કરીએ ભાઇ? જેવી ભગવાનની મરજી! ચાલો શિવશંકર! પતરાળાં માંડો.

[અંદર જાય છે અને પડદો]

ચંદ્રવદન મહેતા



# સાહિત્યનાં અંગ

## ૧ · નિબંધ

લેખક · શ્રી સુરેશ દીક્ષિત એમ એ, એમ એસસી.

સાહિત્યમાં નિબંધનું અંગ નાનું પણ મહત્ત્વનું છે. બહોળા વાચન અને ઊંડા વિચારને અંતે નિબંધનું શરીર ઘડાય. નિબંધ વિષયે એવા ખોટા ખ્યાલ પ્રચલિત છે કે જેથી જાતજાતનાં ને ભાતભાતનાં લખાણોને નિબંધની કોટિમાં બેસાડી દેવાય છે. બાળકોને નિશાળમાં લખતા વાંચતાં આવડ્યું કે ગાયઘોડાથી માંડી સત્ય અને પ્રમાણિકતા ઉપર નિબંધ લખાવાય છે. નિબંધ લખવાની પદ્ધતિ પાડી અને વિષયની રેખાસૂચિ દોરાવી આખા યે અંગને બાંધી જકડી લેવામા આવે છે. કળાના કોઇ પણ અંગને પદ્ધતિ ન હોય. પદ્ધતિ અને પ્રણાલિકા સ્વીકાર્યાથી સાહિત્યમાંથી વ્યક્તિત્વ ચાલ્યું જાય. પદ્ધતિ અને પ્રણાલિકા એ વિજ્ઞાનની દોરી છે. નિબંધમાં વિષયના અર્થ અને ઉત્પત્તિથી માંડી કઇક ઉદાહરણ, દલીલો અને અવતરણ સાથ પુરાવવા આવવાં જોઇએ એવી માન્યતા ઘણાની હોય છે. નિબંધ એ નિર્ણય (Thesis) નથી એ સ્વીકારી લેવું જોઇએ.

ગુજરાતી સાહિત્યમાં નિબંધ અણવિકસિત અંગ છે અને ઘણે અંશે અપ્રિય પણ છે. એનો અર્થ સ્પષ્ટ નથી. કવિતા નહિ, નાટક નહિ, વાર્તા કે નવલકથા નહિ તે નિબંધ, એવો નકાર ભર્યો વિચાર પણ યોગ્ય નથી. નિબંધ એટલે કળા, સર્જન અને શુદ્ધ સાહિત્યનું ઊંચું અંગ એ જ એની સત્ય કક્ષા છે. પદ્યમાં ઊર્મિભરી નાની કવિતાને જેવું સ્થાન છે તેવું જ સ્થાન ગદ્યમા નિબંધનું હોય. ફેર એટલો જ છે કે કવિતામાં લાગણી અને અનુભવ જેવાં છે તેવાં નિબંધમાં મનન અને ચિંતન હોય. કવિતાના સુંદર ભાવ સમજવા અને પ્રશંસા કરવા વાચકને હૃદયની જરૂર છે તેટલી જ નિબંધની તુલના કરવા બુદ્ધિની યોગ્યતા જોઇએ. નિબંધના લેખકમાં અભ્યાસ અને ઊંચી કલ્પનાનો સંયોગ હોવો જોઇએ

નિબંધ લખવો એટલે નિશાળીઆની રમત નથી. નિબંધ એટલે એક વિષયને અથથી ઇતિ સુધી ચૂંથી નાખવો કે તેનું પરિપૂર્ણ સમર્થન કરવું એમ નહિ. નિબંધનો ઉદ્દેશ ઉપદેશ કે વિષયનું સમર્થન પણ નથી. જે લખાણથી વાચક કંટાળી જાય તે નિબંધમાં ન ખપે. ઊંચો નિબંધ પહેલેથી તે છેલ્લે સુધી વાચકને મુગ્ધ રસમાં પકડી રાખે. જે લખાણમાં લેખકને હોય તેટલા જ્ઞાન કરતાં વધારે જ્ઞાન હોવાનો ડોળ હોય તે તરત જ કંટાળો આપે. નિબંધમાં વિચારોની પરંપરા હોય પણ એક જ વિચારનું પિષ્ટપેષણ ન હોવું જોઇએ. એક જ વિચાર ઉપર અસમાન ભાર એ સારા નિબંધનું લક્ષણ નથી. શબ્દની ઝાંઝર અને વાક્યોની આંટી-ઘૂંટી એ આવા સાહિત્યમાં જરા યે ન પાલવે. આપોઆપ સહેલાઇથી ન સમજાય એવું લખાણ સાહિત્યની હદમાં પણ ન આવે. નિબંધની

(અનુસંધાન આગળ પૃ. ૫૨૮ મે)

# પરાજિતા નંદાદેવી

તાજેતરમાં જ, વેલ્સ યુનિવર્સિટીના પ્રોફેસર ગ્રેહામ બ્રાઉનની સરદારી નીચે બ્રિટિશ–અમેરિકન સંયુક્ત ટુકડીએ ૨૫,૬૬૧ ફૂટ ઊંચા નંદાદેવી પર મેળવેલો વિજય પહાડખેડાણના ઇતિહાસનો એક સોનેરી સફો છે. યુક્ત પ્રાંતોમાં આવેલું હિમાલયનું એ બ્રિટિશ સામ્રાજ્યમાં સર્વોચ્ચ શિખર છે. એને પરાજિત કરવાના પ્રયત્નો તો અરધી સદી થયાં અવિરત ચાલુ જ હતા. તેનું એક કારણ તો એ કે પડોશમાં આવેલા એવરેસ્ટ અને મધ્ય એશિયામાંના બીજા કેટલાક ભાગો જેવો પરદેશી સીમાનો રાજકીય અંતરાય તે માટે ન હતો.



દાનવોનું રહેઠાણ ગણાતી નેળને પડખે વામન વૃક્ષરાજિમાં ઉન્નત મસ્તકે ઊભેલા આ અદ્‌ભુત ગિરિશિખરે આજ અરધી સદી થયાં સાહસબાજોને જે છક્કડ ખવડાવી હતી તેનું આ વિજયી ચઢાણ સ્વાભાવિકતઃ જ માનવ પ્રયાસની એક વધુ નવાજેશ બને છે. એનો અનુલ્લંઘ્ય મનાએલો માર્ગ તો શિપ્ટને ૧૯૩૪થી સહજ લંઘ્ય બનાવી દીધેલો છે.

પાંચ વર્ષ પહેલાં અંગ્રેજ સાહસબાજ એફ. એસ. સ્માઇથ પોતાની ટુકડી સાથે હિંદમાં આવેલો ને કમેટચળાનું આરોહણ તેણે સફળ કરેલું. પણ નંદાદેવી તેથી યે ૧૦૦ ફૂટ ઊંચું આવેલું છે એટલે માનવપ્રગીન ઉચ્ચોચ્ચ સ્થાનનો રેકૉર્ડ આ આરોહણથી તૂટી છે. જોકે ઘણા યે પહાડખેડુઓએ એવરેસ્ટ પર એથી વધુ ઊંચાં ચડાણો કરેલાં છે, પણ હજુ સુધી એ ગૌરવોન્નત શિખર અજેય રહ્યું હોઇ એ ગણનામાં લેવાય એમ નથી.

આ બ્રિટિશ–અમેરિકન ટુકડીએ ધાર્યા કરતા પણ એક માસ વહેલું પોતાનું કામ ખલાસ કર્યું છે. એનાં વાસ્તવિક કારણો માટે કલ્પનાનો જ સહારો લઈ શકાય. જૂન માસમા તેઓ મુંબાઇને કિનારે ઊતર્યા ને સીધો જ હલ્લો લઇ જવાની પોતાની ઉમેદ બર આણી. ૧૯૩૪ની શિપ્ટન–ટિલ્મૅનની ચડાઇનાં તારતમ્યોનો તેમને બહુ સરસ લાભ મળી ગયો.

શિપ્ટનની એ ચડાઇ હિમાલય પરના આક્રમણપ્રયાસોનું પ્રકૃષ્ટ પરાક્રમ છે. નંદાદેવીની પરાકિતા ખીણ સુધી પહોંચવામા સફળ થનાર એ પહેલો જ અખતરો હતો. એ આરોહક ટોળામાંનો ટિલ્મૅન પણ આ વખતે પ્રો. ગ્રેહામ બ્રાઉન સાથે હતો. પ્રાથમિક તૈયારીઓ પૂર્ણ કરવા મિ. ડબલ્યુ. લૂમિસ સાથે એ સૌ પહેલો હિંદ આવેલો.

પોતાના 'નંદાદેવી' નામક પુસ્તકમાં શિપ્ટને એક કાબેલ ને વ્યવસ્થિત ટુકડી હોય તો કેવી સફળતાથી તેનું ચઢાણ કરી શકે તે પૂર્ણતઃ દર્શાવી દીધું છે; ને શિપ્ટનના એ માર્ગસૂચનને અનુસરીને જ બ્રિટિશ–અમેરિકન ટુકડીએ કાર્ય શરૂ કર્યું હતું. ઉત્તર ધ્રુવની સફરોમાં વપરાતા હલકાં કૅનેડિયન કપડાં સૌએ વાપર્યાં હતાં. બરફ માટેના ખાસ જોડા ને ખોરાક પણ બધો સૂકો સાથે લીધેલો. ૧૮,૦૦૦ ફૂટ પર તેમણે પહેલી છાવણી નાખી, ને ત્યાંથી ત્રણ અઠવાડિયે એ ઉન્નત ગિરિશૃંગ સર કર્યું.

આ વિજયે સાહસબાજોના મનમાં ફરી એક નવી આકાંક્ષા જન્માવી છે અને તે, યોગ્ય બંદોબસ્તપૂર્વક જો સુનંદી ટુકડી ગોઠવાય તો, એવરેસ્ટ સર કરવાની. પણ દુનિયાના કોઇ પણ ભાગ કરતાં વધુ નિષ્ફળતાઓ ધરાવતો હિમાલયનો એ મુકુટમણિ એમ સહેલાઈથી નમતું આપશે કે નહિ તે જોવાનું રહે છે.

હિમાલયનાં જુદાંજુદાં શિખરોનું ચઢાણ આજ સુધી તો યુરોપિયનોના જ ઇજારા જેવું રહ્યું હતું. પણ તાજેતરમાં જ હિંદ આવેલી જાપાની ટુકડી અને હિંદમાં યે એ માટે ઊઠેલો શોર બતાવી આપે છે કે હવે વધુ વખત એ ઇજારો ટકી નહિ શકે.

હિમાલયનું ચઢાણ પણ કંઈ પહેલું જૂનું નથી. એવરેસ્ટના આરોહણ માટે પહેલી ટુકડી ૧૯૨૧માં ગઇ હતી. ૧૯૩૬ સુધીમાં પાંચ પ્રયત્નો એ મહાશિખરની વિજય-

પ્રાપ્તિ માટે થએલા છે. ઉપ્રી બંને ચડાઇઓ અલ્મોડાના ડેપ્યુટી કમિશનર મિ. રુટલેજની સરદારી નીચે થઇ હતી, જે બંને નિષ્ફળ ગઇ છે.

એવી જ રીતે નંગા પર્વત પર પણ જર્મનોએ ત્રણ ત્રણ વાર પ્રયાસ કરી જોયો છે ને તેમને પણ નિષ્ફળતા મળી છે. છેલ્લી ૧૯૩૪ની ચડાઇમા તો તેમના નેતા હેર વિલી મર્કલનો પોતાની આખી ટુકડી સાથે એના બરફમાં જ નાશ થયો.

K2 તરીકે ઓળખાતું ગૉડવિન ઑસ્ટિન પણ મનુષ્યના વિજયપ્રયાસોથી બાકી નથી રહ્યું. હિંદી સરકારની મદદ મેળવી આજ વર્ષોથી નેધરલૅંડ્ઝનો કૉન્સલ જનરલ તેની પશ્ચિમ બાજુએથી ચઢાણના પ્રયાસો કરી રહ્યો છે, પણ હજુ સુધી તો સફળતા દૂર જ રહી છે. કાંચનજંઘા પણ ત્રણત્રણ વાર પ્રયાસો થયા છતાં હજુ અપરાજિતા જ રહેલી છે.

ત્યારે ઉન્નત શૈલશૃંગ હિમગિરિના આજ સુધી તો માત્ર બે જ શિખરો જિતાયા છે. ૧૯૩૦મા મિ. સ્માઈથની સરદારી નીચે કમહાચળ (૨૫,૦૦૦ ફૂટ), અને આ સાલ મિ. બ્રાઉનની સરદારી નળે નંદાદેવી (૨૫,૬૬૧ ફૂટ) આટલી નામની સફળતા એ ગિરિરાજના ગૌરવને જરા યે વિકીર્ણ કરી શકે તેમ નથી. હજુ તો એના અનેક શિખરો પડ્યાં છે જેની તળેટીએ વિજયેપ્સુઓનો પગસંચાર પણ નથી થયો. એ છે નેપાળમાં આવેલું ધવલગિરિ (૨૮,૦૦૦ ફૂટ), કુમાઉમા ૨૫,૦૦૦થીયે વધુ ઊંચાઇનાં પંચચૂલી ને ગુર્લા માંધાતા, તથા હિમાલયની પશ્ચિમ ગોદમાં અને કાશ્મીર તથા નેપાલમાં આવેલાં અનેક અનામી શિખરો.

પણ એ દુષ્કરતાથી માનવ વિજિગિષા દબાઈ જાય એવું કશું નથી. હિંદનું એ પાપ હતું કે આજ સુધી એણે એ પ્રત્યે મૌન સેવ્યું હતું. પણ થોડા વખતથી એ પણ સાહસશોધ ને ભૌગોલિક સંશોધન પ્રત્યે પોતાની આજસુધીની બેપરવાહીના પશ્ચાત્તાપ રૂપે સક્રિયતામા પગલાં માંડવા તૈયાર થયું છે. ૧૯૩૩માં દિલ્હી ખાતે 'ધી ઇંડિયન હિમાલયન એક્સ્પેડિશન ક્લબ' સ્થપાઇ છે જે દર વર્ષે આરોહણ-પ્રયાસો કરવાની ઉમેદ ધરાવે છે. ગ્રેટબ્રિટનની રૉયલ જીઓગ્રાફિક સોસાયટી અને અમેરિકાની નૅશનલ જીઓગ્રાફિક સોસાયટી મુજબ હિંદની એક આગેવાન સંસ્થા બની રહેવાના એને કોડ છે.

આ ક્લબ ૧૯૪૦ પહેલાં પોતાનું કાર્ય શરૂ કરવાની છે. એ માટે બ્રિટિશ સરકારના પાસ અને હિંદી સરકારની પરવાનગી તો અગાઉથી મેળવી લેવાયાં છે. હિંદવાસીઓનો ધર્મ છે કે એ ક્લબના સભ્ય બની એનાં આશા ને ઉત્સાહ ટકાવી રાખે. — 'કુમાર'

## સાહિત્યનાં અંગ..નિબંધ (અનુસંધાન પૃ.૫૨૬થી)

યોગ્યતા તેના લંબાણ ઉપર હોય તો ટૂંકું લખાણ સૌમા સરસ લેખાય.

નિબંધના લેખકને વિષયનું સ્વરૂપ ઘડવાની પૂર્ણ સ્વતંત્રતા હોય. એક જ વિષય ઉપર છૂટાછવાયા વિચાર હોય તો પણ તે બધા ફૂલની માળા માફક એક જ દોરીએ પરોવાએલા હોવા જોઇએ. વિષયાંતર એ નિબંધનો રોગ છે, તેમ જ એકાએક વિચારનો ઉથલો કે પલટો એ બીજો વ્યાધિ છે. પહેલો રોગ ઝટ પરખાઇ આવે, પરંતુ બીજો દોષ તરત પરખાય નહિ.

નિબંધનો ખરો રસ તેની ભાષા ઉપર છે. સચોટ ભાષા, છટાયુક્ત શૈલી અને વહેતી નદી જેવો વિચાર-પ્રવાહ ગમે તેને આકર્ષી શકે. કોઇના ઉછીના લીધેલા વિચારો કે પારકાના ઘસડી આણેલા શબ્દો કદીયે સાહિત્યમા ઝળકાટ ન આણે. સ્પષ્ટ વિચાર, સાદી ભાષા અને અણસમજને અવકાશ ન રહે એવી શૈલી નિબંધને દીપાવે.

ગંભીર વિષયો ઉપર જ નિબંધ લખાય એ એક વહેમ છે. વિષય ગમે તે હોય, પણ લેખક એને જે સ્વરૂપ આપે તે ઉપર લખાણનું મૂલ્ય અંકાય. ખડખડાવીને હસાવે કે આસુ આણીને રડાવે એ બળ નિબંધમા ન હોય. પરંતુ વાચક પ્રેરાય અને લેખકનો સંગરંગ લાગે તો જ નિબંધ સાર્થક ગણાય જગતના રાજકીય, સામાજિક કે ધાર્મિક ઝગડાઓમા નિબંધે જ શસ્ત્રની પહેલી ગરજ સારી છે. વર્ણન, ઇતિહાસ, સમીક્ષા કે વિવેચનથી, નિબંધ તેની ભાષા, સ્વરૂપની એકતા, શૈલી અને વિચારમયતાથી તરત જ જુદો પડી જાય. નિબંધનું સ્વરૂપ સાહિત્યના કોઈ પણ અંગ સાથે ઓતપ્રોત ન થાય.

જે પ્રજાના સાહિત્યમાં તેજસ્વી નિબંધ ન હોય તે પ્રજાનું માનસ ઊંચી કોટિનું ન હોય. નિબંધ સાહિત્યનો અર્ક છે, પ્રજાના માનસનું માપ છે.



# હઠીલો વાણિયો

રવિભાઇ જાપાનથી આવ્યા તે દિવસથી આખા ગુજરાતને એમણે જાપાનની વિવિધરંગી પરિચય કરાવવા માંડ્યો છે. જાપાનમાં આમ અને જાપાનમાં તેમ; જાપાનની કલા આવી અને જાપાનીની કલાપ્રિયતા તેવી. રવિભાઇ રહ્યા કલાનાથ: એટલે બધું અનુભવથી, આત્માના અવાજથી બોલે. એમના સંસર્ગથી સારાસારા માણસો પણ આજે આપણે ત્યાં જાપાનની વાતો કરતા લાગ્યા છે. ઘણા સમજીને, વિચારપૂર્વક: મારા જેવા વળી કોઇ દીધે જ રાખનારા.

પરંતુ જાપાનની કલાની એક વાત રવિભાઇએ કરી હોય એવું મને યાદ નથી. એ હું તમને અહીં કહેવાનો છું. જાપાનની પિછાન કરવા રવિભાઇને ઠેઠ જાપાન જવું પડ્યું. હું વગર જાપાન ગયે અહીં બેઠો બેઠો, કલાનો કક્કોય નથી જાણતો છતાં, જાપાની કળાના, એના લોકસાહિત્યના એક અનિવાર્ય અંગની વાત કરી શકુ. એટલી મારી વાતની વિશેષતા જ ને?

આ અપૂર્વ અંગ તે 'હઠીલો વાણિયો.[1]' એક જાતનું જીવડું. આપણે ત્યાં નાનામોટા સહુ એને ઓળખે છે. એરોપ્લેન જેવો એનો દેખાવ[2]. વીજળી વેગે પાંખો ફફડાવવાની એની ટેવ. એક ને એક સ્થળે ફરીફરીને આવવાનો એનો 'હઠીલો' સ્વભાવ—આ બધું અબુઝ ગામડાવાસીને પણ પરિચિત છે.

છતાં આપણી સૌન્દર્યવૃત્તિ એનાથી નથી સંતોષાઇ. પ્રાચીનો એને ભૂલી ગયા છે. આધુનિકો તો એની સામે જુએ જ શાના?

જાપાનની વાત નોખી છે. ઇતર દેશોમાં જંતુશાસ્ત્રીઓ જ્યારે સાવ અંધારામાં હતા, ત્યારે જાપાનમા આ જંતુનો અભ્યાસ ઉચ્ચ કોટિએ પહોંચ્યો હતો. ત્યાની ભાષામા એ પ્રાણીની પ્રત્યેક જાતનું વિશિષ્ટ નામ પડ્યું છે. આબાલવૃદ્ધ પ્રત્યેક જાપાનીને એનો ગાઢ પરિચય છે. એમની કવિતા, એમની કથા, એમનાં શિલ્પ અને ચિત્ર, એમના સમગ્ર જીવનમાં આ અદ્‌ભુત અપૂર્વ લોકોત્તર રૂપસંભારવાળું જીવડું કોઇ ને કોઇ રૂપે પ્રતિબિંબિત છે. જાપાનીઓની વિચારસૃષ્ટિ, કલ્પનાસૃષ્ટિ અને સૌન્દર્યભાવના સાથે હઠીલા વાણિયાનો અબાધ્ય સંબંધ છે: હતો અને છે. એમના મનથી પતંગિયાં કરતાંયે ઊંચું સ્થાન હઠીલા વાણિયાનું છે.

સૌન્દર્યપૂજામાં યે સૂક્ષ્મદર્શિતા દાખવનારી જાપાની જેવી વ્યવહારુ પ્રજાનું ચિત્ત જે હરી શક્યું, તેનો નિકટનો પરિચય આપણને પણ ઉપકારક નીવડશે.

હઠીલા વાણિયાનું શરીર પાતળી સોટી જેવું. નાનામાં નાનું એક ઇંચનું: મોટામાં મોટું ત્રણેક ઇંચ જેવડું. એનું પેટ દસ સાંધાવાળું. પતંગિયાંની પાંખો મોહક પણ એનો દેહ તો જરા યે આકર્ષક નહિ જ્યારે હઠીલા વાણિયાના દેહની શોભા તો મનોહર છે. એનો રંગ ચળકતો, વિવિધવરણો. કોઇનો પીળો, કોઇનો લાલ; કોઇ લીલા, આસમાની, ગુલાબી, કાળા—એમ અનેક રંગના દેહવાળા વાણિયા જોવામાં આવે છે.

પાંખો: સરખી કે સરખા જેવી, દેહની બંને તરફ

---

[1] અંગ્રેજીમાં Dragonfly; જંતુશાસ્ત્રીઓ એને Odonata કહે છે. જાપાની નામ મને નથી આવડતું.

[2] અંગ્રેજીમાં જેને 'એરોપ્લેન' જંતુ કહે છે, તે વળી જુદું જ. જેની શરીરરચના જોઈ વૈજ્ઞાનિક વિશ્વ મુગ્ધ બન્યું છે એવા એ વિચિત્ર જીવડાનાં દર આપણા ગુજરાતની નદીઓના કાંઠે ઠેરઠેર નજરે પડે છે એની રસિક કથા વળી કોઇક વખત.

બઅેના જોડકે. આડીઅવળી નસો ગૂંથીને બનાવેલી ટેનીસ રૅકેટની જાળી જેવી. ઉઘાડી (પતંગિયાંના જેવાં રજકણ વિનાની). આજે તો મોટામાં મોટી ૩.૧ઇંચની જોવામાં આવે છે.[૩]

સામાન્ય રીતે પાંખો રંગ વિનાની કે ક્વચિત લાલપીળા રંગના છંદ વાળી જ હોય છે. છતાં બેત્રણ જાતોની પાંખો અવર્ણ્ય સુન્દરતાવાળી છે. એમાંની એક[૪]ની ચકચકિત તલવારના રંગની, આસમાની કે લીલા રંગની. બીજી જાતની[૫] પાખોનો રગ લીલો, વાદળી કે તાંબાવરણો ભારે જમાવટવાળો હોય છે. પણ આ બધાને પાણી ભરાવે એવી તો ત્રીજી જાત[૬] છે એમા અનેક—ચકચકિત લાલ, બદામી, આસમાની, તાંબાવરણા, લીલા—રંગોનું એવું સપ્રમાણ અને અદ્દભુત મિશ્રણ છે કે એની શોભા કેવળ વર્ણનાતીત જ છે.

મૂછો[૭]: નાની, માથામાં ઢકાઇ જતી.

સુંઢ[૮]: નથી; કારણ એ માંસાહારી છે એટલે કઠણ જીવડા ચાવવાને દૃઢ જડબાવાળું[૯] એનું મો હોય છે

આંખો: મોટી, ચણાની દાળના દાણા જેવડી. માથાની બને બાજુએ આવેલી.

પગ: છ[૧૦]. જીવડા પકડી શકાય તેવા, પણ ચાલવામા નકામા. પતંગિયા ચાલે ખરા, પણ એમના પગથી જીવડા પકડવાના નથી, એટલે એમની કેટલીક જાતોના આગલા પગ નકામા, સુકાઇ ગએલા હોય છે.

કાતરિયું:[૧૧] કેટલીક જાતોની માદાની પૂછડી નીચે સહજ વાંકું, છરીના ઘાટનું નાનું 'કાતરિયુ' હોય છે. એના વડે એ પાણીના છોડમા ઊભો ચીરો પાડી, અંદર ઈંડાં મૂકી શકે છે.

અવતારલીલા: પતંગિયાની પેઠે હદીલા વાણિયાને પણ કેટલાક અવતાર લેવા પડે છે. પણ પતંગિયાંની અને એની રીત જુદી છે. હદીલા વાણિયાનું બચપણ પાણીમાં જ જાય છે. એની માદા વરસમાં એક જ વખત ઇંડાં મૂકે છે. આ ઇંડાં મૂકવાનાં સ્થળ અને રીત પણ જુદાંજુદાં. એક વર્ગની વાણિયણો પૂછડી પાણીમાં બોળી, છૂટાં ઈંડાં નાખે, જે તળિયે કાદવમાં ચોંટી રહે. બીજા વર્ગની નેતર, બરૂ, પાનો વગેરે પાણી વચ્ચે કે કિનારે ઊગતી વનસ્પતિના થડમાં કાતરિયાથી ચીરો પાડી તેમાં ઇંડાં મૂકે. કોઇનાં ઇંડાં છૂટાંછવાયાં: કોઇનાં માળાના મણકા પેઠે પરસ્પર સંકળાએલાં.

એકવીસ દહાડામાં તો ઇંડું ફૂટે અને બીજો[૧૨] અવતાર થાય. પછી બીજામાંથી ત્રીજો[૧૩] એમ અગિયાર (કોઇકોઇના તો પંદર) અવતાર સુધી પહોંચે, એટલે પૂર્ણ અવયવવાળો હદીલો વાણિયો બને. આ બધો વિકાસ આસ્તે આસ્તે થવાનેઃ ઈંડામાંથી પૂર્ણ વિકાસ થતાં બેથી પાંચ વરસ લાગે છે. આ સમય દરમિયાન એનો આહાર પાણીમા રહેતી જીવાત હોય છે.

હદીલા વાણિયા સ્વભાવે જ માંસાહારી છે. પતંગિયું વનસ્પતિનો રસ પીનારૂં; વાણિયો જીવાતનો આહાર કરે. નદી, તળાવ, કાદવ કે સરાણમાંથી મચ્છર વગેરેને ખાય એટલે દરજ્જે એની આર્થિક ઉપયોગિતા. રાતે ઘરમા આવીને નાના ફૂદાં ખાતાં પણ મેં એને જોયો છે. મોટા વાણિયા નાનાનો ભક્ષ કરે એ વળી વધારામાં.

આ જંતુનું બચપણ પાણીમાં જ જાય છે, છતાં પુખ્ત ઉમરના વાણિયા પાણી ઉપર ક્વચિત જ ફરતા દેખાશે. માત્ર ભરપૂર વનસ્પતિવાળાં જલાશયોમાં હદીલા વાણિયાનો પાર નથી હોતો. એક જ દાખલો આપું. ચંડોળા તળાવ ભરાયું હોય છે ત્યારે મોટે ભાગે એમાં વનસ્પતિ નથી હોતી. એ વખતે એમાં આ જંતુ ભાગ્યે જ, બહુ અલ્પ સંખ્યામાં જોવામાં આવે છે. જ્યારે એની પશ્ચિમે, અરધા માઇલ પર 'સુંદણ' નામની તળાવડી વનસ્પતિથી ભરપૂર હોવાને લીધે આ જંતુથી ખદબદે છે. ગયે જાન્યુઆરીમાં હું ત્યાં ગયો હતોઃ હદીલા વાણિયા પકડવામાં મારા અઢી ત્રણ કલાક ક્યાં ગયા તેની ખબર જ ન પડી. મ્યુનિસિપલ સુએજ ફાર્મનાં ખાબોચિયાં તો એમને મન સ્વર્ગ એમનો પ્રિય

૩ Megaloprepus caerutus

૪ Calopteryx

૫ Rhyothenais

૬ Rhinocypha

૭ ઍન્ટીના

૮ પ્રોબોસીસ

૯ મૅન્ડીબ્યુલેટ

૧૦ તેથી જ તેને 'ઇન્સેક્ટ'—જંતુ કહેવાય

૧૧ Ovipositor.

૧૨ Pro nymph; અવતાર-instar

૧૩ બીજાથી અગિયાર (પંદર) સુધી Free Nymph નામ

વસવાટ તો ભેજવાળાં સ્થળ કે જળાશયની સમીપનો પ્રદેશ છે. ઝાડની ઘટામાં પાન કે ડાળી પર બેસી રહેવાનું પણ એમને ગમે છે. કોઈકોઈ મૂતરડી અને ઉકરડા પર પણ ભમતા હોય છે. સ્વભાવે જ એ સૂર્ય-પ્રકાશના પરમ પૂજારી છે, એટલે સવારે સૂર્યોદય થાય ત્યારથી તે ઠેઠ સંધ્યાકાળ સુધી એમનું ભ્રમણ ચાલુ હોય છે. કોઈકોઈ જાત રાતે પણ આથડતી દેખાય છે. મારા નવા વસવાટમાં મેં અરધી રાતે વીજળીના દીવાથી ડૂદાં શોધવા ખેંચાઈ આવતા કેટલાયે વાણિયા પકડ્યા છે.

એમનો ઊડવાનો વેગ અકલ્પ્ય છે. નાનાનાના કાઠી વેગે ઊડનારાઃ જ્યારે કોઈકોઈ જાત[૧૪]ની ગતિ તો કલાકના ૬૦ માઈલ જેટલા વેગવાળી છે! નાગ પ્રમાણે જ સ્વભાવવાળી (એક સ્થળ પ્રિય) છતાં, ક્વચિત્ તીડ, પતંગિયાં વગેરે પેઠે એનાં ટોળેટોળાં સ્થાનાન્તર[૧૫] કરે છે. કયા પ્રકારની સંવેદનવૃત્તિ આવી યાત્રાની પ્રેરક શક્તિ છે તે તો કોણ જાણી શકે? એ સમસ્યા તો અધૂરી જ છે.

હદીલા વાણિયાના બે વર્ગ છેઃ સહેજે ઓળખાય એવા. એકનું નામ Anisoptera. મજબૂત બાંધાના જંતુ. બેસે ત્યારે પાંખો પાથરીને. એની આંખો માથા વચ્ચે જોડાએલી કે અત્યંત પાસેપાસે. પાંખો સરખી નહિ. બીજો વર્ગ Zygoptera. સુન્દરમાં સુન્દર હદીલા વાણિયા આ જ વર્ગના. પાતળી નમણી દેહ-લતા. અત્યંત રમણીય રંગે રંગાએલી. એના લાવણ્યથી એનું નામ 'દેમ્વાઝેલ'[૧૬] પડ્યું છે. પાંખો સરખીઃ બેસે ત્યારે પીઠ પર ભેગી ઊંચી કરી, પૂંછડી તરફ સહેજ ઝુકાવેલી. આંખો વચ્ચેથી છૂટી. એને 'કાતરિયું' હોય છે.

આ વિચિત્ર જંતુની વસતી ઝાઝી નથી. બધી મળીને જગતમાં ૩૦૦૦ જેટલી જાતો જાણવામાં આવી છે. પરંતુ પ્રાચીનતામાં એની તોલે ઝાઝાં પ્રાણી આવી નહિ શકે. એના વંશનો વેલો હજારો વર્ષોથી ચાલતો આવ્યો છે. એનો એક પૂર્વજ[૧૭] સૃષ્ટિના વિકાસક્રમના છેક Carboniferous યુગનો હાથ લાગ્યો છેઃ એની પાંખો જ ખાસી દોઢદોઢ ફૂટની છે!

ભારતવર્ષમાં ગીચ ઝાડીવાળા દુર્ગમ જંગલ, ગાઢ વનરાજીવાળા નદીના તટપ્રદેશ, સૂકા રેતાળ રણ, હરિયાળાં ખેતર—સર્વ સ્થળે એ વસે છે. ખરે બપોરે અમદાવાદની પોળો અને જાહેર રસ્તામાં ભટકતા તથા ઘરમાં પેસી જતા પણ મેં એને જોયા છે.

દેખાવે બીવડાવનારા છતાં એની ચપળતા, ખુશમિજાજી સ્વભાવ અને વિવિધ રંગે રંગાએલી દેહલતાને લીધે હદિલા વાણિયા જોનારની આંખો ઠારે છે. એમને શોધવા જવાની ઝાઝી તકલિફ નથી પડતી. ઊલટું એમનો વિચિત્ર દેખાવ અજાણતાં યે આપણી આંખ આકર્ષે છે. છતાં આપણા દેશમાં એ હજુ ઉપેક્ષિત જ રહ્યા છે એટલું એમનું (અને આપણું) દુર્ભાગ્ય.

વનેચર

---

૧૪ દા.ત. Austrophlebia

૧૫ *Migration*

૧૬ 'રૂપસુન્દરી'.

૧૭ Miganeura નામનો

---

**સાદીની ફૂલવાડી**

'Have you no laws', said I one day to Age Meer, 'but the Koran and the traditions upon that volume?'

'We have', said he gravely, 'the maxims of Sadi.'

Sir John Malcolm (Sketches of Persia)

એક સુલ્તાનનો નોકર હતો, એની સ્ત્રીએ એને કહ્યું, 'છોકરાં ભૂખ્યાં છે તે બાદશાહને રસોડેથી કંઈક ખાવાનું લઈ આવો.' પતિ કહે, 'આજ તો રસોડું હરામ હશે, કેમ કે કાલે રાતે બાદશાહે ઉપવાસની આખડી લીધી છે.' સ્ત્રીએ કહ્યું, 'અરેરે, ઉપવાસ કરીને બાદશાહને વળી શું લેવું છે? એનો ઉપવાસ છૂટે તો મારાં છોકરાંને ઉત્સવ થાય.'

પરોપકારી રોજ મિષ્ટાન્ન ઊડાવે તોપણ તે નિત્યઉપવાસી સ્વાર્થપરાયણ કરતાં સારો

ટંકનું ભોજન માણસ છોડે તે ભોજન તે ભૂખ્યાંને એ આપે, તો જ એને ઉપવાસ કરવાનો અધિકાર છે. નહિ તો ઉપવાસને કલેશ સહન કરવાથી શું સાર? દેવા

# ચાલતા નથી માટે—

**અખાડો** શરીરવિકાસનું વિજ્ઞાન ચર્ચતો વિભાગઃ જેમાં સુસંહત શરીરની ઝંખનાથી વ્યાયામની ઉપાસના કરનારા યુવાનો અનુભવની આપલે કરે છે.

**વા**રંવાર હું એવા માણસોના પરિચયમાં આવું છું કે જેમને શરીરને સુન્દર કરવું છે, પણ વ્યાયામ કરવો નથી. કસરતની એમને સૂગ નથી હોતી, પણ શરીર કસવામાં કરવા પડતા શ્રમથી એ કંટાળે છે મને પોતાને પણ વ્યાયામ કરવાની જરૂર નથી લાગતી. જો મનુષ્ય પ્રાકૃતિક જીવન જીવે તો સુન્દર સ્વસ્થ અને સશક્ત શરીર ઘડવામાં, વ્યાયામ જેવા કૃત્રિમ સાધનો વિના પણ, સફળ થઇ શકે છે એવી મારી દઢ શ્રદ્ધા છે.

પ્રકૃતિમાં નજર કરો. જડ મનાતાં પશુઓને વ્યાયામ કરતાં કોઇએ જોયા? છતા એમના લોકોત્તર બળ અને ચપળતા, સુન્દર દેહ અને નીરોગી જીવન કેટલા ઉત્તમ પ્રતિના સચવાય છે! અકસ્માત ન થાય તો. આ બધા અપૂર્વ વીર્યમત્તા, સંપૂર્ણ આયુ, અવ્યાહત જીવનબળ, અદ્ભુત શક્તિના ઊભરાતું યૌવન અકુંઠિતપણે ભોગવે છે.

તો પછી એકલા મનુષ્યપશુનું જ અકાળે મરણ શા માટે? નિર્બળતા, રોગગ્રસ્ત શરીરસ્થિતિ, અલ્પાયુ, નિર્વીર્યતા—આ બધાંનો ભોગ એકલો મનુષ્ય જ કેમ? મુખ્ય એક જ કારણ છે. તમે માનશો? એ 'ચાલતો' નથી માટે. અરે, 'ચાલવા'ની કયા વાત કરીએ! એને 'પશુ' તરીકે ઊભા રહેતાં પણ નથી આવડતું. પછી મરે જ ને! ચાલવાના અને ઊભા રહેવાના—પ્રાકૃતિક ગતિ સ્થિતિના જ્ઞાનનો અભાવ જ મનુષ્યની વિકળતા, કુરૂપતા, રોગી દશા અને અકાલ વૃદ્ધત્વનું મૂળ છે.

મનુષ્ય બેપગો પશુ છે. આખી જીવસૃષ્ટિમાં એ એકલો જ 'ટટાર' ચાલે છે એટલે એનો પરમ શત્રુ ગુરુત્વાકર્ષણ છે. પૃથ્વીનું અદૃશ્ય કઠોર બળ મનુષ્યને સતત પોતાની તરફ અધોમુખ ખેંચે છે. આ ખેંચાણ મનુષ્યના દીર્ઘાયુનું ઘાતક છે.

ચોપગાં પશુઓ પર આ ગુરુત્વાકર્ષણની ઝાઝી અસર નથી થતી. એમનાં શરીર પૂરેપૂરાં સમતોલ છે. ચાર ખૂણે ચાર થાંભલા હોય અને તે ઉપર બાંધેલો

❡ માનવામાં ન આવે એવી વાત છે.

સરસ બલવાન સ્નાયુવાળું સુંદર શરીર ઘડવું હોય તો, નિર્બળતા વ્યાધિ ને મૃત્યુ પર વિજય મેળવવો હોય તો—એક જ ઉપાય છેઃ **ચાલો.**

❡ ખરેખર, માન્યામાં ન આવે એવી વાત છે! શું? ભારેભારે વ્યાયામ કરવાથી ખીલેલાં શરીર જેવાં શરીર કેવળ ચાલવાથી તે ઘડાતાં હશે?

❡ શા માટે નહિ?

સિંહ, વાઘ, ઘોડો, કુતરો, હરણ—કયા અખાડામાં વ્યાયામ કરવા જાય છે?

એ બધો પશુવર્ગ નિયમિત કસરત ન કરવા છતાં યાવજ્જીવન સુંદર સૌષ્ઠવપૂર્ણ દેહ સાચવી શકે છે, તો એકલા માનવીએ જ શો ગુનો કર્યો?

❡ ત્યારે? . . વાંચી જુઓ આ લેખ.

માંચડો હોય. એનો ભાર જેમ સરખી રીતે, દરેક થાંભલા ઉપર છૂટો છૂટો છતાં ચારેના સંયુક્ત બળથી સમતોલપણે વહેંચાયો હોય છે, તેવી રીતે પશુઓના શરીરનો ભાર એમના ચાર પગ પર સમતોલ સ્થિતિમાં ઝીલાવાને લીધે, પૃથ્વીનું ખેંચાણ એમની સ્થિરતા ડગાવી શકતું નથી.

જ્યારે મનુષ્યની વાત જુદી છે. એના 'માંચડા'ના બે જ સ્તંભ છે. આખા ઊભા શરીરનો ભાર આ બે પાયા જ વહન કરે છે. એથી જ ગુરુત્વાકર્ષણના બળનો પ્રતિકાર કરવો એને માટે અઘરો છે. એટલી એની દશા નિરાધાર. બે થાંભલા ઉપર, ઊભો ડોલમડોલ થાય એવો ટટાર ભાર સમતોલ રાખવો એ કેટલું કઠિન છે એની કલ્પના અઘરી નથી. માથા ઉપર પાંચસાત માટલાં ઉપાડી બેચાર ડગલા ચાલી જોવાથી ઝટ સમજાશે.

મનુષ્યનો દેહ 'ટટાર' રહે, એ હેતુથી કુદરતે શરીરની બંને બાજુએ પરસ્પર વિરોધી ક્રિયાશક્તિવાળા

સ્નાયુઓનાં જોડકાં મૂક્યાં છે. પેટ અને સાથળના સ્નાયુઓનો સ્વભાવ (આકુંચન–ધર્મ) દેહને આગળ નમાવવાનો–કમરમાંથી વાળીને માથું પગ ભણી લઈ જવાનો છે. એનાથી ઉલટું, સાથળની પાછળના તથા બરડાના–ખાસ કરીને નીચેના ભાગના, કરોડની બંને બાજુએ દોરડા જેવા દેખાતા સ્નાયુઓનો આકુંચન-સ્વભાવ દેહને કમરમાંથી પાછલી તરફ વાળવાનો અર્થાત્ સીધો ટટાર રાખવાનો છે. એવી જ રીતે ડાબી બાજુએ શરીર કમરમાંથી ન ઝૂકી જાય એ અર્થે જમણા પડખાના સ્નાયુઓનો આકુંચનધર્મ અને જમણી બાજુ તે ન નમી પડે તે અર્થે ડાબા પડખાના સ્નાયુઓનો સ્વભાવ પ્રકૃતિએ નિર્ણીત કર્યો છે. આમ આગળ પાછળ, ડાબી જમણી બાજુએ પરસ્પર વિરોધી ધર્મવાળા સ્નાયુસમૂહથી બંધાએલો દેહ 'ટટાર' રહી શકે છે. આવશ્યક ક્રિયાઓ કરવામાં, મનુષ્ય બુદ્ધિપૂર્વક દેહને આડીઅવળી ગમે તેવી સ્થિતિમાં વાળી ફેરવી શકે છે, પરંતુ તે સ્નાયુઓ પરના કાબુને લીધે. આ સ્નાયુઓમાંના એકમાં પણ જો ક્ષતિ આવે તો તેટલે અંશે શરીરના 'ટટાર'પણામાં ખામી આવવાની જ. વૃદ્ધાવસ્થામાં ઘણા મનુષ્યોને કમરમાંથી આગળ વળી ગએલા જોઈએ છીએ તે કમરના (બરડાના) સ્નાયુઓ જીર્ણ, અશક્ત થવાને પરિણામે જ.

સ્નાયુઓ મરી જાય છે, નિરુપયોગી–જીર્ણ થઈ જાય છે એનું કારણ 'ક્રિયાભાવ': ઘણા બાવાઓ સ્થેળીમાં શિવલિંગ રાખી હાથને અદ્ધર ઊંચકી રાખી સૂકવી નાખે છે તેમ. ફેફસાં ખવાય છે, એનું કારણ પણ કંઈક અંશે નિષ્ક્રિયતા જ: પૂરેપૂરાં ફેફસાં ભરાય અને હલવાય એવી શ્વાસોચ્છ્વાસની ક્રિયા નથી થતી તેને લીધે જ. એવી જ રીતે જો માણસ પશુધર્મને અનુસરી 'ચાલતો' નથી તો એના સ્નાયુઓ—જે પરસ્પર સંકળાએલા, સમન્વિતરૂપે શરીરને 'ટટાર' રાખે છે, તેઓની શક્તિનો હ્રાસ જ થાય છે. કારણ શરીરની અસ્વાભાવિક ગતિ–સ્થિતિથી શરીરનો ભાર આ સ્નાયુઓ પર સરખો ન વહેંચાતાં, આડોઅવળો ઓછો-વત્તો પડે છે. કોઈને ખૂબ કામ મળે, કોઈને ઓછું. મેળ રહેતો નથી. આવો ક્રિયાભેદ બધાં યે અનિષ્ટ તત્ત્વોનું મૂળ છે. એને પરિણામે અશક્તિ, રુગ્ણતા, અવસાન અનુક્રમે આવે છે.

કલ્પના કરો. સિંહ, વાઘ, હાથી, ઘોડો, કૂતરો, હરણ—બે કે ત્રણ પગે ચાલવા માંડે. ચારે પગનો મેળ ન ખાય એમ ભિન્ન ગતિવાળાં હોય. અકલ્પ્ય છે, નહિ? છતાં 'બુદ્ધિમાન' ગણાતો મનુષ્ય શું કરે છે? દરેક રીતે એની શારીરિક ક્રિયાઓ મૂર્ખતાભરેલી, વિસંવાદી છે. એનો આહાર, એની ઊંઘ, એનો મળત્યાગ—બધું અસ્વાભાવિક, કૃત્રિમ છે. એ ઊભો રહે ત્યારે સહેજ ધક્કો લાગતાં તોલ ગુમાવી જમીન પર પડે, એવી વિષમ સ્થિતિમાં.[1] એની ચાલ જુઓ. કોઈ વાંકા વળી ઝૂકતા ચાલનારા, તો બીજા વળી ઠેકડા મારતા દેડકા પેઠે ચાલે. કોઈની ગતિ તીડગોકલાં જેવી, તો અન્ય વળી હલેસાં મારતા, લથડતા પગે, જમીન ઘસતા ચાલે. પૃથ્વીના ગર્ભમાં રહેલાં સત્યને શોધતા હોય એમ, ચાલતાંચાલતાં કેટલાકની આંખો જમીન પર જ જડાએલી, ગરદન ઊંટ પેઠે આગળ નમાવેલી, દાઢી છાતી સાથે ભીડેલી; બીજા વળી શિર પાછળ ઝુકાવી, અદ્ધર આંખે ધોળે દિવસે પણ આકાશના તારા ગણતા ચાલે! ગરીબ ગધેડું પણ આખો વખત પગ વચ્ચે માથું રાખીને ચાલતું નથી છતાં બુદ્ધિમત્તાનો ગર્વ કરનાર મનુષ્યપશુ આખું જીવન, આવી અનૈસર્ગિક બીભત્સ ચાલે ચાલીને પૂરું કરે છે.

પરિણામ? પૃથ્વીના તળ ઉપર સૌથી નિર્બળ, અલ્પાયુ પ્રજા. રોગના ઘર, કહેવાતાં, ગંધાતા, બેડોળ[2] શરીર.

---

૧ આખું જ્યુજિત્સુ (જ્યુડો)નું વિજ્ઞાન, મનુષ્યના આવા સમતોલપણાના અભાવના વિચાર પરજ રચાયલું છે. એમાં હરીફના બળની સામે બળનો જ ઉપયોગ ન કરતાં, એના બળને નિષ્ફળ કરનારી એની સમ વિષમ સ્થિતિનો જ લાભ લેવાય છે. એથી ઉલટું, કુસ્તીમાં બળનો ઉપયોગ પ્રધાનપણે થાય છે. જ્યુજિત્સુમાં હરીફને આપણા ઉપર ભાર નાખવા દઈને, તેને આપણી તરફ ખેંચવાનો હોય છે. કુસ્તીમાં હરીફના બળ સામે આપણું બળ અજમાવી એને પાછો હઠાવવાનો પ્રયત્ન મુખ્યત્વે કરાય છે. આ બંનેના ભેદ અને સાદૃશ્યની ચર્ચા આગળ કોઈક વખત કરવાનો વિચાર છે.

૨ શરીરની આવી બેડોળ દશા (=અધુરા વિકાસને લીધે સ્નાયુઓમાં આવેલો વિસંવાદ) દૂર કરવા જ કૃત્રિમ સાધનો દ્વારા વ્યાયામ કરવાની જરૂર છે. અર્થાત્ બધી જાતની વ્યાયામ-પદ્ધતિઓનું રહસ્ય, સ્નાયુઓની મૃત દશા તથા વિષમ સ્થિતિ દૂર કરવા પૂરતું છે. વ્યાયામની કિંમત આ સુધારણા પૂરતી જ છે. આ વાત આવતા અંકમાં હું ચર્ચવાનો છું.

ઉપાય? 'ટટાર' ઊભા રહો. અન્ય પશુઓ ચાલે છે તેમ, શરીરના આગળપાછળ, બંને બાજુના પ્રત્યેક સ્નાયુને સ્થાનભેદે યોગ્ય શ્રમ મળે તે રીતે 'ચાલો'.

ટટાર એટલે અક્કડ સોટા પેઠે નહિ, પણ શરીરનું સમતોલપણું સાચવીને; સ્થિતિસ્થાપકતાના ભોગે નહિ, પણ બધાં ગાત્રોની સંકળાએલી સ્થિતિનો સંવાદ કેળવીને. બધો ભાર વહેંચીને: એકને ભોગે બીજા સ્નાયુને આરામ ન મળે તેવી રીતે.

આમ કરવાની સહેલી રીતઃ આંખો સીધી રાખો. દાઢી અંદર ખેંચો. માથું ગરદન ખેંચ્યા વિના સ્થિર રાખો. ખભા નીચા ખેંચો. છાતી અદ્ધર ઉપાડો: પરંતુ કબુતરની ગરદન પેઠે ફૂલાવેલી નહિ, પણ પાસળીઓને સ્નાયુના બળે ઊંચી ઊંચકેલી. કરોડ સીધી રાખો.[૩] પેટ અંદર હળવેથી ખેંચેલું રાખો. પગ સ્થિર, ઢીંચણથી સીધા અક્કડ. આખા શરીરનો ભાર પગના ચાપ્પા (તળિયાં) ઉપર. પાની જમીનથી કાગળપૂર અદ્ધર ઉપાડેલી આંગળાં જમીન પર પહોળાં, સપાટ, સરખાં પાથરેલાં.

ચાલવું પણ નૈસર્ગિક રીતે જ. એક પગ ઉપાડી આગળ મૂકતાં, શરીરનો ભાર આગળપાછળ સરખો વહેંચાય. તોલમાં વાંધો ન આવે. ચાલવાનું પગ વડે છેઃ શરીરથી નથી. એટલે પગ અને પંજાને જ તેમનું કામ કરવા દો. બીજાનો બોજો નાહક એમના ઉપર ન નાખશો. શરીરનો ભાર એ ભલે વહન કરે, પણ એમની ગતિક્રિયામાં ભંગ ન પડે એવી રીતે. એ ત્યારે જ બને કે જ્યારે આખું શરીર ગતિના ઝોકમાં સમ સ્થિતિમાં ફરતું હોય. એક પગ આગળઃ બીજો પગ પાછળ. કેડ જાણે ધરી. કેડ ઉપર આવેલું ધડ, આ ધરીની ઉપર આગળપાછળ આગળપાછળ, અરધા ગોળાકારે ફરતું હોય (ડાબાજમણી, આડા લોલક પેઠે ફૂલા ગોળતાં, પાવૈયા પેઠે નહિ) રવૈયો ફરે તેવી રીતે.[૪]

આવું શીખવાનું સહેલું તો નથી જ. જલદી શીખવું હોય તો માથા પર ભારે બોજો ઉપાડીને ચાલવાનો અભ્યાસ કરવોઃ કૂદાકૂદ કરતા, ડામચિયા પેઠે આગતેમ લચકાતા નહિ, પણ કોઇ પ્રચંડ શરીરવાળી ગામડિયણ કે ગાઝણ વા રબારણ ચાલતી હોય તેમ; જેમ સિંહના પગ પૃથ્વીને દબાવતા ચાલે છે, હરણ અને ચીંકારાંના પગ ભૂમિ પર સરે છે, તેવી રીતે.

પરિણામ? અલૌકિક યૌવન, શાશ્વત યૌવન. પૂર્ણ પુરુષત્વ અને સ્ત્રીત્વવાળાં મનુષ્યોનો વૃદ્ધાવસ્થા પર વિજય. કેવળ શ્વાસોચ્છ્વાસ લેનાર નહિ, પણ જેની નસોમાં વીજળીવેગી લોહી વહે છે એવા મનુષ્ય 'પશુ'નું

[૩] કરોડ સીધી રાખવાથી બરડાની બાજુના અને પેટના સ્નાયુઓનો ખૂબ સરસ વિકાસ થાય છે પુરુષત્વ પણ એથી વધે છે; અને ઊંચાઇમાં ફેર પડે એ તો નફામાં. આવી સીધી કરોડ કરવાની રીત—ભીંત પાસે ઊભા રહોઃ માથાનો પાછલો ભાગ, બંને ખભાના ચાપ્પાં, ફૂલા અને પાનીઓ ભીંતને અડાડીને. પછી કેવળ સ્નાયુના બળથી કેડનો પાછલો ભાગ ભીંતને અડાડવાનો પ્રયત્ન કરો. શરીરના સ્નાયુઓ પરના કાબુની આ ખરી કસોટી છે. ઊભા રહેતાં શીખવાની આ રીત શરૂમાં અઘરી છે, પણ મહાવરાથી આખુ શરીર આપોઆપ ટટાર રહેશે અને ચાલતી વખતે પણ આ જ સ્થિતિને લીધે અદ્ભુત સ્નાયુવિકાસ થવાનો જુઓ સામેના પાના પરનું ચિત્ર




[૪] જુઓ પડખેનું ચિત્ર ડાબી બાજુની આકૃતિમાં ચાલવાની ખોટી રીત બતાવી છે ડાબો પગ આગળ મૂકતી વખતે 'આખું' શરીર ડાબી તરફ ઝૂકે છે; જમણો પગ આગળ લેતી વખતે જમણી તરફ એથી શરીરનો ભાર શરીરના ગુરુત્વબિન્દુની રેખાની બહાર પડવાથી સમતોલપણું રહેતું નથી પરિણામે, A અને Bમાં બતાવ્યા પ્રમાણે કમરના હાડકાનું ચોકઠું મધ્યરેખા પરથી ખસી જાય છે જમણી બાજુની આકૃતિમાં ચાલવાની નૈસર્ગિક રીત દર્શાવી છે. ડાબો પગ ઉપાડી આગળ મૂકતાં આખુ શરીર ડાબા હાથે 'ઝૂકતું' નથી, પણ કમરના ધરી પર, રવૈયાની પેઠે, શરીરનું 'ડાબું પડખુ' ગાત્ર ડાબા પગ ભણી 'આગળ' ફરે છેઃ અને જમણો પગ આગળ મૂકતાં, 'જમણું પડખું' એ જ ધરી ઉપર, 'આગળ' ફરે છે. આથી, ધડ કમર ઉપર ફરતું રહેતું છતા C અને D મા દર્શાવ્યા મુજબ કમરના હાડકાંનું ચોકઠું મધ્યરેખા ઉપર બરોબર સ્થિર રહે છે પહેલીમાં 'આખા' શરીરનો ડાબાજમણી 'ઝોક': બીજી પદ્ધતિમાં શરીરનાં 'પડખાં'ની જ 'આગળ પાછળ' ફરવાની ક્રિયા

નૈસર્ગિક જીવન. ડોલતાં જેવાં પેટ નહિ, સપાટ છાતી નહિ, બેઠેલાં હાથાં નહિ; એને સ્થળે પૂર્ણ વિકસેલા, સરળ બલવાન સ્નાયુવાળું સ્વસ્થ ને સશક્ત સુંદર શરીર.

માનવામાં ન આવે એવી વાત છે. ભારે ભારે વ્યાયામ કરવાથી ખીલેલાં સુંદર સુઘટિત અવયવવાળાં શરીર જોઈ શોભે એવાં શરીર કેવળ ચાલવાથી તે ઘડાતાં હશે? શા માટે નહિ? સુંદર શરીરનો અર્થ શો? હાડકાંના માળા ફરતું, પરસ્પરના સંબંધે કેળવાએલા સ્નાયુઓનું સુગ્રથિત આવરણ, કે બીજો કાંઇ? આવું આવરણ કરનાર સ્નાયુનો ઉપયોગ શો? કેવળ શરીરને ટટ્ટાર રાખવાનો, શરીરની બધી ક્રિયા સરળતાથી કરવાનો અને તે તે ક્રિયા પ્રસંગે થતી શરીરની સમવિષમ સ્થિતિમાં શરીરનું સમતોલપણું સાચવવાનો. ઊભા રહેવાની અને ચાલવાની ક્રિયાઓ નૈસર્ગિક રીતે થતી હોય તો એ જ સ્નાયુઓ બીજી બધી શારીરિક સ્થિતિઓમાં પણ અનિર્બંધ કાર્ય કરવાના. આમ, કોઇ પણ પ્રસંગે કોઈ પણ સ્થિતિમાં સ્નાયુ ઉપર અણઘટતું દબાણ નહિ આવે એને લીધે શરીરની અંદરના જઠર, આંતરડાં, ફેફસાં આદિ અંગોની પાચન, મલોત્સર્ગ, શ્વાસોચ્છ્વાસ વગેરે ક્રિયાઓ અકુંઠિતરીતે થવાની.

સ્નાયુવિકાસ પણ સાથેસાથે થવાનો. શરીરને ટટ્ટાર રાખવાથી આગળપાછળ અને પડખાંના સ્નાયુઓમાના દરેકને શરીરની સ્થિરતા અર્થે આકુંચન તો કરવું જ પડશે. તેવી જ રીતે ચાલતી વખતે શરીરના બધા સ્નાયુઓ—પાનીથી ગરદન સુધીના બધા યે—ને ક્રમે ક્રમે વારાફરતી આકુંચન કરવું પડશે. આમ ધીમેધીમે સરખા શ્રમ વડે એકધારો વિકાસ થવાથી સમગ્ર સ્નાયુઓ બળવાન અને સુંદર બને છે. જે ફલપ્રાપ્તિ અર્થે (=આખું શરીર કેળવવા) વ્યાયામનાં સાધનોનો ઉપયોગ કરનારને જુદીજુદી અનેક પ્રકારની કસરતો કરવી પડે છે, તે જ ફલપ્રાપ્તિ આ માત્ર 'ચાલવાની' ક્રિયાથી સરળતાથી થઇ શકે છે. કસરતની માથાકૂટ નહિ; અખાડામાં જવાની ઉપાધિ નહિ. કારણ, અન્ય પશુઓ કસરત નથી કરતાં, છતાં યાવજ્જીવન સુંદર સૌષ્ઠવપૂર્ણ સુદૃઢ દેહ સાચવી શકે છે, તો પછી એકલા મનુષ્યે શો ગુનો કર્યો કે જે બીજાં પશુઓ નથી કરતાં તે (વ્યાયામ) તેને કરવો પડે?

'ચાલવા'ની શરૂઆત કરવા માટે આજના જેવો




**ઊભા રહેવાની ખોટી રીત અને ખરી રીત**

A=ખોટી રીતે ઊભા રહેવામાં કરોડ વાંકી વળવાથી પેટ આગળ નીકળે છે અને છાતી બેસી જાય છે. પણ B પ્રમાણે કરોડ ટટ્ટાર કરી એટલે પેટ આપોઆપ અંદર ખેંચાય છે અને પાંસળીઓ ઉપડવાથી છાતી ફૂલે છે. વળી, A કરતા B વાળો આદમી બેત્રણ ઇંચ નીચો હોવા છતાં, કુદરતી રીતે ઊભો રહેવાને લીધે Aના જેવડો જ ઊંચો લાગે છે. Bની સાચી રીતમાં કપાળ, છાતી અને પગના અંગુઠાનો અગ્ર ત્રણે એક જ રેખામાં હોવાથી સમતોલપણું સચવાયું છે. Aમાં એવું કશું જ દેખાતું નથી.

સમય પણ ક્યાં મળશે? વરસની સુંદરતમ ઋતુ વર્ષા હમણાં જ ગઇ છે. ચોપાસ બહોળે હાથે સુંદરતા વેરાઇ છે. સ્વાસ્થ્યની વિધાયક ઠંડી સ્વચ્છ હવા; આંખને ઠારતો લીલોછમ પ્રદેશ; પક્ષીઓનું ઉન્મુક્ત ગાનકૂજન; બીજું શું જોઇએ? ઊઠો, ઊભા થાઓ! થોડું ચાલો. બેચાર ગાઉ. રોજ, અઠવાડિયે. કુદરતે ઊભા રહેવા સર્જ્યા છે, તેમ ઊભા રહેતાં શીખો. ચાલતા શીખવ્યું છે તેમ ચાલો: સિંહ, વાઘ, હરણ ચાલે છે તેમ. એ રસ્તે જ વ્યાધિ, મૃત્યુ, નિર્બળતા, નપુંસકતા, વૃદ્ધાવસ્થા પર વિજય મેળવો. દીર્ઘાયુનો આ જ અમોઘ ઉપાય છે. **હરિનારાયણ આચાર્ય**

# ધ્વનિ કાવ્ય વિભાગ



## વિમૂઢ ગાયકને

· અંજની ·

ગાનારા! ગાઈ લે ગાણું,
કાલે કે'વું વાશે વ્હાણું?
તે તો તું માનવ શું જાણું?
પામર પરમાણુ!

સૃષ્ટિની સરિતાને તીરે,
જીવનની કમનીય કુટિરે,
સુરતાનું સંગીત ગા ધીરે,
નેન ભીંડે નીરે.

ઘણા ઘણા તેં સૂર મિલાવ્યા,
આવી ના કઠે ગીતધારા,
એવું શું અંતરમાં તારા
છે હો ગાનારા?

પ્રલય પછીની પળ શું ઘેરૂં,
હૈયે હૈયે મૌન ઢળેલું;
ભરી દેવા ભવભવનું દેણુ
ધર અધરે વેણુ

ગાનારા! ગાઇ લે ગાણું,
સરકે છે જો સોનાટાણું;
આવેલો કિરણ બની નાનું
થૈને જા ભાનુ.

**રમણિક અરાલવાળા**

## સરસ્વતી

· પૃથ્વી ·

"વહે કિલકિલાટથી સુખદ સ્વપ્નના ઘેનમાં
નદી અગણિતા, સજી નવલ અંબરો રાનનાં—
સમુદ્ર પ્રતિ–પુષ્પ કૂંપળ ફળે સુશોભા ભર્યાં:
છતાં કયમ તું કૃષ્ણ સર્પ શી કૃશા બની, અંગ પે
ધરી ધવલ વાળુકાપટ તણો ફિકો સાડલો
રણે સરસતી,* વહે? ગરજતો ગમે ના 'દધિ?"

"સમુદ્ર પ્રતિ છો વહે પ્રણયઘેલડી સૌ નદી;
ગમે ગરજતો સમુદ્ર નવ કોણને? હું અહૂં
રણે વહવું, હારતાં તરસ જુગની કારમી:
થવુ વિલિન લાલમા, મરુધરા રસે રેલતાં,
ખપે રસકસો બધા તનતણા મરૂભોમ છો,
અને કૃશય ના રહે તન ભલે અલંકાર કે."

કહે સરસતી:* "મને ઉદધિ-અંકનો ના નમા,
તસ્યૂ ય રણ જો કરી શકું રસાળ આ જીવને.

**જેઠાલાલ ત્રિવેદી**

* સરસ્વતી, ઉત્તર ગુજરાતની કુમારિકા નદી.

## પોઢીશ

· ઈ ઢવમૂ ·

ક્યાં ઊર્મિ ક્યાં સિન્ધુતરંગ ડોલે!
ક્યાં ગીત ક્યાં કોકિલકંઠ બોલે!
ક્યા વ્યોમ ક્યાં અંતર વિસ્તરેલ!
ક્યાં નેણ ક્યાં તારલિયા ઝગેલ!

મંડાણુ કૈં સાહસઆશઘેર્યાં
ઊંચે જતો વામન માનવી ક્યાં!
ક્યાં મૃત્યુ ક્યાં જીવન ક્ષુદ્ર સીમા!
આનન્ત્યમાં માનવવેગ ધીમા!

કલ્યાણના કુંકુમપાદ પાડી,
સૂતેલ આ જીવનને જગાડી,
આનન્ત્યમા યે પગલાં ભરીને,

ઘેલા બની જીવન વેડફીને,
આ જીવને હું મજને સુમાવો
પોઢીશ પ્રેમે જગને જગાડી.

**વેણીભાઈ જ. પુરોહિત**

## કારુણ્યમૂર્તિ

ઉન્મત્ત આ માનવમેદિની મહીં
શ્રમિત ધીમાં ડગલાં ભરીને,
ધીરે ધીરે ક્રૂસ ખભે લઇને
ઇશુ પધારે જગદુ:ખ શામવા

અનંતની વેણુ મહીં ય શોધવા
પુનિત તારી પગદંડી પ્રીછવા
આવ્યું ન કો' એકલ સાથ દેવા—
કારુણ્યમૂર્તિ પ્રણમું નમુ નમું.

**હરિશ્ચંદ્ર ભટ્ટ**

# પોલૅંડનો રાષ્ટ્રવીર કોશિયુસ્કો

(અનુસંધાન પાછળ પાન પરથી)

હતો ને પારીસમાંથી ઉદ્દામ વિચારો છૂટથી આવતા હતા તે કાળે, ઇ. ૧૭૪૬ના ફેબ્રુઆરીની ૧૨મીએ લિથુઆનિયામાં કોશિયુસ્કોનો જન્મ થએલો.

અને એ જન્મેલો પણ જેમને પારતંત્ર્ય, ગરીબી કે દીનપત સાથે કશું લાગતું વળગતું ન હતુ એવા એક સાધારણ સ્થિતિના જમીનદારને ત્યાં. પરંતુ તેનું બાળપણ તેના બાપની જાગીરના ખેડુત કુટુંબો વચ્ચે વીત્યું હતુ ને ત્યારથી જ પોલૅંડને શાની જરૂર છે તે એ શીખી બેઠેલો. પ્રાથમિક કેળવણી તેણે તેની માતા ટેકલા પાસેથી લીધી અને પછી બ્રેશ (Brezese)ની જેસ્યુઇટ કૉલેજમાં દાખલ થયો. ત્યા તેના કૌશલ્યે પ્રિન્સ ઍડમ ઝારટોરસ્કીનુ ધ્યાન ખેંચ્યુ ને તેણે તેને વૉરસોના કેડેટ કોર્પ્સમાં દાખલ કર્યો એ લશ્કરી શાળામાં દાખલ થતાં દરેક કેડેટને પૂછવામા આવતુ: 'તારાં હથિયારો તું પોલૅંડ ખાતર જ વાપરીશ?' અને કેડેટો જવાબ આપતા 'એ સિવાય મને એમનો બીજો કશો જ ઉપયોગ દેખાતો નથી.' ઇ. ૧૭૬૯મા રાજ્યને ખર્ચે લશ્કરી તાલીમ મેળવવા તે વિદેશ ઊપડ્યો. મેઝિએરિસમા ઇજનેરી ને તોપખાનાનુ શિક્ષણ લઇ ને પારીસની લશ્કરી વિદ્યાપીઠમાં જોડાયો.

પારીસમાં તે ખાસ અભ્યાસ ઉપરાંત સ્થાપત્ય, ચિત્રકળા, કાયદા વગેરે શીખતો હતો એ દરમિયાન જ ઘરડા પ્રિન્સ સ્ટેનિસ્લાસ ઑગસ્ટસની નબળાઇ જોઇ ઉપર કહેલા પડોશી રાજ્યોની ત્રિપુટીએ ઇ ૧૭૭૧ મા સંધિ કરી અને પોલૅંડની ડાયેટના ખૂબ વિરોધ છતાં ૧૭૭૨માં સરહદ પરના પ્રદેશો કબજે લઇ લીધા.

એ જ વખતે કોશિયુસ્કો પોલૅંડ આવ્યો. એ પોલૅંડની સ્થિતિ તો તેણે ગઇ કાલે છોડેલા પોલૅંડથી યે બદતર હતી. કોઇ કબૂતર પોતાના બચ્ચાને ગીધથી ચૂંથાતું જોઇ જે ભાવ અનુભવે એવા ભાવ કોશિયુસ્કો અનુભવવા લાગ્યો. અને એ ભાવ પણ દિલના ઊંડાણમાં દફનાવી દેવાના જ તેની વદાણ જબાન પર લાવવાની પણ મનાઇ હતી.

લશ્કરમાં તેને દાખલ કરવામાં ન આવ્યો, કારણ તે માટે પરવાનો મેળવવા જેટલા પૈસા તેની પાસે ન



હતા. માબાપ મરી પરવારેલા ને મોટાભાઇએ દેવું કરેલુ. તેથી જમીનોનું યે લીલામ થઇ ગએલું. આથી તે પોતાની બેનો અગર બીજા સંબંધીઓને ત્યાં પડી રહી દિવસ ગુજારવા લાગ્યો.

એવામા કોઇક યુવતિકા સાથે તે પ્રેમમા પડ્યો. બંને વચ્ચે અનેક લાગણીઓનો વિનિમય થયો. પણ યુવતિકાના બાપને એ નાપસંદ પડ્યુ. તેણે બીજા એક અમીર સાથે એના લગ્નનું ચોકઠું ગોઠવી નાખ્યું ને ગામ, ઘર, કિસ્મત, આશા, લક્ષ્મી, પ્રણય બધાથી હતાશ બનેલા કોશિયુસ્કોએ ઇ. ૧૭૭૫મા ફરી પોલૅંડ છોડ્યું. હોડીમા બેસી વિસ્ચુલા પસાર કરતો તે, હવે પૂરેપૂરા બનેલા એ પરાધીન દેશની ભૂમિ ઠંડા ગુસ્સા-થી જોઇ રહ્યો ને બાલ્ટિક ઓળંગી પારીસ પહોંચ્યો.

અમેરિકા એ વખતે ગ્રેટબ્રિટનની નીતિથી ત્રાસી ઊઠેલું ને તેની કબજાગીરીમાંથી છૂટકારો મેળવવા અમેરિકન એલચી એ સેના સહાય માગવા પારીસ આવેલો. નવી દુનિયાના સ્વાધીનતાના પ્રયત્ન તરફ પારીસમા ભારે ઉત્સાહ હતો. ઇ.૧૭૭૬માં એ અમેરિકા ગયો. અમેરિકાની પ્રજા નવજન્મની વેદના અનુભવતી હતી. લોકશાસનને અપનારી લેખો અને શહેરી જીવનના છૂટાપણાના ઠરાવો તથા જાહેરનામાં દેવળો અને સભાઓમાં વંચાતાં હતાં. સ્વાધીનતાની એ લડતમા



ક્રેકાવમાં કોશિયુસ્કોનું પૂતળું

જોડાવા કેશિયુસ્કોએ વિગ્રહ સમિતિને અરજી કરી અને એને ઇજનેરી ખાતામાં દાખલ કરવામા આવ્યો. ત્યા બ્રિટિશ નૌકાસૈન્ય સામે એક ફ્રેન્ચ ઇજનેર સાથે ડેલાવેરની તેણે કરેલી કિલ્લેબંધીએ તેને એટલી પ્રશંસા અપાવી કે ત્યાંની કૉંગ્રેસે રાજ્યના લશ્કરમા એને સ્ટેટ ઈજનેર અને કર્નલ બનાવ્યો.

સ્વાતંત્ર્યનું એ યુદ્ધ જુદા દેશનું—જુદી પ્રજાનું હતું, છતાં કોશિયુસ્કોએ પૂર્ણ વફાદારીથી તેની તરફદારી કરેલી. કશા સાધનોની તેણે અપેક્ષા ન રાખેલી, અને ઘણીવાર તો બીજાઓની પથારીમા જ તે સૂઇ રહેતો તેનો આ વર્તાવ વૉશિંગ્ટનથી પણ અજાણ્યો ન હતો. એક વખત તેણે કહેલું,'Cosciusco is a gentleman of science and merit.'

કોશિયુસ્કોએ અમેરિકાની અનેક લડાઇઓમા પણ ભાગ લીધેલો. સારાટોગાનો વિજય અમેરિકાને તેની જ કિલ્લેબંધીથી મળેલો. ચોરીછુપીની ગોરીલા યુદ્ધપદ્ધતિ વખતે તે ઇજનેરી ઊંચી મૂકીને સાધારણ સૈનિક તરીકે યુદ્ધમા પણ જોડાઇ જતો

ને સ્વાતંત્ર્ય યુદ્ધ પૂરૂં થયુ ત્યારે તેની આ બધી નિખાલસતા, બિરાદરીને શૌર્યની કદર બૂજવામાં આવી. સિનસિનાટી (Cincinnati) પરગણાની દેશપ્રેમી સભાનો વૉશિંગ્ટન પ્રમુખ હતો. એ સભાએ તેને સન્માનિત સભ્ય બનાવ્યોને સોનેરી ગરુડવાળી રિબનના લશ્કરી માનથી તેને નવાજ્યો અમેરિકામાં ઘણા એકર જમીન તેને આપવામાં આવી, વર્ષાસન બાંધી અપાયું નેઅમેરિકાનાનાગરિકનાહક્કપણતેનેબક્ષવામાંઆવ્યા.

પણ સરળ અને સુખી જીવન કોશિયુસ્કોનું જલતું દિલ હારી શકયું નહિ. નૂતન રાષ્ટ્રની સ્વાધીનતાની લડત પોતાની નજર તળે લડાની તેણે જોયા હતી. ફાટેલે કપડે ને ભૂખ્યે પેટે, તાલીમ વિનાના વગર પગારે લડતા પ્રજાજનોની સાથે રહીને એ લડ્યો હતો ને બળવાન રાષ્ટ્રના સુસજ્જિત તાલીમબદ્ધ લશ્કરની સામે તેમને વિજય મેળવતાં તેણે જોયાં હતાં. આ બધાં તેના અંતરમાં સ્વદેશની પરાધીનતાનું દુઃખ વધુ ને વધુ ભોંકી રહ્યાં હતા. છેવટે તે પોતાની એ નવાજેશોથી વીતરાગ બની ઇ.૧૭૮૪માં સ્વદેશ પાછો ફર્યો.

એ વેળા પોલૅંડનો ત્રીજો ભાગ વિદેશીઓએ લઇ લીધો હતો ને તેની આંતરિક બાબતોમાં યે પરદેશી સત્તાઓ ચાલબાજી રમતી હતી. પણ તેના એકતાના પ્રયાસો ચાલુ જ રહ્યા. આંતરકલહને ભૂલી પોલૅંડ રાષ્ટ્રીય એકતા પ્રાપ્ત કરે એ કોઇ પણ સત્તાભૂખ્યા રાજ્યને પોસાય એમ ન હતું. રશિયામાં તો એ વખતે મહત્ત્વાકાંક્ષી સામ્રાજ્ઞી કૅથેરાઇન બીજીનું શાસન હતું. તેણે પોલૅંડના કેટલાક સ્વાર્થી અગ્રીરોને ફોડયા ને ઇ. ૧૭૯૨માં તેની સામે યુદ્ધ જાહેર કર્યું.

અમેરિકાથી આવ્યા બાદ કોશિયુસ્કોને મેજર જનરલની પદવી આપવામા આવી. પ્રિન્સ પોની આટોવસ્કીની સરદારી હેઠળ પોલૅંડની સરહદ ઓળંગતા રશિયન લશ્કર સામે તેને મોકલવામાં આવ્યો. એના હાથ નીચેના સેનાનીઓને લડાઇનો અનુભવ ન હતો, છતા કોશિયુસ્કોએ હિંમત ધરી રાખી. કિલ્લેબંધી સિવાય લશ્કરને પીછેહઠ કરાવવામા એ કુશળ હતો. રશિયા સાથેની લડાઇમાં હારજીત ઘણી થઇ, પરંતુ પોતાના કરતા ચારગણા મોટા સૈન્ય સામે પોલૅંડનું લશ્કર ટકી શકયું નહિ. ડુબીએન્કાના યુદ્ધમાં પોલૅંડ હાર્યું, છતાં વિજેતા જનરલ કાખોવસ્કી કરતાં યે કોશિયુસ્કોની વ્યૂહરચના અને સૈન્ય દોરવાની ખૂબીથી યુરોપભરમાં એની નામના ફેલાઇ ને પારીસની લેજિસ્લેટિવ ઍસૅમ્બ્લીએ એને ફ્રાન્સના નાગરિકનો ખિતાબ આપ્યો.

આ હાર બાદ કોશિયુસ્કો તથા અન્ય દેશપ્રેમીઓએ રાજકારણમાંથી નિવૃત્તિ લીધી. રશિયાનું સૈન્ય આખા દેશમાં ફરી વળ્યું. પોલૅંડના સૈન્યના ભાગલા પાડી તેને દેશના અંદરના ભાગમાં મોકલી દેવામા આવ્યું ને લશ્કરી અમલ શરૂ થયો. સારી પ્રજા ત્રાસી ઊઠી. રાષ્ટ્રની સ્વાધીનતાના રક્ષણ માટે દરેક શહેરમાં મંડળો



સ્થાપવામાં આવ્યાં. મધ્યરાત્રે મળતી સભાઓમાં રાષ્ટ્રચેતના માટે પ્રયત્ન થવા લાગ્યા; અને રાષ્ટ્રનું કલંક ધોઇ નાખવા માટે દેશે એ જ કોશિયુસ્કોની ફરી વરણી કરી. કોશિયુસ્કો એ વખતે લાઇપઝિગમાં હતો. પોલૅંડના પ્રતિનિધિઓ ત્યાં જઇ તેને મળ્યા. પોટોસ્કી અને બીજા દેશાભિમાની અગ્રણી પુરુષો પણ ત્યાં જ હતા. એમની સાથે મંત્રણા ચાલી ને રાષ્ટ્રના ઉત્થાનની યોજના તૈયાર કરવામાં આવી.

૧૭૯૪ની ૨૩મી માર્ચે કોશિયુસ્કો પ્રાચીન રાજધાની ક્રેકોવમાં દાખલ થયો. ૨૪મી માર્ચનો દિવસ સામાન્ય ઉત્થાન માટે નક્કી કરવામાં આવ્યો. આખી રાત જાગીને ઉત્થાનનું જાહેરનામું (Act of Rising) તેણે તૈયાર કર્યું. અમેરિકન પ્રજાનો સ્વાતંત્ર્યનો ઢંઢેરો (Declaration of Independence) સગે કાને સાંભળનાર કોશિયુસ્કોને તેમાં મરણીઆ પોલૅંડનો આર્તનાદ અને નિરાશામાંથી દેશને નવજીવન ધારણ કરવાનો પોકાર સંભળાયો. ઉત્સાહઘેલા ક્રેકોવના નાગરિકો સગર્વ દેશના રિવાજ પ્રમાણે તેણે દેવળમાં શસ્ત્રપૂજા કરી ને ધર્મગુરુ પાસેથી તલવાર લેતી વખતે 'વિજય યા મૃત્યુ'ની તેણે પ્રતિજ્ઞા લીધી.

કોશિયુસ્કોના હાથમાં લશ્કરની બધી સત્તા હતી, એટલું જ નહિ પણ રાજ્યની મુલ્કી અને કારોબારી તમામ સત્તાઓ પણ એના હાથમાં હતી. આક્રમણ કરતા સૈન્યોથી શહેરો અને ગામડાં ચાલુ લશ્કરી છાવણી જેવાં થઇ રહ્યાં હતાં. એકતા વિનાના પોલૅંડના આ ઉત્થાનની ભરતીમાં ઓટ ન આવે એ જોવાનું હતું. દરેક શહેરના નાગરિકોને એ પ્રોત્સાહન મોકલતો અને પ્રજાના દરેક વર્ગને—અમીરો, ખેડુતો, યાહુદીઓ અને શ્રીમંત શહેરીઓને સાથ આપવા નોતરતો. દેવળોના ધર્મગુરુઓને પૂજનમાં જરૂરનાં વાસણો સિવાય તમામ દેશને માટે આપી દેવાની વિનતિ કરતો. અને કોણે એને સાથ નથી આપ્યો? વસ્ત્રો, અનાજ, ધારીઆં અને કોદાળી, જન્યું એટલું બધું લોકો તેને મોકલી આપતા હતા. માતૃભૂમિ પ્રત્યેના પ્રેમ અને આત્મવિશ્વાસથી જ રશિયાના મોટા સૈન્ય સામે લડવાને પ્રજા તૈયાર થઇ હતી,—ગદ્દારની કોઇ પણ શક્તિના

સાથની અપેક્ષા સિવાય.

૧૭૯૪ની ચોથી એપ્રિલે રાકલાવાઇસની યુદ્ધભૂમિ પર લડાઇની નોબત વાગી. રાકલાવાઇસનો વિજય હથિયારોના મુકાબલાનો વિજય નથી, પરંતુ પ્રજાના આદર્શોનો વિજય છે. પોલૅંડના ઇતિહાસમાં પહેલી જ વખત અમીરો અને ખેડૂતો ખભેખભો મિલાવીને લડ્યા. ધારીઆં અને કોદાળી સાથે બે હજાર ખેડૂતો યુદ્ધભૂમિ પર હાજર હતા. એ ટુકડીનું નામ 'મોતના લણનારા' (Reapers of Death) રાખ્યું હતું. રશિયાના મોટા લશ્કર સામે કોશિયુસ્કોનું સૈન્ય કચડાઇ જવાનો પૂરો સંભવ હતો એવા સમયે આ ખેડૂતોએ જ યુદ્ધનો રંગ ફેરવી નાખ્યો. 'ખેડૂતો! પ્રભુ અને દેશને માટે સામેની તોપોનો કબજો મેળવો!' એ હાકો વાતાવરણમાં ફેલાતાં જ કોશિયુસ્કોની સરદારી નીચે એમણે ૧૧ તોપોનો કબજો મેળવ્યો. એ રાત્રે, યુદ્ધભૂમિ પર તોપનો સૌથી પહેલો કબજો મેળવનાર ખેડૂત બાર્ટોસની સાથે વૉરસૉના મોચી કીલીન્સ્કીનું નામ પણ સ્મરણીય છે. ગુડ ફ્રાઇડે પછીના શનિવારે વૉરસૉને ઘેરો ઘાલી નિઃશસ્ત્ર કરવાની યોજના એક રશિયન સૈનિકે દારૂના ઘેનમાં કહી દીધી. એ જ વખતે કીલીન્સ્કીએ વૉરસૉના નાગરિકોને રશિયન સૈન્ય સામે દોર્યા. ગુરુવારે અને ગુડ ફ્રાઇડેના શુક્રવારે દિવસ રાત યુદ્ધ ચાલ્યું. ઇસ્ટરના સુપ્રભાતે દેવળોના ઘંટનાદ સાથે પરદેશી ધૂંમરીમાંથી પોલૅંડે પોતાની મુક્તિની ઘોષણા કરી. પ્રજાનો આમ વિજય થયો જોઇ પ્રિન્સ સ્ટેનિસ્લાસ ઑગસ્ટસે પણ બળવાના જાહેરનામા પર સહી કરી.

**પ**ણ પોલૅંડનું આ ઉત્થાન દબાવી દેવા રશિયા અને પ્રુશિયાના સંયુક્ત સૈન્યે હવે વૉરસૉને ઘેરો ઘાલ્યો. પોણા બે મહિના સુધી ચાલુ રહેલા એ ઘેરામાં કોશિયુસ્કોએ ઘણી વખત જીવને પણ તિલાંજલિ આપેલી. આકરું જીવન જીવતો બધા તેને જોઇ રહેતા. તેની હાજરી જ અનેકોમાં ઉત્સાહ પ્રેરતી. સૈનિકો તેને 'ફાધર ટાડેઅસ' કહીને બોલાવતા. પ્રજાએ તેને રહેવા મહેલ આપેલો, પણ તે તો હંમેશાં છાવણીમાં જ રહેતો,—સામાન્ય સૈનિકના સરખો જ આહારી.

કોશિયુસ્કોની જાગૃત કોશિશોએ દુશ્મનોનો એ ઘેરો નિષ્ફળ બનાવ્યો, એટલે ફરીવાર એક તેમાં મોટું લશ્કર જનરલ સુવેરોવની સરદારી હેઠળ વૉરસૉ મોકલવામાં આવ્યું. બીજા જનરલ ફુરસનનું લશ્કર તેની કુમકે આવી પહોંચે તે પહેલાં જ તેને લડાઇ આપવાનો કોશિયુસ્કોએ નિરધાર કર્યો. વનને કાંઠે કાદવવાળી જમીનમાં મેકિનોવીચ ગામડું આવેલું છે ત્યાં બંને લશ્કરો ભેટ્યાં. કોશિયુસ્કો જાતે બે લશ્કરો વચ્ચે ઊભો રહ્યો ને તોપોનો મારો ચલાવવા લાગ્યો. પણ રશિયાના અપરિમિત દળ સામે વિજય મેળવવો દુર્લભ હતો. દારૂગોળો પણ છેવટ ખૂટવા આવ્યો, લડતા લડતાં કોશિયુસ્કોના ત્રણ ઘોડા તો માર્યા ગયા; પણ તેણે અને તેની સાથે જ 'વિજય યા મૃત્યુ'ની પ્રતિજ્ઞાને વરનાર સૈનિકોએ જુવારનાં ઠૂંઠાં કપાય તેમ વઢાઇ જવાનું કબૂલ રાખ્યું પરંતુ પાછી પાની તો હરગિઝ ન કરવાનો નિશ્ચય કર્યો.

પણ છેવટ ચોથા ઘોડા પર લડતાંલડતાં કોશિયુસ્કો ઘવાઇને પડ્યો અને તેવો જ તેને કેદ કરી સેંટપીટર્સબર્ગ મોકલી દેવામાં આવ્યો. પછી તો વૉરસૉ પણ પડ્યું ને સુવેરોવની ગાંડી બનેલી રશિયન સેનાએ પ્રાગા નજીક જે હજારો સ્ત્રીપુરુષ અને બાળકોની ખૂનરેજી ચલાવી તે આજ પણ ઇતિહાસની એક ક્રૂર ઘટના તરીકે નામાંકિત બની છે. શહેરને તેમણે જલાવી દીધું ને નાસતા શહેરીઓને વિસ્ચૂલામાં ડુબાડવાનો આનંદ લૂટ્યો. કોશિયુસ્કોનું ઉત્થાન તદ્દન દબાઇ ગયું ને ઇ. ૧૭૯૫માં પોલૅંડનું અંતિમ વિભાજન કરી દેવાયું. યુરોપના નકશામાંથી તેનું નામનિશાન મટી ગયું ને તેની સ્વતંત્રતા સંપૂર્ણતઃ નષ્ટ થઇ.

પોલ ઉત્થાનનો આમ કરુણ અંત આવ્યો, પણ આઝાદીની એની ભાવના નાબુદ ન થઇ. એ ભાવનાએ અનેક પર મોહિની બિછાવી હતી ને એટલે જ કોશિયુસ્કોએ તૈયાર કરેલી ભૂમિકા પર ઇ. ૧૮૩૦-૩૧ ને ૧૮૬૩ના ઉત્થાનો ઊભાં થયાં હતાં.

મહત્ત્વાકાંક્ષી કૅથેરાઇન મૃત્યુ પામતાં રશિયાની ગાદીએ પહેલો પૉલ આવ્યો. કોશિયુસ્કોના દેશપ્રેમ પ્રત્યે તેને માનની નજર હતી ને ફ્રાન્સના રાજ્યવિપ્લવે ઘણા રાજાઓને ઉદાર વિચારના કરી મૂક્યા હતા. તેણે કોશિયુસ્કોને મુક્તિ આપવાની ઉદારતા બતાવી; પણ હજુ બાર હજાર પોલો રશિયા—સાઇબીરિયાની કેદોમાં પડ્યા હતા તેમનું શું?

કોશિયુસ્કો અને બીજા અગ્રણી રાજદ્વારી કેદીઓ રશિયાને વફાદાર રહેવાના સોગંદ લે તો જ ઝાર એ બધા કેદીઓને મુક્તિ આપવાનું કબૂલ્યું. હજારો કુટુંબો-નો સવાલ હતો, એટલે આવી અપમાનભરી શરત પણ સ્વીકાર્યા વિના છૂટકો ન હતો. વિદાય વખતે ઝારે કોશિયુસ્કોની અનિચ્છા છતાં તેને ઘણી ભેટ-સોગાદ આપેલી જે બધી તે એણે વર્ષો પછી ઝારને પાછી મોકલાવી આપી હતી.

મુક્ત થયા બાદ ફરીથી એ અમેરિકા ગયો. યુરોપ-ની દરેક યુદ્ધભૂમિ પર બીજાં રાજ્યોને પોલૅંડના સૈનિકો અને સરદારો સાથ આપતા હતા,—એ આશાએ કે વિજેતા રાજ્ય પોલૅંડને સ્વાધીનતા મેળવવામાં કોઇ વખતે પણ મદદ કરે. એ આશાએ એણે પણ યુરોપ પાછા ફરવાનો નિશ્ચય કર્યો. અમેરિકાની બધી મિલકત હબસી ગુલામોને મુક્ત કરવા અને તેમના શિક્ષણ માટે તેણે જેફરસનને સોંપી દીધી. પોલૅંડમાંની પોતાની જાગીરના ગુલામોને પણ એણે મુક્તિ આપી. ગુલામોની મુક્તિ માટે અમેરિકામાં આંતરવિગ્રહ થવાનો હતો એ જોતાં એના જમાનામાં એના વિચારો ઘણા આગળ-પડતા ગણાય.

પૉલ પછી રશિયાની ગાદીએ આવનાર ઍલેક્ઝાંડર પહેલાએ કોશિયુસ્કોને પટાવવાના ખૂબ પ્રયત્નો અ-જમાવ્યા, પણ આઝાદીની હૂંફ જે વચન એ એક જ માત્ર જેનો સ્વાર્થ હતો એ કોશિયુસ્કોએ તેની કશી પણ લાલચ સ્વીકારવાની સાફ ના કહી દીધી,—સિવાય કે પોલૅંડની આઝાદીનો લેખિત કરાર કરી આપવામાં આવે.

અમેરિકાથી આવી નિવૃત્ત જીવન ગાળવાના ઇરાદા-થી તે સ્વિટ્ઝર્લૅંડના સોલીઅર નામે ગામડામાં વસવા લાગ્યો. હજુયે તે પૂરા હોશમાં હતો, હામ પણ પૂરી હતી, ને યુરોપનાં રાજ્યો જો એક વખત સાથ આપે તો પોલૅંડ ખાતર છેલ્લી વખત લડી લેવાની ખાહેશ પણ હતી. પરંતુ એ શક્ય ન બન્યું ને પોતાના દેશને એ જ પરાધીનતામાં જોતાં ૧૮૧૭ની ૧૫મી ઑક્ટોબરે એનું અવસાન થયું.

૧૮૩૧, ૧૮૪૬ ને ૧૮૬૩ના વિપ્લવોની પશ્ચાદ્ભૂમિ તરીકે પોલૅંડની નજર સમક્ષ એ જ કોશિયુસ્કોની પ્રતિમૂર્તિ રહેલી જેણે અમેરિકા જેવા પરરાષ્ટ્રનું પારતંત્ર્ય મિટાવવા પણ તલવાર ચલાવેલી. આજે પણ તેનું બાવલું અમેરિકામાં હડસનના ઉપસાગરની પશ્ચિમ ભૂશિરે ઊભું છે. જેના પર તેને 'બંને ગોળાર્ધોના જવાંમર્દ' તરીકે નવાજતું લખાણ અંકાયેલું છે.

ક્રેકોવમાં આવેલા વાવેલના કિલ્લામાં પોલૅંડના વીર પૂર્વજો ને શહેનશાહો સાથે આજે કોશિયુસ્કોનો દેહ વિરાજે છે. આજે તો યુરોપના નકશામાંથી પોલૅંડને કાઢી નાખવા ઇચ્છનાર રોમાનોફ, હૅપ્સબર્ગ અને હોહેનઝોલર્ન રાજવંશો પણ લોકશાસનના મહાસાગરમાં ડૂબી ગયા છે, અને ૧૯૧૮ના નવેમ્બરની ૧૧મીથી પોલૅંડ સ્વાધીન થયું છે.

હરિશ્ચન્દ્ર ભટ્ટ

## શરીરની શુદ્ધિ માટે, જીવનશક્તિની વૃદ્ધિ માટે મનના ઉલ્લાસ માટે

# ઉપવાસ કરો

તંદુરસ્તીની સાચી કીમત બહુ ઓછા માણસોને હોય છે. ઘણાખરા માણસો તો તંદુરસ્તી ગુમાવ્યા પછી જ એની સાચી કીમત આંકી શકે છે.

આ જાહેરાતના જમાનામાં આરોગ્યને અનેક ચિત્ર વિચિત્ર વસ્તુઓ સાથે સાંકળી દેવામાં આવ્યું છે. તંદુરસ્તી મેળવવા માટે કાદવસ્નાનથી માંડીને સીરમોથેરપી સુધીના માર્ગ જનતા આગળ રજુ કરવામાં આવે છે. દરેક જણ પોતાની કરામતથી બધા જ રોગો મટાડવાની ખાત્રી આપે છે દરેક પોતાની સફળતાના સર્ટિફિકેટો રજુ કરે છે.

સંભવ છે કે આ બધામાં સફળતાને જેટલી જાહેરાત અપાય છે; એટલી નિષ્ફળતાને ન અપાતી હોય, અને એટલે જ આવી અટપટી પરિસ્થિતિમાં ઉપવાસની સનાતન પદ્ધતિને ભૂલી ન જવાય એ જરૂરનું છે.

માંદો ઘોડો કે કૂતરો કશુ ખાતો નથી, માંદો વનમાનવ ઉપવાસ કરે છે, પણ પોતાને સુધરેલો માનતો આજનો માંદો માનવી ખોરાક ખાય છે ને દવા પીએ છે! પ્રકૃતિમાતાના આ આદેશની અવગણનાને પરિણામે મનુષ્યેતર પ્રાણીઓને અજાણ્યા એવા સેંકડો રોગોથી માનવ જાતિ પીડાય છે.

ખોરાક તરફની અરુચિ એક જ વસ્તુ બતાવે છે અને તે એ કે શરીરને ખોરાકની જરૂર નથી.

શરીરમાં દાખલ થતો બીનજરૂરી ખોરાક શરીરને નથી પોષતો, પણ રોગોને પોષે છે માંદગીમાં જીવનશક્તિનો જથ્થો મર્યાદિત હોય છે અને એવે સમયે લેવામાં આવેલો ખોરાક શરીરયંત્ર પર અસહ્ય બોજો નાખે છે. આ ભૂલને લઇને રોગોનું આયુષ્ય ખૂબ લંબાય છે અને કેટલીક વખત જીવનદોરી અધવચથી કપાઈ જાય છે.

માંદગી એ શરીરને સાફ કરવાનો કુદરતનો પ્રયાસ છે. એવે વખતે ઉપવાસ કુદરતને જોઇતી સહાય આપે છે. કોઇપણ ચાલતું યંત્ર સમારી શકાતું નથી. એને સુધારવા માટે પહેલાં તો બંધ કરવું પડે છે. એ જ મુજબ શરીરયંત્રને સુધારવું હોય તો ખોરાક બંધ કરી શરીરના પાચનયંત્રને આરામ આપવો જોઇએ.

ખોરાક બંધ થતાં જ એને પચાવવામાં રોકાયેલી શક્તિ છૂટી થાય છે. આ શક્તિ શરીરમાંથી કચરો બહાર કાઢવાનું કાર્ય કરે છે. કુદરત આ નિરુપયોગી કચરો તાવ વડે બાળે છે. તાવથી શરીર શુદ્ધ થાય છે, પણ સાથેસાથે નિર્બળ બને છે. ઉપવાસ શરીરને નિર્બળ કર્યા વિના નિર્મળ બનાવે છે. એટલા માટે જ એક દિવસનો ઉપવાસ એક દિવસના તાવ કરતાં અનેક ગણો ચઢીઆતો છે. ઉપવાસથી અવારનવાર શુદ્ધ થતા શરીરને તાવની કે માંદગીની પીડા નથી નડતી.

ગંદા માથામાં જૂ પડે એ જેટલું સ્વાભાવિક છે, એટલું જ સ્વાભાવિક અંદરથી મેલું શરીર બીમાર પડે એ છે.

દરેક તીક્ષ્ણ દર્દ (acute disease)માં ઉપવાસ એ અનિવાર્ય આવશ્યક્તા, છે. ગમે તે જાતના તાવમાં ઉપવાસ તાવનો આવરદા ટૂંકો કરે છે, અને તાવને શરીરશુદ્ધિની ક્રિયામાં જોઇતી મદદ કરે છે. માંદા પડવા ન ઇચ્છતા દરેક સાજા માણસે પણ પ્રસંગોપાત પદ્ધતિસર ઉપવાસ કરવા જ જોઇએ.

ઉપવાસનું તત્વજ્ઞાન પચાવ્યા પછી અને એને વિષે વાંચવાયોગ્ય બધાં પુસ્તકો વાંચ્યા પછી, ગમે તે માણસ તે કરી શકે છે. એકથી વધુ ઉપવાસ પ્રકૃતિ-ચિકિત્સા (Nature-cure) ના નિષ્ણાતની દેખરેખ નીચે જ કરવા જોઇએ.

લાંબા ઉપવાસોમાં યોગ્ય દેખરેખ ખૂબ મહત્વની છે ઢંગધડા વિના કરેલા ઉપવાસોથી શરીરને અને આરોગ્યને કાયમી નુકસાન થયાના દાખલાઓ મોજૂદ છે.

ગઈ પેઢીની દાક્તરી કિતાબોમાં ભૂખ્યો માણસ અઠવાડિયાથી વધુ જીવી ન શકે એવી મતલબનાં લખાણો હતાં. પરંતુ ડિવે, પ્યુરિન્ટન, હૅઝાર્ડ અને મૅકફૅડને છેલ્લા ત્રીસ વરસમાં હજારો અસાધ્ય રોગીઓને લાંબા ઉપવાસ કરાવી એ માન્યતાની પોકળતા સિદ્ધ કરી આપી છે.

જુદીજુદી જાતના સાધ્ય અને અસાધ્ય રોગો મટાડવા માટે અને આરોગ્ય મેળવવા માટે ૧થી૧૦૧ દિવસ સુધીના ઉપવાસો થયા છે, અને 'લગભગ બધા

જ દાખલાઓમાં આરોગ્યનો પુનર્જન્મ થયો છે.

ઉપવાસનો સાદામાં સાદો પ્રકાર તો એ છે કે દિવસમાં એકાદ ટંક છોડી દેવો. સવારને બદલે સાંજનો ટંક છોડી દેતાં બીજે દિવસે પથારીમાંથી ઊઠ્યા પછી શરીરમાં અસામાન્ય સ્ફૂર્તિ જણાશે.

બીજો પ્રકાર એક, બે કે ત્રણ દિવસના ઉપવાસ મહિનામાં એકાદ વાર કરવાનો છે.

ત્રીજો પ્રકાર જેટલા ઉપવાસની જરૂર જણાય એટલા એકસામટા કરવાનો છે ને ચોથો પ્રકાર જરૂરી ઉપવાસો ત્રણ કે ચાર ટુકડે કરવાનો છે.

પાંચમો પ્રકાર એક દિવસ ઉપવાસ, બે દિવસ દૂધ ઉપર; બે દિવસ ઉપવાસ, ચાર દિવસ દૂધ ઉપર; ચાર દિવસ ઉપવાસ—એમ ધીમે ધીમે ઉપવાસ વધારવાનો છે. છઠ્ઠો પ્રકાર પાણીના પણ ઉપયોગ સિવાય નકોરડા ઉપવાસ કરવાનો ને સાતમો પ્રકાર પાકાં ફળોનો રસ અથવા તાજી ભાજીનો સૂપ પીને ઉપવાસ કરવાનો છે.

હું તો સાતમા પ્રકારના ઉપવાસને સર્વોત્તમ માનું છું, કારણકે ફળો અને ભાજીમાંથી મળતા ક્ષારો અને પ્રજીવકો શરીરશુદ્ધિના કામમાં ખૂબ મદદ કરે છે, એટલું જ નહિ પણ ઉપવાસ દરમ્યાન શરીરની શક્તિ ટકાવી રાખે છે અને ઉપવાસની મુદત ટૂંકી કરે છે.

ઉપવાસના લાભ ૭૨ કલાક પછી જ દેખાવા માંડે છે. ઉપવાસ દરમિયાન આંતરડાં સાફ કરવા માટે દરરોજ એકથી બે એનીમા લેવાની જરૂર છે.

પાણીનો પૂરતો ઉપયોગ કરવો જોઇએ, જેથી શરીર ઝડપથી અંદરનો કચરો બહાર ફેંકી દઇ શકે.

ચામડીનાં છિદ્રો ખુલ્લાં રાખવા તરફ પૂરતું ધ્યાન અપાવું જોઇએ, જેથી શરીરના ઝેરી દ્રવ્યોની નિકાસમાં ચામડી પોતાનો નિયત ભાગ ભજવી શકે.

હવાસ્નાન, સૂર્યસ્નાન, ઘર્ષણસ્નાન, વરાળસ્નાન અને ઉષ્ણોદકસ્નાન વડે ચામડીને જોઇતુ ઉત્તેજન આપી શકાય.

ઉપવાસ દરમિયાન શરીરને હમેશાં અસુખ લાગ્યા કરે છે, કારણકે કોષોમાં સમાએલો કચરો લોહીમાં આવે છે, અને ત્યાંથી પેશાબ અને પસીના વાટે શરીર બહાર ચાલ્યો જાય છે. આ ઝેરી લોહીને લીધે ઝીણો તાવ, માથાનો દુખાવો, મોઢામાં મોળ અને શરીરમાં ભાર લાગ્યા કરે છે. આવે વખતે બની શકે એટલો ઊંઘ અને આરામ લેવાં જોઇએ, એટલું જ નહિ પણ શરીરના એકેએક સ્નાયુને ઢીલા રાખવા જોઇએ જેથી શરીરની બધી શક્તિઓ શરીર સાફ કરવા પાછળ વપરાય.

ઉપવાસ પછી શરીર ઘણું હલકું, સ્ફૂર્તિભર્યું અને નિર્મળ બની જશે. મન પ્રસન્ન અને પ્રફુલ્લિત રહેશે. વધારાનું વજન ચાલ્યું જાય, શરીરનો એકેએક અવયવ નિયમિત કામ આપવા લાગશે. આંખ, કાન, જીભ અને નાકની શક્તિની તીક્ષ્ણતા વધી જશે ને પાચન અવયવોને નવું જીવન મળી ભૂખ નાના બાળક જેવી તીવ્ર બનશે.

બહુ નબળા, પાતળા કે બુઢ્ઢાએ અને બહુ નાનાં બાળકોએ ઉપવાસ ન કરવા જોઇએ. હૃદયના રોગીઓએ જાણકારની સલાહ સિવાય ઉપવાસ કરવાની હિંમત ન બાંધવી. ઉપરના અપવાદો બાદ કરતાં દરેકેદરેક માણસ ઉપવાસના અગણિત લાભ માણી શકે એમ છે.

ઉપવાસ કરવામાં જેટલા મનોબળની જરૂર છે એથી અનેકગણા વધારે મનોબળની જરૂર ઉપવાસ ભાંગવામાં છે. પછી ભૂખ ખૂબ ઊઘડે છે. તે વખતે ભૂખને અંકુશમાં રાખતા ને યોગ્ય ખોરાક લેતાં આવડવું જોઇએ. નહિતો લાભને બદલે નુકસાન થાય છે.

ઉપવાસ લીલોતરીના રસ કે સંત્રાં-મોસંબી જેવા મધુર ફળોથી તોડવા જોઇએ. ત્યાર પછી દૂધનો ખોરાક શાસ્ત્રીય રીતે લેવાનો શરૂ કરવો જોઇએ. સામાન્ય નિયમ તરીકે એમ કહી શકાય કે જેટલા દિવસના ઉપવાસ હોય, એથી બમણા દિવસ દૂધ ઉપર રહેવું. દૂધ ગાય કે બકરીનું વાપરવું.

પછીથી ધીમેધીમે પથ્ય ખોરાક શરૂ કરવો. ઉપવાસથી સાફ થએલા શરીરમા કચરો ના ભરાઇ જાય એટલા માટે ખોરાકની બાબતમા પૂરતી કાળજી રાખવી. ઘઉં, દૂધ, સોયાબીન, તાજાં શાક, લીલોતરી, મધુર ફળો અને મધ, એ ખોરાકની મુખ્ય વસ્તુઓ હોવી જોઇએ.

શરીરની શુદ્ધિ, જીવનશક્તિની વૃદ્ધિ, મનના ઉલ્લાસ અને શ્રદ્ધાના પુનર્જન્મ માટે પણ ઉપવાસ આવશ્યક છે.

રમણલાલ એન્જિનિયર



જીવનનું પરોઢ જેમાં ખરો આરંભ પામે છે, અને ફીનિક્સ વસાહતની ઘરગથ્થુ હકીકતો; કૌટુંબિક જીવન તથા સત્યાગ્રહના બીજારોપણરૂપ પ્રસંગોનું વાસ્તવદર્શન જેમાં શરૂ થાય છે તે હપતો

# વાનરટોળી



ઘડો જેમ ટીપાય અને શેકાય તેમ પાકો થાય. મારું પણ એવું જ થયું. વારંવાર પડતા મારે મને રીઢો કરી મૂક્યો. ગુનો કરતી વખતે મને મારનો ભય જરાયે મનમાં ન રહેતો. 'માર ખાવો પડશે તો ખાઇ લઇશ, જરા હાડકાં દુખશે એટલું જ ને? પણ બનતાં સુધી હું મારો ગુનો પકડાવા નહિ જ દઉં' એવી શ્રદ્ધાઓ ગુના કરતી વખતે મને રહેતી. મનના રીઢાપણાએ શરીરની સહનશક્તિ પણ ઠીકઠીક વધારી હતી. ચામડીમાં મોટા ઊંડા ઊઝરડા પડે, પગમાં કાંટા સડે, કડકડતી ઠંડીમાં પથ્થરની ધાર વાગી પગમાંથી લોહી વહે, બહુ ઊંચેથી પડી જતાં પછાડ વાગે તેની આળપંપાળ ભાગ્યે જ સૂઝતી. અપમાનિત થઈ ખાવા પડતા તમાચા કરતા હાથે કરી વગાડી લીધેલા ઘાની વેદના દસમા ભાગની યે ન જણાતી. ટૂંકમાં હું ટેવાએલો ગુનેગાર થતો ચાલ્યો.

ટેવાએલો ગુનેગાર છતાં બહાદુર ગુનેગાર હતો એમ નહિ. મોટેરાંઓની બીક મનમાં એટલી રહેતી કે તેઓની હાજરી હોય ત્યારે બહુ જ ડાહ્યો અને ભારેખમ થઇ બેસતો. તેમના દેખતાં રમવાની યે મને ગભરામણ થતી. પણ જેવો પિતા, કાકા, બા વગેરેની નજરમાંથી છૂટવાનો લાગ મળતો કે દબાઇ રહેલું મન હરખથી ઊભરાઇ જતું ને જાતજાતના અડપલાં સૂઝતાં અને અટકચાળાંની પરંપરા ચાલતી. એ જાતજાતના અટકચાળાંનું અત્યારે સ્મરણ નથી અને હોય તો યે તે બધાં અહીં વર્ણવવામાં સાર પણ નથી; છતાં બેપાંચ નમૂના આપું.

સાઇકલનો પંપ ઘરમાં ગમે એટલે ઊંચે મૂક્યો હોય તો યે તે ઉતારી પાણીની ડોલ ભરી પંપ વડે દૂરદૂર પિચકારીઓ મારવી; અસ્ત્રાથી સાબુ કાપવો; સીવવાના સંચા પર જાતજાતના પ્રયોગો કરી તેને ખોટકી નાખવો; ઘડિયાળ ખોલીને જોવી; ખરે બપોરે મીણબત્તીઓ સળગાવી તેના રેલા ઊતરતા જોવા; પીવાના પાણીના સંગ્રહની ટાંકીમાંથી ફૂવારા છોડી પાણી ઘટાડવું; મગનકાકા શહેરમાંથી જે કંઇ નવી વસ્તુ લાવે તે તેઓ ખોલીને જુએ તે પહેલાં જ ખોલીને જોવી અને રંગ હોય તો જ્યાંત્યાં ચોપડીને અજમાવી જોવો ઇત્યાદિ અટકચાળાં હજુ ગઇ કાલે જ કર્યાં હોય એવા સાંભરે છે. માર અને ધમકીની સતત પ્રસાદી મળવા છતાં આવા અડપલાંની મારી ટેવ જરા યે ઓછી થઇ ન હતી. જે કંઇ નવી ચીજ જોઉં તે શા માટે આવી અને એનો ઉપયોગ શો છે એ જાણવાની દાબી ન દબાય એવી જિજ્ઞાસા મને થતી. એ જિજ્ઞાસાનું સમાધાન વિહિત રીતે હું ન કરી શકતો. મારી જીભના ટુકડા થઇ જાય તો યે મારાથી એમ ન પૂછી શકાતું કે 'કાકા, આમાં શું છે ને શા માટે લાવ્યા છો?' જ્યારે આટલો સવાલ કરવાની હિંમત ન હતી ત્યારે એ ચીજનો ઉપયોગ કરી જોવાની રજા મેળવવાની હિંમત ક્યાંથી હોય? પરિણામે ચોરીછૂપીથી હરેક ચીજનો મનમાન્યો ઉપયોગ કરી જોતો અને હાથેપગે વગાડી બેસતો. જેમકે એકવાર અણીદાર નવું ચપ્પુ લઇ સ્લેટપેનની અણી પેન્સીલની જેમ કાઢવા બેઠો. અણી સરસ નીકળી પણ ડાબા અંગૂઠાનો નખ મૂળસોતો ઉખાડી ગયો. લોહી ખૂબ વહ્યું, પણ હાથે કરીને વગાડેલું એટલે ઉંકારો કરવાપણું હતું જ નહિ. પાએક કલાક સુધી કપડેથી લોહી દાબતો રહ્યો પણ એ વહેતું ન અટક્યું. છેવટે મારી બા ત્યાં આવી ચડતાં તેમણે પાટો બાંધ્યો.

આવાં તોફાનો હું એકલોએકલો ઘરને ખૂણે કર્યાં કરતો. પણ જ્યારે અમારી ટોળી જામી ત્યારે અમે ફીનિક્સ આખું ખૂંદી વળવા લાગ્યા. જેનાતેના ઘરમાં જઇ ભાંગફોડ કરવા માંડી. પ્રત્યેક બાગનાં તાજાં તાજાં ફળોના ભોક્તા અમે બન્યા. કોઇકોઇવાર તો

વાંદરાં પણ જેટલું નુકસાન ન પહોંચાડે તેટલું નુકસાન દરેક ઘરમાલિકને અને બાગરક્ષકને અમારે લીધે વેઠવું પડતું. અમારી આ ટોળીમાં ચાર જણ હતા.

પૂજ્ય બાએ ફીનિક્સમા ઘર વસાવ્યુ ત્યાર પછી દેવદાસ કાકા અને રામદાસ કાકાને ગુજરાતી ભણવાની વ્યવસ્થા મારી બા પાસે થઇ. મારી બા છઠ્ઠી ગુજરાતી સુધી ભણેલા. બ્હેનોમાં બીજું કોઇ એટલું ભણેલું ત્યાં નહિ. રામદાસકાકા–દેવદાસકાકાનો વર્ગ અમારે ઘેર શરૂ થયો ત્યારે મારે નસીબે હજુ પાટીમાં માથું નાખી કક્કો ઘૂંટવાનુ જ હતુ. પણ દે૦ કાકા ને રા૦ કાકા તો રંગીન ચિત્રોવાળી કેરી, કુહાડી, હણુ આદિની વાર્તાઓ વાંચતા ને મજાની કવિતા બોલતા. અનેક થપાટો અને ભર્ત્સનાથી મને ભણવાની હોંશ નહોતી આવી, પણ જ્યારે મેં જોયું કે રા૦ કાકા ને દે૦ કાકા વગર માર ખાધે, વગર ઠપકાએ સારૂંસારૂં ભણે છે અને તેઓ ભણે છે તેથી એમની સાથે બધા હસીને વાત કરે છે ત્યારે મને સમજાયુ કે હું યે ભણીશ તો મારો ભાવ પૂછાશે. વાર્તા વાચવાની હોંશે અને રા૦ કાકા દે૦ કાકાની અનુકરણવૃત્તિએ મારૂં ધ્યાન ભણવામા પરોવ્યુ. બારાખડી પૂરી કરી પહેલીના પાઠો ક્યારે વાચતો થયો તેની ખબર પણ ન પડી જેમ ભણવામા એમ દુનિયાના બીજા અનુભવોમા પણ એમને લીધે મારા મગજમા પ્રકાશ આવ્યો. ખાવું, પીવુ, ઊંઘવ, ઘરમા ભાગફોડ કરવી ને અવારનવાર હાડકા રંગાવવાં એની બહાર દુનિયા ઘણી વિશાળ છે, ઘણું જાણવાનુ ને શીખવાનું છે એ મને સમજાયુ ને એ રીતે રામદાસ કાકા અને દેવદાસ કાકા મારા સૌ પહેલા માર્ગદર્શક બન્યા. માર્ગદર્શક બન્યા તેમાં યે દેવદાસ કાકા ઉમરમા લગભગ મારા જેવડા અને ખૂબ હોશિયાર હોવાથી નાનીમોટી બધી વાતમાં તેઓ જ મારા કર્ણધાર થઇ પડ્યા.

તે વેળા મારી ઉમર આશરે પાચેક વર્ષની, દેવદાસ કાકાની સાડા ૭ વર્ષની ને રામદાસ કાકાની સાડા આઠ વર્ષ જેટલી હતી. થોડા દિવસ પછી ચોથો છોકરો વિલી અમારી સાથે ભળ્યો. એ મિ. કોર્ડિસનો દીકરો હતો. મિ. કોર્ડિસ છાપખાનામાં કામ કરવા આવનાર બીજાઓની જેમ ફીનિક્સ આવી વસેલા. તેઓ જાતે જર્મન હતા પણ તેમનો દીકરો ગોરો ન હતો. તે ત્યાંના ઝૂલૂઓ જેવો ઠીંગણો ને કાળો હતો, કારણ તેની મા ઝૂલૂ હતી. એનામાં દોડવાની, ઝાડ પર ચડવાની અને તોફાન કરવાની બીજી શક્તિ અમારા કરતાં ઘણી વધારે હતી. બપોરથી સાજ સુધી મગનકાકા, મિ. કોર્ડિસ અને બીજા બધા પ્રેસમાં જઇ કામ કરતા ત્યારે અમારી આ ચોકડી ઘરમાથી છટકી આખી ફીનિક્સને એક છેડેથી બીજે છેડે ફરી વળતી.

ફીનિક્સમાં મોટા ઘરની પાછળ રમવાનું ટેનિસનું મેદાન મૂક્યા બાદ પશ્ચિમે એક મોટો બગીચો હતો. મોટું ઘર એટલે બાપુજીનું ઘર; પણ મોટો બગીચો એટલે બાપુજીનો બગીચો નહિ ફીનિક્સના જૂના નિવાસીએ એક બગીચો બનાવેલો હતો. તેના ઘણાખરાં ઝાડ ઘરડાં થઇ ગએલાં તેથી તે મોટો બગીચો કહેવાતો તેમાં ફળ ખૂબ આવતાં. આ બગીચાના રખેવાળ આણંદલાલ કાકા હતા. એક પણ ફળ કોઇ ન લઇ જાય એની એમને બહુ ચીવટ રહેતી. અમને થતું કે ફળ પાક્યા છે તે ખાવાને હોય કે સોડવવાને? એટલા બધા ફળ આણંદલાલ કાકા એકલા થોડા જ ખાઇ જવાના હતા? પણ આણંદલાલ કાકા અમને કદી ફળ આપતા નહિ. અમને બગીચામાં જોતા જ ખૂબ દબડાવતા, ધમકાવતા અને અમારી ફરિયાદ કરતા. તેથી એમને થાપ આપી એમનો બગીચો ઉજાડવાની અમને બહુ મજા પડતી બપોરે પ્રેસનું કામ છોડીને પણ વારેવારે તેઓ આખો ટેકરો ચડઊતર કરતા અને બગીચામા કોઇ છે કે કેમ તે તપાસી જતા. આથી અમે પાકો બંદોબસ્ત રાખ્યો હતો. હું નાનો, ઝાડ પર ચડીઊતરી ન શકું. એટલે મારૂં કામ ચોરીની જગ્યાએથી થોડે દૂર ઊભા રહી કોઇ આવે છે કે કેમ તે જોતા રહેવાનું અને ખબર કરવાનું હતું. રામદાસ કાકા સૌથી મોટા એટલે તેમનું કામ ખૂબ ઊંચા ઝાડ પર ચડી ફળો તોડવાનું હતું અને દેવદાસ કાકા ઉપરથી પડતા ફળો ભેગાં કરવાનું કામ કરતા. એક શેતુરનું ઝાડ ૬૦થી ૭૦ ફૂટ ઊંચું અને એક પેપૈયાનું ત્રીસેક ફૂટ ઊંચું હતું. આ બંને વૃદ્ધ વૃક્ષોનાં ફળ બહુ મીઠાં ઊતરતા બાલા રામદાસ કાકા ઉપરથી ફળ પાડી નીચે ઊતરીને આવે ત્યાં સુધીમા પેપૈયાનો મોટામા મોટો ભાગ અને કાળાં મધુરાં શેતૂરનો ભાગ અમે ઓહિયાં કરી જતા. જેમની ખરી મહેનત એમને ઓછું પહોંચતું.

છતાં રા૦ કાકા ઉદાર દિલના એટલે અમારે કજીઓ ન થતો. ફળ ખવાતાં હોય ત્યાં કોઇનો પગરવ સંભળાય તો બાગવામાં આડો રસ્તો કે કાંટાની વાડ વટાવતાં ગે અચકાતા નહિ. ભાગી જઇ, મોટા ઘરની નહાવાની ઓરડીમાં હાથ ધોઇને શાણા બની મુખ્ય રસ્તા પર ટહેલવા લાગતા અને વગર પકડાયે ચોરી પૂરી કર્યાનો આનંદ માણતા.

રહેતે રહેતે મોટા બગીચાની ચોરી અમારો નિત્યક્રમ થઇ પડ્યો. ભાગ્યે જ એકાદ વાર અમે કોઇની નજરે પડ્યા હોઇશું. સંતરાંની મોસમમાં એક ઝપાટે સો બસો સારામાં સારા સંતરાં ભરખી જવા જેટલા અમે કુશળ બની ગયા હતા. બાગમાં બેચાર ઝીણાં લવીંગિયાં મરચાંના છોડ હતા. એ લવીંગિયાં મરચાં સાધારણ મરચાંથી આઠદશ ગણા વધારે તીખાં હતાં. અર્ધો પોણો ઇંચ લાંબું અને પા ઇંચથી પણ પાતળું એ મરચું મોંમાં મૂકતાં મોઢું જ નહિ, શરીરનું અંગેઅંગ સમસમી ઊઠતું. કેટલા યે દિવસો સુધી અમારી વચ્ચે હોડ ચાલી કે કોણ એ મરચાં સૌથી વધારે ખાય છે. એક કે બે સંતરાં છોલીને તૈયાર રાખીએ, પછી મોંમા મરચું મૂકી ઉપર સંતરું ચાખું ને ચાખું કે મરચું ખાઇ જઇએ. સંતરાથી બળતરા ઓછી થાય કે ફરી પાછું બીજું મરચું મોંમાં મૂકી સંતરું ખાઇ જઇએ. આમ ઉપરાઉપર દસપંદર મરચાં ચાવી જઇએ. આંખમાંથી પાણી ટપકે, નાક ગળુંગળું થાય, પણ પરાક્રમ કરવામાં હાર કોણ કબૂલ કરે? ત્રણે જણા જરા પણ ગાયક આપ્યા વિના સરખી સંખ્યામાં આ દિવ્ય કરતા. કેટલાક જુવાનો પોતાનો અનુભવ સંભળાવતાં જ્યારે કહે છે કે પહેલી વાર દારૂ પીધો ત્યારે છાતી બળુંબળું થતી હતી અથવા બીડીની પહેલી ફૂંક લેતાં ઉલટી આવી હતી છતાં તેઓ વ્યસનમાં ગરક દેખાય છે ત્યારે મને આ લવીંગિયાં મરચાંવાળો કિસ્સો યાદ આવે છે. એ મરચાં ભરખતી વખતે અમને જો કોઇ એમ સમજાવનારું હોત કે 'જેને તમે બહાદુરી માનો છો એ ઊંધી બહાદુરી છે; મરચાં ખાવાના પરાક્રમથી તમારી માણસાઇ વધવાની નથી'; તો એ લવીંગિયાં મરચાં ખાવાની અમે જે ટેવ પાડી લીધી હતી અને જે દિવસે બપોરે એ ન ખાધાં હોય તે દિવસ ખોયા જેવું લાગતું, તે ન લાગત.

ધીમે ધીમે ફીનિક્સના નવા બગીચા તૈયાર થવા લાગ્યા. આણંદલાલ કાકાએ પોતાના ઘરની બાજુમાં ધોળી ને કાળી દ્રાક્ષનો માંડવો કર્યો હતો. દ૦ આ૦ માં ધોળી દ્રાક્ષ તો રોજ મળે, પણ કાળી દ્રાક્ષની શોભા અમને બહુ લલચાવતી. પોતાની વાડીના ઉછેર અને રક્ષા માટે એક ભૈયાને એમણે માળી તરીકે રાખ્યો હતો. એ અમને દેખે ત્યાંથી લાઠી, પાવડો કે જે હાથમાં આવે તે લઇ અમારી પાછળ દોડે અને હાથમાં આવીએ તો સારીપેઠે ઝૂડી પણ નાખે. પરંતુ હાડકાં રંગાવાને જોખમે પણ અમે આણંદલાલ કાકાની કાળી દ્રાક્ષ પાકવા ન દેતા. એ જ પ્રમાણે એમણે ઉછેરેલાં અનેનાસ પાક્યા પહેલાં, આમલી કરતાં યે ખાટાં છતાં, અમે તોડી ખાતા. મગનકાકાએ બહુ મહેનતે આંબા ઉછેરેલા. દ૦ આ૦ માં તો આંબા નવાઇ જેવા. પહેલી વારનો પાક મગનકાકાએ ઉતારી અમારી નહાવાની ઓરડીમાં કરંડિયામાં પકાવવા મૂક્યો કે બીજે દિવસે સાંજે અમે ચટ કરી ગયા! તે દિવસે સારીપેઠે જૂઠું બોલીને હું મગનકાકાના કોપમાથી બચ્યો.

ફળની ચોરી કે કાચી મકાઇ, ઊગતી ડુંગળી, લીલાં શાક એ બધાનો નાશ કરતાં અમે ધરાતા જ નહિ. ગમે એટલું ખાવા છતાં અમને ઓડકાર ન આવતો. પણ અમે એટલે જ ન અટક્યા. અમારે ત્યાંના છાપખાનામા માંસાહારી ભાઇઓ હતા તેમના અમે શિક્ષક બન્યા. એક ભાઇ મૂળે મદ્રાસી. વગર કુટુંબે રહેતા. તે કામે જાય કે જેમતેમ કરી અમે એની ઓરડીમાં ઘુસીએ. તેમને એકીસાથે ડબ્બો ભરીને ઇંડાં રાખવાની ટેવ હતી. એક એક ઇંડું લઇ પથ્થર પર પછાડી ફોડવાનો ને પીળા રસથી હાથ ખરડવાનો અમને આનંદ આવતો. તેના માછલીના ડબ્બા ફોડીને ફેંકવામાં ગમ્મત આવતી. અને જો તે અમને ધમકાવે તો અમે સામા ધમકાવતા કે શું કામ તમે આવું ગંદું ગંદું ખાઓ છો?!

પણ આવી રમતોથી અમારા સંસ્કાર બગડ્યા. બીજાને વિષે કહેવું દુષ્કર છે, પણ મારે વિષે કહું કે મને શિકારી રસ જાગ્યો. દેશકાળની અસર બાળકોના સંસ્કાર પર કોઇ અજબ રીતે પડે છે. ગુજરાતી વૈષ્ણવ કુટુંબનો હું બાળક, નિત્ય શુદ્ધ આહાર કરનારો અને રાત દિવસ વૈષ્ણવ માબાપને ખોળે ઉછરનારો, છતાં ફીનિક્સના વાતાવરણે મને હિંસા જોવાનો રસિયો

બાનાંની મૂકીગો જો કે દેશમાં આવ્યા પછી પંદરેક વરસની ઉમર બાદ મને સોદાની સુગ અને તરફડતા જીવને જોઇ ગ્લાનિ ઉપજવા લાગી. પણ તે પહેલાં, આંકડામાં માછલીનું તાળવું ફસાઇ જતાં અને પાણીની બહાર તેને તરફડતી જોતાં મને પ્રસન્નતા ઉપજતી અને કલાકો સુધી મચ્છીમાર પાંગે રસપૂર્વક ઉભો રહેતો. કોઇ ગૂલ અમારા નાળામાંથી 'આડે ખૂણે' ભાગતા કરચલાને પકડી તેનું પેટ ફોડી નાખે, એકાદ સુંદર નાજુક પક્ષીને પકડી એક જ આંચકે તેની પાંખો ઉખેડી નાખે એ જોવાની મઝા પડતી, ને 'હા, બરાબરનો થા થયો—સરસ શિકાર થયો' એવું શૂર ચડતું.

આપણાથી ખવાય નહિ, મારવામાં પાપ લાગે એ જાતની ભાવનાને લીધે જાતે કોઇ જીવની હાનિ તો ન કરી પણ શિકારીની પેઠે પક્ષીઓને જાળમાં સપડાવવાની, માથોડા ઘાસમાં જઇ તેના માળા શોધી કાઢવાની, ઇંડા તપાસવાની, ઇંડા ફૂટયા પછી બચ્ચાંનો કલબલાટ સાંભળવાની, તેમને ડરાવવાની ને એવી રમતોમાં ખૂબ વખત ગાળતો. આ ક્રૂર રમત સાથે અવલોકન વધ્યું. કયા પક્ષીના કેવાં ને કેટલા ઇંડા, કેવો માળો, કેવું ગીત હોય તેનો ખ્યાલ આવ્યો અને પક્ષીને ખબર ન પડે તેવી રીતે ધીમે પગલે તેની પાસે પહોંચી જવાની કળા મેળવી. શિકારી જીવનની એ બધી સારી બાજુ વૈષ્ણવ બાળકને સામાન્યરીતે અલભ્ય મનાય.

આપણા દેશથી સાવ ભિન્ન દેશના એ અવનવા વાતાવરણમાં અને વિશેષે એકાંત જંગલની વાડીઓમાં અમારી રમતો, તોફાનો અને બાળ જીવનનો આનંદ અનેરો હતો. દિવસ રાત ઉલ્લાસ અને આનંદ ઉભરાતો. એ બધી વાત વર્ણનમાં કેમ કરી ઉતારાય ? વિશાળ બીડમાંના રંગબેરંગી ફૂલ, ફૂલોની આછી મીઠી સુગંધ, ઝાકળના અને આછા વરસાદના મોતી, એ બધાનો આનંદ બચપણમાં જેણે માણ્યો હોય તે વગર વર્ણને એ રસની કલ્પનાએ રાચશે અને જેણે નહિ અનુભવ્યું હોય તે શાબ્દિક વર્ણનથી કંટાળશે. એટલે એ સુગંધી આસમાની ફૂલ, અનેક ટપકાં વાળા ઇંડા વગેરેની વાત છોડી પાછો અમારી વાનર ટોળીની વાત પર આવું.

મને કેટલીક વાર બહુ ભયાનક અખતરા સૂઝતા. અમારા ઘરથી થોડે દૂર એક કુવો હતો. ઊંડો તો સાત આઠ હાથ જ હશે પાણી સુકાઇ જઇ તળીએ



ડાબી તરફ ઊભેલા–મગનલાલ ગાંધી; ખુરશીમાં–સંતોકબેન ગાંધી; ખોળામાં–કેશુ; જમણી તરફ ઊભેલા–છગનલાલ ગાંધી; ખુરશીમાં–કાશીબેન ગાંધી; ખોળામાં કૃષ્ણદાસ. વચ્ચે ઊભેલા: પ્રભુદાસ ગાંધી (લેખક)

કીચડ જામ્યો હતો. તેમાં ઊતરવાની એક ભાંગીતૂટી નીસરણી હતી. એમાં ઊતરી અમે એ કીચડમાંથી જાતજાતનાં રમકડાં બનાવતા. એક વાર એ કુવાની ધારે ઊભા રહી અમે અંદરનો કાદવ તપાસતા હતા. મને કલ્પના આવી કે 'અહીંથી કૂદી પડીએ તો વાગે ખરૂં?' વાગે કે નહિ તેનો અખતરો જાતે કરવાની મને હિંમત ન હતી, છતાં અખતરો થવો તો જોઇએ જ. મેં સ્હેજ પાછળ રહી, દેવદાસ કાકા જરા નીચા વળીને જોતા હતા તેમને હડસેલો માર્યો! તેઓએ અપણાથી પોતાનું તોલ સમાળી લીધું અને ઊભા ને ઊભા અંદર કૂદી પડયા તેમને વાગ્યું નહિ, પણ કાદવના છાંટાથી તેમના કપડાં બગડયાં. કપડાં બગડયાનો તેમને વધુ ગુસ્સો આવ્યો. સીડીએથી ઉપર આવી તેઓ સીધા છાપખાનામાં મગનકાકા પાસે દોડી ગયા ને મારી રાવ ખાધી. હું પણ તેમની પાછળ પહોંચ્યો,–રાવ ખાતાં અટકે તો અટકાવવા. તેઓને હું ફરિયાદ કરતા રોકી ન શકયો, પણ મારૂં સદ્ભાગ્ય કે છાપખાનું હોવાથી મગનકાકાના મારથી બચી ગયો. ઘેર હોત તો મારો બરોબર ઠીક ઓખરો થાત. પરંતુ છાપખાનાના બધા

મોટાં માણસોએ. મારી જે ઠેકડી અને નિંદા કરી એ માર પડવા કરતાં યે મને આકરી સજા થઈ ને ઘણા દિવસ સુધી મને ઘરની બહાર નીકળવાની હિંમત નચાલી.

આવો જ વિકટ બીજો એક અખતરો મેં કર્યો હતો. મારી કાકીને રસોઈ કરવા જવું હોય ત્યારે કેશુને—મારા નાના પિતરાઈ ભાઈને —હિંચકાવવાનું મને સોંપી જતાં. દેવદાસ કાકા, રામદાસ કાકા, વિલી બધા યે ખૂબ રમે રખડે ને મારે એકલાને ઘરમાં બેઠાબેઠા ઘોડિયાની દોરી ખેંચ્યા કરવી પડે. આથી મનમાં ને મનમાં મને બહુ દાઝ ચડતી. પણ એટલી હિંમત નહોતી કે મારી કાકીની સામે થઈ હિંચોળવાની ના પાડી રમવા જઈ શકું. એક વાર વિચાર કરતા મને એક ઉપાય જડી આવ્યો. મને થયું કે કેશુને એટલો રડાવું કે તે છાનો રહે જ નહિ; એટલે કાકીને આવવું પડશે અને મને છુટ્ટી મળશે. દીવાળીના દિવસો હતા. મારી પાસે લીલા પીળા રંગનાં બપોરિયાંની દીવાસળીની પેટી હતી. મેં એક દિવાસળી સળગાવી તેનો અંગાર કેશુના પડખામાં ચાંપી દીધો અને બપોરિયું બહાર ફેંકી દીધું. કેશુ ચીસેચીસ પાડી ઊઠ્યો. મારી કાકી દોડી આવ્યાં. મને ખૂબ પુછ્યું, પણ હું શાનો જવાબ આપું? ઘોડિયું ખંખેર્યું, ચોતરફ તપાસ્યું અને છેવટે કેશુનાં લૂગડાં કાઢ્યાં ત્યારે દાઝયાનો ડાઘ દેખાયો. કાકા આવ્યા ત્યારે એમની પાસે ફરિયાદ પહોંચી. એક દીવાસળી ચાંપવાના બદલામાં અનેક દીવાસળીઓના ડામ જેટલી શારીરિક પીડા મારે ઝીલવી પડી, અને તે પછી લાગલાગટ બેચાર દિવસ સુધી નાના ભાઈ ઉપર પ્રેમ કરવાની ફરજ વિષે મને મુરબ્બીઓએ શીખામણ આપી. પરિણામે, ત્યાર પછી નાના ભાઈઓને હિંચકાવવા સાચવવાનો મને કદી કંટાળો ન આવ્યો; અને આવ્યો તો યે તેમને છોડી રમવા જવાની હિંમત ન થઈ.

મારા આવા જ અખતરાઓને પરિણામે એક વાર ઘર સળગી ઊઠ્યું અને મારી કાકીની સમયસૂચકતાને લીધે જ સારે દાણ ઊતરી ગયું. ફીનિક્સમાં દીવાનું કામ ઘણુંખરું મીણબત્તીથી જ ચાલતું. મને એ સળગાવવાનું બહુ મન થાય, પણ મને કોઈ દીવાસળીને હાથ ન અડાડવા દે. મીણબત્તીને અડું તો યે ધમકાવી કાઢે. રાત્રે મીણબત્તી સળગાવવા ન મળે એટલે મેં દિવસે લાગ સાધ્યો. પિતાશ્રી જમીને છાપખાને જાય અને બા જમવા બેસે ત્યારે અર્ધો કલાક અમારા ઓરડામાં કોઈ ન આવતું. એ તકનો લાભ લઈ હું ઓરડામાં પહોંચતો અને મીણબત્તી સળગાવી તેના રેલા ઉતારી તે પર મીણબત્તી જમાવી તેને ક્ષીણ થતી જોવાનો આનંદ પાંચ મિનિટ સુધી લેતો અને પછી તેને ઓલવી નાખી મારા ભણવાના પાઠ કરતો. આવો ક્રમ વીસેક દિવસ સુધી ચાલ્યો હશે, ત્યાં એક દિવસ મેં મીણબત્તી સળગાવી કે કામસર મારી બા આવી ચડ્યાં. મેં ઝડપ મારી મીણબત્તી પાડી નાખી. લાકડાના થાંભલા પાછળ તે ભરાઈ ગઈ. મારી બાએ આવા અટકચાળા માટે અને ન ભણવા માટે મને સ્હેજ ધમકાવ્યો અને અમે બે ય ઓરડાની બહાર નીકળી ગયાં. બંનેએ માની લીધું કે મીણબત્તી ઠરી ગઈ છે. પણ દસેક મિનિટ પછી અમારા ઓરડામાંથી ધુમાડો નીકળવા માંડ્યો, આખું ઘર લાકડાનું હતું. મીણબત્તીવડે થાંભલો સળગી ઊઠ્યો હતો અને ઉપર છાપરા સુધી આગ પહોંચી હતી. મારી કાકીનું ધ્યાન એ તરફ સૌ પહેલાં ગયું અને રસોડામાંની પાણીભરેલી ડોલ લઈ તેઓ દોડ્યાં. મારી બા અને પૂજ્ય બા પણ પછી પહોંચ્યાં અને ઘર બળતું ઠાર્યું. આમ ઘર સળગાવવા માટે અને મીણબત્તીને અડવા માટે મને મહિનાઓ સુધી સૌએ ટોક ટોક કર્યું, પણ મને એ મારી ખોટી વગોવણી લાગતી. વાંક હતો તો મારી બાનો હતો. તેઓએ કેમ ન તપાસ્યું કે મીણબત્તી ઠરી ગઈ છે કે નહિ? મને અમસ્તીને ધમકાવ્યો ન હોત તો કંઈ એવું થાત? મેં તો તે પહેલાં યે દિવસો સુધી મીણબત્તી સળગાવેલી, ત્યારે તો કંઈ નહોતું બગડ્યું. મીણબત્તીને વાપરવાની રીત બતાવવાને બદલે મીણબત્તીથી મને દૂર રાખવાની નીતિને પરિણામે જ આવું થયું ને?

મારાં અટકચાળા કરતાં દેવદાસકાકાનાં તોફાનો એક રીતે સારાં હતાં. તેઓ આંવી ભાંગફોડ ઓછી કરતા, પણ સાહસ અને કળા ભરેલી રમતો તેઓ વધુ રમતા. નવીનવી રમતોની શરૂઆત તો તેઓ જ કરતા રામદાસકાકા તેમાં કોઈ વાર ભળે અને કોઈવાર દેવદાસ કાકા એકલા જ રમે. હું ઘરમાંથી છુટ્ટી મેળવી શકું તો તો હું જઈ તેમને અનુસરું. મને તેમની પેઠે ઝાડ ઉપર ઝડપથી સ્થળાંતર કરતાં, પતંગ બનાવી તે ઉડાડતાં, કાગળનાં રમકડાં બનાવતાં, એમના જેટલી ઝડપથી

દોડતા, સીધે નિશાને પથરા ફેંકનાં વગેરે આવડતું નહિ છતા એમના ગુરુપણા નીચે હું ધીમેધીમે શીખતો. છાપખાના પાસેના નાળામા અમે ડૂબી જઇએ એટલું ઊંડું પાણી ઘણી જગ્યાએ હતુ. કોઇ મોટેરાની સામે અમે નાળામાં ઊતરતા તો અમારો કાન ઝાલી અમને પાણીની બહાર કાઢવામા આવતા. પણ અમે બંને, કાઠે ગીચ ઝાડીવાળી જગ્યાએ જઇ, કપડાં કાંઠા પર ફેંકી પાણીમા કૂદી પડતા અને કલાકો સુધી તરવાની મોજ માણતા. મને થોડું થોડું તરતાનું દેવદાસકાકાને પ્રતાપે જ આવડ્યું હતુ.

દર રવિવારે મગનકાકા અને ફીનિક્સના મોટા માણસો આમલી પીપળી અને બીજી મરદાની રમતો રમતા. તેમણે એક બહુ ઊંચા ઝાડની મજબૂત ડાળીએ જાડા દોરડાનો હીંચકો બાંધ્યો હતો. જમીનથી એ ડાળી સાઠ ફૂટથી ઓછી ઊંચાઇએ નહિ હોય. મગનકાકા એ હીંચકો ચગાવતા ત્યારે ડાળીની સીધાણથી યે ઊંચે ચઢી જતા મને એ જોતા ડર લાગતો કે હમણા કાકા ઊંધે માથે થઇ જવાના, પણ સદ્‌ભાગ્યે કદી અકસ્માત થયો ન હતો એ જ હીંચકા પર દેવદાસકાકા ચડતા. મને પોતાની સામે ઊભો રાખતા અને મગનકાકા જેટલે ઊંચે નહિ, તો યે સારી પેઠે તેઓ ઊંચે ચડતા. દેવદાસકાકાની ગેરહાજરીમા હું એકલો એ હીંચકે ચડવાની હિંમત ન કરી શકતો.

ત્યા પવન બહુ જોરથી ફુંકાયા કરતો. અહીં જેવા પાતળા કાગળના પતંગો ત્યાના પવનમા ચૂંથાઇ જ જાય. ત્યા જાડા બ્રાઉનપેપરના પતંગો બનતા. દેવદાસકાકાએ એકવાર પૂરા માણસ જેટલો ઊંચો પતંગ બનાવ્યો. તેને ઉડાડવાને ભમરડાની જાળી જેટલી જાડી દોરી મેળવી અને દૂર ઊંચે ટેકરી ઉપર મને સાથે લઈ ગયા. પતંગનું પૂછડું બહુ લાંબું અને ઘાસનું ગૂંથેલું હતું, છતાં પતંગ ગોથા મારતો હતો; એટલે તેને છેડે ભારે ભારે ત્રણ નાના પત્થરોથી બાંધ્યું અને મને પતંગ હાથમા આપી પોતે દોર લઇ દૂર ગયા. પતંગ સરસ ચડ્યો પણ હજુ તેનું લાંબું પૂછડું લગભગ જમીન પર હતું. તડ તડ તડ મારા માથા પર પૂછડામાના પત્થર વાગ્યા. હું ભાગ્યો તો ફરી પત્થર વાગ્યા. હું રોવા જેવો થઈ ગયો એટલે દેવદાસકાકા જોરથી હસી પડ્યા અને પતગ ઉપર ચડાવી દીધો. ત્યારે જ મને ખબર પડી કે તેઓએ જાણી જોઇને પતંગનું પૂછડું મારે માથે મારવાનો વિનોદ કર્યો હતો. એવા જ એક પતંગ પર રાત્રે દીવો બાંધી તેમણે ઊંચે ચડાવેલો.

ટાંકીમાં ગબડવાનું એમનું સાહસ તો ભારે હતું. ફીનિક્સની ડુંગરાળ જમીન પર કૂવા ખોદવા પોસાય એમ ન હતું. પીવાના પાણી માટે દરેક ઘેર છાપરાં નીચે પતરાંની બેત્રણ માથોડાં ઊંચી ટાંકીઓ મૂકી હતી વરસાદ વરસ આખું વરસ્યા કરતો એટલે વારે વારે એ ટાંકીઓ ભરાતી અને પીવા તથા રાંધવા પૂરતું પાણી મળી રહેતું. આ ટાંકીઓ ડરબનથી બનીને આવતી અને છાપખાના પાસે ગાડામાંથી નીચે ઊતરતી. ત્યાના ચાર પૈડાવાળાં અને છખચ્ચર જોડેલા એ ગાડાં અમારા રહેવાના ટેકરા ઉપર ન ચઢી શકતાં, એથી ટાંકીને ગબડાવતા ગબડાવતા પંદર વીસ જણ પાએક માઇલ ઉપર જ્યા ટાંકીનો એટલો હોય ત્યાં સુધી લઇ જતા. એકવાર આવી ટાંકી ગબડાવવાને માણસો ભેગા થવાનો વખત થયો કે લાગ જોઇ દેવદાસકાકા અંદર ધૂસી ગયા અને ઢાંકણું બંધ કરી દીધું, જેથી કોઇને ખબર ન પડે કે અંદર કોઈ છે. દસેક ફૂટ વ્યાસની એ ટાંકીમાં ગબડતા અને ઉપર નીચે પછડાતા તેઓ ઉપર પહોંચ્યા અને ટાંકી ઊભી કરવાનો વખત આવ્યો કે ઢાંકણું ઠેલી બહાર કૂદી પડ્યા. બધાને બહુ નવાઈ લાગી! ત્યાર પછી જેટલી ટાંકીઓ આવી એ બધીમાં દેવદાસકાકા સાથે ગબડવાનો આનંદ મેં પણ લીધો. અંદર ચુપચુપ વાતો કર્યો વિના કલાકેક પડી રહેવાનો સંયમ કઠણ હતો, પણ ટાંકીમાં પોટકાં પેઠે ઓફળાવાની મજા લેવા માટે એ સંયમ અને ત્યાર બાદ મળતી ધમકીઓ અમે સહેજે સહી લેતા.

દેવદાસકાકાની સરદારી નીચે આમ ટાંકીમાં અફળાવાના સાહસની જેમ છ સાત ફૂટ ઊંચે છાપરેથી કૂદકા મારવાની હિંમત પણ મેં કેળવી. ટૂંકમાં નિશાળ વિનાના ફીનિક્સમાં અમારૂ ભણતર નહિ જેવું થયું. પણ રખડીરખડીને બીજી તાલીમ અમે ઠીકઠીક મેળવી. અમારા હાથપગ કસાયાં, માથે આવતાં વિઘ્નો ટાળતાં અમને આવડ્યું અને નવુંનવું સરજવાની હોસ જાગી.

ઉંમર વધતી ચાલી તેમ આપોઆપ અમારૂ વલણ બદલાયું. ચોરીચોરીને ખાવાનો રસ ઓસરતો ચાલ્યો અને પાવડા કોદાળી લઇ ખોદવાનું, ક્યારા કરી મેથી

મૂળા વાવવાનું, તેને પાણી પાવાનું વગેરે કરવા માંડ્યું. એ કરતાં કંટાળીએ એટલે કુહાડી લઇ વગડામાંથી ખાખરાના છોડ વાઢી લાવી કોઇ નિશાળે વૃક્ષ નીચે જમીન સાફ કરી ઝૂંપડી બનાવીએ. નાની ત્રણચાર આંગળ જાડી લાકડીઓના થાંભલા ખોડી તેના ઉપર મોભ, વળી બધું નાખીએ અને પછી પાંદડાં ને ઘાસથી છાપ્પરૂં છાઇએ. પવન, તડકો, વરસાદ, કશું ન નડે તે સારુ બુદ્ધિ ચાલે તેટલી ગોઠવણી કરીએ. ત્યાં અમે લીંપણ જોએલું જ નહિ, એટલે જમીન સરસ કરવાને લીંપવા ગૂંપવાનું અમને ન સૂઝતું; પણ છાપખાનામાંથી મોટા-મોટા નકામા કાગળો લાવી જમીન પર પાથરી સરસ આસન જમાવીએ અને ચારે જણ એમાં બેસીએ. સૂવાનું મન થાય તો વારાફરતી સૂઇએ. વળી નવા ઘરમાં બેઠે ધંધો કરવો જોઇએ એટલે છાપખાનામાં જઇ પરબીડિયાં ઉપાડી લાવીએ અને તેમાંથી જુદી જુદી જાતની ટિકિટો ભેગી કરીએ. આવી રીતે ત્રણ ત્રણ હજાર ટિકિટો ભેગી કરેલી મને યાદ છે.

બાપુજી એકવાર ફીનિક્સ આવવાના હતા ત્યારે અમે એક સુંદર ઝૂંપડી કરી હતી અને કાગળના ખડીઆ બનાવી તેમાં મીણબત્તીના દીવા કરી અમારા નાના ઘરમાં દીવાળી કરી હતી. બાપુજી તો રાતના મોડા આવવાના હતા એટલે મને તેમના આવતાં પહેલાં ઊંઘ આવી ગઈ. સવારે સૂરજ ઊગ્યા પહેલાં ઊઠી નહાઇ ધોઇ સાફ કપડાં પહેરીને હું બાપુજીને ઘેર ગયો. બાપુજી દરીઆણી ઉપર બેઠા દાતણ કરતા હતા. દરીઆણી ઘરના ઊંચા ઓટલાથી જમીન સુધી ઢાળમાં સુંદર વાવી હતી. અમે ચારપાંચ બાળકો ભેગાં થઇ ગયાં એટલે બાપુજીએ એકને આગળીએ, બીજાને ખભે, ત્રીજાને ખોળા પર એમ વળગાડ્યાં. થોડીવારે ગોટાઓ સાથેની વાતમાંથી ને દાતણમાંથી બાપુજી પરવાર્યા કે તેઓએ રમત માંડી. અમને એકએકને પોતાના માથા પરથી દરીઆણીના ઢાળ ઉપર ગબડાવી દેવા માંડ્યા. અમે દોડતા દોડતા તેમના ખભા પર ચડી બેસીએ; તેઓ ફરી પાછા ગબડાવી મૂકે. આમ અર્ધોએક કલાક રમત ચાલી અને ખૂબ હસાહસ થઇ રહી.

'નવરસ વાગ્યા જેટલો દિવસ ચડ્યો કે બાપુજી બધાં ફીનિક્સવાસીઓનાં ઘરોમાં આંટો મારવા અને સૌને કુશળ-સમાચાર પૂછવા માટે નીકળ્યા. તેઓ સાધારણ રીતે પૂછડીવાળી પાઘડી, કૉલર ટાઇ અને રંગીન કોટપાટલૂન પહેરતા, પણ ફીનિક્સમાં તેઓ એવાં ભારે કપડાં ન પહેરતા. અમને સાથે લઇ ફરવા નીકળ્યા ત્યારે તેમણે મચ્છરદાની જેવા જાળીદાર કપડાનું બાંડીઉં અને ધોળું પાટલૂન પહેર્યું હતું. એમનું એ જાળીદાર પહેરણ મને એટલું રૂપાળું લાગ્યું કે ઘણી વાર સુધી હું એકી ટશે એને જોઇ જ રહ્યો અને મનમાં થયું કે મને પણ આવું પહેરણ મળે તો કેવું સારું? પણ હું કોની પાસે માગું? મેં મનમાં સમાધાન માન્યું કે સોનાના દાંત અને જાળીદાર પહેરણ તો બાપુજી જેવા મોટા માણસથી જ પહેરાય. બાપુજીની પાછળ પાછળ અમે બાળકો પણ એમની આંગળી પકડી ચાલ્યા. હું એમનું જાળીદાર પહેરણ જોવામાંથી પરવાર્યો ને આજુબાજુ જોયું તો અમારી ટોળીમાં રામદાસકાકા ન દેખાયા; એટલે મેં બૂમ મારી: 'લામદાશકાકા એ લામદાશકાકા!' બાપુજીએ તુરત મને બોદો પાડતાં કહ્યું 'લામદાશ શું કહે છે, રામદાસ બોલ!' મેં ફરી કહ્યું 'લામદ શ.' એટલે બાપુજીએ અમને બધાને કહ્યું 'છોકરાઓ બોલો. હિપ્ હિપ્ હુર્‌ર્‌ર્‌રે.' બધાએ બાપુજીથી પણ ઊંચે સાદે સાદ મેળવ્યો, 'હિપ્ હિપ્ હુર્‌ર્‌ર્‌રે'. બાપુજીએ ફરી ફરી ઊંચે સાદે અમને એ બોલાવ્યું આખું ફીનિક્સ ગાજી ઉઠ્યું. પાંચ છ વાર હુર્‌ર્‌ર્‌રે બોલાવી લીધા પછી બીજાને બંધ કરી મને એકલાને બોલાવ્યું હું બરાબર બોલ્યો એટલે પછી મને કહે બોલ 'હર્‌ર્‌ર્‌ર્ રામદાસકાકા'. હું બોલ્યો 'હર્‌ર્‌ર્ રામદાસકાકા'. અનેકવાર એ રીતે કરાવ્યા પછી મારો સુધારો થયો અને ત્યારે જ હર્‌ર્‌ર્‌ર્ રામ-દાસકાકા કહેવાના ત્રાસમાંથી હું છૂટ્યો. સુધારો એ બાપુજી પાસેથી મને મળેલો પહેલો પાઠ હતો. તે દિવસ પછી આજ સુધીના જે અસંખ્ય પાઠ તેમણે મને આપ્યા તે એટલા જ વાત્સલ્યથી અને સહૃદયતાથી આપ્યા અને એમનું શીખવેલું હંમેશાં તાજું રહ્યું.

બાપુજી ફીનિક્સમાં અવારનવાર આવ્યા કરતા, પણ દરેક વખતના તેમના આગમનના પ્રસંગો મને સ્પષ્ટ યાદ નથી. આજે એમની સાથેના રમતની વાત કહી એ એક વેળાની જ હોય અથવા તો જુદેજુદે વખતે યે એ બન્યું હોય, પણ એ દરીઆણી ઉપરથી ગબડવું તેમની સાથે સાથે ગપ્પે ફરવું, તેમનું જાળીદાર પહેરણ વગેરે દશ્ય મને ચિત્રવત્ પ્રત્યક્ષ સાંભરે છે. એકવાર

ને વિજ્ઞાનીઓની નજરમાં 'જાદુગર' ઠર્યો હતો! એવામાં એક જુદી જ તરકીબ લડાવવાનું તેને મન થઇ આવ્યું. અમેરિકાના કૃષિવિભાગને તેણે પોતાના પ્રયોગોનો રિપોર્ટ મોકલ્યો. એનો ઉત્તર આવ્યો: તે જો અમેરિકા જાય તો તેને સારો જેવો ફરમાયો આપી, પોતાના પ્રયોગક્ષેત્રોનો તેને અધ્યક્ષ બનાવવા સુધી અમેરિકાની સરકાર તૈયાર હતી!

છતાં, રશિયાની સરકાર હજુ યે કંઇ સગવડ કરી આપે એ આશાએ મિચૂરિને કૃષિવિભાગમાં ફરી રિપોર્ટ મોકલ્યો. રિપોર્ટ વંચાયો ને દમામદાર કપડાં ને સેંટની ખુશબૂથી ભરપૂર, ઝારના કૃષિવિભાગનો અફસર મિચૂરિનને ઝૂંપડે આવી પહોંચ્યો. પોતાનો બધો રોષ ઠાલવતો એ બોલ્યો, 'તને અમેરિકા જવું છે? રશિયા છોડવું છે? હું તને ક્યાંય પણ જવાની મનાઇ ફરમાવું છું.' એટલું કહેતો દમામભેર એ પાછો ચાલ્યો ગયો.

ભલે પોતાને રશિયા છોડવાની મનાઈ થઈ હતી પણ રશિયા બહાર તો પોતાની કદર થઇ જ હતી; આ પ્રોત્સાહને મિચૂરિને હોંશભેર પોતાના પ્રયોગો ચાલુ રાખ્યા ને તેમાં એ એટલો રત બન્યો કે ૧૯૧૪માં મહાયુદ્ધ જાગ્યું તેની યે દૂરને ખૂણે પડેલા મિચૂરિનને કંઇ ખોજખબર ન હતી. એ તો ફળો સાથે ઠંડી ગરમીના યુદ્ધમાં ગુંથાએલો હતો.

ને રશિયામાં મહાન ક્રાન્તિ થઇ ગઇ, તેથી યે મિચૂરિન તો અણવાકેફ જ રહેલો. નવી ક્રાન્તિકારી સરકાર તેના પ્રયોગ-ક્ષેત્રોની જમીન લઇ, તેમાં બટાટાની ખેતી કરવા માગે છે એમ લોકોએ જ્યારે તેને કહ્યું ત્યારે જ આ ક્રાન્તિની તેને ખબર પડી.

આ સમાચાર મળતાં વેંત પોતાનો પુરાણો કોટ પહેરી, હાથમાં લાકડી સાથે તે અધિકારીઓને મળવા ઊપડ્યો. 'હું તમારી સાથે રહી કામ કરીશ, પણ મહેરબાની કરી મારી જિંદગીભરની મહેનત બરબાદ ન કરો.' એની આજીજી-ઓએ આખરે અધિકારીઓને પીગળાવ્યા ને તેના ઉદ્યાનોમાં કશી દરતનદાજી કરવામાં ન આવી.

ઑક્ટોબરની લાલ ક્રાન્તિ બાદ જાગેલા ગૃહયુદ્ધમાં ટ્રૉ-ટ્સ્કીએ ઝાર પક્ષને નેસ્તનાબૂદ કર્યો ને મોસ્કોના ક્રેમલિનમાં બોલ્શેવિક સત્તાની જમાવટ થઇ ગઇ ત્યારે લેનિને દેશના પુનર્નિર્માણનું કાર્ય હાથ ધર્યું. ઇ. ૧૯૨૧માં રશિયન વિજ્ઞાની વાવીલોવને ક્યૂથર બરબૅંકના બાગો જોવા કૅલિફૉર્નિયા મો-કલવામાં આવ્યો.

વાવીલોવ આ બાગોનું નિરીક્ષણ કરી રહ્યો હતો ત્યાં જ તેના અધ્યક્ષે તેને સવાલ કર્યો; 'હા, એ તો કહો કે મિચૂરિનનું સ્વાસ્થ્ય તો બરાબર છે ને? એના પ્રયોગો કેમ ચાલે છે?'

વાવીલોવ શો ઉત્તર આપે? આશ્ચર્યચકિત આંખે એણે તો પૂછ્યું, 'કયો મિચૂરિન?'

'આઇવન મિચૂરિન, વનસ્પતિશાસ્ત્રનો મહાન રશિયન વૈજ્ઞાનિક!'

'મેં તો એનું નામ પણ નથી સાંભળ્યું!'

'હેં, મિચૂરિનનું નામ પણ નથી સાંભળ્યું? ફળોના વિશ્વકર્મા મિચૂરિનનું!! આ સામે છોડ દેખાય છે એ મિચૂ-રિનનું જ છે. તદ્દન જંગલી અવસ્થામાંથી એને તે આ સ્થિતિ પર લાવ્યો છે. અમારા અખતરાઓમાં એ અમૂલ્ય મદદ આપી રહ્યો છે.'

વાવીલોવે એ જ દિવસે આ રિપોર્ટ મોસ્કો મોકલ્યો. ક્રેમ-લિનમાં બેઠેલા લેનિને કોસ્લોવના બોલ્શેવિક અધિકારીઓ ઉપર તાર પર તાર કર્યા, 'મિચૂરિનને જોઇએ તેટલી જમીન ફોરન આપી દો. એ જેટલા પૈસા માગે એટલા પૈસા આપી દો. જેટલા ઓજારો જોઇએ એટલા ઓજારો. જેટલા મજૂરો જોઇએ એટલા મજૂરો તેને આપો. તેણે જે કંઇ લખ્યું હોય તે પ્રકાશિત કરો.'

આ રીતે આખરે મિચૂરિનની રશિયાએ કદર કરી પણ ક્યારે? સડતાળીસ વર્ષના તેના સતત પરિશ્રમ બાદ! અડસઠ વર્ષની વયે! પણ એટલી કદરસનાશી યે મિચૂરિનને નવું બળ આપવા પૂરતી હતી. નવા સહકારીઓ સાથે હોંશભેર તે પોતાના પ્રયોગો પર મંડી પડ્યો. સિત્તેર વર્ષનો એ થયો ત્યારે બોલ્શેવિક સરકારની આજ્ઞાથી તેની જયંતી ખૂબ ધામધૂમથી ઉજવવામાં આવી. રશિયાભરની વૈજ્ઞાનિક સંસ્થાઓએ તેને અભિનંદવા પોતપોતાનું ડેપ્યુટેશન ત્યારે તેની પાસે મોકલ્યું હતું.

હવે તો મિચૂરિન ઉત્તર રશિયાના બર્ફિસ્તાનમાં શાસખરી નાસપતિ, અંગૂર વગેરે અનેક રસીલાં ફળો ઊછેરે છે. એ વૃક્ષોની ઉત્પત્તિ ખૂબ જટિલ છે. એક જ ઝાડની કલમ એક એક કરીને કેટલા યે ઝાડો પર લગાવ્યા બાદ જ ત્યાંની ઠંડી-માં ફળ આપવા યોગ્ય બને છે. હજુ સુધી તે ત્યાં લીંબુ પેદા નથી કરી શક્યો, પણ કહે છે કે, 'હજી જો હું પચીસ વર્ષ જીવતો રહું તો કૉસ્લોવમાં લીંબુ પણ પેદા કરી દઈશ.'

મિચૂરિનના પરિશ્રમે જ પશ્ચિમ સાઈબીરિયામાં બદામ-ની પેદાશ થઇ શકી છે. ઉત્તર અમેરિકા અને મંગોલિયાની બદામના મિશ્રણથી તેણે તે ઉત્પન્ન કરી છે. વળી એના 'ઉત્તરી સૌન્દર્ય' નામનાં ફળો તો ઇર્કુટસ્કની બરફમાં યે ઉત્પન્ન થાય છે ને ચીનના જંગલનું બીજું એક વૃક્ષ 'એકટીનીડિયા' ઉગાડવા સારુ તો તેને જુદાજુદા ચાલીસહજાર વૃક્ષો પર કલમ બાંધવી પડી હતી!

આજ મિચૂરિનનું વય બ્યાસી વર્ષનું છે. હજુ એ પ્રયોગો કરે છે. કાનની શક્તિ કમી થઇ છે, પણ નજર જેવી ને તેવી તેજ છે. —બ્રજમોહન વર્મા (વિશાલ ભારત)

## બૉમ્બે નૅચરલ હિસ્ટરી સોસાયટી

તા. ૧૫મી સપ્ટેમ્બર ૧૮૮૩. મુંબાઈમાં એક વેપારીની પેઢીમાં આઠ ઉત્સાહી યુવાનો એકઠા થયા. ૭ અંગ્રેજ, બે હિંદુ, બેએક વેપારી, થોડા સરકારી નોકર, એક મીઠાનો ઈન્સ્પેક્ટર, ત્રણ ડાકતર. ભેગા મળી એમણે સંકલ્પ કર્યો કે

આજથી આપણે નવરાશના વખતે, મહિનામાં એક વાર એક સ્થળે મળવું પ્રાણીજીવનના આપણા અભ્યાસ અને અનુભવની આપલે કરવી. આનો શોખ જેને હોય તેમને આપણા મંડળમાં ભેળવવા. આમ આપણો ઉત્સાહ વધશે હિંદુસ્તાનનાં પ્રાણીઓ વિષેનું જ્ઞાન પણ વિશાળ થતું જશે. ફી નામની.

આ નિશ્ચય તો કર્યો, પણ ભેગા ક્યાં થવું? ઘણો વખત તો રાણીના બાગમાં બધા મળ્યા પણ એમ કંઇ રોજ બને? ભાડે સ્થળ લે, પણ પાસે પૈસા પૂરતા ન મળે. ભારે મૂંઝવણ. ત્યાં મંડળના અદમ્ય ઉત્સાહવાળા મંત્રીએ કહ્યું કે ચાલો મારી પેઢી પર. મારા કારકુનો બેસે છે તે વિશાળ ઓરડો તમને સોંપું છું. દહાડે મારો ધંધો ચાલશે સાંજે આપણે મળીશું.

ગાડું આગળ ચાલ્યું સભ્યો વધવા લાગ્યા. એકે આ પુસ્તક આપ્યું. બીજાએ બીજું આપ્યું લાગવગથી મુંબઇ સરકાર પાસેથી પણ થોડાં પુસ્તક પડાવ્યાં. હવે નવા સ્થળની જરૂર પડી. તપાસ કરતાં ક્યાંયે અનુકૂળ ન પડે. ફરી પેલા મંત્રી તરફ નજર ગઇ. એની ઑફિસનો જ અરધો ભાગ આપણને ભાડે મળે તો? દરખાસ્ત મુકાઇ, ભલા મંત્રીએ નામનું ભાડું લઇ મકાન આપ્યું

આજ સુધી ભાષણો થતાં. વાતો કરી બધા વીખરાઇ જતા. અભ્યાસને ઝાઝો અવકાશ ન હતો. એટલે એ તરફ ધ્યાન દોરાયું. મંડળની પ્રવૃત્તિઓ વ્યવસ્થિત થવા લાગી. વ્યાખ્યાનો બંધ થયાં. એકને સ્થળે હવે દરેક મહિને પાંચ મીટિંગો થવા લાગી. દરેકની અંતરંગ વ્યવસ્થા જુદી. એકમાં માત્ર સ્તનપાયી પ્રાણીજીવનની જ ચર્ચા; બીજીમાં જંતુઓ; એકમાં સરીસૃપ અને માછલાં; ચોથી પક્ષીજીવનનું સંશોધન કરે. વનસ્પતિના અભ્યાસ માટે પણ એક વિભાગ હતો જેનો જે પ્રિય વિષય તે વિભાગમાં તે ભાગ લે. આને અંગે નમૂનાનો પણ સંગ્રહ વધ્યો.

હવે જરૂર પડી મુખપત્રની. મંડળની વિવિધ પ્રવૃત્તિઓને અંગે પ્રાણીજીવન વિષેની અત્યંત મહત્ત્વની શોધો મંડળના ચોપડે નોંધાતી. પણ એના જ્ઞાનનો ફેલાવો કરવો શી રીતે? એટલે નવું સાહસ ઉઠાવ્યું. તા. ૧ જાન્યુઆરી ૧૮૮૬ને રોજ મંડળ સ્થપાયાને બે વર્ષ થયા પછી, મુખપત્રનો પહેલો અંક છપાઇ બહાર પડ્યો.

આ મંડળ તે બૉમ્બે નૅચરલ હિસ્ટરી સોસાયટી

એની કચેરી ૬ ઍપોલો સ્ટ્રીટ, શરૂઆતથી આજ સુધી એક જ સ્થળે છે.

એ મુખપત્ર તે સોસાયટીનું જર્નલ. ૫૦ વર્ષ ઉપર એનો પહેલો અંક નીકળ્યો હતો: એના ૩૮મા વૉલ્યુમનો છેલ્લો અંક મને ગયે મહિને જ મળ્યો. પહેલા અંકમાં ૩૦ પાનાં હતાં: આજે એ બાર પંદર મહિનાના ગાળામાં ૧૦૦૦–૧૫૦૦ પાનાનું વાચન આપે છે

ભારતવર્ષના સમગ્ર પ્રાણીજીવનનો અભ્યાસ કરવાનો એનો પ્રધાન હેતુ. ભેગી વનસ્પતિ પણ હોય. એ હેતુ સિદ્ધ કરવા એના સભ્યો દેશના ખૂણેખાંચરેથી શોધીશોધીને અનુભવમાં આવેલી પ્રાણીજીવનની હકીકતો મંડળને મોકલે છે. હજારો રૂપિયા ખરચીને મંડળે ભારતવર્ષનાં સ્તનપાયી પ્રાણીઓની સમગ્ર યોનિઓનો અભ્યાસ (Mammal Survey) કર્યો છે વિવિધ સ્થળનાં પંખીઓ, એમના માળા વગેરેની માહિતી એકઠી કરી છે. એક પણ સાપ, એક પણ પતંગિયું, એક પણ હડીલો વાણિયો એવો નથી કે જેનું અસ્તિત્વ જાણવામાં હોય છતાં મંડળના ત્રૈમાસિકમાં તે ન નોંધાયો હોય. એના ત્રૈમાસિકના અંકો ભારતવર્ષના પ્રાણીજીવનનો સર્વોત્તમ એન્સાઇક્લોપીડીઆ છે.

એની પ્રવૃત્તિઓ સર્વતોમુખી છે. મુંબાઇમાં કાળાઘોડા પાસેનું મ્યૂઝિયમ તમે જોયું છે? એમાનો અદ્વિતીય પ્રાણીસંગ્રહ આ સોસાયટીની જ બક્ષિસ. આજે પણ એની વ્યવસ્થા સોસાયટીના હાથમાં છે.

વળી એ કેવળ વિદ્વાનો કે તદ્વિદોનું મંડળ નથી એમાં કેવળ અભ્યાસીનું પણ સ્થાન છે. આઠ ઉત્સાહી સજ્જનોએ એનો આરંભ કર્યો. આજે આ સંસ્થાના હજારો સભ્યો છે. વાઇસરૉય, ગવર્નરો, રાજા મહારાજાઓ, પ્રોફેસરો, નિષ્ણાતો અને મારા-તમારા જેવા અભ્યાસીઓ તેમ યુરોપ અમેરિકાના વિદ્વાનો પણ એના સભ્ય થવામાં ગૌરવ માને છે. યુરોપ અમેરિકાના અનેક મ્યૂઝિયમ, સોસાયટીઓ પણ એનાં સભાસદ છે. એના ત્રૈમાસિકમાં દર્શાવેલા અભિપ્રાયની ખૂબ પ્રતિષ્ઠા મનાય છે.

પણ ગુજરાતનું શું?

બૉ૦ નૅ૦ હિ૦ સોસાયટી તો સમગ્ર ભારતવર્ષની સંસ્થા. એની વિશાળ દૃષ્ટિમાં ગુજરાત જેવા નાના પ્રદેશના પ્રાણીજીવનના સમગ્ર અવલોકનને સ્થાન ન જ હોય એ અર્થે તો આપણે ગુજરાતીઓએ જ પ્રયત્ન કરવો રહ્યો

આપણે જાણીએ છીએ પણ કેટલું? ગુજરાતમાં માત્ર પક્ષીઓની જ યાદીઓ થઇ છે,—એ ત્રણ અંગ્રેજોના હાથે. તેમાં યે છેલ્લી યાદી છપાયે ૪૦–૪૫ વર્ષ થયાં. સ્તનપાયી વર્ગનો અભ્યાસ સોસાયટીની 'મૅમલ સર્વે'એ કર્યો છે: પણ અધૂરો, ઉપરચોટિયો જ બીજાં બધાં પ્રાણીઓ તો હજુ અંધારામાં જ છે. આપણા સાપ, આપણાં જંતુઓ આ બધાંનો અભ્યાસ થયો નથી. સમગ્ર ભારતવર્ષમાં પહેલે સ્થાને મુકાય એવાં મીઠા પાણીનાં માછલાંથી આપણી સાબરમતી અને વાત્રક જેવી નદીઓ ઊભરાય છે. પણ એની કોણે શોધ કરી?

પ્રાણીજીવનનો અભ્યાસ કરનારા આપણે ત્યાં છે: થોડા ઉત્સાહી યુવાનો. પણ બધા છૂટાછવાયા. એ બધા એકઠા થાય, એમના પ્રયત્નોનો સમન્વય થાય, એમની નિયતકાલિની પ્રવૃત્તિઓ કેન્દ્રસ્થ બને તો ગુજરાતના પ્રાણીજીવનનો અભ્યાસ કેટલો આગળ વધે! પાંચેક વર્ષમાં તો આપણે આખા

ઑસ્ટ્રિયાના પરદેશમંત્રી પ્રિન્સ મેટરનિકે એક વખત લૉર્ડ ડડલીને કહ્યું, 'અમારા વીએનાના સાધારણ લોકો પણ સારા ભણેલા અંગ્રેજો કરતાં વધુ સારું ફ્રેન્ચ બોલે છે.' ડડલીએ જવાબ દીધો: 'કારણ, નેપોલિયને બબ્બે વાર તોપને ગોળે તમને એ શીખવી છે; પણ ઇંગ્લંડમાં એ તેમ કરી શક્યો નથી!'

અનેકાર્થી શબ્દ: વેધ=છિદ્ર, વેહ; દોષ, બાધ; જખમ; વેધન; ગ્રહો વગેરે આકાશીય પદાર્થોની ગતિ, સમય વગેરેનું નિરીક્ષણ; ખોડ: સગવડ; સૂર્યગ્રહણ પૂર્વે ચાર પ્રહર અને ચન્દ્રગ્રહણ પૂર્વે ત્રણ પ્રહરનો સૂતકનો સમય; ખાર, દ્વેષ; સુતાર કે કડિયાના કામમાં શાસ્ત્રીય દોષ; ગણિતની પરિભાષામાં 'કોઑર્ડીનેટ ઑફ ઝેડ'

કહેવતોના અર્થ: 'બાંધી મૂઠી લાખની' એટલે કોઇ બાબતનો ભરમ જ્યાં સુધી ઉઘાડો ન પડ્યો હોય ત્યાંસુધી એ વાતની કીમત. ભરમ ફૂટતાં એની કીમત કોડીની યે નથી રહેતી એટલે કહેવાય છે કે, 'બાંધી મૂઠી લાખની, ઉઘાડી વા ખાય' 'પાદડાનો પણ પડદો સારો', 'ભરમ ગયો તેનું ભૂષણ ગયું' વગેરે એ અર્થની જ કહેવતો છે.

અગણિતગમ્મત

કોઇ પણ એક રકમ ધારો; તેને છએ ગુણો; ફરી છએ ગુણો; હવે કોઇ પણ સંખ્યા વડે ગુણો; તેમાં સાત ઉમેરો; ફરીથી છ વડે ગુણો; હવે ઉત્તરમાં જે રકમ આવી તેના આંકડાનો, એક જ અંક આવે ત્યાં સુધી સરવાળો કર્યે જાઓ. જવાબ ૬ જ આવશે!

અમેરિકાના ન્યુ હૅમ્પશાયર ગામડામાં માત્ર છ જ જણા વસે છે ને એ બધાંની વય નેવુ ઉપર છે.



ડાબેથી જમણે જતી આ બે કમાનો પર તાકી રહો. થોડી જ વારે તેનો ક્રમ બદલાએલો જણાશે અને તે જમણેથી ડાબે નીચે ઉતરતી જતી લાગશે

નેવુ રતલ પારાની લ્હેલોછલ ભરેલી બરણી કોઇ માણસ ધારે તો કદાચ સહેલાઇથી ઊંચકી લઇ શકે; પણ એ જ બરણીમાં જો એના ત્રીજા ભાગનો એટલે કે ૩૦ રતલ જ પારો ભરેલો હોય તો તે ઊંચકી લઇ જવી અશક્ય છે; કારણ ચાલવાથી પારો હાલે, અને પારાનો છલકાટ એટલો જબ્બર હોય છે કે ભલા ભલાનાને પણ ભોંયભેગો કરીદે

કાચના બૂચવાળી શીશીનો બૂચ સજ્જડ થઇ ગયો હોય તો તેના ગળાની આસપાસ મજબૂત દોરીના બે આંટા લઇને કોઇ પાસે શીશી પકડાવી સાંકડીની દોરી ગાફક ઝડપથી તે દોરીને ફેરવજો એથી શીશીના ગળાને ઘર્ષણથી ગરમીને લીધે બૂચ ઢીલો પડી જશે

પવનની વધુમાં વધુ ઝડપ કલાકે ૫૦૦ માઇલની નોંધાઇ છે.

ઠંડી, ભય, પીડા કે ફરફેરાટની જેમ જ કર્કશ અવાજ સાંભળતાં પણ આપણી રકતવાહિનીઓ સંકોચ પામે છે.

એક શેર રેશમ બનાવવા શેતુરના ૨૩૦૦ કીડા જોઇએ ને એટલાજ વજનની જાળ બનાવવા કરોળિયા ૨૭,૬૦૦!

કાદવના ડાઘ પર મેથીલેટેડ સ્પિરિટ અજમાવી જોજો





'કોઇપણ ગોળ વસ્તુની આસપાસ દોરી વીંટાળીને તેના પકડમાં લઇ એને ગોળ ફેરવી શકાય છે એ કલ્પના અને શોધે આજના યંત્રશાસ્ત્રમાં મોટો ફાળો આપ્યો છે એ યુક્તિના જે વિવિધ ઉપયોગો માનવજાતે આજસુધીમાં સાધ્યા છે તેમાંના થોડાક બાજુના ચિત્રોમાં અનુક્રમે બતાવ્યા છે પહેલેથી: પ્રાથમિક માનવે ધનુષની દોરી વીંટીને કાણનેકું આજની શારડીનું સ્વરૂપ; કાષ્ઠ ઘસીને અગ્નિ પ્રકટાવવાની બે જુદીજુદી રીતો; વિવિધ જાતના હાથેથી ચલાવાતા સંઘેડા, અને છેવટે આજનો યાન્ત્રિક સંઘેડો—લેથ.



# નવચેતન

એપ્રિલ : ૩૯ના અંકથી દર માસે
૧૦૮ પાનાંનું વાંચન તેમજ
અનેક ચિત્રો આપે છે

**આ નવા, દળદાર ને આકર્ષક**
**'નવચેતન'ના જરૂર ગ્રાહક બનો**

વાર્ષિક રૂ. ૬॥= હિંદ બહાર રૂ. ૮॥
છૂટક રૂ. ૦॥।

**'નવચેતન' ઑફિસ**
૨૫ પોલાક સ્ટ્રીટ, કલકત્તા

## ઘરનું ઘરેણું



અનેરૂપું ખાણ કે હીરામોતી એ સાચું ઘરેણું નથી. ઘરનું સાચું ઘરેણું તો સંસ્કારપોષક વાચન તથા વસ્તુઓ છે. શિષ્ટ અને સંસ્કારી કલાનો ઊંચી પસંદગીનો ચિત્ર-સંગ્રહ એ પણ એવું મોંઘું ઘરેણું છે. અવકાશે જે મનને રંજન ને રસાન આપે તથા જે એકલો ઘરના સૌ માણસોને સંસ્કારી આનંદ આપી શકે એવો ચિત્રસંગ્રહ

### ચિત્રશતક

સો ચિત્રોનું આલ્બમ

કુમાર કાર્યાલય ... અમદાવાદ

## બાવીસ વાર્તાઓ

દસ મર્માળા હાસ્યની અને
બાર મસ્ત પ્રણયની

...

ગુજરાતના શરૂઆતના નવલિકાલેખકોમાં
જે મોખરામાં પ્રકાશ્યા તે
'મલયાનિલ'ની એ કૃતિઓ

...

રવિશંકર રાવળ, કનુ દેસાઈ, રસિકલાલ પરીખ ને
સ્વ. ત્રિભુવન પટેલનાં ચિત્રો સાથે, સુંદર રૂપરંગમાં
કીમત બે રૂપિયા · પોસ્ટેજ જુદું

# ગોવાલણી અને બીજી વાતો

મળવાનાં ઠેકાણાં : કુમાર કાર્યાલય અમદાવાદ
આર. આર. શેઠની કંપની · પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબાઈ ૨